અખંડ આનંદ

વર્ષ ૨, અંક ૯]　　　તંત્રી • સોપાન　　　[ જુલાઈ ૧૯૪૯

# મનની જાગૃતિ

રસ્તે ચાલતો માણસ આંખ ઉઘાડી રાખીને ચાલે છે છતાં એ કેટલીકવાર ગમે ત્યાં અથડાઈ પડતો માલૂમ પડે છે કાનમાં પૂમડાં ન મૂક્યાં હોય છતાં આપણે કેટલાક અવાજો સાંભળી શકતા નથી નાક તો ખુલ્લું જ રહે છે છતાં દરેક વખતે આપણને સુગંધ-દુર્ગંધનું ભાન રહેતું નથી સ્પર્શેન્દ્રિયનું પણ એવું જ છે, આપણે દરેક સ્પર્શનો સાચો અનુભવ પારખી શકતા નથી જમીએ છીએ અને સ્વાદ પણ કરીએ છીએ છતાં હમેશ ભોજનના સ્વાદ પારખવાની જાગૃતિ આપણામાં હોતી નથી

આમ શાથી બનતું હશે તે સમજવાનું કઠિન નથી ઇંદ્રિયોને જાગ્રત રાખનારું બળ મન છે, અને જ્યારે એ સૂતેલું હોય છે ત્યારે ઇંદ્રિયો જાગ્રત રહી શકતી નથી અને મન જ્યારે જાગ્રત હોય છે ત્યારે ઇંદ્રિયો સાવ જડ ન થઈ ગઈ હોય તો સૂક્ષ્મ ગંધ સ્વાદ, નાદ, દૃશ્ય, સ્પર્શ પારખી લે છે

એમાં તો શંકા જ નથી કે જેનું મન જાગ્રત રહેતું નથી તેની ઇંદ્રિયો જાગૃતિ અનુભવી શકતી નથી એ માનવી શ્વાસોચ્છ્વાસ લેતો હોવા છતાં લગભગ જડ પદાર્થની પેઠે જ જીવતો હોય છે આવો માણસ જે કાંઈ કરે છે તે ટેવ પ્રમાણે કરે છે પશુઓ પણ એમ જ કરે છે પરિણામે આવા માનવીનો વિકાસ પશુની પેઠે રૂંધાઈ જાય છે નવું કંઈ એને સૂઝતું નથી અને નવું શોધવા માટે એ કદી મથતો નથી

મન લેશમાત્ર જાગ્રત ન હોય એવી સ્થિતિ તો કલ્પી શકાતી નથી, કારણકે તો તો જીવી શકાય જ નહિ પરંતુ જાગૃતિનું પ્રમાણ નહિ જેવું હોય અને તેમાં ઉમેરો થતો જ, ન હોય એવું હોઈ શકે છે સમાજના કરોડો માણસો આ રીતે જ, ટેવ પ્રમાણે જ, જીવતા માલૂમ પડે છે બીજી બાજુ જેઓ ટેવ પ્રમાણે નહિ પરંતુ પોતાના વિચારે કે માન્યતાને અનુસરીને જીવતા માલૂમ પડે છે તેઓ પ્રગતિ કર્યા વિના રહેતા નથી પ્રગતિનું પ્રમાણ મનની જાગૃતિ જેવું જ લગભગ રહે છે

મનની જાગૃતિ વિચારમાંથી પેદા થાય છે વિચાર એ જ મનના અસ્તિત્વની નિશાની છે વિચાર અને તરંગ, વિચાર અને કલ્પના, વિચાર અને આકાંક્ષા—આ બધું પરસ્પર સંબંધ ધરાવે છે, પરંતુ તે એક નથી વિચાર કરવાની, વિચારીને જ કંઈ પણ કરવાની જો ટેવ પડે તો મનની જાગૃતિ વધતી જાય.

શ્રી

પારિસની નગરદેવતા

# સન્ત જેનીવીવ

*

## શ્રી. દેસાઈ વાલજી ગોવિંદજી

હિંદુધર્મના ને મુસ્લિમધર્મના જ્યોતિર્ધરો કે ધર્મસંરક્ષકો હમેશા જેમ ઉચ્ચ, ઉમદા ને ઉજળિયાત વર્ગમાથી જ નથી આવ્યા તેમ ખ્રિસ્તી ધર્મના નાનાનાના ધર્મદીપકોનું પણ બન્યું છે અત્યંત સામાન્ય લાગતી એવી ગામડાગામની અભણ એવી એક નારી–ગોવાલણ પણ દૃઢ સંકલ્પ, નિશ્ચયબળ ને કર્તવ્યભાવથી પોતાના રાષ્ટ્રની કેવી ઉન્નતિ સાધી શકે છે તે આ કથામાં લેખકે સાદી અને સરળ રીતે જણાવ્યું છે.

વિક્રમ સંવત ૪૮૫માં પારિસ આગળ આવેલા નાંતેર નામે ગામડામાં જેનીવીવ નામે એક નાનકડી ગોવાલણ રહેતી હતી, જેનીવીવ સાત વર્ષની જ હતી, તો પણ નિત્ય ઊઠીને ઘેટાં ચારવા જાય ને સાંઝે ઘેર આવે.

બિશપ જર્મેનસ નામે એક મોટો તથા ભલો ધર્માચાર્ય એક દિવસ આ ગામમાં આવી ચઢ્યો, ત્યાં રાતવાસો કર્યો, દેવળમાં કથા કરી, અને ગ્રામવાસી પોતાનાં છોકરાંને એની પાસે લઈ આવ્યા, તેણે માથે હાથ મૂક્યો.

આ છોકરાંમાં જેનીવીવ પણ હતી. જર્મેનસે એને જોઈ, ને પૂછ્યું, 'આ છોકરી કોણ છે?'

ગામનો પાદરી કહે, 'એ વૃદ્ધ ને નિર્ધન ગ્રામવાસીની એ છોકરી છે.'

જર્મેનસ બોલ્યો, 'એનાં માબાપ અહીં છે? હોય તો બોલાવો.'

માબાપ આવ્યાં એટલે જર્મેનસ કહે, 'આ છોકરીની રક્ષા કરજો, કારણ એને હાથે મોટાં કામ બનવાનાં છે. કહે, ગગી, ભગવાનની તથા દેશની સેવા કરવાનુ તને મન નથી?'

જેનીવીવ બોલી, 'મને બહુ મન છે.'

જેનીવીવ પંદર વર્ષની થઈ, એટલે એણે સંન્યાસની દીક્ષા લીધી, પણ પોતાના ગામમાં જ રહી. ગ્રામવાસીને કાંઈ દુઃખ હોય તો તે જેનીવીવ આગળ આવે; જેનીવીવ એને આશ્વાસન આપે, એના વતી ઈશ્વરને પ્રાર્થના કરે ને એને સહાયતા કરે; માંદા માણસની સેવા કરે. માંદાંમાંથી લોકો એટલાં બધાં સાજાં થાય કે ગ્રામવાસીઓને મન તો જેનીવીવ જાણે ચમત્કાર કરે છે.

માબાપ મરી ગયા પછી જેનીવીવ પારિસ આવી, ત્યાં તો વાત આવી કે આત્તિલા નામે હૂણનો રાજા પારિસ ઉપર ચડાઈ કરીને આવે છે. પારિસવાસીને તો ફાળ પડી, પણ જેનીવીવે ગલીએ ગલીએ ફરીને લોકોને ધીરજ આપી. સ્ત્રીઓને એણે કહ્યું, 'બહેનો, આપણે જાગરણ કરીને પ્રાર્થના તથા ઉપવાસ કરિએ, અને પુરુષો લડવાની તૈયારી કરે. ભગવાન ઉપર આસ્થા રાખો ને પ્રાર્થના કરો.'

આમ સ્ત્રીઓ દેવળમાં ભજન કરે છે ત્યાં જેનીવીવે પુરુષોને શસ્ત્રસજ્જ થઈને પોતપોતાને સ્થાને ગોઠવાઈ જવા કહ્યું.

પણ ત્યાં તો સમાચાર આવ્યા કે આત્તિલાએ પોતાનો વિચાર ફેરવ્યો છે; પારિસ આવવાને બદલે ઓર્લિઅન્સ જાય છે. પારિસવાસીએ જાણ્યું કે આ જેનીવીવની પ્રાર્થનાના પ્રતાપ છે.

*

ઉપલા બનાવ પછી થોડેક વર્ષે ચિલ્પેરિક નામે રાજાએ પારિસ શહેરને દસ વર્ષ સુધી ઘેરો ઘાલ્યો.

લોકો તો ભૂખે મરવા માંડ્યા, ને જેનીવીવ આગળ મ ? તથા અન્ન માગ્યાં, પણ એનાથી શું બને ? એની આગળ ગામનો કોઠાર હતો એમાંથી તે રોજ દૂબળાંમાં દૂબળાંને દાણા આપતી બીજાને સારુ એ આંસુ સારે, દિલાસાનાં બે વેણ કહે, પ્રાર્થના કરે પણ ખાવાનું ક્યાંથી આપે ?

રોજ જેનીવીવ નગરના ગઢ ઉપર ચડે ને નદીપાર દૃષ્ટિ કરે, પણ ત્યાં તો શત્રુનો પડાવ હતો ને ક્યાંયથી મદદ આવતી નહોતી હજારો માણસ ભૂખે મરી ગયાં એની રાડ સાંભળી જાય એમ નહોતી

જેનીવીવને થયું કે પોતે કાંઈક કરવું જ જોઈએ, એટલે એ નદી કાંઠે ગઈ ને ત્યાં નાવ ચલાવનારા નાવિક હતા એને કહ્યું 'મારા ભેળા આવો તો આપણે નાવમાં બેસીને સીન નદીને કાંઠે ગામડાં છે ત્યાં જઈને દાણા લઈ આવીએ.'

'એ ન બની શકે, હોડીવાળા કહે 'નદીકાંઠે રાજાની સેના પડી છે એ આપણને મારી જ નાખે '

'પણ તમારાં છોકરાં રુએ છે તે તમે સાંભળતા નથી ? તમે ન આવો તો હું એકલી જાઉં છું '

એમ કહીને એ તો ઘાટનાં પગથિયાં ઊતરી ગઈ ને એક હોડી ઉપર ચડી.

હોડીવાળા બડબડ કરતા જોઈ રહ્યા, ને બોલ્યા 'આમ કરવાથી શું વળવાનું હતું ' જંગલીની તલવારથી નદીમાં મરવા કરતાં અહીં ભૂખે મરવામાં શું ખોટું છે ? વળી ઉપરવાસ શત્રુએ નદીને આરપાર મોટું ઝાડ આડું મૂક્યું છે '

જેનીવીવે તો નાવને બાંધેલું રાંઢવું છોડી 'ભેળા આવવું જેટલી તમારામાં હિમ્મત ન હોય તો હું એકલી જાઉં છું ' જેનીવીવ બોલી, અને હોડીને હડસેલો માર્યો

એક નાવિક આ જોઈને કહે 'આપણા શહેરની માતા એકલી મરવા જાય તો તો આપણે કાચલીમાં પાણી લઈને બૂડી મરવા જેવું થાય '

બીજો કહે, 'એમ્બાર મરવું તો છે જ ચાલો આપણે જેનીવીવ ભેળા '

આમ આ બે જણ એના ભેળા ગયા, એની સૂચના પ્રમાણે નાવ ચલાવી, અને એની આજ્ઞા પ્રમાણે સૌએ દયાળુ પ્રભુ ઉપર શ્રદ્ધા રાખી

જેનીવીવ ગયા પછી એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ વીત્યા, તે પછી કોઠા ઉપર ગોઠવેલા પુરુષો વધામણી દેવા નીચે ઊતર્યા 'જેનીવીવ માની જેવી દેખાતી નાવ ચાલી આવે છે ને એના ઉપર અનાજનો ભારે બોજો છે, એટલે હળવે હળવે પાણી કાપે છે '

લોકો તો ગાડતા દોડતા ડક્કે ગયા ધીરે ધીરે નાવ આવી જેનીવીવ હેમખેમ આવી ને ધાન્ય લઈ આવી

પણ આમ કેટલી વાર ટકી શકાય ? દસ વર્ષે પારિસ શહેર ચિલ્ડેરિકને શરણે ગયું જેનીવીવ એની આગળ ગઈ, ને નગરવાસી ઉપર દયા કરવાની માગણી કરી સન્તના વચનનો રાજા ઉપર પ્રભાવ પડ્યો, ને બીજે ઠેકાણે જેણે ત્રાસ વર્તાવ્યો હતો તેણે જેનીવીવને ખાતર પારિસ શહેર ઉપર રહેમ રાખી

આમ એક અભણ ગામડાની નાનકડી ગોવાળણ જેનીવીવ આજ પણ પારિસની નગરદેવતા ગણાય છે *

---

* 'ધી વમ પેટ્રિઅટ રીડર'ની બીજી ચોપડી (ઓ યુ પી ) ઉપરથી

★

# ભગવાનને વસાવો

## શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા

પૂ. કિશોરલાલભાઈનું આ પ્રવચન જગતના રોગોનું સાચું નિદાન કરે છે ને આ દાયી જડીબુટ્ટી પણ સૂચવે છે. પૂ. બાપુ વચ્ચે સદેહે નથી ત્યારે આપણા માર્ગમાં પૂ. સિદ્ધાંતોનો દીપક ધરનારા થોડાક છે, તેમાં કિશોરલાલભાઈનું સ્થાન મહત્ત્વનું છે. એનું પ્રવચન એમની સંમતિથી શ્રી. રમણી મોદીએ અનુવાદ કરી 'અખંડ આનંદ'ના વાચકો સમક્ષ મૂક્યું છે. આપણે એનો પૂરો લાભ ઉ

પૂજ્ય બાપુજી વિષે કંઈક બોલવું કે લખવું મારે માટે મુશ્કેલ વાત છે. હું લખી શકતો નથી, હું મારા ભાવોને શબ્દો દ્વારા યોગ્ય રીતે વર્ણવી શકતો નથી; તોપણ તમારી સાથે કેટલીક વાતો કરવાનો આ પ્રસંગ મને આપવામાં આવ્યો છે. એટલે હું તેમ કરવાનું ટાળી શક્યો નથી. મેં વિચાર્યું કે કંઈક પ્રયત્ન કરું; કારણકે હૃદયમાં વાતો તો ઘણી ભરી છે અને ઇચ્છા પણ છે કે કેટલીક તમારી પાસે મૂકું અને મારું હૃદય પણ હલકું કરું.

જે ભાઈબહેનોએ પૂ. બાપુજીને પોતાના જીવનના આધાર માન્યા હતા, જે બાપુના વિયોગથી હજી સુધી એટલાં બધાં દુઃખી રહે છે કે તેમનું સ્મરણ થતાં તેમની આંખોમાંથી આંસુ વહે છે અને જેમને બાપુ વગર પોતાનું જીવન નીરસ અને અનાથ જેવું લાગે છે, તેમને ઉદ્દેશીને સૌથી પહેલાં બે શબ્દ કહેવા ઇચ્છું છું. હું એવાં ભાઈબહેનોને જાણું છું કે જેઓ આજે એટલું દુઃખ અનુભવતાં હશે, જાણે આજે જ તે ખબર સાંભળી હોય, જેણે ગયે વર્ષે સાંજે સાડાપાંચ વાગે આખી દુનિયાને શોકના સમુદ્રમાં નાંખી હતી. તે દિવસનું સાંજનું આખું ચિત્ર અને ભાવ આજે તેમનાં હૃદય પર સવાર થઈ જાય છે. તેમને દિલાસાની જરૂર લાગે છે, પરંતુ તેઓ ક્યાંયે આશ્વાસન પામતા નથી. ભગવાને મારું હૃદય એટલું કોમળ નથી બનાવ્યું કે હું એમની આંસુ વહેવડાવી મારી સહાનુભૂતિ દ અથવા તો એટલું પ્રસન્ન નથી, કે મહોબત અને ગરમીથી તેમને આ અને હિંમત આપી શકું; તોપણ દુઃખથી મને દુઃખ તો થાય છે અને રતો રહું છું કે હું શું કરું કે જેથી તેમને કંઈક આશા અને શ્રદ્ધા આપી કારણકે હું માનું છું કે જેઓ બાપુજીના ઘણા નિકટના સાથી માને જેમને બાપુજીએ વિશેષ રીતે પોતાની રાખ્યા હતા, જેમને માટે તેમણે વ મહેનત લીધી હતી, વધારે પ્રેમ વરસા હતો અને આધાર આપ્યો હતો, તે માટે એ સારું નથી કે તેઓ ફક્ત તે આધાર અને સહવાસને યાદ કરી વહેવરાવતાં રહે અને નિરાશા પ્રકટ ક રહે. પરંતુ બીજાઓ કરતાં તેમની વિ ફરજ છે કે તેઓ બાપુનાં કામોને આ ધપાવે અને જે કામ કરતાંકરતાં તે પોતાની જિંદગી આપી દીધી તે ક યોગ્ય રીતે પૂરું કરે અને તેને માટે પો જીવન સમર્પણ કરે.

મેં તમારામાંથી કેટલાક પાસે સાં છે, અથવા મને કાગળો મળ્યા છે કે બાપુ ગયા, હવે અમારું કોણ? બાપુ તો આ કરત, તે કરત, અમે તેમની આ રીતે જઈ શકતા હતા, એ રીતે.

શકતા નથી. હવે અમે નિરાધાર થઈ ગયા છીએ મારાં વહાલાં ભાઈબહેનો ! તમને વિનતિ કરું છું કે આવી નિરાધારતાની ભાવનાને બિલકુલ છોડી દો એ કોઈને પણ શોભા આપનારી વસ્તુ નથી અને બાપુની તાલીમ પામેલાં તેમનાં બાળકો માટે જરા યે યોગ્ય નથી ઘણી નમ્રતાથી હું તમને એક સવાલ પૂછું છું બાપુ આપણા જીવન માટે બેશક આધાર હતા પરંતુ શું તમને ખબર નથી કે ખુદ બાપુના જીવન માટે પણ એક આધાર હતો ? એ બાપુને રસ્તો બતાવતો હતો, તેમના હૃદયને પણ મજબૂત કરતો અને તેમાં આશા અને વિશ્વાસ પૂરતો હતો. બાપુ આપણાથી દૂર થઈ ગયા છે એ સાચું છે પણ તમે વિચાર કરો કે જે બાપુના જીવનનો આશરો હતો તે મોજૂદ છે જો આપણે આશ્રય લેવા ઇચ્છીએ તો તે પોતાનો આશ્રય આપવા હમેશાં તૈયાર છે બાપુને આપણે પાસે રાખવા ઇચ્છીએ તોપણ હમેશાં પાસે નથી રાખી શકતા પરંતુ જે તેમનો પણ આધાર હતો તેને આપણે બેદરકારીથી દૂર કરવા ઇચ્છીએ તો જ તે દૂર થાય છે, નહિ તો સદા તે આપણી પાસે જ છે પાસે રહીને તે આપણને હિંમત આપવા ઇચ્છે છે, મજબૂત કરવા ઇચ્છે છે, આશાવંત કરવા ઇચ્છે છે અને સુખી કરવા ચાહે છે

મહંમદ સાહેબની એક વાત છે કે એક વખત તેઓ એક સાથી સાથે જતા હતા અને દુશ્મનો તેમની પાછળ પડેલા હતા સાથીએ મહંમદ સાહેબને કહ્યું કે "આપણે તો કેવળ બે છીએ, દુશ્મન વધારે છે હજરત મહંમદે કહ્યું, કે ના ભાઈ, આપણી સાથે એક બીજા પણ સાથી છે, જેની શક્તિ આ બધા દુશ્મનો થી વધારે છે

એ જ પ્રમાણે હું કહું છું કે જે બાપુનો પણ આશરો હતો, તે આપણે ઇચ્છીએ તો આપણો પણ આધાર થઈ શકે છે અને આપણને મદદ અને બળ આપી શકે છે આપણે એની મદદને વધારે સમજવી જોઈએ અને તેના બળ પર રહેવું જોઈએ અને આ વાત હું મારા ભાઈઓ અને બહેનોને કહેવા ઇચ્છું છું, ભલે તેઓ હિંદુસ્તાનમાં રહેનારાં હોય, કે પાકિસ્તાનમાં કે દૂરના દેશોમાં

મે ઘણીવાર એવું કહેતાં સાંભળ્યું છે અને વાંચ્યું છે કે આપણને આઝાદી પ્રાપ્ત થઈ પણ એ આઝાદીએ આપણને સુખમાં નહિ પરંતુ મુસીબતોમાં નાખ્યા છે શું કારણ છે કે આઝાદી જેવી સારી વસ્તુ દેશને મુસીબતોમાં નાખે ? એનો હું વિચાર કરું છું અંગ્રેજોના જવાથી આપણને કમજોર સમજી કોઈ દુશ્મને આપણા પર હુમલો કર્યો છે એવું તો થયું નથી એટલું જ નહિ પણ કેટલાંક વર્ષો પહેલાં અંગ્રેજી રાજમાં જે આપણો દેશ કરજદાર સમજાતો હતો તે કરજદાર મટી ઊલટો લેણદાર થયો છે ઘણાં નાનાંનાનાં રાજ્યો હોવાથી દેશ કમજોર થવાનો ડર હતો તે પણ બધાં એક એક સાથે મળીને મોટામોટા પ્રાંતો થયા છે તો પછી આપણે જે મુસીબતોમાં પડ્યા છીએ એનાં મૂળમાં કઈ ખરાબી છે ?

વિચાર કરો દુનિયામાં આટલી વિદ્યાઓ વધી, વિજ્ઞાન વધ્યું અને એવાં સુખસગવડનાં સાધનો બન્યાં અને વધ્યાં, જેવાં જૂના કાળમાં મોટામોટા બાદશાહો પાસે પણ ન હતાં, છતાં કેવળ આપણો જ દેશ નહિ પણ લગભગ આખી દુનિયા ભૂખમરો, મુસીબત અને ખૂનરેજીમાં પડી ગઈ છે, એવું કેમ થયું છે ? ચીન, બર્મા, ઇન્ડોનેશિયા, પેલેસ્ટાઇન અને યુરોપમાં–ક્યાંયે પણ લોકોને સુખ નથી, આરામ નથી અને દિલમાં શાંતિ નથી. એવી કઈ વસ્તુ માણસે છોડી દીધી છે કે જેના વિના સુખ પણ દુઃખનું કારણ થાય છે અને

જો હોય તો દુઃખ અને 'મરણ' પણ સુખ અને શાંતિ આપનાર થાય છે? આપણે જોઈશું તો સમજાશે કે આપણે સુખ આપનારી બધી બાબતોની મદદ લીધી છેઃ ઉદ્યોગ, હુન્નરકલા, વિજ્ઞાન, વીજળી, વિમાન, ટપાલ, રેડિયો, એટમની શક્તિ, અનેક જાતની દવાઓ, વાઢ-કાપ વગેરે કેટલીયે વસ્તુઓ આપણે સુખી થવા માટે નથી બનાવી? બધું જ શોધ્યું છે, બનાવ્યું છે પરંતુ એક મૂળ વસ્તુ છોડીને. અને તે છે સચ્ચાઈ, પ્રેમ, અહિંસા, પ્રામાણિકતા, ભલમનસાઈ, સંયમ, ભાઈચારો અને માનવતા. આ બધા માટે જો એક જ શબ્દ વાપરીએ તો આપણે બધું જ રાખ્યું છે પણ ભગવાનને છોડી દીધો છે. જાણે એક મોટું મકાન બનાવવા નીકળ્યા, ઈંટ પર ઈંટ ને પથ્થર પર પથ્થર લગાડ્યા પણ વચમાં ચૂનો ભરવાની પરવા ન કરી. આપણા અનેક જાતનાં દર્શનશાસ્ત્રો, ઇતિહાસ અને વિજ્ઞાન-સાયન્સે આપણને એ સમજાવ્યું છે કે ભગવાન-અલ્લા-ગૉડ, એ એક મોટો વહેમ (ભ્રમ) છે, તે છે તેની દુનિયામાં કોઈ સાબિતી જણાતી નથી અને તેની કોઈ જરૂર પણ નથી; તેની પર વિશ્વાસ રાખવાથી એ અફીણનું કામ કરે છે, માણસને આળસુ બનાવે છે યા તેને પંથ-સંપ્રદાયોના ઝઘડાઓમાં નાખે છે. ભગવાન પરનો વિશ્વાસ આપણા હૃદયમાંથી દૂર કરવો એમાં આપણે પોતાનો પુરુષાર્થ માનેલો છે!

પરંતુ ભગવાનને દુનિયામાંથી કાઢવાનો પ્રયત્ન કરવામાં આપણે એ ન જોયું કે ભગવાનનું સ્થાન શેતાને લઈ લીધું છે. ભગવાન તો, બધી જાતના ઉમદા ગુણો બતાવનારો એક નાનો સંકેત છે. માણસની માનવતા, સચ્ચાઈ, ભલાઈ, પ્રામાણિકતા, પ્રેમ, ક્ષમા, ઉદારતા વગેરે કેટલાયે સારા ગુણો અને ઉમદા શક્તિને થોડામાં બતાવવા માટે ઓમ-ઈશ્વર-અલ્લા-ગૉડ આદિ એક નાનકડો શબ્દ છે.

જુઓ, જેમજેમ બાપુ ઉમરમાં વધતા ગયા તેમતેમ તેમનો ઈશ્વરમાં વિશ્વાસ અને તેનો આશ્રય લેવાની વૃત્તિ વધતી ગઈ; એટલે સુધી કે નિસર્ગોપચાર-કુદરતી ઇલાજમાં પણ તેમને જે મોટી શ્રદ્ધા અને આકર્ષણ હતાં તે કુદરતી ઇલાજ ફક્ત રામનામનો આશરો લેવા પર આવીને અટક્યો. પોતાની શરદી અને ખાંસી દૂર કરવા માટે પણ તેમને રામનામ સિવાય બીજા કોઈ પર વિશ્વાસ ન રહ્યો અને જેમજેમ તેમનો ઈશ્વર પર વિશ્વાસ વધતો ગયો, તેમતેમ તેમનો સત્ય, અહિંસા, સંયમ, ત્યાગ, બધા પ્રત્યે સમભાવ વગેરે ગુણો પર પણ વિશ્વાસ વધતો ગયો અને તેઓ પોતે બિલકુલ નીડર થતા ગયા. સત્ય અને ન્યાય માટે આખી દુનિયાની સામે એકલા ઊભા રહેવાની શક્તિ તેમણે મેળવી.

હવે બધાં બહેનો અને ભાઈઓને મારી વિનતિ છે, કે તેઓ આ વાત પર વિચાર કરે. જ્યાંસુધી આપણે ફરીથી ભગવાનને એટલે સચ્ચાઈ, પ્રામાણિકતા, પ્રેમ, સંયમ આદિને પોતાના હૃદયમાં સ્થિર કરવાનો નિશ્ચય ન કરીએ-હૃદયના મંદિરમાં અને દુનિયાના વ્યવહારોમાં ફરીથી તેની સ્થાપના ન કરીએ, ત્યાંસુધી આપણે સુખી નહિ થઈ શકીએ, આપણા દેશનો કારોબાર સુધરી શકશે નહિ, આપણી અડચણો ઓછી થશે નહિ. આ વાતને આજે હૃદયમાં પાકી કરી લઈએ તો આજથી આપણે માટે સુખનો રસ્તો ખુલ્લો થઈ શકે છે. પચીસ વર્ષ પછી કરીશું તો ત્યારથી થશે. જ્યારે આપણે ફરીથી માન અને આદર સાથે પોતાના જીવનમાં-દુનિયાદારીના બધા વ્યવહારોમાં ઈશ્વરની સ્થાપના કરીશું, ત્યારે જ આપ સુખી થઈ શકીશું, દુનિયાને સુખી જોઈ શકી'

આજના દિવસનું નામ 'સર્વોદય દિન'

રાખવામાં આવ્યુ-છે ગાંધીજીની આકાંક્ષાઓ બતાવવા માટે સર્વોદય સમાજની કલ્પના પણ રાખવામાં આવી છે મેં કોંગ્રેસ, સમાજવાદી પાર્ટી, લોકસેવાસંઘ, સર્વોદય સમાજ વગેરે બધી સંસ્થાઓના આશયો-ધ્યેયો વાંચ્યા બધામાં ઘણો ઓછો ફરક જોયો. બધાનો અભિપ્રાય છે કે હિંદુસ્તાનમાં નાતજાત, ધર્મ, પ્રાંતભાષા આદિથી પર અને બધામાં સામાજિક, આર્થિક અને રાજકીય સમાનતા લાવનારો એક સમાજ કાયમ કરવામાં આવે અને તેમ કરવા માટે સત્ય, અહિંસા યા ન્યાયી અને શાંતિનાં સાધનો પર જોર આપવામાં આવે પછી એની સિદ્ધિ માટે રચનાત્મક કામો પર જોર આપવાનુ પણ બધાને મંજૂર છે તો કયુ કારણ છે કે આ બધા જુદાજુદા ફિરકાઓ બનેલા છે અને સાથે મળીને કામ નથી કરી શકતા ?

વિચાર કરુ છુ તો જે મે ઉપર કહ્યુ છે તે જ વાત પર આવુ છુ આપણે ગાડીને આગળ રાખી છે અને ઘોડાને પાછળ એટલે આપણે એ નથી વિચાર્યું કે માણસનાં બધાં કામોનુ–તેની બધી સંસ્થાઓનુ મૂળ ધ્યેય એ હોવુ જોઈએ, કે આપણે માનવવ્યવહારોમાં અને સંસ્થાઓમાં સત્ય પ્રેમ, સંયમ અને ન્યાય, કાયમ કરીએ–થોડામાં કહીએ તો ભગવાનની સ્થાપના કરીએ, તેને સાક્ષી બનાવીએ, બાપુના શબ્દોમાં 'રામરાજ્ય'ની સ્થાપના કરીએ અને તે માટે એ જરૂરી છે કે આપણે જાત–પાંત, ધર્મ, ગરીબ, ધનિક આદિ ભેદોથી રહિત એવો સમાજ કાયમ કરીએ આ આપણું બીજુ કામ છે અને આ બંનેની મદદમાં જુદાંજુદાં રચનાત્મક કામો અને રાજનૈતિક કારોબાર આપણાં સાધન યા ઓજાર છે

આ રીતે વર્ગવિહીન સમાજ કાયમ કરવો એ આપણું પહેલું ધ્યેય નથી અને સત્ય–અહિંસા તેનું સાધન નથી બલ્કે સત્ય, અહિંસા આદિની જગતમાં પ્રતિષ્ઠા કરવી એ આપણુ મૂળ ધ્યેય છે એમ સમજીએ અને તેનો ઉપાય વર્ગવિહીન સમાજની સ્થાપના માનીએ તો જ આપણી સર્વોદયની કલ્પના સફળ થઈ શકે છે સમાજનું રૂપ કેવુ હોવુ જોઈએ તેની કલ્પના દરેક જમાનામાં બદલાતી જાય છે અને તેને માટે કેવાં રચનાત્મક કામો થવાં જોઈએ એમાં પણ વારંવાર ફરક થવો શક્ય છે પરંતુ આજ કે હજાર વર્ષ બાદ પણ સુખી સમાજ બનાવવા માટે એ જરૂરી રહેશે કે માણસોમાં સત્ય, ન્યાય, અહિંસા, પ્રેમ, સંયમ મેળ વગેરેની ઇજ્જત અને સ્થિરતા એકસરખી કાયમ રહે એમ નથી હોઈ શકતું કે એક જમાના માટે સત્ય અને અહિંસાના સાધન પર જોર દેવુ જરૂરી છે, પરંતુ બીજો જમાનો એવો પણ આવી શકે છે કે જ્યારે તેની જરૂર ન હોય.

જો મારો આ અભિપ્રાય યોગ્ય લાગતો હોય તો મારી મારા બધા દેશબંધુઓને વિનતિ છે કે આપણે બધાં આ કામને મહત્ત્વનું સમજીએ કે આપણાં બધાં ખાનગી કે સાર્વજનિક, દુનિયાદારીના કે ધાર્મિક દરેક કામમાં ભગવાનને સાક્ષી રાખીને ચાલવાનો આપણે સંકલ્પ કરીએ. જો આપણે ઈશ્વરને વચમાં રાખીશુ તો આપણાં દુઃખો પણ સુખ થશે નહિ તો સુખ પણ દુઃખ થતાં રહેશે

विपदो नैव विपद सपदो नैव सपद ।
विपद् विस्मरण विष्णो सपन्नारायण स्मृति ॥

'આપત્તિ એ આપત્તિ નથી, સંપત્તિ એ સંપત્તિ નથી, ભગવાનને ભૂલવો એ જ આપત્તિ છે, તેને યાદ રાખવો એ જ સંપત્તિ છે'

આપણને બધાને આ સાચી બુદ્ધિ મળે, જેથી દુનિયામાં સર્વોદય કાયમ થાય

---

તા ૩૦ જાન્યુઆરીએ નાગપુરના રેડિયો પર આપેલા ભાષણને સુધારીને વધારેલો લેખ– ખાદી જગત માર્ચ ૧૯૪૯ પરથી અનુવાદિત

★

# પહેલાં રોટી આપો

શ્રી. ઠક્કરબાપા

માનવસેવાયજ્ઞ અર્થે બહુ ઓછા ગુજરાતીઓએ પૂ. ઠક્કરબાપા જેટલો હિંદનો વિશાળ પ્રવાસ ખેડ્યો હશે. જ્યાંની કંગાલિયતના પ્રતીકનું સ્મરણ તાજું રાખવા પૂ. બાપુએ સદાયને માટે લંગોટી ધારણ કરી તે ઓરિસ્સા હિંદનો ગરીબમાં ગરીબ પ્રાંત છે એમ આપણામાંના ઘણાની માન્યતા હશે; પણ એ ભ્રમ છે. વિંધ્યપ્રદેશમાં આવેલો બુંદેલખંડનો ભાગ એથીયે વધુ ગરીબ છે. આ ખંડની યાત્રા કરી આવ્યા પછી એનો કરુણ ચિતાર 'અખંડ આનંદ'ના વાચકો માટે મોકલતાં પૂ. બાપા લખે છે: 'તમે મંગાવેલો લેખ જલદી ન મોકલી શક્યો; કારણકે હું મુસાફરીમાં હતો અને બીજાં કામોથી ઘેરાયેલો હતો. આજે જુદા બૂ. પો થી 'અખંડ આનંદ' માટે લેખ મોકલું છું મને આશા છે કે આથી તમારું કાર્ય સરશે.' વખતોવખત આવા લેખો પૂ. બાપા મોકલતા રહે અને 'અખંડ આનંદ'ના વાચકોને એમના અનુભવનો પરિપાક મળતો રહે એવી અમે આશા રાખીએ છીએ.

તાજેતરમાં બે અઠવાડિયાં માટે પ્રથમવાર જ બુંદેલખંડનાં થોડાંક દેશી રાજ્યોની લીધેલી મુલાકાતમાં મને ઘણું જાણવાનું મળ્યું. એપ્રિલ-મેના ગરમીના દિવસોમાં ને તે યે કાચા ધૂળવાળા રસ્તાઓ ને માર્ગો પર મારે પ્રવાસ ખેડવો પડ્યો ખરો. તેમ છતાં જે સ્થળની આપણા જાહેર પુરુષોએ ભાગ્યે જ મુલાકાત લીધી હશે તેવા ઘણા જ પછાત વિસ્તારોનું દર્શન મારે મન આનંદનો વિષય હતો. હિંદુસ્તાનના પછાત પ્રદેશોમાંના એકને જોવાની કોઈ ઇચ્છા બતાવે તો હું એને આ ભાગની મોટરમાર્ગે, ખાસ કરીને જીપ મોટરમાં, મુલાકાત લેવાની ભલામણ કરું.

આજે વિંધ્ય પ્રદેશ તરીકે ઓળખાતો થયેલો વહીવટી પ્રદેશ બ્રિટિશ અમલ દરમિયાનની બે એજંસીનો-વાઘેલખંડ ને બુંદેલખંડ-નો બનેલો છે. વાઘેલખંડ મુખ્ય રાજ્ય રેવા તથા અન્ય અગિયાર રજવાડાંઓનો બનેલો છે, ત્યારે બુંદેલખંડ ચરખારી, છત્તરપુર, દાતિયા, ઓરછા, પન્ના તથા અન્ય અઢાર નાની રિયાસતોનો બનેલો છે. આમ વિંધ્ય પ્રદેશ રેવા, પન્ના, છત્તરપુર, ચરખારી, દાતિયા અને ઓરછાનાં પ્રધાન રાજ્યો તથા અન્ય ૨૯ નાનાં રાજ્યોનો બનેલો છે. એકમાત્ર રેવા રાજ્યની જ વસતિ અઢારલાખ ઉપરની છે. બાકીનાં ૩૫ રાજ્યોની વસતિ અઢારલાખથી કંઈક ઓછી છે; આમ વિંધ્ય પ્રદેશમાં રેવાનાં રાજ્યોનો મુખ્ય હિસ્સો રહ્યો છે અને એના માજી મહારાજને રાજ્યસંઘના પ્રમુખ તરીકે નીમવામાં આવ્યા છે. વિંધ્ય પ્રદેશની રાજધાની રેવા શહેર છે.

આ પ્રદેશની લગભગ છત્રીસ લાખ જેટલી કુલ વસતિમાં આદિવાસીઓની સંખ્યા બે-લાખથી ઉપરની છે અને વર્ગીકૃત જાતિઓની સંખ્યા લગભગ ચારલાખની હશે. આમ બંને પછાત કોમો મળીને છલાખની વસતિ છે: એટલે કે આ બે પછાત કોમોની વસતિ કુલ વસતિના છઠ્ઠા ભાગની છે; પરંતુ આ વિસ્તારની બીજી પછાત જાતિઓ ઉમેરીએ તો આ પછાત પ્રદેશોમાં પછાત કોમોની કુલ વસતિનો અંદાજ ત્રીજા ભાગથી ઓછો ન આવે.

એકહથ્થુ રાજાઓ અને એથી ય વધુ સત્તાશોખીન જાગીરદારોના હસ્તક હેઠળના

રાજ્ય-અમલમાં છેલ્લાં ત્રણસો વર્ષથી આ લોકો રહ્યાં છે રાષ્ટ્રના અન્ય ભાગો સાથે પણ આ પ્રજા અત્યંત ઓછા સંપર્કમાં આવી છે પરિણામે આસપાસના પ્રદેશથી આ પ્રજા જાણે સાવ અલિપ્ત જ પડી ગઈ છે રેવા રાજ્યના ગોંડ અને બુન્દેલખંડના ચમારો અત્યંત નિસ્તેજ છે વસતિનો ઘણો મોટો ભાગ આ પ્રજાનો બનેલો છે

ઝાંસીથી ભોપાળ જતી જી આઈ પી ની મુખ્ય રેલવે લાઈન આ વિભાગની પશ્ચિમે છે પશ્ચિમથી પૂર્વમાં ઝાંસીથી માણિકપુર જતી નાની લાઈન આ પ્રદેશની ઉત્તરે દોડે છે અલ્હાબાદથી જબલપુર જનારી ગાડી આ વિભાગની પૂર્વમાં થઈ પસાર થાય છે બીના–કટની રેલવે આની દક્ષિણેથી જાય છે આ ચાર રેલવે ફાંટાઓને લીધે રચાતો લંબ ગોળાકારનો વિસ્તાર તે બુંદેલખંડનો પ્રદેશ છે એકે રેલવે લાઈન આ લંબગોળના સામસામા ખૂણામાંથી કે રાજ્યની મધ્યમાં થઈ પસાર થતી નથી અરે, પન્ના રાજ્યની હીરાની ખાણો પણ રેલમાર્ગ કે રસ્તામાર્ગથી આઘી રહી છે ડામરની સડકોની વાત તો બાજુ પર રહી પણ પથ્થરના પાકા રસ્તાઓ પણ બહુ જ ઓછા છે, અને છે તે યે ઘણા જ દૂરદૂર આવેલા છે આ પ્રદેશની ભીતરમાં પ્રવેશવા માટે પથ્થરિયા કે ધૂળવાળા કેડીમાર્ગો, અને જૂનાં પુરાણાં જંગલોમાંથી પસાર થવું પડે છે

આ રીતે, આધુનિક વાહનવ્યવહારની દૃષ્ટિથી જોઈએ તો આ પ્રદેશ આધુનિક યુગથી એક સદી પાછળ જીવી રહ્યો છે

આ વિસ્તારની પ્રજા પર રાજાઓએ એમના જેવા જ જાગીરદારોની મદદથી રાજ્ય કર્યું છે પરિણામે છેલ્લી કેટલી યે સદીઓથી આ પ્રજા પર દમનના કોરડા વીંઝાયા છે બ્રિટિશ રાજ્યામલનો ઉદાર મતવાદીપણાનો પવન અહીં થોડોક જ વાયો છે છેલ્લાં ૪૦ વર્ષ દરમિયાન હિંદુસ્તાનમાં જે રાષ્ટ્રીય આંદોલનો પ્રવર્તી રહ્યાં હતાં તેનાથી માનવજાતની ખાડીમાં સબડતી આ પ્રજા લગભગ અજ્ઞાત જ હતી ભારતવર્ષના પ્રગતિકારક, આર્થિક તેમ જ રાજદ્વારી બળોની અસર આ પ્રદેશમાં મુદ્દલે થઈ નથી

૧૯૪૪માં વિંધ્ય પ્રદેશની સ્થાપના બાદ રચાયેલું નવું પ્રધાનમંડળ મુખ્યત્વે કરીને તો પ્રજા પર જુલમ ગુજારનાર ને પ્રજાસત્તાક રાજ્યના કોઈ પણ પ્રકારના નીતિનિયમોથી અજ્ઞાત એવા જાગીરદારોનું બનેલું હતું આ જ પ્રદેશમાં બનેલી સામાન્ય ચીજ વસ્તુઓ ઉપર અગાઉના કરતાં પણ પાંચથી દસગણી જગાત તેમણે વધારી દીધી. ઘી પરની દર મણે પાંચ રૂપિયાની નિકાસ જકાત વધારીને પચાસ રૂપિયાની કરી નાખવામાં આવી હતી જો કે પાછળથી ઘટાડીને મણ દીઠ પચીસ રૂપિયા કરવામાં આવ્યા હતા ખરા જંગલમાં પેદા થતા સામાન્ય વાંસ ઉપર લેવાતો સેંકડે દસ આનાનો કર ત્રણ રૂપિયા બે આનાનો કરવામાં આવ્યો એટલે કે કર પાંચગણો વધ્યો આ પ્રકારના કર-વધારામાં ટોપલી-છાબડી બનાવનારા કંગાલ લોકોનો બાપડાનો મરો જ થયો આ વિસ્તારથી તદ્દન નજીક આવેલા મધ્યપ્રાંત કે સંયુક્તપ્રાંતના કોઈ પણ ગામડાની બજારમાં મૃત ઢોરોના ચામડાના ટુકડા દીઠ રૂપિયા બેનો કર લેવામાં આવે છે આ રીતે સામાન્ય જનતા, માત્ર નાનાનાના વેપારીઓ જ નહિ, પણ ગામના કારીગરોને પણ આથી ઘણો જ ધક્કો પહોંચે છે કોઈ પૂછે તો આ લોકો બેધડક રીતે કહે છે

'અત્યારની પ્રજાકીય કોંગ્રેસ સરકાર કરતાં તો ભાઈ, અમારા જૂના રાજાઓનો

અમલ સારો હતો.'

સારું થયું કે મુંબઈના એક હીરાના વેપારી પાસેથી મોટી રકમની લાંચ લેવાના આરોપસર પ્રધાનમંડળમાંનો એક ઝડપાયો અને પરિણામે આ આખું ય પ્રધાનમંડળ ભાંગી પડ્યું અમલદારોના બનેલાં નવા રાજ્યતંત્રને—જોકે ઔપચારિક રીતે તો એને પ્રધાનમંડળ જ કહેવામાં આવશે—પરિસ્થિતિ સુવ્યવસ્થિત બનાવવામાં અને દિલ્હીથી થતા રાજ્ય-વહીવટથી જનતાને લાભ થવામાં થોડા મહિનાઓ તો જરૂર વીતી જશે

જેમાં સર્વ પહાડી રાજ્યો ભળી ગયાં છે, તે આદિવાસીઓની બહોળી વસતિવાળો ઓરિસ્સા પ્રાંત હિંદુસ્તાનના ગરીબ પ્રાંત તરીકે કહેવતરૂપ બન્યો છે. વારંવાર અહીં ...કાળ પડે છે. મહાનદીની રેલને લીધે આ ...ા ખેદાનમેદાન થઈ જાય છે. મહાનદીની ...ની આ ખરાબ અસરોને કાબૂમાં લાવવા માટે ...યેલું સમ્બલપુર આગળનું હીરાકુંડ બંધનું ...ટું કામ ક્યારનું ય ચાલુ થઈ ગયું છે. આ જ યોજનાના એક ભાગ તરીકે અમલમાં આવનાર હાઈડ્રો-ઇલેક્ટ્રિક વર્કસને લીધે કદાચ ભવિષ્યમાં આ પ્રાંતની ઔદ્યોગિક પરિસ્થિતિમાં ઘણું જ પરિવર્તન આવી જશે. તે દૃષ્ટિથી જોતાં ઓરિસ્સાના ભવિષ્ય માટે સારી આશાઓ છે.

મારા મિત્ર ને સહકાર્યકર્તા શ્રી. વિયોગી હરિજી મને સતત કહ્યા કરતા, કે જ્યાં તેઓ પોતે જન્મ્યા છે, જ્યાં એમનું પાલનપોષણ થયું છે ને જ્યાં તેમણે કેળવણી લીધી છે તે બુંદેલખંડ તો ઓરિસ્સા કરતાં યે વધુ ગરીબાઈ-વાળો પ્રદેશ છે. એમણે કહેલું કે ૧૯૪૮-૪૯ માં જ્યારે ખોરાક અને જીવનની અન્ય જરૂરતોના ભાવ ઊંચે આસમાને ચડ્યા હતા, ત્યારે પણ ખેતરમાં કામ કરતા મજૂરોને રોજિંદી મજૂરીમાં બહુ જ ઓછું મળતું હતું. આ બધું માનવાને હું આનાકાની કર્યા કરતો હતો એટલે એમણે મારી આ બે અઠવાડિયાંની મુસાફરીની ગોઠવણ કરી. એના પરિણામ-રૂપે મેં જોયું કે બુંદેલખંડમાં રહેતી આમ જનતાની કંગાલિયતનો એમણે આપેલો આંકડો ઘણો જ નીચો હતો. રોજિંદી મજૂરી-ના દરો અંગે મેં જોયું કે જાહેર બાંધકામ ખાતા( પી. ડબલ્યુ. ડી. )ના રસ્તા પર કામ કરતા મજૂરોની ટોળીઓના માણસને દિવસના ચૌદ અને સ્ત્રીને દિવસના દસ આના હતા. આ મજૂરી તો દુષ્કાળગ્રસ્ત વિસ્તારોમાં અપાતી મજૂરી જેટલી જ લગભગ છે. જાગીરદારી ગામડાંઓ કે જ્યાં મજૂરીના દરો નીચામાં નીચા છે, ત્યાં પુરુષને આઠ આના ને સ્ત્રીને ચાર આના અપાતા હોવાનું જાણવા મળ્યું છે. ઘણા યે કિસ્સાઓમાં આખો દિવસ કામ કરતા સુધરાઈના ભંગીઓને મોંઘવારીભથ્થા સાથે માસિક રૂ. ૧૮થી વધુ પગાર મળતો નહોતો ! પૂરી ચાંપતી તપાસને અંતે કામદારો તથા એમ કામે લગાડનારાઓ દ્વારા મને આ વાત જાતે જાણવા મળી છે. 'ત્યારે તો' કોઈ મને પૂછે કે 'દેશના બીજા બધા ભાગોની સરખામણીમાં આ પ્રદેશમાં અના-જના ભાવો પણ ઠીકઠીક નીચા જ હશે ને ? આ સામે મારો ચોક્કસ જવાબ છે: 'ના.' વર્ષના ત્રણ કે ચાર મહિના તો 'કોન્ડો' અને 'બસારા' નામે ઓળખાતા હલકી જાતના ધાન્ય ઉપર જ લોકોને ગુજારો કરવો પડે છે.

મહુઅનાં ફૂલો સાથે 'બેર' વૃક્ષના ઝુંડને પથ્થરથી વાટીને તેઓ પોતાના નિઃસત્ત્વ ખોરાકના પૂરક રૂપે ઉપયોગ કરે છે. પ્રદેશની અડધી વસતિ પોતાનું જીવન અત્યંત દુઃખદાયક રીતે વીતાવે છે. આ ઉપરાંત બેકારીનો હાઉ પણ ત્યાં એકચક્રી રાજ્ય કરે છે. નામ યોગ્ય એવો કોઈ ઉદ્યોગ ત્યાં નથી,

ને રોજનુ અન્નાજપત્ર ખામમાં છે એટલે પી ડબલ્યુ ડી તરફથી જાહેર નવાં કાર્યો શરૂ કરાતાં નથી શા માટે લોકો બળવો પોકારતા નથી કે સાધનસંપન્ન લોકોને શા માટે તેઓ લૂંટી લેતાં નથી એ આશ્ચર્યજનક છે કહે વાય છે કે આ પ્રદેશમાં લૂંટધાડો બનાવો સામાન્ય થઈ પડ્યા છે અને પ્રદેશમાં વસતા લોકોના પહાડી સ્વભાવને એ આભારી છે એમ મનાય છે હિંદુસ્તાનની જનતા માટે છેલ્લી સદીમાં સર ડબલ્યુ ડબલ્યુ હટરે જે સુપ્રસિદ્ધ વાક્ય ઉચ્ચારેલું, કે હિંદના ૭ કરોડ માનવીઓ દિવસના એક જ વખત જમીને પોતાનો ગુજારો કરે છે, તે હિંદના આ ભાગને સંપૂર્ણ તયા લાગુ પડે છે નિકાસની જકાતનો વધારાનો કર તથા માપબંધીનો બોજ પ્રજાની ગરીબીના બોજમાં ઉમેરાય ત્યારે દુઃખની તીવ્રતા બાળકોના ભૂખની પીડા અને જનતાની કંગાલિયતની તો કલ્પના જ કરવી રહી

હું ઘણી વખત જ્યારે ગરીબ ગ્રામ જનોને પૂછતો, કે 'પ્રાથમિક શાળા સાવ નજીકમાં જ છે છતાં પણ તમારાં બાળકોને તમે કેમ ત્યાં મોકલતા નથી?' ત્યારે તેઓ જવાબમાં હસતા ને કહેતા 'ભૂખે પેટે ને વસ્ત્રહીન હાલતમાં અમારાં બાળકોને અમે નિશાળમાં તે શી રીતે મોકલીએ?' સાચી જ રીતે એમનું હાસ્ય જાણે સૂચવતું હતું 'તમે તે અમને કેવો મૂર્ખાઈભર્યો સવાલ પૂછો છો!'

હિંદુસ્તાનના બીજા પ્રદેશમાં હું મુસાફરી કરું છું ત્યારે વધુ પ્રાથમિક શાળાઓ માટે સેંકડોની સંખ્યામાં મારી પાસે માગણી કરવામાં આવે છે ત્યારે અહીં, બુંદેલખંડના આ અંદરના ભાગમાં મને કહેવામાં આવ્યું "કૃપા કરી અમને વધુ અનાજ આપો, અમારે શાળાઓ વધારે નથી જોઈતી"

માત્ર છત્રીસલાખની વસતિવાળા આ નાના ક્ષેત્રનું તંત્રસંચાલન હવે જ્યારે હિંદી સરકારે હાથમાં લીધું છે, ત્યારે આશા રાખીએ કે આર્થિક તેમ જ શિક્ષણના ક્ષેત્રમાં અત્યંત પછાત એવા આ પ્રદેશના લોકોને કંઈક સારા દિવસો જોવા મળશે પણ તે માટે ય કરોથી જરૂરી નાણાં તો મેળવવાં જ જોઈએ જ્યાંસુધી વાહનવ્યવહાર નહિ સુધરે, થોડાઘણા નવા ઉદ્યોગો જ્યાંસુધી દાખલ કરવામાં નહિ આવે તથા મજબૂત અને મક્કમ હાથે જાગીરદારોને જ્યાંસુધી દબાવી દેવામાં નહિ આવે ત્યાંસુધી જનતા ભવિષ્યમાં સુખ નહિ જોઈ શકે ચમાર, ગોન્ડ તથા એવી જ બીજી જાતિ ને કોમોની બનેલી આ પ્રદેશની છઠ્ઠા ભાગની વસતિને તો નજીકના ભવિષ્ય માટે ભાગ્યે જ સારા દિવસો દેખવાના આવે આ જાતના ભૂખે મરતા અને અર્ધનગ્ન જનોને પુખ્તવય મતાધિકાર તે કયો સાંસારિક લાભ આપી દેવાનો છે? જ્યાંસુધી મધ્યસ્થ સરકાર દર વર્ષે થોડા લાખ રૂપિયા આ પ્રકારની પછાત પ્રદેશની પ્રજા માટે નક્કી નહિ કરે, ત્યાંસુધી આવતાં બીજા દસ વર્ષમાં પણ આ પ્રજા બીજા લોકોની કક્ષામાં આવે એ માનવું મુશ્કેલ છે આ પ્રદેશને તેની નજદીકમાં જ આવેલા મધ્યપ્રાંત તથા સંયુક્ત પ્રાંતોમાં સમાવી લેવાથી તેમની આર્થિક ઉન્નતિ થવાની નથી આ પ્રદેશ માટેનો વાર્ષિક થોડાક લાખ રૂપિયાનો ખર્ચ બોજા રૂપ જેને નીવડનાર નથી તે મધ્યસ્થ સરકારે આ પછાત વર્ગોના પ્રદેશોનું તંત્રસંચાલન પોતાને હસ્તક લેવું જોઈએ

★

પ્રાચીન ભારતવર્ષ

# પંચાયતન પૂજા

પંડિત સાતવલેકરજી

આજ ચોગરદમ દૃષ્ટિ નાખતા જણાય છે કે ધર્મના આચરણમાંથી આત્મા હણાઈ ગયો છે. ધર્મનું ભૂતકાલીન ગૌરવ લુપ્ત થઈ ગયું છે. દેવ-દેવીઓની આપણે નિત્યે પૂજા ને આરાધના કરીએ છીએ ખરા, તથાપિ બાહ્યાડંબરમાં સાચું તત્ત્વ ગૂંગળાઈ મર્યું છે. શિવ, વિષ્ણુ, સૂર્ય, ગણેશ ને શક્તિ(દુર્ગા)નાં અર્ચન-પૂજન કરનારાઓ પોતપોતાના પંથને અન્યથી ભિન્ન ને ચડિયાતો માનવા લાગ્યા છે આ પાચેયની એકસામટી સરખી પૂજાનું સ્વરૂપ પંચાયતનમાં કલ્પાયું છે. આ પંચદેવોનું અભેદત્વ પ્રાચીનોએ બહુ જ વ્યવહારુ ને ઊંડી ધર્મદૃષ્ટિથી નિશ્ચિત કર્યું છે. એ એકેક દેવનાં સ્મરણથી મન સમીપ હિંદનો અમુક અમુક વિશાળ પ્રદેશ ખડો થાય છે-થવો જોઈએ. પંચાયતન પૂજા પાછળના ગાઢ રહસ્યનો પંડિતજીએ અહીં વચન-પ્રમાણો ટાંકીને સ્ફોટ કર્યો છે. આપણી અત્યારની પંચાયતન પૂજાની સાચી ભાવનાને એ પ્રેરશે।

હિંદુઘરોમાં પંચાયતન પૂજાનો પ્રકાર ઘણા જ પ્રાચીન સમયથી ચાલ્યો આવ્યો છે. શ્રીમદ્ શંકરાચાર્યની પહેલાં પણ એ પ્રચાર હતો. શ્રીશંકરાચાર્યે એ પૂજાને વિશેષ સ્થાયીસ્વરૂપ આપ્યું. આ પંચાયતન પૂજાથી ભારતવર્ષની એકતા થઈ રહી છે, જુઓ :

शिवं विष्णुं गणपति दुर्गा रविं अतः परम् ।
पञ्चैतान् पूजयेन्नित्यं नात्र कार्या विचारणा ॥

(गर्ग स्मृति)

सम्पुटे पञ्चमूर्तीनां पूजा नित्यं शुभावहा ।

(कश्यप स्मृति)

रविर्विनायकश्चण्डी ईशा विष्णुस्तु पञ्चमः ।
अनुक्रमेण पूज्यते व्युत्क्रमेतु महद्भयम् ॥

—पद्म पु. (निर्णयसिंधु)

શિવ, વિષ્ણુ, ગણેશ, દુર્ગા અને સૂર્ય -આ પાંચ દેવોનું પંચાયતન બને છે. શૈવ લોકો શિવજીને વચમાં રાખે છે, વૈષ્ણવો વિષ્ણુને મધ્યસ્થાન આપે છે. અને એ રીતે ગણપતિમાં માનનારા ગણપતિને, શાક્તમાં માનનારા દુર્ગાને તથા સૂર્યમાં માનનારા સૂર્યને મધ્યસ્થાન આપીને અન્ય ચારને બહારના ચાર સ્થાનો પર રાખે છે; પરંતુ સર્વના દેવો તો આ પાંચ જ છે. દરેક પોતપોતાના ઉપાસ્ય દેવને મધ્યસ્થાન આપે છે અને અન્ય દેવોને એની ચારે તરફ બેસાડે છે. એ વિષયનું પ્રમાણ-વચન આ છે :

(१) शंभौ—मध्यगते हरीनहरभूदेव्यो ।
(२) हरौ—शंकरे भास्येनागसुता ।
(३) 'रवौ'—हरगणेशाजाम्बिकाः स्थापिताः ॥
(४) 'देव्यां'—विष्णुहरैकदन्तरवयो,
(५) 'लंबोदर'—ऽजेश्वरे—नार्याः शंकरभागतोऽति
सुखदा व्यस्तास्तु ते हानिदाः

એનો અર્થ આ પ્રમાણે છે :

(૧) શંભુ (શિવ), હરિ (વિષ્ણુ), ઇન (સૂર્ય), હરભૂ (ગણેશ), દેવી (દુર્ગા).

(૨) હરિ (વિષ્ણુ), શંકર (શિવ), ઇભાસ્ય (ગણેશ), ઇન (સૂર્ય), અગસુતા (દુર્ગા).

(૩) રવિ (સૂર્ય), હર (શિવ), ગણેશ, અજ (વિષ્ણુ), અંબિકા (દુર્ગા).

(૪) દેવી (દુર્ગા), વિષ્ણુ, હર (શિવ), એકદંત (ગણેશ), રવિ (સૂર્ય).

(૫) લંબોદર (ગણેશ); અજ (વિષ્ણુ), ઈશ્વર (શિવ), ઇન (સૂર્ય), આર્યા (દુર્ગા).

આ રીતે પંચાયતનની વ્યવસ્થા છે. એ જ દ્વારા નીચે પ્રમાણે પંચાયતન રચાય છે :

| | | | |
|---|---|---|---|
| ૧ શિવપંચાયતન | વિષ્ણુ | | સૂર્ય |
| | | શિવ | |
| | દેવી | | ગણેશ |
| ૨ વિષ્ણુપંચાયતન | શિવ | | ગણેશ |
| | | વિષ્ણુ | |
| | દેવી | | સૂર્ય |
| ૩ સૂર્યપંચાયતન | શિવ | | ગણેશ |
| | | સૂર્ય | |
| | દેવી | | વિષ્ણુ |
| ૪ દેવી પંચાયતન | વિષ્ણુ | | શિવ |
| | | દેવી | |
| | સૂર્ય | | ગણેશ |
| ૫ ગણેશ પંચાયતન | વિષ્ણુ | | શિવ |
| | | ગણેશ | |
| | દેવી | | સૂર્ય |

આ રીતે જુદાજુદા ભક્તો આ જ પાંચ દેવોની પૂજા કરતાકરતા અખંડ હિંદુસ્તાન સિદ્ધ કરે છે આમાં કેવળ ક્રમભેદ છે પરંતુ ઉપાસ્યદેવ જુદાજુદા હોવાને કારણે ઝઘડાઓ ઉત્પન્ન થતા નથી આ પંચાયતન પૂજાથી જે અખંડ પ્રદેશનું આપણને ભાન થાય છે તે પ્રદેશ તિબેટથી લંકા સુધીનો વિસ્તૃત પ્રદેશ છે

એ કેવી રીતે સિદ્ધ થાય છે તે જુઓ

૧ બાણ (શિવ) ગંગાનદીમાં મળી આવે છે આ ગંગાનદી હિમાલયના શિખરથી ઉદ્ભવે છે અને પૂર્વના સમુદ્ર(બંગાળાના ઉપસાગર)ને મળે છે આ નદીએ હિમાલયથી પૂર્વ સમુદ્ર સુધીના પ્રદેશને બતાવ્યો છે (આ બાણનો રંગ સફેદ છે).

૨ શાલિગ્રામ (વિષ્ણુ) ગંડકીનદીમાંથી જડે છે આ નદી નેપાળમાંના એક હિમશિખરથી શરૂ થાય છે આ નદીએ નેપાળને હિંદુસ્તાનની સાથે જોડી દીધું છે (શાલિગ્રામનો રંગ કાળો છે).

૩ દુર્ગા (અંબા) સોણનદીમાં સુવર્ણરેખાંકિત સ્થિતિમાં મળી આવે છે આ નદી કાશીની પાસે છે યુક્તપ્રાંતમાંથી પસાર થઈ એ બંગાળમાં પહોંચે છે આ દેવી બ્રહ્મપુત્રામાં પણ મળે છે એના દ્વારા બ્રહ્મદેશ અને બંગાળ ભારતમાં ભળે છે (એનો રંગ થોડોક લાલ હોય છે અને એના પર સુવર્ણની રેખાઓ હોય છે)

૪ ગણપતિ (ગણેશ) નર્મદાનદીમાંથી નીકળે છે નર્મદાનદી સાતપુડા પર્વતમાંથી નીકળી સુરતની સમીપ ગુજરાતમાં પશ્ચિમ સમુદ્રને મળે છે આ નદીએ મધ્ય હિંદ તથા ગુજરાતને હિંદુસ્તાનમાં મેળવી દીધાં છે અને અરબી સમુદ્રને પણ જોડી દીધો છે (આનો રંગ લાલ છે)

૫ સૂર્યકાંત (સૂર્ય) આ ઘણી સારી હાલતમાં લંકામાં કુદરતી રીતે જ બનેલો મળે છે લંકાનો સૂર્યકાંત સહુથી ઉત્તમ માનવામાં આવ્યો છે આથી કુદરતી રીતે બનેલો સ્ફટિક બહારથી ગોળ હોય છે અને એને સૂર્યનાં કિરણોમાં ધરવાથી અને કિરણોની વચ્ચે રૂ કે સૂકું ઘાસ રાખવાથી અગ્નિ પેદા થાય છે આણે લંકા સુધીનો પ્રદેશ હિંદુસ્તાનમાં મેળવી દીધો છે એ બીજા અનેક પ્રાંતો અને દેશોમાં પણ મળી આવે છે (એનો રંગ સફેદ છે અને એ કાચના જેટલો પારદર્શક હોય છે)

આ પાંચ દેવોએ (૧) તિબેટ, (૨) હિમાલય, (૩) બંગાળ (બ્રહ્મદેશ), (૪) મધ્યપ્રદેશ (ગુજરાત, કાઠિયાવાડ, દક્ષિણ ભારત) અને (૫) લંકા સુધીના પ્રદેશો દર્શાવ્યા છે આ પંચાયતન પૂજા અખંડ ભારતની કલ્પના ઉત્તમ રીતે સિદ્ધ કરે છે

પંચાયતન પૂજા કરતી વખતે દેશ અને કાળનો વિચાર કરવો પડે છે દેશ-કાળનો

વિચાર કરવાનો અર્થ આ દેશની રાજકીય, સામાજિક અને આર્થિક પરિસ્થિતિનો જ વિચાર છે. देशकालौ संकीर्त्य–દેશ અને કાળનો એટલે કે ઉપાસકે પૂર્વોક્ત પરિસ્થિતિનો વિચાર કરવો જોઈએ. આ ઉપાસના જ્ઞાનપૂર્વક જ કરવી જોઈએ આજકાલ તો આ બધું અજ્ઞાનથી કરવામાં આવે છે.

(૧) શિવજીનું પ્રતીક 'બાણ' હાથમાં લેતાવેંત જ એ જ્યાંથી મળે છે, તે ગંગાનદી યાદ આવે છે અને આ નદી દ્વારા વ્યાપ્ત થયેલો હિમાલયથી પૂર્વ સમુદ્ર સુધીનો પ્રદેશ ધ્યાનમાં આવે છે. ગંગોત્રી, હૃષીકેશ, હરદ્વાર, પ્રયાગ, કાશી, બંગાળ અને પૂર્વ સમુદ્ર—આટલો પ્રદેશ ઉપાસકની સામે આવે છે.

(૨) શાલિગ્રામ (વિષ્ણુનું પ્રતીક) હાથમાં લેતાંની સાથે જ ગંડકીનદીનું સ્મરણ થાય છે. નેપાળ તથા હિમાલયની યાદથી આ શુદ્ધ તપોભૂમિનું સ્વરૂપ ધ્યાનમાં આવે છે અને ઉચ્ચ મનોભાવના જાગૃત થાય છે. ગંડકીનદી જે ભૂમિપ્રદેશ પરથી વહી જાય છે, એ ભાગ શાલિગ્રામના દર્શનથી યાદ આવે છે. ભારતમાં આ ભૂમિપ્રદેશનો સમાવેશ શાલિગ્રામે કર્યો છે.

(૩) દુર્ગા (અંબા) દેવીનું પ્રતીક હાથમાં લેતાં જ સોણનદી તથા બ્રહ્મપુત્રાનું સ્મરણ થાય છે. એના ઉદ્‌ગમથી મુખ પર્યંતનો પ્રદેશ એટલે કે આ દુર્ગાના દર્શને યુક્તપ્રાંતોથી લઈને તે બ્રહ્મદેશ સુધીનો પ્રદેશ સામે ખડો થાય છે. આ ત્રણે દેવતાઓએ તિબેટથી બંગાળ અને પૂર્વ સમુદ્ર સુધીનો પ્રદેશ બ્રહ્મદેશ સમેત બનાવ્યો છે. હવે મધ્યહિંદ પરત્વે વિચાર કરીએ.

(૪) ગણપતિનું પ્રતીક હાથમાં લઈએ છીએ કે તુરત જ નર્મદાનદી ધ્યાનમાં આવે છે. આ નદી સાતપુડા પર્વતમાંથી નીકળી ગુજરાતમાં પશ્ચિમ સમુદ્ર (અરબી સમુદ્ર)ને મળે છે. ઉપાસકની સામે આ બધો યે પ્રદેશ આ પ્રતીકના દર્શનથી ખડો થઈ જાય છે. એ નદી દ્વારા અરબી સમુદ્ર સુધીનો સંપૂર્ણ પ્રદેશ ભારતવર્ષમાં સંમિલિત થઈ ચૂક્યો છે. (પૂર્વ સમુદ્ર સુધીનો પ્રદેશ બાણ, શાલિગ્રામ, અને દુર્ગાના પ્રતીકોથી ભારતમાં મેળવાઈ ગયાનું વર્ણન આની પૂર્વે આપણે કર્યું છે.)

(૫) સૂર્ય (સૂર્યકાંત) એ પંચાયતનમાં સૂર્યનું પ્રતીક છે. આ સૂર્યકાંત સમસ્ત ભારતમાં મળે છે, એટલા માટે આ એક જ દેવ અખંડ ભારતનું સ્મરણ કરાવી શકે છે. તોપણ એનું વિશેષ સ્થાન તો છે લંકા. ત્યાંનો સ્ફટિક વધુ શ્વેત, સ્વચ્છ તથા અધિક તેજસ્વી હોય છે. આના સંબંધમાં ઘણાં શાસ્ત્રવચનો છે, પરંતુ એમાંથી કેટલાંક જ અહીં આપ્યાં છે :

कावेर–विन्ध्य–यवन–चीन–नेपालभूमिषु ।

(ગરુડપુરાણ પૂ. ખં. અ. ૭૯)

કાવેર પર્વત (જ્યાંથી કાવેરીનદી નીકળે છે,) વિન્ધ્યપર્વત, યવનદેશ (તુર્કસ્તાન), ચીન અને નેપાળમાં સૂર્યકાંત મળે છે.

અહીં પ્રથમ સ્થાન કાવેર પર્વતને આપવામાં આવ્યું છે, જે દક્ષિણ દેશનું સૂચક છે. વળી જુઓ :

हिमालये सिंहले च विन्ध्याऽटवीतटे तथा ।<br>
स्फाटिकं जायते चैव नानारूपं रविप्रभम् ॥<br>
सूर्यांशुं स्पर्शमात्रेण वह्निं वमति तत्क्षणात् ।<br>
सूर्यकान्तं तदाख्यातं स्फटिकं रत्नवेदिभिः ॥

હિમાલય, સિંહલદ્વીપ (લંકા), વિંધ્ય તથા પર્વત—આ સ્થળોએ સ્ફટિક મળે છે. આ સ્ફટિકનાં રૂપરંગ વિવિધ પ્રકારનાં હોય છે. એનું તેજ સૂર્ય સમાન હોય છે અને આ સ્ફટિકને સૂર્યકિરણોમાં ધરવાથી અગ્નિ પેદા થાય છે.

દક્ષિણ દિશાનો સૂર્યકાંત ઉત્તમ તથા ઉત્તર દિશાનો સૂર્યકાંત એના પ્રમાણમાં મધ્યમ ગણાય છે આ ઉત્તમતા અને મધ્યમતા સ્વચ્છતાની દૃષ્ટિથી ગણવામાં આવે છે એટલે કે આ સૂર્યકાંતે હિમાલયથી લઈને લંકા સુધીનો પ્રદેશ જ કેવળ બતાવ્યો નથી ઊલટો ધર્મદેશ અને ચીન સુધીનો પ્રદેશ પણ દર્શાવ્યો છે

આ પંચાયતન પૂજામાં પાંચ દેવતાઓના જે પાંચ પ્રતીક છે, એ અખંડ હિંદુસ્તાનનાં દ્યોતક છે

આ પંચાયતન પૂજા અતિ પ્રાચીન છે શ્રીમદ્ શંકરાચાર્યના પહેલાં પણ એ પૂજા હતી વિશેષત એ પાંચેય દેવો પૃથક્પૃથક્ રૂપે પૂજાતા હતા કેટલાક પ્રસંગોમાં શિવ પૂજકો, વૈષ્ણવો, ગણપતિપૂજકો, શાક્તો અને સૂર્યપંથીઓમાં અજ્ઞાનને કારણે નાનાનાના ઝઘડાઓ અને વિવાદો પણ થતા જ હતા આ ઝઘડાઓ મટાડવા માટે પાંચેય દેવોનુ સંગઠન કરવામાં આવ્યુ અને આજે એ પંચાયતન પૂજાના રૂપમાં ચાલી રહ્યુ છે આ પંચાયતન પૂજાથી પાંચેય ઉપાસકોના ભેદભાવોમાં એકતા આવી

શ્રીમદ્ શંકરાચાર્યે ભારતનું આ અખંડત્વ સિદ્ધ કરવા માટે આ પંચાયતન પૂજાનો ઘણો જ પ્રચાર કર્યો જોકે પોતે તો એક બ્રહ્મના ઉપાસક હતા તોપણ જનતા ત્યાંસુધી પહોંચી શકે એમ નહોતી. જનતા આ પાંચ દેવોની ભક્તિ કરતી હતી, એટલા માટે શ્રીમદ્ શંકરાચાર્યે આ પંચાયતન પૂજાનો પૂરેપૂરો પ્રચાર કર્યો જુઓ, શક્તિના ભક્તોનો પરાજય કરીને એમણે પાંચ દેવોની ભક્તિ કરવાનો માર્ગ બતાવ્યો

स्नानसंध्यापरा पंचपूजादि निरतास्तथा ।
शुद्धाद्वैतकृतश्रद्धा सच्छिष्यत्वमुपागता ॥

વામમાર્ગીઓને પણ એમણે એવો જ ઉપદેશ આપ્યો

सत्कर्मस्था पंचपूजापरास्ते जाता शिष्या
सर्वपापैर्विहीना ।

અનંતશાયી શાર્ઙ્ગપાણિજીને પણ એવુ જ કહ્યુ

पंचपूजायुते नित्यं स्वदेशस्थान् जनानपि ।
तथाऽस्तोत् ॥

અને

पंचपूजादिसम्पन्नोऽद्वैतनिष्ठो विमोक्ष्यसे ।

આવો ઉપદેશ શ્રીમદ્ શંકરાચાર્ય પોતાના નવા આવેલા શિષ્યોને આપતા હતા અને એમને પંચાયતનપૂજા આપતા હતા જે નવા શિષ્યો બનતા હતા તેઓ કોઈ ને કોઈ એક દેવતાની ભક્તિ કરતા જ હતા એટલે એને પંચાયતન પૂજા આપવાનુ તાત્પર્ય એ શિષ્યને બાકીના ચાર દેવોની ઉપાસના માટે કહેવાનુ હતું આ કાર્ય બહુ જ સહજ રીતે થઈ શકતું હતું શિષ્યને પ્રતીક પૂજાથી વિમુખ કરવાને બદલે એ સહજ જ બનનાર હતુ અને એનાથી હિંદની એકતા પણ સિદ્ધ થતી રહેતી હતી. શ્રીમદ્ શંકરાચાર્યના શિષ્યો પણ એમ જ કર્યા કરતા હતા

पद्मपादमुखा शिष्या पंचपूजापरायणा ।
दिग्गजा इति विख्याता परविद्याप्रमेदिन ॥

આવી રીતે આ પંચાયતન પૂજા દ્વારા શ્રીમદ્ શંકરાચાર્યે ભારતવર્ષની અખંડતા અને ધર્મની એકતા મેળવી જે આજસુધી એવી ને એવી જ ચાલી આવી છે

શ્રીમદ્ શંકરાચાર્યે આગળ કહેલી પંચાયતન પૂજા દ્વારા જ ભારતીય અખંડતાની સિદ્ધિ કરી એવુ નથી, પરંતુ હિંદુસ્તાનની ચારે દિશામાં ચાર ધામની સ્થાપના કરી

ત્યાં પોતાના મઠ સ્થાપ્યા અને પોતાના શિષ્યોને ત્યાં-તે સ્થાનો પર બેસાડ્યા પણ ખરા. આ ચારે ય ધર્મજાગૃતિના કેંદ્ર જ બની રહ્યા.

શ્રીમદ્ શંકરાચાર્યે આ જે અપૂર્વ પ્રયત્ન કર્યો તે પ્રાચીનકાળથી ચાલી આવેલી ભારતની અભિન્ન એકતાને પુનઃ સિદ્ધ કરવા અને સ્થિર કરવા માટે જ હતો.

એ ચાર ધામ તે આ છે:

૧ બદરીકેદાર (હિમાલયમાં) ઉત્તરમાં
૨ દ્વારકાપુરી (સૌરાષ્ટ્રમાં) પશ્ચિમમાં
૩ જગન્નાથપુરી (બિહારમાં) પૂર્વમાં
૪ શૃંગેરી (મૈસુરમાં) દક્ષિણમાં

આ ચાર ધામ ભારતવર્ષની ચારે ય દિશાઓમાં છે અને સંરક્ષણની દૃષ્ટિથી એ સ્થાનો સુરક્ષિત પણ છે.

આ ચારે ય ધામોની યાત્રા હિંદુઓ કર્યા કરે છે અને એ લોકો આ દેશનું અખંડત્વ જુએ છે અને એનો અનુભવ પણ કરે છે. માત્ર આર્યાવર્તનું જ નહિ, પરંતુ હિંદુધર્મનું અને હિંદી ભાષાનું એકત્વ આજ પર્યંત અબાધિત રહ્યું છે એનો અનુભવ આ યાત્રા દ્વારા હિંદુઓને મળે છે.



ભક્ત હરિદાસના જીવનનો એક પ્રસંગ છે. જન્મથી પોતે હતા મુસલમાન પણ હરિનામ એમને અત્યંત પ્રિય. ફુલિયા ગામના એક ચુસ્ત મુસલમાન ગોરાઈ કાજીને આ પસંદ ન પડવાથી મુલુકપતિ પાસે નક્કી કરાવ્યું, કે ભરબજારમાં લાતો મારતાંમારતાં લઈ જઈ એમને એવી સજા કરવી કે ભો ભૂલી જાય. બરાબર બાંધીને મારાઓ બજારમાંથી પોતાને લઈ જતા હતા, ત્યારે પણ હરિદાસના મુખમાંથી હરિનામ નીકળવું બંધ ન થયું. 'હરિનામ બંધ કરો' કહેનારા મારાઓને એમણે કહ્યું:

'ભાઈઓ! જોઈએ તો મને એક લાત વધારે મારો, પણ હરિનામ લેતા રહો; એ બહાને તમારા મુખમાંથી પણ હરિનું નામ તો નીકળશે.'

પછી તો એ બેભાન થયા, ગંગામાં એમને નાખવામાં આવ્યા ને અંતે ફુલિયા ગામના ઘાટ પર પહોંચ્યા. આ ઘોર કાર્યથી મુલુકપતિની વિરુદ્ધ જનતા અત્યંત ઉશ્કેરાઈ ત્યારે પણ હરિદાસ બોલ્યા:

'એમાં એનો શો વાંક? એ તો બાપડો નિમિત્ત હતો. હું હરિનામ હૃદયથી લઉં છું કે નહિ એની આ પ્રસંગ દ્વારા ભગવાને પરીક્ષા કેમ નહિ કરી હોય? એનો વાંક હોય તો યે ઈશ્વર એને ક્ષમા કરે.'

# ભીષ્મપિતામહ

## શ્રી નાનાભાઈ

માત્ર પાત્રવિધાનની દૃષ્ટિથી જ જોઈએ તો મહાભારતકારે પોતાના વિશાળ ફલકમાં કેટકેટલી ભિન્ન પ્રકૃતિનાં પાત્રો સર્જ્યાં છે! સત્તાલોભી કામાંધ ને ક્રોધી, ઉદાર કરુણામય ને વિનમ્ર, તેજસ્વી પ્રતાપી ને પવિત્ર, બળવાન વિચારશીલ ને વ્યવહારકુશળ પરસ્પર દરેક ભિન્ન છતાં વિશિષ્ટ. જગતના કોઈ પણ મહાકાવ્યમાં આટલું ભવ્ય ને આટલું વિશાળ પાત્રવૈવિધ્ય કદાચ નહિ હોય. એ સૌમાં આદરણીય ને 'અહનીય શસ્ત્રત્યાગ'ની પ્રતિજ્ઞાવાળા શ્રીકૃષ્ણને પણ કુરુક્ષેત્રમાં હથિયાર વાપરવાની ફરજ પાડનાર પ્રતાપી પુરુષાર્થી પાત્ર તે ભીષ્મપિતામહનું. હરી જગાહિનારા પર કુમળી વયે બાણવિદ્યામાં પ્રવીણતા દાખવનાર ગાંગેય, પિતાની ઇચ્છાને અનુકૂળ થવા માટે ગાદીત્યાગ કરનાર ને સદાય માટે બ્રહ્મચર્યવ્રતની નિશ્ચળ પ્રતિજ્ઞા લેનાર ભીષ્મ, દુર્યોધનની સભામાં દ્રૌપદીના ચીરહરણ વખતે મૂંગા બેસી રહેનાર દ્રોણાચાર્ય, કૃપાચાર્ય તથા વિદુરની સાથે જ તેજોવધ થયેલા ભીષ્મપિતામહ, રણમેદાન પરના અઢારમાંથી દસ દિવસ પર્યંત પાંડવસેના સામે ઝઝૂમનાર પ્રખર યોદ્ધો અને છ છ મહિના સુધી બાણશૈયા પર પોઢેલી દશામાં આથમી જતી સંસ્કૃતિના સંદેશના ઉપદેશક. બંને પક્ષે અખંડ સદ્ભાવ એકમાત્ર પિતામહ પ્રત્યે જ બતાવતા એ એમની ખાસ વિશિષ્ટતા. અને છતાં ભીષ્મનું પાત્ર કરુણામય લાગે છે. દુર્યોધનનું લૂણ પેટમાં છે, શરીર કૌરવને વેચાયેલું છે, છતાં હૃદય તો છે પાંડવો તરફ. આદિથી અંત સુધી મંથનકાળની આ દશા અનુભવનાર પ્રતાપવંત પિતામહના પાત્રની શ્રી નાનાભાઈએ સમભાવથી તદ્દન નવા જ દૃષ્ટિબિંદુથી આ પ્રવચનમાં આલોચના કરી છે. ગ્રામ દક્ષિણામૂર્તિના અધ્યાપનમંદિરના વિદ્યાર્થીઓ સમક્ષ કરેલું આ પ્રવચન 'કોડિયું'માંથી અહીં પુનર્મુદ્રિત કર્યું છે.

આખું મહાભારત એ જૂની સંસ્કૃતિના અંત અને નવી સંસ્કૃતિની જન્મવેદનાનું મહાકાવ્ય છે. મેં જે જે મહાકાવ્યો વાંચ્યાં છે, તેમાં મહાભારતની તોલે આવે એવો બીજો એકેય ગ્રંથ નથી. એનું કારણ એ છે કે મહાભારત આપણને ઉપરથી દેખાય છે, તેવી રીતનો માત્ર ઇતિહાસ નથી, પણ સમગ્ર માનવજીવનના અટપટા તાણાવાણાની વાત છે. તેથી એ ઇતિહાસ હમેશાં માટે સાચો છે.

ભીષ્મ આ જૂની સંસ્કૃતિના સારા ને કેટલાક નબળા અંશોના શ્રેષ્ઠ પ્રતિનિધિ છે. મહાભારતમાં કથા છે કે રાજા શાંતનુ એક વખત મૃગયા કરવા ગયો. ત્યાં એક સ્ત્રી ફરતી હતી, તેના પર તે આસક્ત થયો અને તેણે લગ્નની માગણી કરી. આ સ્ત્રી તે જ ગંગા. ગંગાએ માગણીના જવાબમાં શરત કરી કે તેના કોઈ પણ કામમાં રાજાએ તેનું કારણ ન પૂછવું. રાજા એટલો બધો આસક્ત થયો હતો કે તેણે તે કબૂલ કર્યું. રાજા ગંગાને પરણ્યો. ગંગાને પહેલો પુત્ર અવતર્યો અને તરત જ તેણે તેને ગંગામાં નાંખી દીધો. રાજા કંઈ બોલી શક્યો નહિ. આવી રીતે સાત પુત્રોને તેણે ગંગામાં ફેંકી દીધા. આઠમા દીકરાને જ્યારે તે ગંગામાં નાખવા ચાલી ત્યારે રાજાએ તેને પૂછ્યું કે ક્યાં જાય છે? ગંગાએ પેલી શરત યાદ આપી. રાજાએ કહ્યું: 'હું આ પુત્રનો બાપ છું.' પણ ગંગા તો ચાલી જવા માંડી. જતાંજતાં ગંગાએ કહ્યું: 'હવે આ પુત્રને ઉછેરી તને સોંપી જઈશ.' ગંગા થોડા વખત પછી આ પુત્રને સોંપી કાયમને માટે ચાલી ગઈ. આ પુત્રનું નામ દેવવ્રત. પાછળથી આ દેવવ્રત જ ભીષ્મ કહેવાયા.

કેટલાક યુવાનો પોતાની સ્ત્રી જ્યારે મરી જાય છે, ત્યારે વિહ્વળ બની જાય છે, પણ પાછળથી તરત જ પરણે છે, તેમ શાંતનુ રાજાનું જીવતર એકલાં ન ચાલ્યું. એક વખત ફરતાંફરતાં તેણે એક માછીમારની કન્યા

જોઈ. તેના સૌંદર્યથી તે મુગ્ધ બન્યો ને તેને પરણવાનો વિચાર કર્યો. તે કન્યાના પિતાને માગું મોકલાવ્યું. માછીમારે શરત કરી, કે આ મારી પુત્રીથી જે પુત્ર થાય તે જ રાજગાદી પર બેસે, એ શરતે જ હું દીકરી પરણાવું. રાજાને દેવવ્રત પુત્ર તો હતો જ. તે મૂંઝાયો. દિવસેદિવસે તે આ મૂંઝવણમાં ગળવા લાગ્યો. વૈદ્યોની દવાથી તેનો વ્યાધિ મટ્યો નહિ. ભીષ્મને ખબર પડી ને માનસિક વ્યાધિનું કારણ જડતાં તેણે જ માછીમારને કહ્યું કે પોતે ગાદી પરથી પોતાનો હક્ક ઉઠાવી લે છે. માછીમાર વ્યવહારકુશળ હતો. તેણે કહ્યું : 'તમે તો તમારો હક્ક ઉઠાવી લો પણ તમારા વારસો મારી પુત્રીના વારસોને નહિ કનડે તેની શી ખાતરી ?'

દેવવ્રતે એક ક્ષણમાં જ નિર્ણય કરી ઘો ને આજીવન બ્રહ્મચારી રહેવાની પ્રતિજ્ઞા તેણે ત્યાં ને ત્યાં કરી. આ પ્રતિજ્ઞા પરથી તેનું નામ ભીષ્મ પડ્યું. સામાન્ય રીતે ન પાળી શકાય તેવી પ્રતિજ્ઞાને પણ ભીષ્મ-પ્રતિજ્ઞા આ ઉપરથી જ કહેવામાં આવે છે. મહાભારતના મૂળમાં જ શાંતનુની કામવાસના પડેલી જોઈએ છીએ. એટલે જ એના વંશજો—કૌરવો-પાંડવો—નો નાશ થયો. કામવાસનાનું પરિણામ જેમ વ્યક્તિના જીવનમાં સારું નથી આવતુ તેમ સમાજના જીવનમાં પણ સારું નથી જ આવતું. આપણે જાણીએ છીએ કે જ્યારેજ્યારે મોટાંમોટાં સામ્રાજ્યો પડ્યાં છે, ત્યારેત્યારે ત્યાંના લોકો વિષયવાસનામાં, ઉચ્છૃંખલતામાં અને મોજશોખમાં પડી ગયા હોય છે. ભીષ્મ આ પડતી સંસ્કૃતિના છેલ્લી જ્યોતિ સમા હતા. વાસનાની ઉપાસના સામે તેણે પોતાની પ્રતિજ્ઞાથી બંડ પોકાર્યું.

એક બીજી વાત પણ તમારી પાસે મૂકું. એ યુગમાં કૌરવોની શક્તિ જોઈએ તો પાંડવો કરતાં બિલકુલ ઓછી ન હતી. મહાભારતમાં તો એવું આવે છે કે બાર વરસના પાંડવોના વનવાસ દરમિયાન દુર્યોધનના રાજવહીવટમાં લોકો પાંડવોને પણ ભૂલી ગયા હતા. પણ કૌરવોની રાજનીતિમાં એક વસ્તુની ખામી હતી, અને તે સ્ત્રીજાતિ પ્રત્યેનો તેમનો અનાદર. નારી પ્રત્યેના આ તુચ્છ ભાવમાં જ કૌરવોનો નાશ હતો. રામચંદ્ર કરતાં રાવણનાં બળ, સંપત્તિ વગેરે ઘણાં હતાં રામ પાસે તેટલી સમૃદ્ધિ ન હતી. પણ આ બધી બાહ્ય સંપત્તિ ને બળ પોલાં હોય છે. કૌરવોની સમૃદ્ધિ પણ એવી પોલી હતી. આવી પોલી સંસ્કૃતિને ભીષ્મ પોતાના બળથી થોડીથોડી ટકાવી રાખી શકયા હતા; પણ કાળની સામે એવી સંસ્કૃતિ ટકી શકતી નથી. એટલે ભીષ્મનું જીવન જોઈએ છીએ ત્યારે આવા મહાપુરુષોમાં પણ કયાં શિથિલતા રહી છે, તે દેખાઈ આવે છે.

આપણે જાણીએ છીએ કે પાંડવ-કૌરવોને જ્યારે ભણાવવાનો વખત આવ્યો ત્યારે દ્રોણાચાર્યને ગુરુ તરીકે રોકી તેમને બધી સગવડ આપી. તે વખતે એક ભીલકુમાર ત્યાં અભ્યાસ માટે દાખલ થવા આવ્યો. ભીષ્મે એને ભણાવવાની ના પાડી અને કહ્યું કે તારું લોહી રાજાનું નથી; એટલે તું આ રાજકુમાર-શાળામાં નહિ ભણી શકે. આ ભીલકુમાર તો પાછળથી દ્રોણનો મોટામાં મોટો શિષ્ય થયો. પણ ભીષ્મના અમીર સમાજમાં તેને સ્થાન ન મળ્યુ. આમ એ મોટી વ્યવસ્થાશક્તિવાળા અને ધાર્યું કામ કરનાર હોવા છતાં નવા યુગના ચિહ્નને ઓળખનાર ન હતાં; એમની આ નબળી બાજુ હતી.

વળી કૌરવો જ્યારે ઉઘાડો દુરાચાર કરતા ત્યારે ભીષ્મ તેની સામે અવાજ તો ઉઠાવતા, પણ તે અવાજ બુલંદ નહોતો, પણ બોદો હતો. ભરસભામાં જ્યારે દ્રૌપદીની લાજ લૂંટાઈ અને તેનાં ચીર ખેંચાવા લાગ્યાં, ત્યારે

ભીષ્મે આંખ આડા હાથ દઈ દીધા બીજા વડીલો પણ બેસી રહ્યા માત્ર દુર્યોધનનો સૌથી નાનો ભાઈ ઊભો થયો ને સભા છોડી ચાલ્યો ગયો ભીષ્મે દુર્યોધનને આ દુરાચાર ન કરવા ઉપદેશ આપ્યો પણ પુણ્યપ્રકોપ કરીને સભા છોડી ચાલ્યા ન ગયા આપણા દેશમાં સાધુ પુરુષો તો ઘણા થઈ ગયા છે પણ અનાચાર થતો જોઈ અંતર વલોવાઈ જાય ને પોકારી ઊઠે કે, 'આ નહિ જ થઈ શકે' એવા થોડા હોય છે ભીષ્મે પણ એ પ્રકારનું મનોબળ બતાવ્યું નથી

એ જ પ્રમાણે મહાભારતનું યુદ્ધ તોળાઈ રહ્યું હતું ત્યારે ભીષ્મે ભરસભામાં દુર્યોધનને પાંડવોને રાજ્યનો ભાગ આપવા સમજાવ્યો પણ દુર્યોધને ના પાડી એમના કુટુંબમાં વિદુરજી હતા, એ આજના જમાનાના શાંતિવાદી (આ પેસિફિસ્ટ) હતા એમણે ધનુષ્યને ટોડલે મૂકી દીધું ને કહ્યું, કે હું યુદ્ધમાં ભાગ નહિ લઉં પણ દુર્યોધને ભીષ્મને જરા સમજાવ્યા એટલે કૌરવદળના સેનાપતિ તરીકેનું પદ એમણે સ્વીકારી લીધું ભીષ્મની આ નિર્બળતા હતી આ નિર્બળતા એમણે ઘણે પ્રસંગે બતાવી છે

એકવાર રંગમંડપમાં કૌરવ-પાંડવોની બાણવિદ્યાની પરીક્ષા થતી હતી તે વખતે ભીમે કહ્યું, કે જે ક્ષત્રિય નહિ હોય તેની સામે મારો ભાઈ અર્જુન હરીફાઈમાં નહિ ઊતરે તે વખતે ભીષ્મ જાણતા હતા છતાં એમ ન કહ્યું, કે કર્ણ એ કુંતાજીનો જ પુત્ર છે દ્રૌપદીના સ્વયંવર વખતે પણ તેમણે આ જ નિર્બળતા બતાવી હતી ખરે વખતે જે અંતરની હિંમતથી માણસે બહાર આવવું જોઈએ તે ન આવી શકે તેને નવા યુગમાં સ્થાન નથી આ રીતે જૂના યુગની કેટલીક સારામાં સારી વસ્તુઓ તેમની પાસે હતી, અને તેની સાથે થોડીક નબળાઈઓ પણ હતી

મહાભારતના યુદ્ધમાં તેમની સામે શીખંડીને ઊભો કર્યો એટલે લડવામાં એમને એમની વટ આડી આવી અને હારી ગયા એ રીતે એ પડુ પડુ થઈ રહેલી સંસ્કૃતિના પ્રતિનિધિ હતા છતાં કોઈ સંસ્કૃતિ એકદમ મરતી નથી એનો વારસો એણે પૂરેપૂરો આપવો જોઈએ જૂની સંસ્કૃતિ પોતાનું સારામાં સારું નવી સંસ્કૃતિને સોંપી ન જાય ત્યાંસુધી તે મરી ન શકે એટલે છ મહિના સુધી એ બાણ શય્યા પર સૂતા અને ત્યાં સૂતાસૂતાં તેમણે જૂની સંસ્કૃતિનાં જે ઉત્તમ ને ચિરસ્થાયી તત્ત્વો હતાં તે આપ્યાં અને ઉત્તરાયણના સૂર્ય થયા ત્યારે પોતાનું કાર્ય પૂરું થયું માની વિદાય થયા

ભીષ્મના ચરિત્રનું હાર્દ આ છે એ જૂની સંસ્કૃતિના પ્રતિનિધિ, નવી સંસ્કૃતિને ઓળખનાર અને અંતરથી સમજનાર છતાં તેની સાથે એકરસ થવાની હિંમત ઓછી એ યુગના એ મોટામાં મોટા પ્રતિનિધિને પણ નવા યુગ પાસે નમવું પડ્યું છે એમ મહાભારતકારે બતાવ્યું છે ભીષ્મના પાત્રસર્જન દ્વારા મહાભારતકાર એક એ સત્ય પણ કહે છે, કે જૂની સંસ્કૃતિ વિદાય લેતી હોય, નવી સંસ્કૃતિ ઊભી થતી હોય ત્યારે તેને થોડો વખત કાંટાની પથારીમાં સૂવું પડે છે આપણે અત્યારે પણ કંઈક આવી જ દશા ભોગવી રહ્યા છીએ અત્યારે આપણે આવા ફેરફારમાં થોડી વ્યથા અનુભવી રહ્યા છીએ પણ એ ફેરફાર આવી જ રહ્યો છે એમ સમજીને જે એને ઝીલશે તે જ ટકી શકશે, બીજા નહિ

જૂના કાળના કેટલાક બહુ શ્રેષ્ઠ કોટિના આચાર્યો થઈ ગયા છે—સ્વ કમળાશંકરભાઈ, સ્વ નવલરામભાઈ વગેરે પણ આજે એ જ આચાર્યોની સાથે શિક્ષક તરીકે કામ કરવાનું આપણે પસંદ નહિ કરીએ સ્વ. ગણપતરામભાઈ હમેશાં શાળાઓના નિરીક્ષણનું કામ પગે ચાલીને કરવા જતા

રાતે આગળ પટાવાળો દીવો લઈને ચાલે અને પોતે ચાલતાંચાલતાં છાપું વાંચતા જાય. આજે આપણે આ પસંદ નહિ કરીએ. કાઠિયાવાડમાં કેટલાક જૂના બહીવટદારો માટે એમ કહેવાય છે, કે તેમને રસ્તામાં કંઈ લખવાનું સૂઝે એટલે તરત જ તેનો કારકુન ચાર પગે ઊભો રહીને ટેબલ બની જતો. આજે કોઈ કારકુનો આમ ટેબલ બનવા તૈયાર નહિ થાય. જે લોકો જૂના યુગના છે તે નવા યુગને ન પારખી શકે તો તેણે ઇચ્છાથી કે અનિચ્છાથી પણ દબાઈ જ જવાનું છે. એટલે આપણે ચેતીશું તો સુખી થશું. નવા યુગની સદ્‌વસ્તુને ઓળખવી અને અસદ્ વસ્તુઓથી ડરવું નહિ. જ્યારેજ્યારે યુગપલટો થાય છે, ત્યારે જૂનામાં પણ કેટલાક એવા માણસો હોવાના કે જે નવા યુગને સ્વીકારશે; કારણકે સદ્‌બુદ્ધિથી જેમણે પોતાનું જીવન લાવ્યું હશે તેના અંતરમાં જ અનુકૂળ ફરકારો થઈ જાય છે. એમ આમણા જીવનમાં જો અમુક જાતની સુવાસ હશે તો જલદી સમજી શકીશું. જો પરાણે સ્વીકારવું પડે છે એમ માનીશું તો તે બરાબર નહિ થાય. શિક્ષકો મને ઘણીવાર પૂછે છે, કે ગ્રામદક્ષિણામૂર્તિના અધ્યાપનમંદિરમાં જે ટ્રેનિંગ કોલેજના બે વરસનો અભ્યાસ કર્યા વિના સીધા દાખલ થયાં છે, તેનો ગ્રેડ શું? હું આવા સ્વતંત્ર રીતે આવેલા વિદ્યાર્થીઓને પ્રોલિટેરિયેટ* એવું નામ આપું છું. હું તેમનાં ગ્રેડનો વિચાર નથી કરતો પણ એ વર્ગ એકલવ્યની માફક આંગળી કાપી દે તેવો હશે. દ્રોણાચાર્યની કૃપા થશે તો તેને જ તે પોતાના પટ્ટશિષ્ય તરીકે સ્વીકારશે. દરેક સમાજમાં આવા એકલવ્યો હોવાના જ. એટલે જો કોઈને કોઈનાથી ડરવાનું હોય તો આવા 'પ્રોલિટેરિયેટ'થી; દુશ્મનોથી નહિ. હું તો સરકારને પણ કહું છું કે આપણી અંદર આ પ્રોલિટેરિયેટ વર્ગ પડ્યો છે, તેનાથી જ બીવું. વિદ્યાર્થીઓને પણ કહું છું કે તમારા વર્ગમાં પણ જે નવા યુગને ઓળખનાર—ભલે તે થોડા હોય—છે તેનો જ ભય છે. માટે તેનો તિરસ્કાર ન કરશો. જો કરશો તો તેનાથી તમને જ નુકસાન થવાનું છે. જેનું જીવતર આવતા યુગને પ્રેમથી ઝીલી લે છે, તે જ જૂના યુગને માટે ભયરૂપ છે. સહુ વિદ્યાર્થીઓ નવા યુગને ઓળખજો. એટલે નાનાભાઈને કે મનુભાઈને ઓળખો એમ નહિ; પણ ચારેબાજુ જે વહેણો વહી રહ્યાં છે, તેને પિછાનજો. આજે ખેડૂતો રંજીપેંજી દેખાય છે, પણ ત્યાં જ નવા યુગનો ઉગમ છે. જૂનો યુગ આથમવા આવી ગયો છે. અલબત્ત સૂર્ય આકાશમાં આથમી ગયા પછી પણ થોડી મિનિટો તેનો પ્રકાશ અહીં દેખાય છે, તેમ જૂનો યુગ હજુ ચાલે છે, તેમ દેખાય છે એટલું જ.

છેલ્લી એક વાત. નવો યુગ એને ઝીલવા માટે આપણી પાસે પારદર્શક અંતઃકરણ માગે છે. ભીષ્મે શાંતિપર્વમાં કહ્યું છે, કે સારી વસ્તુ તરફ આપણને પ્રેમ થવો જોઈએ ને ખરાબ તરફ ઇતરાજી. એ જાતની શ્રદ્ધા જો આપણે ટ્રેનિંગ કોલેજમાં ન મેળવીએ, તો કમનસીબી ગણાય. હું ઇચ્છું છું કે આ જાતની શ્રદ્ધાની હવામાં શિક્ષકો પેદા થાય પણ એ શ્રદ્ધા એ દિલની વાત છે; તે બજારમાં વેચાતી મળતી નથી. માટે જેટલી શ્રદ્ધા દિલથી આવે તેટલી જ સાચી.

---

* આ શબ્દ મેં પ્રખ્યાત ઇતિહાસકાર ટોયેન્બીનો લીધો છે. એ ઇતિહાસકારે આ શબ્દ પ્રચલિત અર્થ કરતાં કંઈક જુદા અર્થમાં વાપર્યો છે. તે અર્થ આ છે: એક જ વર્ગના પણ નવા યુગને પારખી જનસમાજ માટે પ્રેમથી કામ કરતા લોકો.

*

ઇમારતોનુ

# ચણતર અને વિજ્ઞાન

## પ્રોફેસર બળવંતરાય ક ઠાકોર

આપણા ગુજરાતી સાહિત્યના નવા યુગના પ્રતિભાવંત સાક્ષરોમાંનો એક માનવંત સાક્ષર તે શ્રી 'બલુકાકા' આમ ગણાય ગયા જમાનાના પણ પોતે છે તો અર્વાચીનોના ય અર્વાચીન. નવી પેઢીની કવિતાની પાંખખીલ વદન શ્રી ઉમાશંકર જોષીએ કહ્યુ છે તેમ બે વ્યક્તિઓએ કર્યું છે નાધીજીએ ને ઠાકોરે પરંતુ શ્રી ઠાકોર માત્ર કવિ જ નથી પ્રથમ પંક્તિના વિવેચક છે નિબંધકાર છે જીવનચરિત્રકાર છે, વાર્તાકાર છે, વિચારક છે અને ઇતિહાસના તો પ્રખર અભ્યાસી છે ઈંગ્લેંડ ફ્રાંસ હોલેંડ, ચીન જાપાન વગેરે દેશોમા ગઈ લડાઈને કારણે તે આપણે ત્યા વસતીવધારાને કારણે આલિશાન મહેલો નહિ, પણ મધ્યમવર્ગને વસવા માટે જોઈતા મકાનો ઝડપે બંધાઈ રહ્યા છે આપણે મકાન બાંધવાની કળામા તો હતા ત્યા જ છીએ. પ્રાચીન મિસર, તથા બાબીલોનના મિસ્ત્રીઓ અને મજૂરો જે રીતે કામ કરતા તેમ જ આપણે અત્યારે વીસમી સદીમા કામ કરીએ છીએ એ કેટલુ આશ્ચર્યજનક છે ! બાંધકામખાતાની આ દિશામા વિજ્ઞાનની મદદ લેવાનુ એમણે કરેલુ સૂચન જેટલુ નવીન ને વિચારપ્રેરક છે તેટલુ જ આવકાર્ય છે 'અખંડ આનંદ'ના વાચકોને ભાષા તથા વાક્યરચનાઓ ક્યાંકક્યાંક અઘરી લાગશે, પરંતુ આ પ્રકારની અર્થઘન છટા સાક્ષર શ્રી ઠાકોરની લાક્ષણિકતા છે અને આપણી ભાષાના આવા મહાન સાક્ષરનો આ વિષય ઉપરનો લેખ પણ એક લાક્ષણિકતા જ ને !

મુંબાઈ, કલકત્તા અને નવા દેહલીની વસતી જોતજોતામા અસહ્ય વધી પડી છે તો બીજા વિશ્વવિગ્રહ દરમિયાન ઇંગ્લાંડ, ફ્રાન્સ, હોલાંડ, નોર્વે ઇટલી, જાપાન, ચીન આદિ અનેક દેશોમા હજારો અને લાખો મકાનો બળી ભાગીને ભૂકો રાખ થઈ ગયા છે, એટલે આજે અનેકાનેક દેશોમા પહેલાં કરતાં સોઈદાર મકાનો પહેના કરતા ઝડપથી, વળી બને તો પહેલા કરતાં ઓછે ખર્ચે, ચણવાનો પ્રશ્ન એક મહાભારત બલ્કે અનિવાર્ય જરૂરતનુ મહત્ત્વ પામ્યો છે, એ જાણીતું છે

સામી બાજુ આપણી પ્રવૃત્તિઓનાં અનેકાનેક ક્ષેત્રમાં વિજ્ઞાનની ખીલવટની સાથેસાથે સારી પેઠે પ્રગતિ સધાઈ છે, અને દાયકે દાયકે તે વધતી ઝડપે આગળ ને આગળ ધપતી જાય છે, ત્યારે આપણી ઇમારતોના ચણતરનું ક્ષેત્ર હજી એવુ રહ્યુ છે કે તેમા બહુ જ થોડો સુધારો થઈ શક્યો છે ઇમારત ચણવા માટે અનેકાનેક સામગ્રી જોઈએ, અનેકાનેક કલાઓ અને કારીગરીઓ પ્રયોજવી પડે, અને તોપણ તેમાં કામે લાગતા માણસોમા કારીગરો, કલાવાનો અને નિષ્ણાતો કરતાં માત્ર સ્નાયુબળ વાપરી જાણતા નર્યા મજૂરોની સંખ્યા એટલી તો મોટી હોય કે તેમને પરિચિત હોય, તેમનાથી પાર ઊતરે એવી હોય, તેવી જ પ્રક્રિયાઓ અને પદ્ધતિઓથી ચણતરના કામમા મન વાળ્યા વગર છૂટકો જ ના થાય, એ કપરી દશા સેંકડો બલ્કે હજારો વર્ષથી ચાલી આવે છે અને આ વીસમી સદીમાં પણ ઘણુંખરુ તો આખી દુનિયાના પડ ઉપર સર્વત્ર ચાલ્યા જ કરે છે કાચી ઈંટ, પાકી ઈંટ, ને આગ્રાના લાલ પોચા પત્થરથી માંડીને કઠણમા કઠણ અડદિયા (ગ્રેનાઇટ) અને આરસ જેવા પાષાણ, જેટલાં મળે તેટલી જાતના ઇમારતી લક્કડ, માટી અને રેતી, ચૂના છો અને સિમેંટ, ધાતુઓ અને તેજાબો, તેલો, અર્કો, રંગો અને રોગાનો એમ મકાન ચણતરમા જોઈતી અનેકવિધ સામગ્રીઓની

માત્ર યાદી કરવા બેસિયે તોપણ તેનો પાર આણતાં આપણો દમ નીકળી જાય, એવું આ પ્રવૃત્તિક્ષેત્ર છે. કલાકારીગરી આયોજનો અને યોજનાઓ સૌથી જૂનવાણી ગણાય, પરંપરાપ્રાપ્ત ચીલાઓ છોડી જ ના શકાય. એવું આ પ્રવૃત્તિક્ષેત્ર છે.

ઈ. સ. ૧૮૫૦ની આસપાસ એટલે આશરે એક સૈકા ઉપર જે લંડનમાં સંગ્રહ સ્થાનને માટે આપના મહેલ (અં. ક્રિસ્ટલપેલેસ') ચણાયો અને ફ્રાન્સમાં પાયાથી ટોચ લગી આખો ધાતુઓનો જ ચણેલો ઈફિલ મિનારો (અં. ''ઈફિલ ટાવર') ઊભો કરાયો, ત્યારે એ અભૂતપૂર્વ કારીગરી અને ૩૫ ને આકારની ઇમારતોએ આખી દુનિયાને દંગ કરેલી હતી. પરંતુ એ કાળે અને તે વળી નવી દુનિયાની ન્યૂયોર્ક જેવી મહાનગરીઓમાં મકાનચણતરની કારીગરીઓ એકદમ વૈજ્ઞાનિક પ્રગતિનો લાભ લેતી ગઈ અને એ ...ામાં સત્વર પ્રગતિ કરવા ગમંડી પડી, તે ...ટલે સુધી કે ચણતરની જૂની પરંપરાઓ અને પગથીઓને ઠેકાણે ત્વરિત અને જથાબંધ ઉત્પાદન (અં. હોલસેલ લાર્જસ્કેલ પ્રોડક્શન)-ની વિજ્ઞાનયુગે આરંભેલી ક્રિયાઓ અને તેને લગતાં યંત્રો ઓજારો વગેરે–ઉત્તરોત્તર સવિશેષ વપરાતાં થઈ ગયાં અને તેમનાં હેરત ઉપજાવે,એવાં ફળો પણ આવવા લાગ્યાં. દેખાદેખી આ સર્વનું થોડું વિશેષ અનુકરણ જૂની દુનિયાની મહાનગરીઓમાં પણ થવા લાગ્યું ખરું, જો કે . છેક આસ્તેકદમે આખું મકાન અનુકૂળ સ્થળે તૈયાર કરી લેવામાં આવે અને પછી તેને આખું ઉપાડીને ઇષ્ટ સ્થળે સદાને માટે ઠોકી દેવામાં આવે, એ યુનાઈટેડ સ્ટેટ્સના ઇજનેરો માટે હસ્તામલક જેવી બાબત થઈ ગઈ અને તોપણ જૂની દુનિયાને આવીઆવી નવતર નવતમતાને અપનાવતાં પહેલાં અંદેશો સારી પેઠે થવા લાગ્યો અને તેમાં જીવ જેવો ફેરફાર ઝટ થઈ આવશે, એ સંભવિત પણ ના લાગ્યું.

અને તોપણ આજે આપણે જોઈએ છીએ કે ઈ. સ. ૧૯૪૨ પહેલાં જે જૂની દુનિયાનાં સૌથી વધારે પ્રગતિશીલ મહાનગરો ''માટે પણ અશક્ય અને અસંભવિત ગનાયા કરતું હતું, તેમાંનું જ કેટલુંક–મકાનોની મહામોટી સંખ્યા બને તેટલી ઝડપે અને જેમ બને તેમ ઓછા ખર્ચે ચણી લેવાની મહામોટી ભીંસમાં સપડાતાં, હવે ત્યાંની ચણતરકલા-કારીગરીઓમાં વધારેવધારે દાખલ થવા માંડ્યું છે.

" એના પુરાવામાં અહીં આજે ઈ. સ. ૧૯૪૬ના સપ્ટેંબરની ૨૫મી તારીખે લંડન વિશ્વવિદ્યાલયની બર્કબેક પાઠશાળાના પ્રોફેસર જે. ડી. બર્નલે બ્રિટિશ બ્રોડકાસ્ટિંગની નભોવાણીમાં અર્ધો કલાક જે પ્રવચન કરેલું તેમાંની કેટલીક વિગતો ટાંકવા લલચાઈએ છીએ. મકાનોની અસહ્ય તંગીના શક્ય તે ઉપાયો વિચારવા, યોજવા માટે વરિષ્ટ બ્રિટિશ સરકારનાં બાંધકામ ખાતાં (અં.'પબ્લિક વર્ક્સ')-ના મંત્રીમંડળના સલાહકારોની કમિટીમાં પણ પ્રોફેસર બર્નલ પ્રમુખસ્થાને બિરાજે છે એટલે એઓ જે કહે છે તેની ચોકસાઈની વિશ્વસનીયતા તેમ ઉપયોગિતા વિશે બે મત સંભવતા જ નથી* કેવાં મકાનો સૌથી વધારે ઉપયોગી નીવડે, તે ચણવામાં કઈ કઈ સામગ્રી સંતોષપ્રદની સાથે સસ્તી ઝટ તૈયાર કરી લેવાય એવી અને સુલભ ગણાવાને પાત્ર, ચણતરની મજૂરી, તેમ તેમાં લાગતા કામના અને બીજા વ્યયમાં વધારે વધારે બચત શી રીતે થઈ શકે, આ સર્વમાં છેલ્લામાં છેલ્લી વૈજ્ઞાનિક શોધો અને પ્રક્રિયા-

* જુઓ સાયન્સ સર્વે (Science Survey) શ્રી આયન કોક્સ સંપાદિત (લંડન, ૧૯૪૮). પૃ. ૩૦ થી ૬૪.

ઓનો નધારેમાં વધારે લાભ કયે પ્રકારે મેળવાય, એ સર્વ પ્રશ્નો આ સલાહકાર કમિટીના કર્તવ્યક્ષેત્રમા અવશ્ય આવી જાય છે

ભીતો ચણાતી હોય ત્યારે કડિયા મજૂરાદિ માટે વાપરવાની સીડીઓનો વિચાર કરો જેમ ચણતર ઊંચુ ચડતું જાય તેમ એક સીડી સાથે બીજી, અને બીજીની સાથે ત્રીજી ચોથી એમ ગાંઠીને કામ લેવામા આવે છે સેંકડો બલ્કે હજારો વર્ષથી આપણા કારીગરો અને મજૂરો આ સીડીઓ ને પાલખો વડે જ કામ લેતા આવ્યા છે "પ્રાચીન મિસ્ર અને બાબીલોનના મિસ્ત્રીઓ અને મજૂર મજૂરણો જેમ કામ કરતા તેમ જ આપણે અત્યારે આ વીસમી સદીમા ય કર્યા કરિયે છિયે" શી મૂર્ખતા ! નરી સ્નાયુ મજૂરીનો તેમ સમયનો કેટલો મોટો અપવ્યય વાપરવાની સામગ્રીનો ય કેટલો બધો બગાડ ! ઉત્પાદનનાં અનેક ક્ષેત્રોમાં આપણે વધારે કાર્યસાધક સ્નાયુબલ અને સમય અને સામગ્રી ઓછા ખર્ચાય એવી પદ્ધતિઓ વાપરતા શીખેલાં છિયે, એમાની કોઈ કોઈ અહી પણ શાને ન યોજી શકાય વારુ ? અમારી કમિટી એક બાજુ પચાશ ગુણ્યા બાર નવાં મકાન ચાલતી આવેલી રૂઢિઓ પ્રમાણે ચણી રહી છે, બાર જુદેજુદે સ્થળે બીજી બાજુ, પચાશ ગુણ્યા એકવીશ એ જ કદનાં અને એવી જ સોઈવાળાં નવા મકાનો વૈજ્ઞાનિક પ્રગતિએ ઉપજાવેલી નવી પદ્ધતિઓ વડે ચણાઈ રહ્યાં છે, અને શાસ્ત્રીય મુકાબલો થઈ શકે એટલા માટે દરેક સ્થળે સમય મજૂરસંખ્યા, કારીગરોની આવડતનાં વિવિધ પ્રમાણ, વગેરે ચોક્કસાઈ અને બારીકાઈથી નોંધવામા આવે છે જૂની રૂઢીઓ કરતાં ચોખ્ખી રીતે વધારે કાર્યસાધક અને ખર્ચ તથા બગાડમા ઊતરે એવી નવી પદ્ધતિઓની શાસ્ત્રીય રીતે પસંદગી સૌની ખાતરી થઈ જાય એમ આ પ્રમાણે એકસાથે અનેક પ્રયોગો પૂરતી સંખ્યામાં કરવામા આવે ત્યારે જ થઈ શકે દુનિયા શરૂ થઈ ત્યાંથી, માંડીને છેક ગઈ કાલ સુધીમાં આવાં કામો માટે સશક્ત પુરુષો અને સ્ત્રીઓ પૂરતી સંખ્યામાં મળ્યા જ કરતાં હતાં, ભૂખે મરતાં અને મળે તે રોજી ઝાપી લેવાને તૈયાર મજૂરમજૂરણોનો તોટો જ નહોતો, ટૂંકામાં માણસનો દુરુપયોગ અને બગાડ પણ અમાપ, કેટલીક કિંમતી અને દુર્લભ સામગ્રીનો અપવ્યય કે બગાડ ના જ ચલાવી લેવાય, એવા સંજોગો હજારો વર્ષ એકસરખા પ્રવર્તેલા છે. હવે જ આપણે એવા યુગમાં પ્રવેશ પામિયે છિયે કે તેના સંજોગોમાં આપણે માટે સૌથી કીમતી અને દુર્લભ સ્ત્રીપુરુષ મજૂરમજૂરણો છે, કીમતીમા કીમતી સામગ્રી પણ માણસને મુકાબલે ઓછા મૂલ્યની છે, એવા સંજોગોમાં આપણી ચણતર પ્રક્રિયાઓ અને પ્રવૃત્તિઓ આજ લગી ચાલ્યા આવેલા છે તે ચીલાઓ કરતાં સારી પેઠે ભિન્ન હોવી જ ઘટે એ દેખીતી વાત છે, જઈની ડોકરી પણ જઈ જ્યાં એ સ્થિતિ હતી તેને બદલે ઉલટી જ પરિસ્થિતિ અત્યારે ઉભી થયેલી હોવાથી મકાનોના ચણતરની આપણી કલાઓમાં પણ મહાભારત પરિવર્તનો આપણે સ્વીકારી લેવાં જ જોઈએ. પરંતુ એમાં અજ્ઞાન કે પ્રમાદના માર્યા ભૂલથાપ ખાઈ બેસિયે તે પણ સહન થાય એમ ન હોવાથી જે ફેરફારો સ્વીકારિયે તે ચોક્કસ અને શાસ્ત્રીય મુકાબલે વધારે કાર્યસાધક અને ઓછો વ્યય કરનારા સાબીત થાય તેમતેમ જ સ્વીકારી શકિયે અને વળી અત્યારે આપણે માથે ચણતર કરવાનો જુમ્મો એટલો તો મોટો છે કે પાઈપાઈ કરતાં થતી બચત સરવાળે ઘણી મોટી રકમમાં પરિણમે એવુ છે

હવે આપણે મકાનના જુદાજુદા ભાગમાં ઉષ્મા અને ઠંડીની હવા અને અજવાળાની, વગેરે જુદીજુદી સ્થિતિઓ પણ રચી શકિયે છિયે તો વિજ્ઞાનની એ પ્રગતિનો પૂરેપૂરો લાભ લેતાં આપણાં આધુનિક રહેઠાણોથી તેમાં વસનારને આગળ ઉપર કદી શક્ય ન્હોતાં એવાં સુખસંતોષ તેની કાર્યશક્તિમાં એટલો વધારે પણ આપણે તેને સુલભ કરાવી શકિયે એમ છે. આપણા વધેલા જ્ઞાને આ શક્યતા ઉપજાવી આપી છે તો તેનો લાભ આપણે મકાન વાપરનારાઓને શાને ન આપવો વારુ? આપણાં આધુનિક મકાનોમાં સ્નાન માટે સ્વચ્છતા માટે રસોઈ આદિ આવશ્યક નિત્યકર્મો માટે પહેલાં શક્ય જ ન હતી એવી સગવડો રચી શકિયે એમ છે, તો તે રચનાઓ પણ જેમ બને તેમ સસ્તી કરી આપવી, માત્ર ધનિકોના મહેલોમાં મળે અને આમવર્ગના સાંકડેમોકળે પૂરા પડતા નિવાસોમાં નહીં જ, એના એવા ભેદ ત્યજી શકાતા હોય તેટલા પ્રમાણમાં ત્યજી દેવાને પણ આપણે આ અર્વાચીન યુગના માણસો દેખીતી રીતે બંધાયલા છિયે. આમ કરવામાં આળસી જાઈએ તો આપણે આપણા બંધુતા અને સમાનતાના આદર્શોથી પણ એટલા ચ્યુત થઈએ, ખરું ને?

મકાન ચણવું એ એક જ ધંધો નથી. એમાં સંખ્યાબંધ ધંધાઓ પ્રવેશે છે. તે દરેક અમુકઅમુક જાતની કુશળતા માગી લે છે. એમાંની કેટલીક કુશળતાઓની અછત થઈ ગઈ છે, તો બીજી કેટલીક નવી કુશળતાઓ આપણે બીજા ધંધાઓમાં પ્રાપ્ત કરેલી છે તે આ ચણતરના સંકુલ ધંધામાં પ્રથમ પહેલીવાર સંયોજ્ય એવી પણ છે. વળી પહેલાં મિસ્ત્રી, કડિયા, સુથાર આદિ સ્થળેસ્થળે વધારે, અને તે સ્થળોમાં કામનો પુરવઠો ઘટી જાય એમ બન્યા કરતું, કોઈ પણ સ્થળે આવી પરિસ્થિતિ ક્યારે ઊભી થશે તે કળી ...ણ નહીં, વગેરે કારણોથી માણસના કુદરતી સ્વાર્થે તેને અંગચોરી આદિ લુચ્ચાઈઓમાં પણ પાવરધો બનાવેલો. હવે તો આપણે આખા મુલક અને આખા રાજ્યનો વહીવટ એકસાથે એકધોરણે ચલાવવા શક્તિમાન છિયે એટલે અમુક સ્થળે સુકાળ, બીજાં સ્થળોમાં દુકાળ; અમુક સમયે કામની હદ ઉપરાંત ભીંસ, ચોવીશે કલાક મંડ્યા રહિયે તોપણ કામ ખુટે નહીં, સામી બાજુ બીજે સમયે કામ એટલું તો ઓછું કે બીજું નવું કામ નીકળે ત્યાં લગી જે હોય તેને ચેન કેન પ્રકારે લંબાવ્યા વિલંબાવ્યા કર્યે જ છૂટકો: એવીએવી કફોડી સ્થિતિઓ વારાફરતી ચાલ્યા કરતી. હવે આપણે એવા યુગમાં પ્રવેશિયે છિયે કે તેમાં કોઈએ આવી કશી ધાસ્તી રાખવાની હોય જ નહીં. આ પ્રકારના પરિસ્થિતિપરિવર્ત્તનને લઈને પણ ઇમારતી ચણતરના આખા ધંધામાં મહામોટો ફેરફાર સ્વીકારવો જોઈએ.

પ્રોફેસર બર્નલની નલોવાણીમાં આ ઉપરાંત પણ કેટલીક બાબતો છે. સૌથી અગત્યની આ છે કે જેમ ખેતીને તેમ મકાનબાંધણીને અર્વાચીન યંત્રો અને સાંચાઓ અને યાંત્રિક પદ્ધતિઓનો પૂરતો લાભ કરી આપવાની આવશ્યકતા ઘણી મોટી છે. આમાં સૌથી વધારે વિરોધ હાલના કડિયા, સુથાર, મિસ્ત્રીઓ આદિનો હોય એ કુદરતી છે. માણસ પોતે મેળવેલી કુશળતાઓને વળગી રહેવા ઇચ્છે અને નવીનવી કુશળતાઓ અમુક વય લગી જ મેળવી શકે પછી નહીં; એ તો આપણને ઇતિહાસના આરંભકાળથી મળતો આવેલો અનુભવ છે. અને આવા વિરોધ છતાં પણ પ્રગતિ અટકી જ પડે એમ તો બન્યું નથી, એમ બનવા દેવાતું પણ નથી. પ્રગતિનો

વેગ કંઈક વિલંબિત થાય ખરો. તથાપિ એવો વિલંબ પણ કેવળ હાનિકારક ના ગણાય. જૂની કુશળતાઓ વડે કરાતી જાય તેમ તેમ નવી કુશળતાઓ વધારે ક્ષેત્ર મેળવતી જાય એમ આની વિલંબિત પ્રગતિમાં સંસ્કૃતિતંતુની સળંગતા પણ જળવાય છે. ચણતરનું સ્થલ, તે માટેની સામગ્રીઓને વત્તીઓછી તૈયાર કરી આપતાં કારખાનાં, અને ચણતર સ્થલ (અ. 'બીલ્ડિંગ સાઈટ') અને કારખાના વચ્ચેના પરસ્પર વિનિમયસંબંધો, તમામમાં અર્વાચીન યાંત્રિક યુક્તિપ્રયુક્તિઓ વડે ઝાઝો વ્યયઘટાડો થઈ શકે એમ છે, તે એવી વ્યવસ્થિત રીતે થવો ઘટે છે કે આખું તંત્ર આંચકા અને ત્રુટિઓ વિના રફતેરફતે વિશેષ કાર્યસાધક બનતું પૂરેપૂરી ઉન્નતિ પ્રાપ્ત કરી શકે. વિશ્વવિગ્રહ દરમિયાન આપણને એવાં તો સંકુલ આયોજનો (અ. 'પ્લેનિંગ્સ') પાર ઉતારવા પડેલાં કે મુકાબલે આ ઇમારતચણતરનો ધંધો તો સમગ્રે લેતાં સંકુલતા અને મુશ્કેલી અને દુર્ઘટતામાં સારી પેઠે સુગમ ગણાવો. ઘટે. સાગર તરી ઉતરવાનું જેનું સામર્થ્ય આખી દુનિયાએ જોયું છે અને સાશ્ચર્ય વખાણ્યું છે તેણે નાના સરખા તળાવથી મુઝાવાનું હોય નહીં.

તાત્પર્ય કે ટ્રેક્ટરો આદિ યંત્રોએ ખેતીની અસ્તુમૂળ સૂરતને સર કરી લીધા પછી હવે એના જેટલી જ જૂની ઇમારતો અને ઇમ્લાઓની બાંધણીની સૂરતનો વારો આવ્યો જણાય છે. યંત્રો યાંત્રિક પદ્ધતિઓ અને વૈજ્ઞાનિક ઢબો અને કારખાના ગિરણીઓમાં જાણીતી થયેલ કાટકસરો અને શીઘ્ર કેડીઓ ચણતરના નાનાવિધ વ્યવસાયોમાં ઘૂસવા માંડ્યાં છે, અને પરિણામ આવું પણ આવવા સંભવ છે કે ઇંગ્લાંડની મકાનોની અસહ્ય અછત તેને દાયકા દોઢ દાયકામાં યુનાઈટેડ સ્ટેટ્સની મહાનગરીઓ કરતાં પણ આગળ આગળ ખેંચી બાંધકામના પ્રકારોને સૌથી વધારે યાંત્રિક ઉદ્યોગો બનાવી દેવામાં ઇંગ્લાંડ આખી દુનિયાને મોખરે પણ નીકળવા પામે.

★

૧૯૦૭-૮ની સાલ હશે. અરવિંદઘોષના 'વંદેમાતરમ્' નામના વિખ્યાત પત્રની અસર વડોદરા કૉલેજમાં ભારે હતી. ચારેબાજુ જુવાનો ક્રાંતિની વાતો કરતા. કેટલાક વિદ્યાર્થીઓએ એક દિવસ છોટુભાઈ પુરાણીને કહ્યું : "તમે અમારા મંડળમાં વ્યાખ્યાન આપવા આવો." વ્યાખ્યાનમાં છોટુભાઈએ કહ્યું "આપણે બીજું કશુંય ન કરીએ પણ આપણાં શરીર તો સુધારી શકીએ ને ?" ને પછી એક વિદ્યાર્થીના વરંડાની અવાવરુ ને મોટા ખાડાટેકરાવાળી, ને ઘાસવાળી જમીન પર પાવડો લઈને કછોટો વારી છોટુભાઈ તો મંડી પડ્યા. વડોદરાને આગલે બાજવાડામાં સુંદર એવું મેદાન તૈયાર થઈ ગયું.

સ્ત્રીઓ કહેતી : મુવા રોયા આ લોકોને તો શરમેય આવતી નથી. અહીં ગૃહસ્થી લોકો રહે. વહુઆરુ હોય, છોડીઓ હોય પણ કોઈની યે લાજશરમ નથી ! આ માસ્તરે જ છોકરાને નાગડા બનાવી ફેરવ્યા છે !

પણ વ્યાયામશાળામાં આવતા વિદ્યાર્થીઓને આદેશ હતો. કોઈ સુરમો ન કરવો, કોઈને સામો જવાબ ન આપવો. પોતાનું કામ કરીને સીધું ઘેર જવું. આ રીતે ગુજરાતભરની વ્યાયામપ્રવૃત્તિના પિતા શ્રી છોટુભાઈએ 'લક્ષ્મીનાથ વ્યાયામ મંદિર' રૂપે આટલું વહેલું એ મહાવૃક્ષ ગુજરાતમાં વાવ્યું. આજે આપણે એનાં ફળ ચાખીએ છીએ.

×

# શેખચલ્લીના બચાવમાં

*

શ્રી. જ્યોતીન્દ્ર હ૦ દવે

તર્ક, કલ્પના ને યોજના માનવી પાસે ન હોત તો આપણે આટલી પ્રગતિ કરી શક્યા હોત? કલ્પના–વૈભવને લીધે જ મનુષ્ય ઈતર પ્રાણીઓથી જુદો પડી આવે છે ને તેમ છતાં ભાવિમાં ડોકિયું કરવાની ટેવના પ્રતીકરૂપે માનેલા શેખચલ્લીને આપણે અત્યાર સુધી પેટભરી વગોવ્યો છે, એ નામ આપી આપણે કેટલાકનું અપમાન પણ કર્યું છે. આ બધું કેવું વિરોધાભાસી લાગે છે! આપણા સમાજના આવા એક ઉપેક્ષિત માનવીનો બચાવ કરવા માટે શ્રી. જ્યોતીંદ્ર કરતાં કયો મોટો ધારાશાસ્ત્રી મળી શકે?

જે કામ મારો ધારણા કે હું એક કલાકમાં કરીને પાછા ઘેર ફરી શકીએ તે કામ પૂરું કરીને મારાં શ્રીમતી સાડા ત્રણ કલાકે ઘેર પાછાં ફર્યાં ત્યારે મેં પૂછ્યું: 'કેમ આટલું બધું મોડું થયું?'

'અરે! હજી તો વહેલી પાછી ફરી. નહિ તો અડધોપોણો કલાક મોડું થાત. અહીંથી નીકળી તો ટ્રામ કે બસ કોઈ કરતાં કોઈમાં જગા જ ન મળે. મારી પછીથી આવ્યા હોય તે દોડીને ચડી જાય. લગભગ કલાક પછી એક ટ્રામમાં જગા મળી. પછી ટ્રામ બદલવાની હતી ત્યાં પણ એમ જ હાડમારી ભોગવવી પડી. આવતી વેળા તો ઘોડાગાડી કરીને આવી.' શ્રીમતીએ ખુલાસો કરતાં જણાવ્યું.

'કંઈ નહિ, હવે એકબે વરસમાં ઘેર મોટર આવી જશે. પછી કોઈ જાતની તકલીફ નહિ રહે.' મેં કહ્યું.

'એમ? મોટર આવશે? કંઈ ઇનામબિનામ લાગ્યું છે કે શું?' શ્રીમતીએ પૂછ્યું.

'ઇનામ તો નથી લાગ્યું ને લાગે એવો સંભવ પણ નથી. પણ મારા હાથમાં અત્યારે હજાર રૂપિયા આવ્યા છે—'

'તે મને આપી દો. તમારા હાથમાં એ સચવાવાના નથી. દમયંતીના હાથમાંથી માછલાં સજીવન થઈ ચાલ્યાં જતાં, તેમ પૈસા તમારા હાથમાં આવ્યા કે એને પાંખ ઊગીને એ ઊડી જાય છે.' મને બોલતો અધવચ અટકાવી શ્રીમતીએ કહ્યું.

'તારી વાત એકંદરે સાચી છે, પણ આ તો ત્રણેક દિવસથી આવ્યા છે તે હજી સુધી ટકી રહ્યા છે. આમ તો શેરબેરનું હું કંઈ સમજતો નથી; પણ થોડા દિવસ પર શેરબજારના કેટલાક શોખીન મિત્રો વાત કરતા હતા તે પરથી એટલું સમજ્યો છું કે એક જાતના—કઈ જાતના તે ખબર નથી—પણ એ તો હું પૂછી જોઈશ; એક જાતના શેર સાતસો રૂપિયે મળે એમ છે. થોડા દિવસ પછી એના ભાવ બારસો સુધી પહોંચશે ત્યારે એ વેચી નાખીશું. પછી ભાવ પાછા પાંચસોએ પહોંચશે એટલે બીજા વધારે શેર ખરીદ કરીશું. પછી પાછા એ પંદરસોએ પહોંચશે એટલે વેચી મારીશું. એ પછી એના ભાવ ગગડીને ત્રણસોએ પહોંચશે ત્યારે આઠદસ શેર લઈ લઈશું ને સત્તરસોએ પહોંચશે એટલે વેચી દઈશું. આમ એકબે વર્ષ કરીશું એટલે સારી જેવી મૂડી ભેગી થશે. તેમાંથી આપણા માટે એકાદ મોટર વસાવી શકીશું.' મેં કહ્યું.

'ના, મારે શેરબેર કંઈ લેવા નથી. એકો વેપલો કરવા એકવાર ગયા'તા ત્યારે ત્રણસો રૂપિયા ભરવા પડ્યા હતા તે મને હજી યાદ છે. એના કરતાં બેંકમાં મૂકી દો કે સર્ટિફિકેટ લઈ લો. મને આપી દો. હું વ્યવસ્થા કરીશ.

તમે તો શેખચલ્લીની પેઠે તરંગો કર્યા કરો છો ' શ્રીમતીએ જવાબ દીધો

'હીક, જોઈશું ' કહીને તાજું આવેલું વર્તમાનપત્ર મે ઉઘાડયું એમાં એક જણે આપણા પ્રાંતની એક શહેરની મ્યુનિસિપાલિટી વિષે ટીકા કરી હતી, તે પર મારી નજર પડી. છેલ્લાં પાંચેક વર્ષથી એ શહેરમાં પાણીનો ભારે ત્રાસ પ્રવર્તે છે આખા દિવસમાં બધુ મળીને કટકેકટકે દોઢેક કલાક પાણી આવે છે, પણ તે પણ ઘરના નળોમાં નહિ એટલા બહાર ખાડા ખોદી બહારના નળ ઉઘાડી લોકોને પાણી ભરવુ પડે છે અને આટલું પાણી ભરતાં જે મહેનત પડે છે, તેને પરિણામે જેટલો પરસેવો થાય છે તેટલું પાણી પણ તેમને મળી શકતુ નથી એ બાબત મ્યુનિસિપાલિટીમાં ઉગ્ર ચર્ચા ચાલી હતી. ત્યાં મ્યુનિસિપાલિટીના અધિકારીઓએ લોકોને પાણી માટે જે ત્રાસ પડે છે તેનું નિવારણ કરવા પોતે કેવી યોજનાઓ ઘડી છે તેની સમજણ આપી હતી તે વિષે લખતાં લેખકે ટીકા કરી હતી આપણા આગેવાનો આપણને હથેળીમાં ચાંદ બતાવ્યા કરે છે જાતજાતની યોજનાઓ એ તૈયાર કરે છે પાણીની તગી પાંચપાંચ વર્ષ થયાં લોકો ભોગવી રહ્યા છે અને આપણી મ્યુનિસિપાલિટીની ખુરશી શોભાવનારાઓ એ સંકટ નિવારવા યોજનાઓ પર યોજનાઓ ઘડ્યે જ જાય છે પરિણામ કશુ જ આવતું નથી આવે છે તો એટલુ જ આવે છે, કે લોકોની તકલીફ દહાડેદહાડે વધતી જાય છે આવી સ્થિતિમા નવીનવી યોજનાઓ કાગળ પર ઘડ્યા કરવી એ શેખચલ્લીના હવાઈ કિલ્લાઓ બાંધવા જેવી બેવકૂફી છે '

આપણી લોકવાર્તાઓએ ઘણાને અન્યાય કર્યો છે આ બિચારા શેખચલ્લીને કદાચ સૌથી વધારે કર્યો છે કોઈ પણ ખ્વાબી, તરંગી, હવાઈ કિલ્લાઓ રચનારને શેખચલ્લી જોડે સરખાવવામાં આવે છે શેખચલ્લી એટલે કેવળ તરંગોમાં મહાલનાર મહામૂર્ખ એવી જ આપણી કલ્પના ઘડાઈ છે

પરંતુ ખરી રીતે જોતાં તેમ નથી. માથે ઘીનો ગાડવો લઈ જતો શેખચલ્લી વિચાર કરે છે 'હું આ ઘીનો ગાડવો વેચીશ, તેના જે પૈસા ઊપજશે તેના વડે બકરી ખરીદીશ, તેને બચ્ચાંકચ્ચાં થશે તે વેચીને ગાય કે ભેંસ લઈશ એ ભેંસનાં દૂધ, ઘી વગેરે વેચીને વેપાર કરીશ, પૈસાવાળો થઈશ ને લગ્ન કરીશ અને છોકરો જ્યારે જમવા માટે મને બોલાવવા આવશે, ત્યારે કહીશ, બ નથી આવતો !' આમ વિચારમાં ને વિચારમાં તે શેખચલ્લીએ માથુ હલાવ્યું ને માથા પરથી ઘીનો ગાડવો જમીન પર પડીને ફૂટી ગયો ઘીના વેપારીએ કહ્યુ 'અલ્લા ! મારો ઘડો ભાંગી નાખ્યો તે ' શેખચલ્લીએ જવાબ દીધો 'તમારો ઘડો ભાંગ્યો પણ મારુ તો ઘર ભાંગ્યુ !' આ કથા પરથી આપણને બોધ આપવામાં આવે છે કે ખોટા વિચારતરંગો કરવા નહિ એનાથી નુકસાન થયા વિના નહિ રહે

પોતાની મેળે વિચાર કરવાની જેનામા શક્તિ ન હોય, જેને ભવિષ્યનાં કોઈ સ્વપ્નાં આવતાં ન હોય, જેનામાં મહત્વાકાંક્ષાનો છાંટો ન હોય ને પારકા વિચારે જ ચલાવી લેવાની જેનામાં ટેવ હશે, તેવા કોઈકે આ કથા ઉપજાવી કાઢી હોય એમ લાગે છે

માથુ હલાવવાથી માથા પરનો ઘીનો ગાડવો પડી ગયો ને ફૂટી ગયો, એટલા એક અકસ્માત ઉપરથી શેખચલ્લીની આખી વિચારધારાને દૂષિત માનવી એટલું જ નહિ પણ એ પ્રમાણે વિચાર કરવો એ ખોટુ છે એમ પૂરવાર કરવા પ્રયાસ કરવો એ બાળબુદ્ધિને છાજે એવુ છે એમ તો કદાચ શેખચલ્લી

કંઈ પણ વિચાર કરતો ન હોત, પણ એની સાથે બીજો કોઈ માણસ અથડાઈ પડ્યો હોત, રસ્તે લડતાં કૂતરાંઓ એના પગ વચ્ચે આવી ગયાં હોત, બારીમાંથી કોઈએ એના ગાડવા પર પથ્થર ફેંક્યો હોત કે છાપરા પરથી નળિયું એના ગાડવા પર પડ્યું હોત, તોપણ એનો ગાડવો પડીને ફૂટી જાત. માથા પર ઘીનો ગાડવો લઈને એ રસ્તે નીકળ્યો ત્યારથી ગમે ત્યારે ને ગમે તે રીતે એ ગાડવાને માથે જોખમ–જમીન પર પડીને ભાંગી જવાનું–રહ્યું હતું. અલબત્ત વગરવિચારે એકાએક એણે માથું હલાવ્યું એ ભૂલ કરી ને તેનું પરિણામ એને ભોગવવું પડ્યું; પરંતુ તેમાં યે જોવાનું એ છે કે એણે જે ભૂલ કરી તે વિચાર કરવાની નહિ, પણ માથું હલાવવાની ક્રિયા કરવાની, એટલે એને ખમવું પડ્યું તે માત્ર વિચાર કરવાને કારણે નહિ, પણ તર્કાનુકૂલ અભિનય–વિચાર મુજબ હલનચલન કરવાને કારણે. એટલે કંઈ પણ કામ કર્યા વિના જે કેવળ વિચારો કર્યા કરે છે, તે તરંગી માણસ શેખચલ્લીની પેઠે હેરાન થાય છે એવો બોધ આ વાર્તા પરથી તારવવો એ બરાબર નથી.

અને શેખચલ્લીએ જે વિચારો કર્યા તેમાં ખોટું પણ શું હતું? માણસ જ્યારે કંઈ પણ કામ કરે છે ત્યારે, ગીતા પ્રત્યે એને ગમે તેટલો આદર હોય તે છતાં, ફળની ઇચ્છા એ રાખે જ છે અને એ ફળ કદાચ એને મળે તો તેટલાથી એને સંતોષ થતો નથી. પણ એ ફળના બીજમાંથી ફરી પાછું નવું વૃક્ષ ઉગાડી વધારે ફળો પ્રાપ્ત કરવાની ઇચ્છા એનામાં જાગે છે; આ કેવળ સ્વાભાવિક છે. એ સિવાય માણસ પ્રગતિ કરી શકે જ નહિ.

'આ મજૂરી કરીને, હું થોડુંક ધન પેદા કરીશ. એ ધનમાંથી બીજી કોઈ વસ્તુ ખરીદ કરીને તેનો વેપાર કરીશ. એ વેપાર ધીરેધીરે જમાવીને બીજી મોટી વસ્તુનો વેપાર કરીશ ને એમ કરતાંકરતાં શાહસોદાગર થઈશ.' એવી મહેચ્છા કોઈ સેવે તો તેને તરંગી ને ગાંડો માનીને ઉપહાસયોગ્ય ગણવો એ શું યોગ્ય છે?

દૂરદૂર ગામમાંથી આ શહેરમાં માત્ર દોરીલોટો લઈને આવેલા, કોઈક શેઠિયાને ત્યાં મુનીમ તરીકે કે એનાં બાળકોને રાખવા રહેલા, પછી ધીમેધીમે શેઠની પેઢીએ જતા થઈ તેમાંથી વેપાર કરવા લાગેલા અને આખરે શેઠના ભાગીદાર બનેલા અનેક તાલેવંતો ને વેપારીઓની સાચી વાતો વારંવાર આપણને સંભળાવવામાં–કેટલીક વાર તો પરાણે પણ સંભળાવવામાં–નથી આવતી, એવા શેઠિયાઓની પોતાની તરફથી જ?

શેખચલ્લીના જેવો જ એક બીજો દાખલો પણ આપવામાં આવે છે. તરતનાં પરણેલાં દંપતી એકવાર વાતમાં ને વાતમાં લડી પડ્યાં. પત્ની રિસાઈને પિયર જતી રહી. આઠદસ વર્ષ સુધી બંને છૂટાં રહ્યાં. આખરે મિત્રોએ વચ્ચે પડી સમાધાન કરાવવાનો વિચાર કર્યો. લડાઈનું કારણ શું હતું તે વિષે તપાસ કરતાં જણાઈ આવ્યું, કે એકવાર વરવહુ રાતના વાળુ કરીને ટાઢા પહોરનાં ગપ્પાં હાંકતાં બેઠાં હતાં. ત્યારે જો પોતાને ત્યાં પુત્ર આવે તો તેનું નામ શું પાડવું તે બાબતમાં બંને વચ્ચે ભારે મતભેદ ઊભો થયો. પત્નીએ જે નામોની ભલામણ કરી તે પતિને ન ગમ્યાં ને પતિએ સૂચવેલાં નામો પત્નીને ન રુચ્યાં, આને પરિણામે બંનેનાં મન ઊંચાં થઈ ગયાં ને પત્ની રિસાઈ પિયર જતી રહી. પતિએ વટમાં ને વટમાં એને બોલાવી નહિ. આમ ને આમ આઠદસ વર્ષ વહી ગયાં.

જે છોકરો જન્મ્યો નહોતો એટલું જ નહિ, પણ જેણે નજદીકમાં પોતાના જન્મ-

વાની આગાહી સુદ્ધાં નહોતી આપી, તેના નામ વિષે તકરાર ઊભી કરનારાં દંપતી કેવા મૂર્ખ હોવાં જોઈએ? વિચારવાયુએ ચડી જઈ નક્કર ભૂમિકા વિના કેવળ તર્કોના તરંગોમાં રાચનારાંઓ કેવાં વગરકારણે દુઃખી થાય છે, તે દર્શાવવા સારુ આ કથા જોડી કાઢવામાં આવી છે પણ આ દંપતી લડી પડ્યાં તે વિચારવાયુએ ચડી જવાને કારણે નહિ, પરંતુ સામાન્ય રીતે માણસો અને ખાસ કરીને પતિપત્ની—એક બીજા વચ્ચેનો મતભેદ સહન કરી શકતાં નથી તેને જ લીધે છોકરો જન્મ્યો નહોતો એ સાચું, નજદીકના ભવિષ્યમાં જન્મવાની એણે કોઈ આગાહી નહોતી આપી એ પણ સાચું, પણ તેથી કંઈ કોઈ પણ કાળે એમને ત્યાં પુત્રરત્નની પ્રાપ્તિ ન જ થાત એમ તો કહી ન જ શકાય છોકરો થાય તો નામ શું પાડવું એ જ સવાલ હતો અને ધારો કે બન્નેએ એક નામ પસંદ કર્યું હોત, તો એમનો કાળ કેટલો આનંદમાં જાત! એ નામ દઈને અણજન્મેલા છોકરાને ધીરજથી એઓ બોલાવત, એને રમાડત, એને હાલરડાં ગાત અને એમ બન્ને વચ્ચે આનંદની મજબૂત ગાંઠ બંધાત એ જ વિચારવાયુને પરિણામે કલેશને બદલે એઓ કલ્લોલ પણ કરી શક્યાં હોત

"દુનિયામાં જેજે માણસો મોટી શોધો કરી ગયા છે, સાહિત્ય, તત્ત્વજ્ઞાન, રાજકારણ આદિ વિષયોમાં નવનવા વિચારો ફેલાવી ગયા છે, તે બધા કોઈ ને કોઈ રીતે શેખચલ્લી જેવા જ હતા. ઊકળતા પાણીની કીટલીનું ઢાંકણું હાલતું જોઈ વિચારવાયુએ ચડેલા વોટ્સે સ્ટીમ એન્જિનની કલ્પના કરી બપોરના ભોજન પછી ભરેલે પેટે વિશ્રાંતિ લેતા ન્યૂટને ઊંઘના ઘેનથી અડધી મિંચાયેલી આંખે ઝાડ પરથી ફળને જમીન પર પડતું જોયું ને એ વિચારવાયુએ ચડ્યો 'આ ફળ ઝાડ પરથી તૂટીને ઉપર કેમ જતું નથી? નીચે કેમ પડ્યું?' અત્યારે કોઈ મોટી ઉંમરનો પુરુષ આ રીતે સવાલ પૂછે તો તેને આપણે 'મૂરખ થા મા! આવા વિચાર કરવાને બદલે તારુ કામ કર' કહીને કાઢી મૂકીએ પરંતુ ન્યૂટને આ પ્રકારના વિચારવાયુએ ચડીને ગુરુત્વાકર્ષણનો નિયમ શોધી કાઢ્યો રણછોડલાલ રેંટિયાવાળાએ અમદાવાદમાં મિલ ઊભી કરવાનો વિચાર પહેલ વહેલો કોઈને કહ્યો હશે, ત્યારે એ પણ એને શેખચલ્લી જેવા જ લાગ્યા હશે

ખરુ પૂછો તો શેખચલ્લીના તરંગો તો આ મહાપુરુષોના તરંગો આગળ કંઈ વિસાતમાં નહોતા એ તો, પ્રથમ સાધારણ કલાર્ક કે શિક્ષકની નોકરીએ રહેનાર મનુષ્ય 'હું ધીરે-ધીરે પ્રગતિ કરીને પેઢીનો ભાગીદાર કે મુખ્ય શિક્ષક બની જઈશ' એવી આકાંક્ષા સ્વાભાવિક

રીતે રાખે છે, તેની પેઠે જ આગળ વધવાની ઇચ્છાથી વિચારો કરતો હતો. અને આપણે બધા પણ કોઈકોઈવાર શેખચલ્લી જેવા તરંગે નથી ચડી જતા? આગળ ને આગળ વધવાનાં સ્વપ્નાં નથી જોતાં? અને કોઈકવાર ખરેખર આગળ વધતા પણ નથી?

ખુદ ઈશ્વરની આપણે શોધ કરી છે તે પણ શેને લીધે? વિચારવાયુએ ચડ્યા વગર એની શોધ થઈ શકી હોત? કોઈ પણ કાર્ય કરવાને પરિણામે ઈશ્વરનાં પ્રત્યક્ષ દર્શન થવાં અશક્ય છે. પણ બેઠાબેઠા કે સમાધિમાં ચડીને વિચાર પર વિચાર કર્યા જવાથી જ ઈશ્વર જેવું કોઈ તત્ત્વ હોવું જોઈએ એમ માણસને લાગ્યું હશે. આ જગત છે તો તેને કોઈ પેદા કરનાર હોવો જોઈએ. દરેક વસ્તુને ઉત્પન્ન કરનાર હોય છે. માટે જગતનો ઉત્પન્ન કરનાર કોઈક હોવો જ જોઈએ. સ્રષ્ટા હમેશાં શક્તિમાન હોય છે, તો આખા જગતનો સ્રષ્ટા સર્વશક્તિમાન હોવો જોઈએ. આવી-આવી કલ્પના કરીને જ માણસે ઈશ્વરના અસ્તિત્વની શોધ કરી હશે. અને એ પછી તેથી યે વધારે પ્રમાણમાં વિચારવાયુએ ચડી એ ઈશ્વરની નિકટમાં જઈને, અથવા તદ્રૂપ બની જઈ મુક્તિની કલ્પના કરી.

આ બધા પરથી પ્રતીત થશે કે બિચારા શેખચલ્લીને આપણે નાહક વગોવ્યો છે. ફક્ત ઘીનો ગાડવો માથે ઊંચકીને મજૂરી કરી એણે સંતોષ માન્યો હોત, તો દુનિયામાં એ આગળ કેમ વધી શકત? પોતાની સ્થિતિ સુધારવા દરેક જણ પ્રયત્ન કરે છે અને એ પ્રયત્ન કરતાં પહેલાં તે વિષે વિચાર પણ કરે છે.

ખરી રીતે જોતાં અત્યારે દુનિયાને શેખચલ્લીની જરૂર છે. નવીનવી યોજનાઓ ઘડે, નવાનવા વિચારો આપે એવા માણસોની આપણને આવશ્યકતા છે. એ યોજનાઓ કે વિચારો કાગળ પર જ રહે છે, અમલમાં મુકાતાં નથી એવો વાંધો કાઢવામાં આવે છે તે પણ બરાબર નથી; કારણકે આજે કદાચ એ કાગળ પર શોભે છે પણ તેથી જ કોઈ દહાડો એનો અમલમાં મુકાવાનો સંભવ પણ છે એ ન ભૂલવું જોઈએ. કદાચ યોજના ઘડનારા પોતે એને અમલમાં મૂકી ન શકે તોપણ તેમાં ચિંતા કરવા જેવું નથી. એ વાંચનારા બીજા પણ જો એને અમલમાં મૂકે તો યે કાર્યસિદ્ધિ થયા વિના નહિ રહે.

વર્તમાનમાં નિષ્ક્રિય રહી ભવિષ્યની યોજના કર્યા કરવી તે ખોટું છે એમ જો કહેવાનો ઉદ્દેશ હોય, તો તે પણ બરાબર નથી; કારણકે યોજનાઓ હમેશાં ભવિષ્ય માટે જ હોય છે. ભૂતકાળ વીતી ગયો હોય છે. વર્તમાન ક્ષણજીવી છે, એ આવતાંની સાથે જ ભૂતકાળમાં ભળી જાય છે એટલે કાર્યસિદ્ધિ માટે ખુલ્લો રહે છે માત્ર ભવિષ્યનો વિશાળ ને અગાધ પ્રદેશ. એટલે અધીરા થઈ ભવિષ્યની યોજના ઘડનારાઓ ઉપર આક્ષેપ મૂકવા એ કોઈ રીતે યોગ્ય નથી.



'પરણ્યા ત્યારે નમસ્કાર'ની કહેવત તો અત્યંત જાણીતી છે. એની સમાનાર્થી બીજી રસિક કહેવતો જાણવા જેવી છે: 'સોના આવ્યા તો કહે નડા થયા.' 'ધપ્પો વાગ્યો તો કહે ધૂળ ઊડી ગઈ.' 'બાવા, ગાયો બહુ થઈ તો કહે દૂધ પીયેંગે: બાવા, ગાયો મરી ગઈ તો કહે છાણમૂતરની ગંધ ગઈ!'

×

# કરણી તેવી પાર ઊતરણી

શ્રી ધનસુખલાલ મહેતા

'માણસ કરે તેવું પામે', એ કહેવત આ દુનિયામાં ક્યારેક સાચી ને ક્યારેક ખોટી પડતી દેખાય છે, છતાં જો સૂક્ષ્મ દૃષ્ટિએ જોઈએ તો ખાતરી થાય કે આ કહેવતમાં કુદરતનો સાચો નિયમ વ્યક્ત થયો છે આ પ્રસંગકથા એવી કોઈ સૂક્ષ્મતા નથી દર્શાવતી, પરંતુ 'કરણી તેવી પાર ઊતરણી'ના સિદ્ધાંતનું તો સમર્થન કરે જ છે કથાના અંત સુધી તો સમજાય જ નહીં કે આ શું બની રહ્યું છે ને એ જ એની ખૂબી છે સ્વાભાવિક સરળતાથી કુદરતનો નિયમ અહીં કામ કરે છે

શિરસ્તા મુજબ હું નવેમ્બરના આરંભમાં માથેરાન ગયો હતો ઘણાં માણસો જ્યારે માર્ચ, એપ્રિલ અને મેમાં માથેરાન જવાનું પસંદ કરે છે ત્યારે મને ત્યાં ગોઠતું નથી દરેકદરેક હોટલમાં ઊભાં રહેવાની જગ્યા હોતી નથી. એકેક રૂમમાં કીડીની પેઠે માણસોને રહેવું અને સૂવું પડે છે ફરવા જઈએ ત્યારે પણ જ્યાં જાઓ ત્યાં માણસોનાં ટોળેટોળાં તમારી સાથે લગભગ અથડાયા કરતાં હોય વધારે પૈસા આપવા અને આમ હેરાન થવું એ મારા સ્વભાવને પ્રતિકૂળ છે વળી હું જ્યારથી બહુ ચાલી શકતો નથી ત્યારથી તો મને આવા પ્રકારની, માણસોની ભીડથી અકળામણ થાય છે રાતે પણ બાર-એક વાગ્યા સુધી દરેક હોટલમાં હોહા ચાલ્યા જ કરતી હોય! એટલે હું તો નવેમ્બરમાં જ માથેરાન જાઉં છું અને ત્યાં મારી પ્રિય હોટલમાં ઊતરું છું તે વખતે પૈસા પણ ઘણા ઓછા આપવા પડે છે અને જુદી રૂમના પૈસા નહિ ખરચો તોપણ તમને સ્વતંત્ર રૂમ મળી જ રહે છે જ્યાં ફરો ત્યાં એકાંતની શાંતિ તમને સહજ મળે છે અને વળી હોટલનાં માણસોને પણ ફુરસદ ઘણી હોય, તેમ જ મને તો એ બધાં ઓળખી રહ્યાં હોય, એટલે આપણી ખાતરબરદાસ્ત પણ સારી જ થાય

એ પ્રમાણે હું નવેમ્બરના આરંભમાં ત્યાં પહોંચ્યો હતો હું ગયો ત્યારે મારા સિવાય એ હોટલમાં બીજા ત્રણ મુસાફર આવ્યા હતા ત્રણેક દિવસ રહીને બીજા બે જણ આવ્યા એક રૂમમાં હું એકલો રહ્યો હતો આગળના ત્રણે માણસો એક મોટા ખંડમાં રહેતા હતા જ્યારે નવા આવનાર બે માણસોએ એક અલાયદી રૂમ લીધી હતી સામાન્ય રીતે આવી ટ્રિપ ઉપર આવનાર માણસો શાંત કરતાં વાતોડિયા વધારે હોય છે અને તે પ્રમાણે આગળ આવેલા ત્રણ જણા વાતોડિયા જ હતા પણ નવા આવેલા બે, અમારામાંથી કોઈ જોડે ખાસ બોલતા જ નહિ, જમતી વખતે પણ અમારાથી એ લોકો જુદા બેસતા એમના આવ્યા પછી ત્રણેક દિવસે તો મને ખબર પડી કે એ બંને સગા કાકાભત્રીજો થતા હતા જ્યારે જુઓ ત્યારે એ બે જણ સાથે ને સાથે જાણે ખાનગીમાં વાતો કરતા હોય તે પ્રમાણે વાતો કર્યા કરતા હતા લગભગ ગુસપુસ કરતા હતા એમ કહીએ તોપણ ચાલે અને એઓ ફરવા જતા તે પણ બીજાથી છૂટા જતા બળાત્કારે એમને બોલાવી એમની જોડે ઓળખાણ કરવાની અમારી કોઈની વૃત્તિ ન હતી એટલે અમે પણ તેમની સાથે બહુ પરિચય કરવાનો યત્ન કર્યો નહિ

મારી તબિયતને અનુકૂળ આવે તેમ હું થોડુંક ચાલીને, પછી બેસીને કુદરતનું

સૌંદર્ય જોતો હતો જોકે એ સૌંદર્ય પણ મારે માટે નવું ન હતું; કારણકે મને માંદા પડ્યાંને તો ત્રણ વર્ષ જ થયેલાં. અને હું માથેરાન તો વર્ષોથી જતો એટલે ત્યાંના એકેએક પૉઈન્ટ તો શું પણ એ પૉઈન્ટોથી નીચે ઊંડીઊંડી ખીણોમાં જઈને આવવાનો પણ મને તો મહાવરો હતો. હોટલનાં નોકરચાકરો આ વાત જાણતા હતા એટલે નવા આવનારને આવી બાબતમાં કાંઈ મુશ્કેલી હોય તો મારું નામ તેઓ સૂચવતા.

આ પ્રમાણે પેલા બે કાકાભત્રીજાને પણ એ નોકરોએ જ વાત કરી હશે. ગમે તે હો પણ ત્રણ દિવસ પછી અચાનક સાંજે પેલા બન્ને મારી પાસે આવ્યા અને મને અમુક જગ્યાએથી ખીણમાં ઊતરીએ તો શું એમ પૂછ્યું. પૂછનાર કાકો હતો. મેં તેમને એમ સાફ કહ્યું કે એ જગ્યા ઊતરવા માટે બહુ સારી નથી. છતાં ઊતરવું જ હોય તો સવારે ઊતરવાનું રાખ્યું હોય તો સારું. આમ હું વાત કરતો હતો એટલામાં પેલો જુવાન ભત્રીજો જરા દૂર જઈને ઊભો અને કાકાએ મને કહ્યું: 'હું તો તમારું માનીને સવારે જાત પણ આ જુવાન આવતી કાલે મુંબઈ ચાલ્યો જવા માગે છે એટલે એને આજે જ જવું છે. એમ તો હું પણ છેક અહીંનો અજાણ્યો નથી. પણ અમે બહુ અંધારું નહિ થવા દઈએ તો?'

'પણ આજે તો સવારથી જ જરા ધુમ્મસ પણ છે.' મેં કહ્યું.

'અરે? હવે એમાં શું થઈ જવાનું હતું', આટલું કહીને કાકો મને સાહેબજી કરી ચાલ્યો ગયો. અમારી વાત ભત્રીજાએ સાંભળી જ ન હતી; કારણકે કાકો મારી સાથે વાત કરવા ઊભો કે તરત જ એ તો જરા દૂર જઈને ઊભો રહ્યો હતો. એ બન્ને ગયા પછી મેં હોટલના નોકરને પૂછ્યું તો જણાયું કે કાકાનું નામ શામલાલ હતું અને ભત્રીજાનું નામ હતું કૈલાસનાથ.

નોકરને મેં પેલા બે ક્યાં જવાના હતા તે વિશે પૂછ્યું એટલે તેણે પણ જરા મોં તો મચકોડ્યું: 'નાહકનાં જોખમ ખેડવામાં લોકોને શી મજા આવતી હશે?' એટલું કહી એ પોતાને કામે ચાલ્યો ગયો.

ત્રણેક કલાક વીતી ગયા ઘોર અંધકાર સર્વત્ર પ્રસરી રહ્યો. હું અને બીજા માણસો જમ્યા પણ ખરા જમી રહીને અમે પાછા આગલા વરંડામાં આવતા હતા એટલામાં શામલાલ અતિશય અકળાયેલી, ગભરાયેલી ને ઉશ્કેરાયેલી સ્થિતિમાં આવી પહોંચ્યો.

'અરેરે! મારી ક્યાં આવી અવળી મતિ થઈ! હાય, હાય, હવે મુંબઈ જઈને એની માને હું શો જવાબ દઈશ?' આટલું કહી એ તો ઢગલો થઈને ત્યાં બેસી ગયો. ધીમેધીમે અમને ખબર પડી કે શામલાલ અને એનો ભત્રીજો પેલી ખીણમાં ઊતરતા હતા, તેવામાં ભત્રીજા કૈલાસનો પગ સરી ગયો અને તે ખીણમાં સરકી ગયો. લાંબા વખત સુધી કાકાએ ત્યાં શોધ કરી પણ ભત્રીજાનો પત્તો ન જ લાગ્યો.

'પણ હું એમ જંપીને બેસનાર નથી. એને માટે હું જોખમદાર ગણાઉં; કારણકે એ મારી સાથે આવ્યો હતો.' કાકાએ કહ્યું. 'એટલે અહીંથી થોડા માણસો લઈ હું પાછો જાઉં છું. ભલે આખી રાત શોધમાં ગાળવી પડે.'

અમે એને આગ્રહ કરીને થોડું દૂધ અને નાસ્તો કરાવ્યો અને આઠેક માણસોને દોરડાં ને ફાનસો તેમ જ વીજળીની ટૉર્ચ આપી એની સાથે રવાના કર્યા.

વળી બે કલાક વીતી ગયા હું અને હોટલનો મેનેજર—બે જણા વરંડામાં પેલા લોકોની રાહ જોતા બેસી રહ્યા હતા બીજા બધા તો શામલાલ જોડે જ ગયા હતા ધીમેધીમે આઘેથી ફાનસો જણાયાં અને અમને શક હતો તેમ તેઓ એક માણસને ઊંચકીને લઈ આવતા હતા

પાસે આવ્યા અને પેલા માણસને એ લોકોએ જમીન ઉપર જ મૂક્યો એટલે અમે જાણી ગયા કે બિચારો મૃત્યુ જ પામ્યો છે પણ મે મોં જોવા માંડ્યુ તો શામલાલ જ ન જણાયો 'શામલાલભાઈ ક્યાં છે?' મે તરત પેલા માણસને પૂછ્યુ

'આ રહ્યા!' આટલું કહીને પેલા મૃત દેહ ઉપરથી કપડુ ખસેડી એક જણાએ મને તેનું મોં બતાવ્યુ 'અમે બધા જતા હતા અને સૌથી મોખરે આ ભાઈ ચાલતા હતા રસ્તો કઠણ આવ્યો ત્યારે આ અનુભવી નોકરોએ એમને ઘણુ કહ્યુ કે એમનામાંથી કોઈને આગળ જવા દો ' પણ આમણે તો એ સાંભળ્યુ જ નહિ એટલામાં એમનો પગ ખસી ગયો અને તે લગભગ પચીસેક ફૂટ નીચે પડ્યા પણ પડ્યા તે શિલા ઉપર જ પડ્યા એટલે ખોપરી ફાટી ગઈ '

પણ ત્યારે ભત્રીજાનું શબ હાથ લાગ્યુ જ નહિ?' મે પૂછ્યુ

'હાથ તો નથી લાગ્યુ પણ આ હોનારત થઈ એટલે અમે પાછા પડ્યા હવે એમને શોધવા પાછા જઈશુ.'

કેટલાકોએ સવાર સુધી જવાનું મોકૂફ રાખવા કહ્યુ પણ બીજાઓએ કહ્યું 'એમ તો ઠીક નહિ સવાર સુધીમાં જનાવરો શરીરને રહેવા જ દે નહિ માટે અત્યારે યત્ન તો કરવો જ '.

આ સૂચના પણ વાજબી હતી એટલે આખરે બધાએ પાછા જવુ એમ ઠર્યું ત્યાં તો એક માણસ લથડિયાં ખાતો, માથે સફેદ કપડુ વીંટાળેલો ત્યાં આવી પહોંચ્યો પ્રકાશમાં આવતા જ અમે તેને ઓળખ્યો એ તો હતો ભત્રીજો કૈલાસનાથ!

અમે હજી તો એને પૂછીએ છીએ એટલામાં જ એણે બૂમ પાડી 'પેલો હરામખોર, દુષ્ટ કાકો ક્યાં?'

અમે આશ્ચર્યથી પૂછ્યુ 'હરામખોર કાકો!'

'ત્યારે બીજુ શુ? મને જાણી જોઈને ધક્કો માર્યો અને ઊંડી ખીણમાં ગબડાવી દીધો એ તો સારુ થયુ કે હું એક ઝાડની ડાળીઓમાં પડ્યો અને ગબડતો બચ્યો પણ મને માથામાં જખમ થયો હશે એથી હું બેભાન થઈ ગયો હોઈશ ભાનમાં આવ્યો ત્યારે માંડમાંડ ઉપર આવ્યો હું અહીંનો ભોમિયો નહિ એટલે જાઉ પણ ક્યાં! પણ એ છે ક્યાં?'

'પણ—પણ એમ કરવાનું કાંઈ કારણ?' અમે પૂછ્યુ

'કારણમાં બીજુ શુ હોય? પૈસા! હું મરુ તો મારો પૈસો એને જ જાય એમ હતું—પણ એ છે ક્યાં?' કૈલાસે ઉશ્કેરાઈને કહ્યુ

'આ રહ્યા!' આટલુ કહી એક માણસે પેલા મૃત દેહના મો ઉપરથી કપડુ ખસેડ્યુ!*

* અંગ્રેજી ઉપરથી સૂચિત

★

ધાતુદોષ અને મળ

# વાત


## શ્રી. વલ્લભરામ વૈદ્ય

આયુર્વેદ આચાર્ય


ભારતવર્ષના પ્રાચીન આચાર્યોએ ધર્મ અને તત્ત્વજ્ઞાન ઉપરાંત વૈદક, જ્યોતિષ, હસ્તરેખા વિજ્ઞાન, નૃત્યકલા, શિલ્પસ્થાપત્ય વગેરે અનેક જીવનસ્પર્શી જ્ઞાનદિશામાં પણ કેવી પ્રગતિ કરી હતી તેનો ખ્યાલ તદ્વિષયક ગ્રંથોથી મળે છે. આયુ (ઉંમર) સાથે સંબંધ રાખનાર શાસ્ત્રને વેદ તરીકેનું મહત્ત્વ અપવામાં આવ્યું છે. શરીર–સુખાકારીનું આ શાસ્ત્ર વાત, પિત્ત ને કફને આરોગ્ય અને અનારોગ્યનું કારણ માને છે. આ વિષયમાં તે કાળના આચાર્યો કેટલા ઊંડા ઊતર્યા હતા ને તેમનું આ વિષયનું જ્ઞાન કેવું હતું તેનો ખ્યાલ આયુર્વેદના અભ્યાસથી આવે છે. આજે આ શાસ્ત્ર પ્રત્યે લોકોને કંઈક ઉપેક્ષાવૃત્તિ આવી હોય, અણગમો પેદા થયો હોય તો તે માટે કયાં કારણો છે તે જાણવું જોઈએ. આયુર્વેદના ઊંડા અભ્યાસી વેદરાજ પાસેથી ત્રિ–દોષ વિશેનું વિવરણ અને મુખ્યત્વે 'વાત' ઉપર તલસ્પર્શી વિવેચન આપણને મળે છે, તે ઘણાને ઉપયોગી થશે એમ લાગે છે. પિત્ત તથા કફ ઉપરની ચર્ચા હવે પછીના અંકમાં આવશે

પંચમહાભૂતનું આ શરીર બનેલું છે. તેમાં રહેલું ચેતન અથવા ચેતના ધાતુ, એમ છએ મળીને છ ધાતુઓને શ્રી ચરક આચાર્યે પુરુષ કહ્યો છે.×

આકાશ, વાયુ, તેજ, પાણી અને પૃથ્વી –એ પાંચે ભૂતો શરીર ધારણ કરી રહ્યાં છે; માટે ધાતુઓ કહેવાય છે. એ ચેતનવંતા ચેતના ધાતુથી થાય છે. માટે ચેતન સહિત જીવંત શરીરને પુરુષ કહ્યો છે.

આ ધાતુઓ બધા સમાન હોય અને વિકારરહિત રહી સૌસૌનાં કાર્યો કરે છે અને પરસ્પર સહાયભૂત થઈને રહે છે, ત્યારે શરીર સ્વસ્થ રહે છે.

પણ જ્યારે તે વિકૃત બને છે અને પોતપોતાનું કાર્ય છોડી દેહને પોષતા નથી, ત્યારે રોગો ઉત્પન્ન થાય છે.

પરંતુ કેવળ પંચમહાભૂતથી જ આપણા આયુર્વેદે ચલાવી લીધું નથી. એ તો સ્થૂળ શરીર પૂરતી જ વાત થઈ. એથી યે આગળ જઈ સૂક્ષ્મ શરીર(મન)ને પણ ચિકિત્સાનો વિષય ગણવામાં આવ્યો છે. ને તે માટે સૂક્ષ્મથી સ્થૂલની ઉત્પત્તિ સુશ્રુતાચાર્યે નીચે મુજબ કહી છે:*

મૂળ ત્રિગુણ એટલે સત્ત્વ, રજ અને તમો ગુણવાળી પ્રકૃતિ થઈ. તેમાંથી મહત્તત્ત્વ એટલે સમષ્ટિ–બુદ્ધિ થઈ. તેમાંથી અહંકાર થયો. તેના ત્રણ પ્રકાર છે–સાત્ત્વિક, રાજસ અને તામસ.

અહંકારમાંથી ૧૬ તત્ત્વો થયાં: પાંચ જ્ઞાનેંદ્રિયો–નાક, કાન, આંખ, જીભ અને ત્વચા, (તેના ગંધ, શબ્દ, રૂપ, રસ અને સ્પર્શ –એ પાંચ વિષયો છે); પોતપોતાના વિષયો સાથે પાંચ કર્મેંદ્રિયો (વાણી, હાથ, પગ, ઉપસ્થ, મલેન્દ્રિય); તથા જ્ઞાન અને કર્મેન્દ્રિયો બંનેરૂપ મન–એમ અગિયાર ઇંદ્રિયો અને આકાશ વગેરે પાંચ મહાભૂત થયાં. આચાર્ય ઈશ્વરકૃષ્ણની સાંખ્યકારિકા અનુસાર સુશ્રુત મહારાજે આ ઉત્પત્તિનો સ્વીકાર કર્યો લાગે છે.

પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ તેના વિષયો, પાંચ કર્મેંદ્રિયો, પંચમહાભૂત, મન, બુદ્ધિ, અહંકાર, પ્રકૃતિ–આ ચોવીસ તત્ત્વોમાં ચેતન

× खादयश्चेतना षष्ठाधातवः पुरुषः स्मृतः।
चरक–शारीर, १–१६

* मूल प्रकृतिरविकृतिः महदाद्याः प्रकृति-विकृतयः सप्त। षोडशकस्तु विकारो न प्रकृतिर्न विकृतिः पुरुषः॥ (सांख्यकारिका)

આવે છે ત્યારે તે સહિત પચીસ તત્ત્વોનો પુરુષ થાય છે આયુર્વેદ અનુસાર ચિકિત્સાનો આ વિષય હોવાથી કેવળ સ્થૂળ જ નહિ પણ સૂક્ષ્મ શરીર એટલે મનના પ્રદેશને પણ સારવારનો વિષય ગણવામાં આવ્યો છે +

આયુર્વેદની જૂની પાંચભૌતિક પદ્ધતિમાંથી ચરક આચાર્યના સમયથી જ (ઇ સ ૧૦૦) ત્રિધાતુ પદ્ધતિ ચિકિત્સાની સરળતા માટે સ્વીકારાયેલી જોવામાં આવે છે, જે ત્રિદોષ સિદ્ધાંત તરીકે ત્યારથી જ પ્રસિદ્ધ છે

ત્રિવૃત્ કરણ પદ્ધતિ જો કે તત્ત્વજ્ઞાનના વિષયમાં–સામવેદના છાંદોગ્ય ઉપનિષદ્‌મા સહુથી પ્રથમ જોવામા આવે છે તોપણ ત્યાં અગ્નિથી પાણી અને પાણીથી અન્ન એમ ત્રણ તત્ત્વો અથવા સૃષ્ટિને ધારણ કરનારા હોવાથી ત્રણ ધાતુઓની ઉત્પત્તિ કહી છે

વળી આ ત્રણે ધાતુઓ શરીરમા જઈને પણ સ્થૂળ, મધ્યમ અને સૂક્ષ્મ એમ ત્રણ પ્રકારે વહેચાઈ જાય છે તે બહુ સરસ રીતે બતાવ્યુ છે આજે પણ આપણે એ જાણવા જેવુ છે

(૧) તેજ–એટલે કે આગ્નેય પદાર્થ–ઘી, તેલ વગેરે ચરબીવાળી ચીજો શરીરમાં જઈ ત્રણ પ્રકારે પરિણામ પામે છે તેના સ્થૂળ ભાગમાંથી હાડકાં બને છે મધ્યભાગમાંથી મજ્જા (હાડકાનુ તેલ–અ મેરો) બને છે અને સૂક્ષ્મ ભાગમાંથી વાણી બને છે

(૨) પાણી–જળમાંથી પણ ત્રણ પરિણામ થાય છે સ્થૂલ ભાગ મૂત્રમાર્ગે જાય છે, મધ્યમ ભાગ લોહી અને સૂક્ષ્મ ભાગ પ્રાણમાં મળે છે

(૩) અન્ન–અનાજનાં પણ ત્રણ પરિણામ થાય છે સ્થૂળ ભાગ મળ બને છે, મધ્યભાગ માંસ અને સૂક્ષ્મ ભાગમાંથી મન બને છે આ રીતે અન્નમય મન પાણીમય પ્રાણ અને તેજોમય વાણીનો સિદ્ધાંત છાંદોગ્યે આપણને બતાવ્યો છે *

વૈદકાળનું આ પૃથક્કરણ આજે પણ એટલું જ સાચુ અનુભવાય છે આ ત્રિવૃત્કરણ ઉપરથી સભવ છે કે આપણા વૈદક શાસ્ત્રમાં પણ ત્રિધાતુ સિદ્ધાંતની શરૂઆત થઈ હોય એ તો જે હોય તે, પણ ચરકના સમયથી જ ચિકિત્સામા ત્રિધાતુ સિદ્ધાંત વ્યવહારમાં આવ્યો છે

આગળ કહ્યું તેમ ધાતુઓ જ્યારે વિકૃત થાય છે ત્યારે પોતપોતાનુ કાર્ય નહિ કરી શકવાથી શરીરને દૂષિત કરે છે એટલે તે જ ધાતુઓને દોષ કહેવાય છે ત્રિધાતુને જ આ રીતે આયુર્વેદમાં ત્રિદોષ કહેવામાં આવે છે અને હવે તો ત્રિદોષ પદ્ધતિ શબ્દ આયુર્વેદ માટે પ્રચલિત બન્યો છે

દોષો જ્યારે એથીયે આગળ વધીને પોતાના ઝેરથી આખા શરીરને મલિન કરે છે, ત્યારે તેને જ મળ કહેવામાં આવે છે, કેમકે તે વખતે તે ઝેરને જુદીજુદી ક્રિયાઓથી મળની માફક શરીરથી બહાર કાઢવાના હોય છે મૂત્રાદિકને પણ મળ કહેવાય છે સુશ્રુતે (ઈ સ ૩૦૦) રક્તને પણ દોષ કહ્યો છે (સુ સ. અ ૨૧) પણ ત્યારબાદ ચરકના પ્રતિસંસ્કર્તા દૃઢબલ (ઈ સ ૪૦૦) અને વાગ્ભટ્ટ જેવા સ્વતન્ત્ર પ્રખર વિદ્વાનો (ઈ સ ૬૦૦) થયા તેઓએ વિચાર કરીને ત્રણ જ દોષનો સ્વીકાર કર્યો છે

આમ ત્રણ ધાતુ દૂષિત થઈને દોષો કહેવાયા પંચમહાભૂત કે પંચધાતુમાંથી

---

\+ वायु पित्त कफ प्रोक्तो शारीरो दोष समह । मानस पुनरुद्दिष्टो रजश्च तम एव च ॥ चरक. सू. १–५७

* अन्नमय हि सोम्य मन आपोमय प्राण. तेजोमयी वाक् इति ॥ छां अ ६, ४

વાયુ, અગ્નિ અને પાણી એ ત્રણ ધાતુઓ જ દૂષિત થાય છે એમ ચરકાચાર્યે પોતાના પુસ્તક ચરકસંહિતામાં નિદાનસ્થાનના પહેલા અધ્યાયમાં જણાવ્યું છે. ×

વાયુ, અગ્નિ અને પાણી એટલે જ વાત, પિત્ત અને કફ; એમ ચરકના મહાન ટીકાકાર શ્રી ચક્રદત્તે સ્પષ્ટ કર્યું છે. ÷ આ પ્રમાણે ત્રણ દોષો ઉપરથી આયુર્વેદનું વૈદક પોતાની પદ્ધતિની શરૂઆત કરે છે. અથવા ત્રણ દોષોની પદ્ધતિથી કારણો અને સ્વરૂપો જાણી તેને અટકાવવા, અને સ્વસ્થનાં પણ કારણો આ રીતે જાણી રોગો ઉત્પન્ન થવા જ ન દેવા, આયુષ્ય વધારવાના એટલે કે પૂર્ણ સ્વાસ્થ્ય ભોગવીને જીવન લંબાવવાનું શાસ્ત્ર એટલે જ આયુર્વેદ વળી ચરકમાં त्रिसूत्ररूप આયુર્વેદની વ્યાખ્યા કરી છે. હેતુ, લિંગ અને ઔષધિ એ ત્રણ તેનાં સૂત્રો છે. +

આયુર્વેદની બીજી વિશિષ્ટતા એ છે કે તે પરોપકાર માટે જ લખાયો અને આચરાયો છે. ચરકમાં વૈદ્યોને સારવાર માટે સ્પૃહા કે ઇચ્છા રાખવાની ચોખ્ખી ના પાડી છે. તેની શરૂઆતમાં જણાવ્યું છે કે જ્યારે સત્કાર્ય કરવાવાળા પુરુષોને રોગો વિઘ્નરૂપે નડવા લાગ્યા, ત્યારે સર્વ પ્રાણીઓ પર દયાની લાગણીથી તે વખતે હિમાલયની ગોદમાં ઋષિઓએ એક સંમેલન કર્યું અને પરિણામે આયુર્વેદ શીખવા માટે ભરદ્વાજને ઇંદ્ર પાસે મોકલ્યા વગેરે. ( જુઓ ચરક. સૂ ૧ )

× अतस्त्रिविधा व्याधयः प्रादुर्भवन्ति । आग्नेयाः सोम्याः वायव्याश्च द्विविधा श्चापरे राजसाः तामसाश्च ॥

च. नि. १–४

÷ आग्नेयाः पैत्तिकाः । सोम्याः कफजाः । वायव्याः वातजाः । चक्रदत्तः ।

+ हेतुलिङ्गौषधि ज्ञानं स्वस्थातुर परायणम् ।
त्रिसूत्रं शाश्वतं पुण्यं बुबुधे य पितामहः ॥

च. सू १–२४

આજે આપણા કેટલા વૈદ્યબંધુઓને આ ઉપદેશ મુજબ વર્તતા જોઈએ છીએ? લોકસેવા માટેનો આયુર્વેદ આજે તો વેપાર માટે વેચાઈ રહ્યો છે. આયુર્વેદની ખરી ઉન્નતિ કરવી હોય તો આપણે સૌ તેને સેવા અર્થે આચરીએ અને આપણી આત્મશુદ્ધિ કરીએ. એ સિવાય આ જમાનામાં આયુર્વેદની ઉન્નતિનો ખરો માર્ગ કોઈ સૂઝે એમ નથી.

જેમને હિંદુસ્તાનના મોટા ગણાતા ઘણા વૈદ્યોનો પરિચય હતો એવા પૂ. ગાંધીજીના પત્રોમાંથી આ પ્રસંગે કેટલાંક વાક્યો ટાંકવા જરૂરી છે. તેઓ કહે છે:

'આયુર્વેદની ઉન્નતિ રાજ્યો કે ધનવાનો કરી શકશે નહિ. વસાણા વેચવાવાળાઓને મહિને હજાર રૂપિયા આપીએ તો આયુર્વેદની ઉન્નતિ થાય કે? આયુર્વેદાચાર્યો બનીને વૈદ્યો હજારો રૂપિયા ફી લે છે. એથી પણ તેની ઉન્નતિ થાય? યજ્ઞ એટલે સેવા–પરસેવો આવે ત્યાંસુધી મહેનત કરવી જોઈએ અને તે પણ કૃષ્ણાર્પણ. વૈદ્યોને તો મેં ક્યારની યે મારી કથા હાથ કરવા કહ્યું છે, પણ છેક જ નિષ્ફળ ગયો છું.'

પ્રજ્ઞાપરાધ એટલે રોગો કે દોષોનું મૂળ.

धी, धृति, स्मृति विभ्रष्टः कर्मयत् कुरुतेऽशुभम् । प्रज्ञापराधं तं विद्यात् सर्वदोषप्रकोपणम् ॥

चरक. शा. १–१०२

માણસ પોતે પોતાનો બંધુ છે અને પોતાનો શત્રુ પણ છે, એમ ગીતામાં એક જગ્યાએ કહ્યું છે.× એમ વૈદ્યકશાસ્ત્રમાં પણ કહે છે કે દરેક રોગનું કારણ માણસ પોતે જ છે અને નિવારણનું કારણ પણ પોતે જ છે.

માણસ બુદ્ધિથી ભૂલ કરે તેને પ્રજ્ઞાપરાધ કહ્યો છે. બુદ્ધિના ત્રણ વિભાગ કરેલા છે: ધી, ધૃતિ અને સ્મૃતિ. પોતાના પ્રમાદથી એક, બે યા ત્રણેના દુરૂપયોગથી માણસ પ્રજ્ઞાનો અપરાધ કરે છે. અને એથી વાત,

× आत्मैवह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ।

गी. अ. ६

પિત્ત અને કફ–એ ત્રણે ધાતુમાંથી કોઈ પણ એક યા ત્રણે દોષરૂપે કોપી ઊઠે છે અને શરીરને રોગી બનાવે છે આમ ત્રણ ધાતુ માંથી દોષ બનવાના મુખ્ય કારણરૂપ પ્રજ્ઞાપ રાધને નક્કી કરવામાં આવ્યો છે

હવે એના ત્રણ વિભાગ વિષે વિચારીએ

ધી–એટલે નિશ્ચયાત્મક બુદ્ધિ પોતાનું સારુ અથવા ખરાબ હોય તેનો યથાર્થ નિશ્ચય ન થઈ શકે અથવા તો નિત્ય પદાર્થ અનિત્ય લાગે અને અનિત્ય પદાર્થ હોય તે નિત્ય લાગે એમ જે ખોટો નિશ્ચય થવો એને બુદ્ધિભ્રંશ કહે છે

ધૃતિ+–એટલે શરીરને ધારણ કરી રાખ વાની શક્તિ આપણે કોઈ ખોટે રસ્તે ચડ્યા હોઈએ એમ જાણવા છતાં મનને એ માર્ગ પરથી વાળી ન શકીએ એ ધૃતિભ્રંશ કહે વાય યથાર્થ નિયમન કરવુ એ ધૃતિનુ મુખ્ય કાર્ય છે

સ્મૃતિ–જે વસ્તુનો ભૂતકાળમાં આપણે અનુભવ કરી ગયા હોઈએ તેનુ યથાર્થ જ્ઞાન–આ વસ્તુ સુખરૂપ છે અને આ દુઃખ રૂપ છે એ–આપણે પૂર્વ સ્મરણથી કરીએ છીએ આમ છતાં રજોગુણ અને તમોગુણના પ્રાબલ્યથી જ્યારે આ જ્ઞાન એટલે કે સ્મરણ નષ્ટ થઈ જાય છે ત્યારે સ્મૃતિભ્રંશ કહે વાય છે

જેમ લાડુ કે ભજિયાં ખાવાથી આપણને પૂર્વે નુકસાન થયું હોય છતાં સ્વાદેંદ્રિયથી મન ખોટી રીતે દોરવાઈને પૂર્વે થયેલા નુકસાનને ભૂલી તે પદાર્થો ખાઈ જાય તો તેને અજીર્ણ ઝાડા વગેરે રોગો થાય છે તેમ જ દરેક બાબતમાં જાણવુ

આમ ધી ધૃતિ અને સ્મૃતિના ભ્રંશને એક જ શબ્દમાં प्रज्ञापराध કહેવાય છે અને જ્યારે આ પ્રજ્ઞાપરાધ થાય કે ઇંદ્રિયો અહિત આચારો આચરે છે, ત્યારે તેને અપથ્ય અથવા અસાત્મ્ય આચરણ કહેવાય છે બીજા શબ્દમાં ચરક મહારાજે તેને असात्म्येंद्रियाथसयोग કહ્યો છે

આપણે જરા બારીકાઈથી વિચારીશું તો આપણા જીવનમાં આમ પ્રજ્ઞાપરાધો કરીને ખૂબ જ અહિતકર અસાત્મ્ય કે અપથ્ય એવા આચારો એટલે આહારવિહારો કરતા હોઈએ છીએ અને પછી માંદા પડીએ એટલે વૈદ્ય–ડૉક્ટરો પાસે તેનો ઇલાજ કરવા દોડીએ છીએ

જો વૈદ્ય કે ડૉક્ટર દરદીની ભૂલ શોધી કાઢે નહિ તે રોગને નિર્મૂળ કરી શકે નહિ માત્ર તેનાં ચિહ્નો દબાવે તો શરીરમાં તેની પ્રતિક્રિયારૂપે બીજા રોગને ઊભો જ કરતો હોય છે

આથી ઔષધિ લેતાં પહેલાં પથ્યાપથ્યનુ પાલન કરવુ જરૂરી હોય છે મોટે ભાગે તો રોગ એટલેથી જ જાય છે અને ઔષધિ લેવાની જરૂરત સામાન્ય રોગોમાં હોતી જ નથી એમ આયુર્વેદનો તો સિદ્ધાંત છે જ * જ્યારે પથ્ય ન પાળે તેવા માણસોને પણ ઔષધિ નિરર્થક જાય છે આમ છતાં કયાંક જ્ઞાનના અભાવે અથવા તો ધંધા તરીકે વૈદુ આચરતા વૈદ્યો અને ડૉક્ટરો દરદીને આથી સાચી સલાહ આપી શકતા નથી અને પૈસાના લોભમાં પડી સેવાને બદલે પૈસા લેવાના રાહે ચડી જાય છે

ત્રણ દોષો (વાત પિત્ત અને કફ) વાયુ અગ્નિ અને પાણી એ ત્રણ મૂળ ધાતુઓ પ્રજ્ઞાપરાધથી વિકૃત બને છે ત્યારે અનુક્રમે વાત પિત્ત અને કફ દોષરૂપ બને છે અને પછી માણસને વ્યાધિવશ કરે છે

+ જુઓ ત્રણ પ્રકારની ધૃતિ–ગીતા. અ ૧૮

* पथ्येऽसति गदार्तस्य किमौषधनिषेवणै ।
पथ्ये सति गदार्तस्य किमौषधनिषेवणै ॥

(અ દ)

વિકૃતિના પ્રજ્ઞાપરાધ સિવાયનાં ત્રણ બીજાં બે કારણો શાસ્ત્રકારોએ માનેલાં છે; તે છે: (૧) કાલપ્રાપ્ત વ્યાધિઓ અને (૨) કર્મથી થનારી વ્યાધિઓ.+

જેમકે વસંતઋતુમાં કાળે કરી કફનો પ્રકોપ થાય છે તેથી તે વખતે તે જાતના વ્યાધિઓ પ્રજ્ઞાપરાધ સિવાય પણ કાળે કરીને ચડી આવે છે, જો કે થોડોઘણો પ્રજ્ઞાનો અપરાધ થયા સિવાય તો તે પણ આવી શકતા નથી. એ જ રીતે પૂર્વકર્મ પ્રાપ્ત કુષ્ટ જેવા વ્યાધિઓ પણ ગણાવવામાં આવ્યા છે. મચ્છર જેવાના દંશ થવાથી આવનારા વિષમજ્વર જેવા વ્યાધિઓ, જેને મેલેરિયા કહે છે, તે પણ પૂર્વકર્મ જ કહી શકાય. આમ છતાં મચ્છરો કરડી જ ન શકે તેવો બંધ કર્યો હોય તો મચ્છરોમાં રહ્યા છતાં આ વ્યાધિથી છટકી જવાય છે. એટલે પ્રજ્ઞાનો થોડો અપરાધ તો આમાંય ખરો. આવા વ્યાધિઓ બહારથી આવતા હોવાથી તેને આગંતુક પણ કહી શકાય. મેલેરિયાને તો આગંતુક કહેવો જ વધુ ઠીક છે.

દોષથી થયેલા વ્યાધિઓ અને કર્મથી થયેલા વ્યાધિઓમાં તફાવત એ છે, કે કર્મથી થયેલા વ્યાધિઓમાં ગમે તેવી સારવાર કરો તોપણ તે સારવારથી ફાયદો થતો નથી. અને વ્યાધિ એક કે બીજે રૂપે ચાલુ રહે છે. અને સારવારની ક્રિયાને નિષ્ફળ બનાવ્યે જાય છે.× કર્મના ક્ષયથી એ વ્યાધિ આપોઆપ શમી જાય છે.

આમ શારીરિક તેમ જ માનસિક વ્યાધિઓ—આખરે તો સ્થૂળ શરીરમાં ત્રણ ધાતુની વિકૃતિ થવાથી ત્રણ દોષ મારફત જ બહાર આવે છે. આગળ આપણે જોઈ ગયા છીએ કે મનના દોષો રજોગુણ અને તમોગુણ છે. એની મારફત જ આપણે પ્રજ્ઞાપરાધ કરીએ છીએ અને આખરે સ્થૂળ શરીરમાં સૂક્ષ્મ મારફત જ રોગો આવ્યા કરે છે. મનનો સ્થૂલ શરીર સાથેનો આવો ઘનિષ્ઠ સંબંધ પૂર્વના લોકોને બરાબર ખ્યાલમાં હોવાથી તેની સારવારમાં પણ અવારનવાર શરીર સાથે મનની અને તેની લાગણીઓની સારવાર હોય છે. એટલે આયુર્વેદની સારવારમાં સદ્વૃત્ત અને સત્સંગ પણ સૌથી પહેલાં હોય છે.

અજીર્ણ રોગનો વિચાર કરતાં જૂના વૈદ્યોએ જોયું, કે સમયસર ખાધેલું અન્ન હલકું અને પ્રમાણમાં પરિમિત હોય તોપણ ઈર્ષ્યા, ભય, ક્રોધ, લોભ, શોક, દીનતા વગેરે લાગણીઓથી મન દુખિત હોય તો આ અન્ન જરાય પચતું નથી; બલકે કાચું રહે જ છે અને પરિણામે અજીર્ણ થયા જ કરે છે.* એથી એવી લાગણીઓથી વાયુ, પિત્ત અને કફ પોતાનું કાર્ય નહિ કરતાં વિકૃત બને છે. જેથી પાચનક્રિયા પૂરી થવા દેતા નથી. અને આ રીતે ત્રિદોષમાં જે દોષ વિકૃત દોષ હોય તેની સારવાર સાથે ઉપર કહેલી લાગણીઓની પણ ચિકિત્સા કરવી જોઈએ; નહિ તો તે અજીર્ણ મૂળથી જતું નથી.

હવેથી આપણે ત્રિધાતુને ત્રિદોષ તરીકે જ, એ રીતે તે પ્રસિદ્ધ હોવાથી, ઓળખીશું. મોટે ભાગે વાત, પિત્ત અને કફ એ શબ્દો વાપરીશું. પ્રાકૃત અને અપ્રાકૃત અથવા મૂળસ્વરૂપ અને પ્રકુપિત—એ શબ્દો પણ તેના

+ धी, धृति, स्मृतिविभ्रंशः संप्राप्तिः कालकर्मणाम् । चरक शा० १–९८

× क्रियाघ्नाः कर्मजा रोगाः प्रशमं यान्ति तत्क्षयात् । चरक शारीर १–११७

* ईर्ष्याभयक्रोधपरीक्षितेन लुब्धेन शुक्दैन्यनिपीडितेन प्रद्वेषयुक्तेन च सेव्यमानम् अन्नम् न सम्यक् परिपाकमेति ॥ सुश्रुत, सू. अ. ४६

ધાતુસ્વરૂપ અને વિકૃતિસ્વરૂપ બતાવવા વપરાશે.

આખા શરીરમાં આ ધાતુઓ વાયુ, અગ્નિ અને પાણીરૂપે વ્યાપ્ત છે, છતાં તે હૃદયમાં નાભિમાં અને તેની આજુબાજુમાં વધુ રહે છે ને અનુક્રમે વાત, પિત્ત ને કફ નામ ધારણ કરે છે સામાન્ય રીતે તે નીચેના કોષ્ટકમાં બતાવ્યા મુજબ આપણા શરીરમાં રહ્યા કરે છે ×

| વયના | દિવસના | રાત્રિના | ભોજનના |
|---|---|---|---|
| અંતે વાયુ | અંતે વાયુ | અંતે વાયુ | અંતે વાયુ |
| મધ્યે પિત્ત | મધ્યે પિત્ત | મધ્યે પિત્ત | મધ્યે પિત્ત |
| આદિ કફ | આદિ કફ | આદિ કફ | આદિ કફ |

આમ છતાં તેની વિશેષ રીત–તેનાં મુખ્યત્વે લક્ષણો રોગને પારખવા માટે જાણવા જરૂરનાં છે એ લક્ષણો પ્રથમ તો ગુણ અને રસ ઉપરથી નક્કી કરેલાં છે કેમકે વાત, પિત્ત અને કફ એ ત્રણે વાયુ, અગ્નિ અને જળ સ્વરૂપ હોવાથી તે દ્રવ્યો પણ છે તેથી તેના ગુણો પણ હોવા જ જોઈએ ગુણ વિના દ્રવ્યની પારખ હોઈ શકે નહિ અને એ દ્રવ્યોમાંથી જ રસો થયેલા છે એટલે ગુણ અને રસથી તેનાં લક્ષણોને પ્રથમ જાણવાં જોઈએ તે માટે આયુર્વેદે વીસ ગુણો સ્વીકારેલા છે* અને ૭ રસોનો સ્વીકાર કર્યો છે કેવળ ગુણવર્ણન કઠિન અને શુષ્ક થવાથી અહીં માત્ર વાયુ પિત્ત અને કફનાં સીધાં લક્ષણોનું જ વર્ણન આપણે કરીશું

**વાત વર્ણન** રુક્ષ, લઘુ, શીત, ખર, સૂક્ષ્મ અને ચલ–એ ૭ ગુણો વાયુના કહ્યા છે વાયુમાં રસ નથી એટલે માત્ર ગુણો જ કહ્યા છે હવે તેનાથી વિપરીત ગુણવાળાં દ્રવ્યોથી તેની સારવાર કહી છે સારવાર માટે આ ગુણો યાદ રાખવા જરૂરી છે વાયુપ્રકૃતિવાળો પુરુષ અથવા વાયુનો પ્રકોપ થયો હોય તેવા માણસમાં આ ગુણો તરત જોવામાં આવે છે સામાન્ય રીતે વિચાર કરીએ તો રુક્ષ એટલે કે સૂકાનો વિરોધી, સ્નિગ્ધ–ચીકણો ગુણ એ જ રીત લઘુ એટલે હલકાનો વિરોધી ગુરુ–ભારે ગુણ છે શીતનો વિરોધી ઉષ્ણ પ્રખ્યાત જ છે ખરનો વિરોધી લક્ષણ એટલે કોમળ છે સૂક્ષ્મ એટલે બારીક અથવા વ્યાપક નો વિરોધી સ્થૂલ ગુણ છે અને ચલ એટલે ગતિશીલનો વિરોધી ગુણ સ્થિર છે ઔષધિઓ કે અન્નમાં જ્યાં વાયુવિરોધી ગુણો લખ્યા હોય ત્યાં તે તે ચીજોનો વાયુની સારવારમાં ઉપયોગ કરવાનો હોય છે

આવી જ રીતે લઘુ આહાર રુક્ષ આહાર, અતિશીત આહાર અને વિહાર વગેરેથી વાયુની વૃદ્ધિ થાય છે, કેમકે તે વાયુના ગુણો ધરાવે છે શરીરની અંદર પ્રકૃતિસ્થ,(સ્વાભાવિક રીતે રહેલા) વાયુનાં કાર્યો પણ શાસ્ત્રમાં સુંદર રીતે વર્ણવેલ છે

ઉત્સાહ, શ્વાસોચ્છ્વાસ, ગતિ, લોહી વગેરે ધાતુઓની ગતિ નિયમિત રહેવી અને મળ, મૂત્ર આદિ પદાર્થોનું નિયમિતપણે બહાર

---

× वयोऽहोरात्रिभुक्तानां तेऽन्तमध्यादिगाः क्रमात् । अ ह सू. १–७

* (१) गुरु, (२) लघु, (३) मंद, (४) तीक्ष्ण, (५) शीत, (६) उष्ण, (७) स्निग्ध, (८) रुक्ष, (९) श्लक्ष्ण, (१०) खर, (११) सान्द्र, (१२) द्रव, (१३) मृदु, (१४) कठिन, (१५) स्थिर, (१६) सूक्ष्म, (१७) स्थूल, (१८) विशद, (१९) सर, (२०) पिच्छिल

अ ह सू. १–१८

નીકળવું, એ બધું પ્રકૃતિસ્થ વાયુનું કાર્ય છે.+

એ ઉપરથી સમજાય છે કે આજના જ્ઞાનતંતુઓના જેટલા કાર્યો છે તે બધા આપણા વાયુનાં કાર્યો છે. મેરુદંડ(અં. સ્પાઈનલ કોર્ડ)માં જ્ઞાનતંતુઓમાં રહેલા વાયુથી બધી જાતની ચેષ્ટા અને સંજ્ઞા આપણને મળે છે. એ પાંચ પ્રકારના તેના ભેદથી જાણવા મળે છે. શુદ્ધ વાયુનાં કર્મ માટે સુશ્રુત જે કહે છે તેમાંથી કેટલાક આધુનિક ડૉક્ટરો ઠીક અર્થ ઘટાવે છે સુશ્રુતના સમયમાં રક્તના અભિસરણનુ વર્ણન ક્યાં ય જોવામાં નથી આવતું. છતાં વાયુના उद्वहन કર્મ ઉપરથી તેનો અર્થ રક્તાભિસરણ કરી શકાય છે. જ્યારે ડલ્હણ વગેરે જૂના ટીકાકારોને પણ રક્તના ફરવા વિષેનું જ્ઞાન નહિ હોવાથી તેઓએ ઇંદ્રિયોના વિષયોનુ નિયમન કરવું એવો उद्वहनનો અર્થ કરેલો છે અને હવે નવી વસ્તુઓ શોધાયા પછી આપણે કેવળ उद्वहन શબ્દથી જ રક્તાભિસરણ સિદ્ધ કરી શકતા નથી; તેથી એવો અર્થ ઘટાવવાને બદલે સર્વ જ્ઞાનતંતુઓની ક્રિયાઓને (અં. નર્વસ સીસ્ટમ) વાયુની ક્રિયા તરીકે ઘટાવી શકાય છે.× અથવા તો અદ્યતન શોધ થયા પછી શોધ અદ્યતન છે એમ જણાવવું જોઈએ. જો શ્રી ડલ્હણના અર્થમાં તો ઠીકઠીક સુધારો આયુર્વેદના ગ્રંથો પરથી પણ કરી શકાય છે.

પ્રાણ, ઉદાન, વ્યાન, સમાન, અપાન, આ પાંચ પ્રકારના વાયુના સ્થાન કર્મભેદથી કરેલા છે (પાન ૪૧ ઉપરનો કોઠો જુઓ) ખરી રીતે એક જ વાયુ હોવા છતાં ચિકિત્સાના કાર્યની સરળતા માટે તે વાયુઓના સ્થાન અને કાર્યોનો નિર્દેશ જાણવો જોઈએ,

**प्राणवायुः** આનું સ્થાન મગજથી છાતી સુધીનુ છે. જ્ઞાનેદ્રિયો—બુદ્ધિ, મન, હૃદય—એ બધાનું નિયમન અને સંચાલન પણ તેના જ હાથમાં છે. બહારનો શ્વાસ લેવો, છોડવો તથા ઊલટી, છીંક, ઓડકાર વગેરે કાર્યો પણ તેના જ છે; તેમ જ અનાજને અન્નનળમાંથી હોજરી સુધી પહોંચાડી આપવાનુ કાર્ય પણ પ્રાણવાયુ જ કરે છે. ×

**उदान** ઉદાનનો મુખ્ય પ્રદેશ છાતી અને કંઠ પૂરતો મર્યાદિત છે અને વાણીની પ્રવૃત્તિ બધી એ જ વાયુ કરે છે છતાં તેનું સ્થાન નાભિ પણ કહેવામાં આવ્યું છે— વાણી ઉપરાંત કાર્યમાં પ્રયત્ન, તેજ, બળ, સ્મૃતિ વગેરે પણ તેના ધર્મો કહ્યા છે. ઉદાનથી વાણીની પ્રવૃત્તિ થાય છે. તે સુશ્રુત(નિ. ૧–૮)માં પણ કહ્યું છે અને વાગ્ભટ્ટે બધાનો મેળ કરીને પણ સ્મૃતિ (વધારાનો) તેનો જ ધર્મ કહ્યો છે.

> उरः स्थानमुदानस्य नासानाभिगलांश्चरेत् ।
> वाक्प्रवृत्तिप्रयत्नोर्जाबलवर्णस्मृतिक्रियः ॥
>
> अ. हृ. सू. १२

+ उत्साहोच्छ्वासनिःश्वास चेष्टा धातुगतिः समा।
समो मोक्षो गतिमता वायोः कर्माऽविकारजम् ॥
च. सू. १८–४९

× प्रस्पंदन, उद्वहन, पूरण, विवेक, धारण—लक्षणो वायुः व्यान–उदान–प्राण–समान–अपान—पञ्चधा प्रविभक्तः शरीरं धारयति ॥
सुश्रुत सू. अ–१५–४

× प्राणोऽत्रमूर्धगः । उरः कंठचरो बुद्धि-हृदयेन्द्रिय चित्तधृक् । ष्ठीव नक्षवथूद्गारनिःश्वासान्न-प्रवेशकृत् ॥
अ. हृ. सू. १२–४

વાયુના પાંચ ભેદ છાન્દોગ્ય ઉપનિષદ્‌માં બહુ વિસ્તારથી કહ્યા છે.
(જુઓ. છાં. અ. ૫.)

÷ જુઓ. ચરક ચિકિ. ૨૮–૩

# वातकोष्टक

| વાયુઓ | | Groups | |
|---|---|---|---|
| प्राण | 1 | 1 Mental defects<br>2 Nervousness and Vertego<br>3 Disordered Sleep | Brain |
| | 2 | Functions of four Organs<br>1 Sight 2 Hearing<br>3 Smell 4 Taste | Brain |
| | 3 | 1 Cardiac Action<br>2 Respiration<br>3 Deglutition | Superior and inferior Cervecal ganglian. |
| उदान | 4 | Speech | Chest and Throat |
| समान | 5 | 1 Digestion<br>2 Digestive disturbances | Solar Plexus Semilunar and Superio Mesenteric ganglia |
| अपान | 6 | 1 Exeretion<br>2 Functions of Bladders Uterus and genital organs | Inferior Mesenteric ganglion |
| व्यान | 7 | 1 Contraction of Vessels<br>2 Blushing<br>3 Erection of Hair<br>4 Secretion of sweat glands | Veso motor and Pilomotor Nerves |
| व्यान | 8 | 1 Pain<br>2 Disordered Sensation | Sensory Nerves |
| व्यान | 9 | 1 Muschular Action<br>2 Paralysis<br>3 Wasting of muscles | Motor Nerves |

**વ્યાન**: ઉદાન પછી સર્વ શરીરમાં મુક્તપણે ફરનારો વ્યાન આવે છે. આમ છતાં તેનું પણ મુખ્ય કેંદ્ર હૃદય જ ગણેલ છે; કારણકે અનાજનો રસ બની હૃદયમાં જાય છે અને ત્યાંથી તે રસને આખા દેહમાં મોકલનાર વ્યાન છે. એમ તો આગળના વૈદ્યોને ખાસ કરી સુશ્રુતને આ રસાભિસરણનું જ્ઞાન થયું હતું. આમ છતાં રક્તાભિસરણ વિષે તેઓ જાણવા પામ્યા નહોતા. રક્તસ્રાવ કરવો અને પસીનો લાવવો તે બધું વ્યાનનું કર્મ તેઓએ કહ્યું છે આમ રસસંવહન ક્રિયાને જાણી વાગ્ભટ્ટે વ્યાનને હૃદયમાં રહીને આખા દેહમાં ફરનારો કહ્યો છે. ત્રણે મુનિઓનાં વચનો નીચે આપ્યાં છે:× મતલબ કે આખા શરીરનાં ગતિતંત્રો ચેષ્ટા અને સંજ્ઞાતંત્રો ઇડા-પિંગલા અને સુષુમ્ણાનાં તંત્રો બધાં જ વ્યાનને આધીન છે. એટલે મેરુદંડ આખો ય લગભગ તેને આધીન છે ઉપક્ષેપણ અને અપક્ષેપણ શબ્દ માંસપેશીઓના સંકોચ અને વિકાસને સૂચવે છે. જ્યારે નિમેષ અને ઉન્મેષ શબ્દો આંખો મીંચવા અને ઉઘાડવાનું સૂચવે છે. આધુનિક વિદ્વાનો એટલે કે શરીરશાસ્ત્રને જાણનારા ડૉક્ટરો આ બધા વ્યાનનાં વાક્યો પરથી તેને 'વર્સોમોટર,' 'વીલોમોટર,' 'સેન્સરી' અને 'મોટર-નર્વ્સ'ના કાર્યોમાં વહેંચી નાખે છે. ૧

**સમાન**: સમાન વાયુ અગ્નિ સાથે રહી કોઠામાં ફરે છે. કોષ્ટ એટલે આમાશય (પેટ) અને પક્વાશય એટલે નાનામોટાં આંતરડાંઓમાં અગ્નિ સાથે રહી અનાજનું પાચન કરવું, એક જગ્યાએથી બીજી જગ્યાએ લઈ જવું અથવા ધકેલવું. અનાજની અંદર રહેલા પદાર્થોનું પૃથક્કરણ કરવું, પાચનમાં મદદ કરવી, તેમાંથી શરીરને લાયક રસને શરીરમાં પહોંચાડવાનું કામ કરવું અને બાકીના ભાગને મળાશય માટે રવાના કરવો, એ કાર્યો સમાન વાયુના છે. ×

**અપાન**: સમાનવાયુની ક્રિયા મોટાં આંતરડાંઓમાં પૂરી થાય છે કે મળાશયથી માંડી અપાનની ક્રિયાઓ શરૂ થાય છે. વળી કમ્મર, ગુરદાઓ, ગર્ભાશય, જનનેંદ્રિય (વૃષણ સહિત) અને સાથળના મૂળ સુધી તેનું જ સામ્રાજ્ય છે; એથી મૂત્ર કે વીર્યને બહાર લાવવું-ઉત્તેજિત કરવું, મળને બહાર ફેંકવો, ઋતુ બહાર લાવવું, ગર્ભને ગર્ભાશયથી બહાર કાઢવો-એ બધી ક્રિયાઓ અપાનવાયુની કહી છે.*

अपानोऽपानगः श्रोणि वास्तिमेढ्रोरुगोचरः ।
शुक्रार्तव शकृन्मूत्रगर्भ निष्क्रमण क्रियः ॥

अ. हृ. १२–९

આ પ્રમાણે વાયુ એક જ હોવા છતાં અને મુખ્યત્વે બધા જ જ્ઞાનતંતુઓનો

× देहं व्याप्नोति सर्वस्तु व्यान शीघ्र गतिर्नृणाम् । गति प्रसरणाक्षेप निमेषादि क्रियः सदा ॥

च. चि २८–३

कृत्स्नदेहचरो व्यानो रससंवहनोद्यतः ।
स्वेदासृक्स्रावणश्चापि पञ्चधा चेष्टयत्यपि ॥

सु. नि. १–१०

व्यानो हृदि स्थितः कृत्स्नदेहचारी महाजवः ।
गत्यपक्षेपणोत्क्षेपनिमेषोन्मेषणादिकाः ॥

वा सू. १२–६

प्रायः सर्वा क्रिया तस्मिन् प्रतिबद्धाः शरीरिणाः ।

वा. सू. १२–३

૧ પાન નં ૪૧ પર આપેલા કોષ્ટક ઉપરથી જાણવા મળશે.

× समानोऽग्नि समीपस्थः कोष्टेचरति सर्वशः ।
अन्नं गृहणाति पचति विवेचयति मुञ्चति ॥

अ. हृ. १२–८

ચરક. ચિ. ૨૮ ૪ અને સુશ્રુત નિદાન ૧–૧૯

ચરક. ચિ. ૨૮ ૪ અને સુશ્રુત નિદાન ૧–૧૯

સંચાલનકર્તા હોવા છતાં-પાંચ પ્રકારથી દેહમાં મુખ્ય કાર્ય કરી રહ્યો છે, તે આપણે જોયું દેશી પદ્ધતિથી દરદો જાણવામાં અને સારવારમાં તેનો સફળ ઉપયોગ થાય છે તે ઉપરાંત બધાનું મૂળ પક્વાશય હોવાથી જો વાયુને પક્વાશયમાંથી જ પકડીને દૂર કરીએ તો તેનાથી જઠર અને આંતરડાંઓ સારાં જ રહે છે અને પાચનતંત્રમાં કોઈ જગ્યાએ બગાડ થતો નથી આથી વાતપ્રકોપનાં દરદોનો નાશ થાય એવા હેતુથી વૈદ્ય-ઋષિઓએ વાયુનું મુખ્ય સ્થાન પક્વાશય કહ્યું છે અને તેની ચિકિત્સામાં પણ અનેક પ્રકારની બસ્તીઓ (એ એનિમા)-ઘી, તેલ પાણી (ઔષધિ મિશ્રિત) કહી છે[1]

ઈ સ પૂર્વેના ગ્રંથોમાં દરદનું મૂળ શોધી કાઢીને તેની સારવારમાં અનેક પ્રકારની બસ્તીઓ શોધી કાઢી છે, જ્યારે આજે વૈદ્યો બસ્તી આપતાં અચકાય છે એ કેવી આશ્ચર્યકારક બિના છે!

ચરકે તો ચોખ્ખું લખ્યું છે, કે જેમ ઝાડનું મૂળ કાપીએ અને તેની શાખાઓ, પાન, ફૂલ ફળ વગેરે આપોઆપ સુકાઈ જાય છે, તેમ વાતનું મૂળ અપાન (મળદ્વાર) સ્થાન ત્યાંથી જ आस्थापन, अनुवासन વગેરે બસ્તીઓ આપી વાતને જીતી લેવાથી શરીરની અંતર્ગત પેદા થયેલા તેના વિકારો પણ આપોઆપ જિતાઈ જાય છે અર્થાત્ સમૂળા નાશ પામે છે.*

[1] વાયુના સ્થાનવર્ણન માટે ચરક ચિકિ ૨૦-૬ અને સુશ્રુત સૂ ૨૧-૬ જુઓ વાગ્ભટનો શ્લોક આ પ્રમાણે છે

स्थानं वातस्य तत्राऽपि पक्वाधानं विशेषत

अ हृ १२-२

* वाते आस्थापनानुवासनम् । पक्वाशयमनु प्रविश्य केवलं वैकारिकं वातमूलं छिनत्ति तत्र अवजिते वाते शरीरान्तर्गत वातविकार प्रशान्तिमापद्यते यथा वनस्पतेर्मूले छिन्ने स्कंधशाखावरहकुसुमफलपलाशादीनां नियतो विनाश .तद्वत् ॥ चरक सू. २०-१३

*

સમાનાર્થી કહેવતો

જીવતો નર ભદ્ર પામે કોઠી સલામત તો દાણા અનેક શિર સલામત તો પઘડી બહોત જીએગા નર તો ફીર બસાવે ઘર નાક હશે તો વાળીઓ ઘણી મળી રહેશે

*

પાપડિયા પીર છે એમને વિષે એવું કહેવાય છે કે તે જો રીઝે તો ખસ (ખુજલી) થાય ને ખીજે તો વાવ આવે માટે ગુજરાતી જનતા પાપડિયા પીર જાણી નમે છે ખરી પણ નમીને માગે છે 'હે પાપડિયા પીર તમે રીઝશો નહિ ને ખીજશો નહિ।

×

# શ્રી રમણ મહર્ષિ

શ્રી. કે. એ. ચિદમ્બરમ્

ગઈ તા. ૧૪મી મેને દિને હિંદના ગવર્નર જનરલ શ્રી રાજાજીએ તીરુવન્નમલૈમાં પથાલાલિંગની ગુફાની ઉદ્ઘાટન ક્રિયા કરી. આજથી સેંકડો વર્ષ પૂર્વે બોધીસત્વ વૃક્ષની નીચે ધ્યાનસ્થ બનેલા ભગવાન બુદ્ધની સમાધિને યાદ આપતી સમાધિ શ્રી રમણ મહર્ષિએ મંદિરના સહસ્ર સ્તંભવાળા મંડપમાં લીધી ને જ્ઞાન પ્રાપ્ત કર્યું. આપણને આ બન્ને વિભૂતિઓનો આધ્યાત્મિક વારસો મળ્યો છે. માનવતા પરથી જેની શ્રદ્ધા ઊઠી નથી ગઈ, એવાઓને માટે શ્રી મહર્ષિ પ્રવતારક સમા છે. એમને લગતી જાણવા જેવી થોડીક વાતો અહીં અપાઈ છે.

તીરુવન્નમલૈના રેલવે-સ્ટેશનથી ત્રણ માઈલ દૂર રમણાશ્રમ નામે ઓળખાતાં મકાનોની હારમાળા આવેલી છે એના મધ્ય ખંડમાં લંગોટી સાથે એક તપસ્વી બિરાજે છે સિત્તેર વર્ષની એમની વય છે.

તેમના નામ ઉપરથી જ એ સર્વ મકાનો 'રમણાશ્રમ'ને નામે ઓળખાય છે. એમના મુખ પર તેજ છે. એમની આંખમાં પ્રભા છે. ટટાર બેઠેલી સ્થિતિમાં કે ક્યારેક આડા પડે છે ત્યારે તામીલનાડ શિલ્પસ્થાપત્યમાં અત્યંત જાણીતી એવી કાંસાની મૂર્તિ સમા એ લાગે છે. સ્થિર દૃષ્ટિ, મુક્ત હાસ્ય કે બાળ-સહજ સચ્ચાઈ વિના એમનામાં બીજી કોઈ અસામાન્યતા નથી એમની સામે આંખો બંધ કરી એકાગ્ર બનેલા કે પ્રાર્થના લલકારતા સ્ત્રીઓને પુરુષોનું વૃંદ બેસે છે. દુનિયાના દરેક ભાગમાંથી તે દિવસે આવેલા એ યાત્રાળુઓ છે. એમાં અમેરિકનો છે, બ્રિટિશરો છે, ફ્રાન્સવાસી છે, પારસીઓ છે, મુસ્લિમો છે, ખ્રિસ્તીઓ છે ને હિંદુઓ છે. એમાં કોઈ બુદ્ધિમાનો હશે, કોઈ આતુર દર્શનાર્થીઓ હશે કે આત્મપરીક્ષામાં આધ્યાત્મિક શાંતિ ઇચ્છનારા કોઈ દુખિત મુમુક્ષુઓ હશે. એમાંના કેટલાક પ્રશ્નો પૂછે છે ને મહર્ષિ પાસેથી એના પ્રકાશ પાડનારા રો મેળવે છે. એ બેઠેલાઓમાં મોટા ના લોકોને કયા પ્રશ્નો પૂછવા તેની ગમ નથી કે પછી પ્રશ્નો પૂછતાં તેઓ શરમાય છે; કારણ કે પ્રશ્નો ઘણા જ વ્યક્તિગત ને કૌટુંબિક પ્રકારના છે ભલેને તેઓ પ્રશ્નો ન પૂછે તોપણ વિશિષ્ટ રીતે એના ઉત્તરો એમને મળી જ જાય છે.

મહર્ષિની ટપાલનો જથ્થો ઘણો જ મોટો છે. આખી દુનિયાના લોકો કંઈ ને કંઈ ગૂંચવણ ભરેલા પ્રશ્નો પૂછી તેના ઉત્તરો આપવાની મહર્ષિને વિનતિ કરે છે આશ્રમજીવનને માટે જ પોતાની વકીલાતનો ત્યાગ કરેલા એવા એક ભૂતપૂર્વ શક્તિશાળી વકીલ મહર્ષિના મંત્રી છે. તે દિવસની આવેલી ટપાલ એ લાવે છે ને તેમાંનો અગત્યનો ભાગ મહર્ષિને વાંચી બતાવે છે. રમણ મહર્ષિ એ પ્રશ્નોનું જાહેરમાં પૃથક્કરણ કરે છે, એની તરફેણની ને વિરુદ્ધની બાજુઓની ચર્ચા કરે છે ને કઈ રીતે ઉત્તર આપવો તેની મંત્રીને સૂચના કરે છે.

વ્યક્તિગત પ્રશ્નો પૂછવાને શરમાળ એવા જે ભાવુકો મંડળીમાં શાંત બેઠા હોય તેમના જે પ્રશ્નો હોય છે તેના પણ ઉત્તરો આ ચર્ચા દરમિયાન મળી આવે છે. નાની અમસ્તી આ મંત્રણાપદ્ધતિમાં જીવનના સેંકડો પ્રશ્નોના બુદ્ધિગમ્ય ઉકેલ મળી રહે છે: એટલું જ નહિ, મૂગી યાતનાઓ વેઠતા આત્માઓને પણ એમાંથી પોતપોતાના જવાબો સાંપડે છે. અન્યને મદદરૂપ બનવાની આ પ્રકારની મહર્ષિની રીત દુઃખી આત્મા-

એઓમાં શાંત, સ્થિર, સ્વસ્થ ને મણ રઝવનારા મોજ એવુ સંક્રમણ કરે છે આ માટે તેઓ કોઈ દેવી શક્તિની યે મદદ લેતા નથી ને ધાર્મિક અંધશ્રદ્ધા કે વહેમનો આશ્રય પણ લેતા નથી ગ્રહણ કરવાની શક્તિ પ્રમાણે સાધકના આત્માની જાગૃતિ થાય એ પ્રકારની એ આધ્યાત્મિક અસર ઉપજાવે છે કૌટુંબિક આપત્તિઓ કે દુ:ખદાયક બનાવોને લીધે સાવ ઢીલા બની ગયેલા આફતવાળા ઘણાયે દુ:ખી સ્ત્રી ને પુરુષોનુ જીવન-દૃષ્ટિબિંદુ આશ્રમની મુલાકાત પછી બદલાઈ ગયુ છે ચમત્કારો કે કોઈ ગૂઢ રહસ્યો દ્વારા મહર્ષિ કદી કામ લેતા નથી પરંતુ જે શક્તિ દ્વારા મહાત્માજીએ હિંદને મુક્તિ અપાવી હતી તે આત્મશક્તિની નવ જાગૃતિ અને અજ્ઞાનનુ છેદન એ મહર્ષિનો મોટામા મોટો ચમત્કાર છે શ્રી રમણ મહર્ષિનુ જીવન એ સત્યની શોધ માટેનુ ને આત્માની મુક્તિ માટેનુ, ધર્મયાત્રીના વિકાસનુ જીવન છે અત્યારના મહર્ષિપદ ને કૃતદર્શનની ઉચ્ચ ભૂમિકામા પરિવર્તન થયુ તે પહેલાં એમને અનેકાનેક કસોટી ને પરીક્ષાઓમાથી પસાર થવુ પડ્યુ છે

તામીલનાડમાં આવેલા થીરુચુઝી ગામે એક કુલીન કુટુંબમાં ઈ સ ૧૮૭૯માં એમનો જન્મ થયો ભવિષ્યનુ ઉજ્જવળ પ્રતિભાનુ લગીરે ચિહ્ન એમના અભ્યાસ કાળમાં દેખાતુ ન હતુ એમના શૈશવકાળનો સહુથી પ્રથમ મહત્ત્વનો બનાવ, જે ત્યારે તો ધ્યાનમાં નહોતો આવ્યો, પરંતુ પાછળથી શ્રી મહર્ષિએ જ એ વર્ણવ્યો હતો, તે બન્યો ૧૮૯૫ના નવેમ્બરમાં પોતાના એક સંબંધીને, તેઓ ક્યાંથી આવે છે એ વાતવાતમાં જ એમણે પૂછ્યુ પેલાએ જવાબ દીધો 'અરુણાચલથી ' આની મોટી ને ચમત્કારપૂર્ણ અસર મહર્ષિ ઉપર થઈ

એક દિવસ જ્યારે કાકાના ઘરના પહેલા માળના એક ખંડમાં એ એકલા બેઠા હતા, ત્યારે ઓચિંતો જ મૃત્યુનો અત્યંત ભયંકર વિચાર એમને આવ્યો આ જાતના ઉન્મૂલકારી ભયના કારણરૂપ એમની તબિયત તો ખરાબ હતી નહિ તેમ છતાં એમને લાગ્યુ કે પોતે મરી જશે આ પ્રમાણેનો ભય હોવા છતાં યે શુ બનતુ હતુ તે માટે પોતે સ્પષ્ટ રીતે જાગૃત હતા અને આનાથી એ ભારે મૂંઝવણમાં પડી ગયા

આટલી તાદૃશતાથી ને સીધેસીધો જીવન ને મૃત્યુનો જે કોયડો એમના મન સમીપ ઉપસ્થિત થયો તેને પરિણામે એમની ઇંતેજારી વધી તરત જ પોતાની મેળે આ પ્રશ્નનો ઉકેલ શોધવા માંડ્યા આ અનુભવ વર્ણવતા એઓ પોતે કહે છે 'મૃત્યુના આઘાતે મને એકદમ અંતર્મુખ બનાવી દીધો મારી જાતને મનોમન મે પૂછ્યુ હવે મૃત્યુ આવી રહ્યું છે શો છે એનો અર્થ ? કઈ વસ્તુ મૃત્યુ પામે છે ? આ શરીર મૃત્યુ પામે છે ?' જેવુ મે મારી જાતને આ પૂછ્યુ તેવી જ મૃત્યુની મારા પર અસર થવા માંડી તેમ છતાં મારા શરીરની અચેતન સ્થિતિ વિષે હું જાગૃત રહ્યો ઉપરાંત તે બધાથી ભિન્ન સ્વરૂપે પણ 'હુ' માટે પણ જાગૃત બન્યો શરીરના અવયવો લંબાવતાં મે જોયુ કે તે જડ બની ગયાં હતાં મારો શ્વાસ બંધ હતો શરીરમાં ભાગ્યે જ ચેતનનુ કોઈ લક્ષણ રહ્યુ હશે તે પછી મે જાતને પૂછ્યું - 'ઠીક ત્યારે આ શરીર તો મરી ગયુ છે એને સ્મશાનમાં લઈ જવામાં આવશે ને ત્યાં એ રાખ થઈ જશે પરંતુ શરીરનો નાશ થતાં છતાં શુ 'હુ' મરી ગયો છુ ? આ શરીર એ 'હુ' હોઈ શકે નહિ, કારણકે એ તો જડ ને અચેત પડ્યુ છે જ્યારે શરીરથી જુદી રીતે પોતાની જાતે જ અસ્તિત્વ ધરાવતા 'હુ' ના વ્યક્તિત્વની પૂરેપૂરી શક્તિનો

# શ્રી મહર્ષિનો ઉપદેશ

શ્રી. છગનલાલ યોગી

શ્રી અરવિંદ ને શ્રી રમણ મહર્ષિ—ભારતવર્ષના આજના બે આધ્યાત્મિક ગુરુ. બંનેના દર્શનાર્થે જગતભરમાંથી યાત્રીઓ આવે છે. અને કોઈ નવા જ જીવનદૃષ્ટિબિંદુ સાથે એ સંતપ્ત આત્માઓ પાછા ફરે છે. જેમને શ્રી રમણ મહર્ષિને સ્થૂલ ચક્ષુથી જોવાનો લાભ નથી મળ્યો તેમને શ્રી રમણાશ્રમમાં જ રહેતા એક ભક્ત શ્રી. યોગી તરફથી નીચેનાં આધ્યવચનો પ્રાપ્ત થયા છે તે તથા પ્રારંભનો શ્રી. યોગી સાથેનો ગુરુકૃપા અંગેનો શ્રી મહર્ષિનો એક વાર્તાલાપ હૃદ્બોધક નીવડશે.

'એમ કહેવાય છે કે સાધકનું પ્રારબ્ધ પ્રતિકૂળ હોય તોપણ ગુરુની કૃપા તેનામાં આધ્યાત્મિક જાગૃતિ આણે છે, પણ પોતાના પર ગુરુની કૃપા છે એવી પૂર્ણ શ્રદ્ધા નહીં ધરાવનાર શિષ્યને આ વાત શી રીતે ગળે ઊતરે?' મેં પૂછ્યું.

'પોતાની પર ગુરુકૃપા છે જ એવી સ્પષ્ટ ખાતરી સાચા શિષ્યને યોગ્ય સમયે અવશ્ય મળી રહે છે. ગુરુકૃપા મેળવવાની તેની તીવ્ર ઇચ્છા જ પુરવાર કરે છે કે તે ગુરુના કૃપાપૂર્ણ છત્ર નીચે આવી ચૂકયો છે.' શ્રી મહર્ષિએ જણાવ્યું

'ગુરુકૃપા વડે શિષ્યમાં આધ્યાત્મિક જાગૃતિ આવે ખરી?'

'આધ્યાત્મિક જાગૃતિ આવી ગઈ હોય તો આવી શંકા જ ઊભી ન થવા પામે. શંકા કોને થાય છે એનો વિચાર તમે નથી કરતા તેથી જ શંકા ઊપજે છે.'

'મને ભય રહે છે કે આ શંકા જીવનભર રહ્યા જ કરશે.'

'શંકા શાને વિશે? જે સર્વદા વિદ્યમાન છે એ આત્મા વિશે?'

'નાજી, મને એવી શંકા રહે છે કે મારું પ્રારબ્ધ ન ઓળંગી શકાય એવું વિઘ્ન બની રહેશે તો હું ગુરુકૃપાનું પૂર્ણ દર્શન કરવાને કદી ભાગ્યશાળી નહીં થાઉં.'

'આવી શંકાને સ્થાન જ નથી. શું ગુરુકૃપા વિના જ શિષ્ય ગુરુ પ્રત્યે આકર્ષાયો? ગુરુના આ આકર્ષણનો અર્થ જ એ છે કે યોગ્ય સમયે શિષ્યની અહંકારની મિથ્યા ભાવના નાશ પામે છે. અહંભાવ નાશ પામતાં, અહંભાવથી સ્વતંત્ર હસ્તી નહીં ધરાવી શકનાર પ્રારબ્ધ ટકી શકે જ શી રીતે? આમ નિઃશંકપણે એવા ચોક્કસ નિર્ણય પર આવી શકાય છે કે ગુરુકૃપા જે શિષ્યના અહંભાવ અથવા જીવભાવનો નાશ કરે છે, તે સાથે-સાથે તેના પ્રારબ્ધનો પણ નાશ કરે છે.'

'આવી પ્રારબ્ધવિનાશિની કૃપા મેળવવા માટે શિષ્યે શું કરવું જોઈએ?'

'આવી કૃપા મેળવવાની તેના હૃદયમાં તાલાવેલી હોય એ એક જ ગુણ અનિવાર્ય છે. બીજો જરૂરી ગુણ એ છે કે એણે ગુરુના ઉપદેશનું પૂર્ણપણે પાલન કરવું જોઈએ. બીજો ગુણ પ્રથમ ગુણની કસોટીરૂપ જ છે. કર્તૃત્વ-ભાવનો ત્યાગ થાય એટલે કે પોતે ગુરુના હાથમાં માત્ર એક હથિયાર જ છે એવી ભાવના જાગે, ત્યારે બીજો ગુણ શિષ્યમાં આપોઆપ આવી જાય છે.'

'પણ પોતાની પર ગુરુની કૃપા થઈ છે એવો પાકો વિશ્વાસ શિષ્યને શી રીતે બેસે?'

'તે સદાકાળ કૃપા માટે ઝંખના જ કરતો હોય છે એટલે વહેલોમોડે તેને આ બાબતની પ્રતીતિ થયા વગર રહેતી નથી. ગુરુકૃપા મેળવવાની તીવ્ર તાલાવેલી હોવા છતાં ગુરુ-

કૃપાનુ પૂર્ણ 'શ'ન પ્રાપ્ત થયુ ન હોય એવો એક પણ દાખલો નહી જડે '

*

'હે સાધક ! વિપત્તિઓને શાંતિથી અને એવી દૃઢ શ્રદ્ધાપૂર્વક વેઠી લે કે તે પણ ઈશ્વરની પ્રસાદી જ છે કે જે તારા મનને સ્થિર કરવા માટે જ આવે છે (વચન ૧૮૭મુ)

'જ્યારે કોઈ કામ સફળ થાય ત્યારે એમ માની ગર્વિષ્ઠ ન થવુ કે 'આ કામ મારી મહેનતથી જ પાર પડ્યુ છે' પણ ખાતરીથી એમ જ માનવુ કે 'એ બધી ઈશ્વરની જ કૃપા છે' (વચન ૧૮૯મુ)

'જ્યારે ધારેલી સફળતા ન મળે ત્યારે એમ માનવુ નહિ કે કામ નિષ્ફળ નીવડ્યુ છે દરેક કાર્યનુ સાચુ ફળ એવી સમજણમાં સમાયેલુ છે કે કર્મો માણસની મહેનતથી નહી પણ ઈશ્વરની કૃપાથી જ પાર પડે છે'
(વચન ૧૯૧મું)

'સાધક બીજાના દોષો ન જોતાં માત્ર ગુણો જ જુએ તો તેનુ મન શાંત અને જીવન આનંદી બને' (વચન ૧૯૨મુ)

'શુભ ફળ મેળવવા ખાતર પણ સાધકે પોતાને ફાવે તેમ વર્તવુ ન ઘટે ફળ ગમે તેવુ શુભ હોય પણ જો કાર્ય દોષિત રીતે કરેલુ હોય તો તે પાપ જ ગણાય.'
(વચન ૧૯૭મુ—ગુરુ રમણ વચનમાળા)

'જ્યારે જીવ પોતાની વાસનાઓ સહિત જ્ઞાનાગ્નિમાં બળી ખાખ થઈ જાય છે ત્યારે જે પાવન અને અમર સદ્વસ્તુરૂપી ભસ્મ શેષ રહે છે તે જ સાચી 'વિભૂતિ' છે'
(વચન ૧૯૯મુ)

'પ્રમાદ જ મૃત્યુ છે એટલા માટે સાધકે ખાસ યત્ન કરી પ્રમાદનો ત્યાગ કરવો ઘટે બીજો કોઈ નિયમ આના જેટલો મહત્ત્વનો નથી' (વચન ૧૭૦મુ)

'સાધકે અનેક નિયમોનુ પાલન કરવુ જોઈએ એમ કહેવામા આવે છે, છતા આત્મનિષ્ઠા મેળવવા ઇચ્છતા સાધકને માટે મિતાહારના નિયમનુ પાલન જ પર્યાપ્ત છે કારણ કે મિતાહારથી સત્ત્વગુણની વૃદ્ધિ થાય છે'
(વચન ૧૭૬મુ)

'જેમ વાઘના મોમાં પડેલુ હરણ કોઈ કાળે છટકી શકે નહી તેમ જે શિષ્ય પર ગુરની કૃપાદૃષ્ટિ ઊતરી હોય તે પણ તેમના હાથમાંથી કદી છૂટી શકતો નથી એટલુ જ નહી પણ ગુરુ તેને છેવટે કૈવલ્યદશા પ્રાપ્ત કરાવે છે' (વચન ૧૪૩મુ)

'કલ્પતરુ આપણી સારીનરસી ઇચ્છા પ્રમાણે આપણે જે માગીએ તે બધુ જ આપે છે પણ પાવનકારી ગુરુ તો વગર માગ્યે જ શિષ્યને માટે જે હિતકર હોય તે જ આપે છે'
(વચન ૪૪મુ)

૧ હું સ્થૂલ દેહ નથી, ઇંદ્રિયો નથી, મન નથી અથવા ઊંઘમાંની અજ્ઞાન દશા યે નથી આ બધાનો નિષેધ કર્યા બાદ, અંતે જે એકલુ અવશેષ રહે છે તે જ 'હું' છુ તે શુદ્ધ ચૈતન્ય અને સચ્ચિદાનંદરૂપ આત્મા છે

૨ મનનો નાશ થાય નહી ત્યાંસુધી આત્માનો સાક્ષાત્કાર થતો નથી મન વિચારોના સમુદાય સિવાય બીજુ કશુ જ નથી અને સર્વ વિચારોમાં પ્રથમ અને અગ્ર વિચાર મૂળ અહં વિચાર છે આથી 'હું કોણ ?'ની વિચારણા દ્વારા જ મનનો નાશ થાય છે મનને નિરંતર અંતર્મુખ રાખી આત્મનિષ્ઠ થવુ એ જ આ માનુ સંધાન છે

૩ મનના સ્વરૂપની દૃઢ અને સતત ખોજ કરવાથી, મન ફેરવાઈને અહં—અહં રૂપ બની જાય છે આ જ વસ્તુત આત્મા છે

૪ સ્થૂળ દેહમાં જે અહં રૂપે સ્ફુરે છે તે જ મન છે આ અહંભાવ પ્રથમ ક્યાંથી ઊપજે છે એની વિચારણા કરવાથી માલૂમ પડે છે

કે તે હૃદયમાંથી ઊપજે છે.

૫ બહિર્મુખ મનના સંયમને તથા હૃદયમાં તેની સ્વસ્થિતિને અંતર્મુખ દૃષ્ટિ કહે છે. જ્યારે મન હૃદયમાં સ્વસ્થ થાય છે, ત્યારે 'હું' અદશ્ય થાય છે અને શુદ્ધ ચૈતન્ય અથવા આત્મા જેમની સમસ્ત અવસ્થાઓમાં વિદ્યમાન હોય છે, તે એકલો જ પ્રકાશી રહે છે. જેમાં અહં વિચારનો લગીરે અંશ હોતો નથી તે આ દશા તે જ આપણું સત્યસ્વરૂપ છે. તે જ મૌન છે અને તે જ સત્ય જ્ઞાન છે.

૬ આત્મા એકલો જ નિત્ય અને સત્ય છે. વાસ્તવિક રીતે કેવળ આત્મા જ જગત, જીવ (અહં) અને ઈશ્વર છે. જે દૃષ્ટિગોચર થાય છે, તે સકલ દૃષ્ટિ પરમાત્માની લીલા જ છે.

૭ ખરું જોતાં, આત્મામાં દૃઢ અને નિશ્ચલ નિષ્ઠા કરવી એ જ પરમાત્માની શરણાગતિ છે, પરમાત્મા પર ગમે તેટલો બોજો નાખવામાં આવે તો યે તે બધાનું એ વહન કરે છે.

૮ આત્મા વસ્તુત આનંદસ્વરૂપ છે. આનંદ અને આત્મા એક અને અદ્વિતીય છે. એ જ કેવળ સદ્વસ્તુ છે. જગતના અસંખ્ય પદાર્થોમાંના એકેકમાં એવું કંઈ જ નથી કે જેને સુખ કહી શકાય. આ દેખાતું જગત વિચાર સિવાય બીજું કશું જ નથી. જ્યારે મન વિચારરહિત બને છે ત્યારે તે આત્માનંદ અનુભવે છે. જ્ઞાનીનું મન બ્રહ્મથી ભિન્ન હોતું નથી.

૯ ગુરુ અને ઈશ્વર એક જ છે. ગુરુકૃપા પ્રાપ્ત કરનાર શિષ્યનો ઉદ્ધાર અવશ્ય થાય છે અને તેનો કદાપિ ત્યાગ થતો નથી. ગુરુકૃપા મેળવવા માટે શિષ્યે ગુરુએ દર્શાવેલા માર્ગને અનુસરવો જોઈએ.

૧૦ પ્રિય અને અપ્રિય, રાગ અને દ્વેષ એવાં દ્વંદ્વોનો ત્યાગ કરવો જોઈએ. સાંસારિક બાબતો અને પદાર્થોમાં મનને અધિક અને વારંવાર પરોવવું યોગ્ય નથી. અહંભાવનો લય થતાં બાકી બધાંનો લય થઈ જાય છે. આપણા વર્તનમાં જેટલી વધારે નમ્રતા હોય તેટલા પ્રમાણમાં આપણું કલ્યાણ સધાય છે. બીજાને અપાતી દરેક ચીજ ખરું જોતાં આપણને જ અપાય છે એમ આપણે સમજવું જોઈએ. કોઈ પણ બાહ્ય પદાર્થ મેળવવાની ઇચ્છા ન રાખવી, એને વૈરાગ્ય કહેવાય છે. આત્માનું વિસ્મરણ ન થવા દેવું એ જ્ઞાન કહેવાય છે. વૈરાગ્ય અને જ્ઞાન વસ્તુતઃ એક જ છે. વૈરાગ્યનું સેવન કરી, દરેક સાધક પોતાના અંતરમાં ઊંડું મજ્જન કરી આત્માનો સાક્ષાત્કાર સાધી શકે છે.

ઉપરોક્ત દોહનના પણ દોહનરૂપી નીચેના શ્લોકો એમણે પોતે રચેલા છે:

'देहं मृण्मयवज्जडात्मकमहं बुद्धिर्न तस्यास्त्यतो
नाहं तत्तदपेतसुप्तिसमये सिद्धात्मसद्भावतः ।
कोऽहं भावयुतः कुतोवरधिया दृष्ट्वात्मनिष्ठात्मनां
सोहं स्फूर्तितयाऽरुणाचलशिवः पूर्णो विभाति स्वयम् ॥

અર્થ: દેહ માટીના વાસણ જેવો જડ છે; તેને અહંબુદ્ધિ નથી; (પરંતુ) જેમાં દેહભાવ હોતો નથી એવી ગાઢ નિદ્રામાં યે આપણે સ્વયંસિદ્ધ આત્મા તરીકે વિદ્યમાન હોઈએ છીએ. આથી 'હું' શરીર નથી તો પછી 'હું કોણ?' અને 'ક્યાંથી?' એવી તીક્ષ્ણ અંતર્દૃષ્ટિવડે ખોજ કરીને આત્મનિષ્ઠા સેવનારાઓનાં હૃદયમાં અરુણાચલ શિવ સ્વયં પ્રકાશિત, પૂર્ણ અને સોહં ચૈતન્યરૂપે પ્રકાશે છે.

हृदयकुहरमध्ये केवलं ब्रह्ममात्रं
ह्यहमहमिति साक्षादात्मरूपेण भाति ।
हृदि विश मनसा स्वं चिन्वता मज्जता वा
पवनचलनरोधादात्मनिष्ठो भव त्वम् ॥

અર્થ: હૃદયગુહાની મધ્યમાં કેવળ બ્રહ્મ જ

# સૂર્ય

## શ્રી વિજયગુપ્ત મૌર્ય

'બ્રહ્માંડ', 'ચૌદ લોક,' 'અખિલ વિશ્વ' વગેરે શબ્દપ્રયોગો આપણે ઘણીવાર વાપરીએ છીએ, પરંતુ આ અખિલ બ્રહ્માંડ તે શું તે આપણને માલૂમ નથી અને એટલે જ કોઈ આપણને કહે કે નરી આંખે દેખાતો આકાશનો એકેક તારો સૂર્ય કરતા અનેકાનેક ગણો મોટો છે અને પૃથ્વીથી સવા નવકરોડ માઈલ દૂર રહેવા છતાં પણ સૂર્ય આપણને આટલો બધો તેજસ્વી, આટલો બધો પ્રતિભાવંત લાગે છે તો કેવું આશ્ચર્ય થાય? બ્રહ્માંડના એક તુચ્છ તારા સમા આ સૂર્યનું આટલું બધું આકરું તેજ ક્યાંથી આવે છે? ધગધગતા આ તેજબિંબને દર સેકંડે ચાલીસલાખ ટનની ખોટ પડે છે તો હજી કેટલા વર્ષ સુધી સૂર્યનો આ પ્રકાશ અને આ ગરમી મળ્યા કરશે? ગયા જાન્યુઆરી મહિનામાં સૂર્યમાં ધાબાં દેખાયાં હતાં તે શું છે? પૃથ્વી, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ, યુરેનસ, નેપ્ચ્યુન વગેરે ગ્રહપરિવારના પિતા સમા આ સૂર્યની આસપાસ વિંટળાયેલા અનેક કુતૂહલપ્રેરક પ્રશ્નોના ઉત્તરો લેખકે અહીં વાળી લીધા છે.

આવો, આજે આપણે સૂર્યના પ્રવાસે જઈએ. આપણે કંઈ બ્રહ્માંડમાં બહુ લાંબે જવાનું નથી. સૂર્ય આપણી પૃથ્વીથી સરેરાશ માત્ર ૯૨૯,૦૦,૦૦૦ માઈલ જ છે. બ્રહ્માંડમાં જ્યાં અબજોના અબજો માઈલ પણ બહુ સાધારણ અંતર ગણાય છે ત્યાં સવાનવ કરોડ માઈલની તે શી કિંમત ગણાય? આપણે તો કલ્પનાનાં પાંખાળા ઘોડા પલાણી તેમના પર સવાર થઈને જવું છે ને?

કલ્પનાના ઉલ્લેખ ઉપરથી એમ નહિ માની બેસતા કે તમારા મનચક્ષુ આગળ હેરત પમાડે એવી જે સૃષ્ટિ ખડી થનાર છે તે પણ કાલ્પનિક છે. સૂર્ય વિષે નગદસત્ય હકીકતનું ચિત્ર તમારા મનચક્ષુ સમક્ષ અહીં રજૂ થાય છે.

આર્યોએ સૂર્યને ચરાચર જગતના સ્વામી અને ઈશ્વરસ્વરૂપે ઓળખાવેલ છે. તે આદિત્ય છે બધું ખરું. તે મહાન છે, પણ તેમાં બધું સમાઈ નથી જતું. આ અનંત બ્રહ્માંડમાં જ્યાં સ્થળ, સમય, અંતર, દિશા, સૌ માયા જ લાગે છે તેમાં દિવસે સૂર્ય પોતાની મહત્તાના મિથ્યા દમામમાં આપણને આખું બ્રહ્માંડ પોતાના કિરણો આડે ઢાંકી મૂકે છે અને એ રીતે આપણાં મનમાં એવો ભ્રમ પેદા કરે છે, કે આ બ્રહ્માંડનો સ્વામી સૂર્ય જ છે. પણ આપણે તેના દમામથી છેતરાઈશું નહિ. રાત પડવા દો અને પછી જુઓ. ચંદ્રને પણ જવા દો. કારણ કે જ્યારે સૂર્ય નથી હોતો ત્યારે તે ચંદ્ર દ્વારા પોતાનો

---

અહંઅહં તરીકે સાક્ષાત્ આત્મરૂપે વિલસી રહ્યું છે તેની શોધ કરતાંકરતાં એકાગ્ર મન કરી મજ્જન કરી અથવા શ્વાસનું રોધન કરી તું હૃદયમાં પ્રવેશ કર અને આત્મનિષ્ઠ થઈ જા.

प्राणरोधश्च मनसा प्राणस्य प्रत्यवेक्षणम् ।
कुम्भकं सिध्यति ह्येव सततप्रत્યवेक्षणात् ।

શ્રી રમણ ગીતા અ. ૬ શ્લો. ૫

અર્થ: મન વડે શ્વાસનું નિરીક્ષણ કરવું એનું જ નામ પ્રાણરોધન. આવા સતત નિરીક્ષણથી કુંભક સિદ્ધ થાય છે.

हृत्स्थले मनः स्वस्थता क्रिया ।
भक्तियोगबोधाश्च निश्चितम् ॥ શ્લો. ૧૦

અર્થ: હૃદયમાં મનને સ્વસ્થ કરવું એ જ સાથેસાથ કર્મ, ભક્તિ, યોગ અને જ્ઞાન છે.

પ્રકાશ આપણી આંખો આડે પાથરી આપણને ભ્રમમાં રાખવા માગે છે. અંધારી રાતે ઝળહળતા લાખો તારા સામે જુઓ. એ દરેક તારો (ગ્રહ નહિ) સૂર્યથી અનેકગણો મોટો છે, અનેકગણો તેજસ્વી છે. સૌથી નાના તારા પાસે પણ આપણો સૂર્ય તુચ્છ છે, અતિશય તુચ્છ છે, કંગાલ છે, ઝાંખો ઝપટ છે, નિસ્તેજ છે, ફિક્કો છે... સૂર્ય તો આ બ્રહ્માંડમાં સૌથી નાનામાં નાનો, આપણી પાસેમાં પાસે અને ઓછામાં ઓછો તેજસ્વી તારો છે. તેના પછીનો તારો આપણાથી ત્રણલાખગણો વધારે દૂર છે! સૂર્ય તો આપણો ઘરદીવડો છે. આપણી પડખે જ માત્ર સવાનવકરોડ માઈલ છેટે હોવાથી જ તે આટલો બધો તેજસ્વી અને ગરમ લાગે છે. પણ આપણે વામન કહીને એની અવગણના નહિ કરીએ. તેનામાં ૩,૦૦૦,૦૦૦, ૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ કેન્ડલ પાવરનું તેજ છે! પરંતુ મૃગશિર્ષમાં પારાધીનો તારો સૂર્ય કરતાં ૨૬ ગણો વધારે પ્રકાશિત છે.

પ્રસ્તાવનામાં વખત ગાળવો આપણને પાલવે તેમ નથી. કલ્પનાના પાંખાળા ઘોડા અધીરાઈથી હણહણે છે. આપણે ઘોડેસવાર થઈ ઊડી નીકળીએ. જુઓ, આપણે હવે સૂર્યની સપાટી જોઈએ. પૃથ્વી કરતાં ૩,૩૨, ૦૦૦ ગણું વજન ધરાવતા અને ૮,૬૪,૦૦૦ માઈલનો વ્યાસ ધરાવતા સૂર્યની સપાટી દાણાદાર અને કિનારી કરતાં મધ્યભાગ વધુ તેજસ્વી લાગે છે, ખરું ને? પણ સૂર્યની સૃષ્ટિ અકળ છે.

હવે આપણે સૂર્યની ઘણા પાસે આવી ગયા છીએ. ઘોડાને જરા થભાવજો. આપણે સૂર્યના ગોળાનું નિરીક્ષણ કરીએ. હવે તાપ બહુ લાગે છે ખરું ને? અને તેજથી આંખો બિડાઈ જાય એમાં નવાઈ પણ શું છે? સૂર્યની સપાટીમાંથી છહજાર ડીગ્રી સેન્ટિગ્રેડ ગરમી છૂટે છે! હજી તેના મધ્યબિંદુની ગરમીનો તો આપણને ખ્યાલ જ નથી! આપણે એ મધ્યબિંદુ સુધી જવા પણ નથી માગતા; કારણકે ત્યાં તો ચારથી ૭ કરોડ ડીગ્રી ગરમી છે! એ ગરમી કેટલી થઈ તેનો ખ્યાલ આવે છે? એક પૈસો લઈએ અને તે ચાર કરોડ ડીગ્રી ગરમી આપે એટલી હદ સુધી તેને જો તપાવીએ, તો તેમાંથી એવી ગરમી નીકળે કે હજારો ગાઉ છેટે માણસ હોય તેને પણ એ પૈસામાંથી નીકળતી ગરમી બાળીને કોલસો કરી દે!

હવે ભગવાન આદિત્યનારાયણનાં દર્શન કર્યાં? એ ગોળો ક્યાંથી શરૂ થાય છે તે કહેવું જ મુશ્કેલ છે. સૂર્યના વાતાવરણ અને બંધારણ વિષે આપણા વિશ્વવિખ્યાત વિજ્ઞાન-શાસ્ત્રી શ્રી. મેઘનાથ સહાએ ખૂબ જ મહત્ત્વનું સંશોધન કરી આશ્ચર્યજનક પ્રકાશ પાડ્યો છે.

તમે તાજુબ બનીને સૂર્યના ગોળા સામે જોઈ રહ્યા છો, ને વિચારમાં પડી ગયા છો કે એ ગોળો શેનો બનેલો છે? પરંતુ હું તમને પૂછું કે જ્યાં ૬૦૦૦ ડીગ્રીથી માંડીને છકરોડ ડિગ્રીની ગરમી ધીખતી હોય ત્યાં કઈ વસ્તુ ઘન કે પ્રવાહી રૂપે રહી શકે? તેમાં રહેલાં લોઢું, પથ્થર, કાર્બન, હાઈડ્રોજન, પ્રાણવાયુ, નાઈટ્રોજન વગેરે તમામ તત્ત્વોને એ પ્રચંડ ગરમીના કારણે વાયુરૂપે જ રહેવું જોઈએ. જે કંઈ તત્ત્વો આપણી પૃથ્વીમાં છે તે સૂર્યમાં પણ છે; કારણકે પૃથ્વી પુત્રી તો સૂર્યની જ ને? પરંતુ એ બધું ધગધગતા વાયુરૂપે છે. પૃથ્વીની જેમ સૂર્યને વાતાવરણ છે. પૃથ્વીના વાતાવરણ જેવું તો નહિ જ. આઠથી નવહજાર માઈલ સુધી તે ફેલાય છે. તેમાં વિદ્યુતપ્રેરિત હાઈડ્રોજન, હેલિયમ, કેલ્શિયમ વગેરે વાયુઓ છે. પરંતુ સૂર્ય પોતે જ્યારે વાયુરૂપ છે ત્યારે સૂર્ય અને તેના

વાતાવરણને જુદા પાડે એવી સીમારેખા તો ક્યાંથી જ દોરી શકાય? તેમા વળી સૂર્યમાંથી જે પ્રચંડ જ્વાળાઓ નીકળીને ઘણીવાર તેના વાતાવરણમાં ચડી જાય છે તે જોતાં એ બે વચ્ચે સીમા દોરી શકાય જ નહિ

આ ચમત્કાર જોયા? સૂર્યમાંથી જે પ્રચંડ મોજાની જેમ શિખાઓ વારંવાર ઊંચી ચડે છે અને વિવિધ પ્રકારના ફાટેબાજ આકાર ધારણ કરે છે, તે તો શુષ્કવૃત્તિના માણસને પણ નવાઈ પમાડે એવા છે જ્યારે ખગ્રાસ સૂર્યગ્રહણ હોય ત્યારે મેશ ચોપડેલ કાચ આડો ધરીને દૂરબીનમાંથી સૂર્યની કંકણ આકૃતિ જોજો આ રાક્ષસી શિખાઓ તમને સૂર્યમાંથી વીંઝાતી દેખાશે કોઈ વખત તો એ સૂર્યમાં સમાઈ જાય છે, કોઈ વખત તે વિવિધ સ્વરૂપો ધારણ કરે છે અને કોઈ વખત તો સૂર્યમાંથી છૂટી પડી બહાર ચાલી જાય છે આ બે પૈકી જ્વાળાઓ લાખો માઈલ ઊંચી અને લાખો માઈલ પહોળી હોય છે! એક નાનકડી જ્યોત આપણી આખી પૃથ્વીને ઢાંકી દે છે!

સૂર્ય અને સૂર્યના વાતાવરણની વચ્ચે ઝળહળતો પરિવેશ છે તમે જ્યારે ખગ્રાસ સૂર્યગ્રહણ જુઓ ત્યારે એ પરિવેશ સ્પષ્ટ જોઈ શકશો. ચંદ્ર આડે આવવાથી સૂર્યની ગોળાકૃતિ ઢંકાઈ ગઈ હશે, કદાચ તેની કોર કંકણાકારે દેખાતી હશે પરંતુ તેમાંથી જે તેજના ફુવારા છૂટે છે તેનો આ પરિવેશ છે તે એમ બતાવે છે કે સૂર્ય કરોડો માઈલ સુધી આકાશને સૂર્યમય બનાવી દે છે આમ સૂર્યમાંથી ગરમી, તેજ, ઈથરના આંદોલનો, વિદ્યુતપ્રવૃત્તિ વગેરે દ્વારા જે અમોઘશક્તિ નીકળે છે, તેનો જે અંદાજ કરીએ તો સૂર્યને દર સેકંડે ચાલીસલાખ ટનની ખોટ પડે છે!

રખે તમે ચિંતામાં પડી જતા કે સૂર્યને દર સેકંડે જ્યારે ચાલીસલાખ ટનનો ઘસારો લાગતો હશે, ત્યારે બાપડો બહુ વહેલો ઠરી જશે અને પછી આપણું સૌનું શું થશે? ગભરાવાનું કારણ નથી સૂર્યમાં એટલી અમોઘશક્તિ છે કે દર સેકંડે ચાલીસ લાખ ટનનો ઘસારો લાગતો હોવા છતાંય સૂર્ય આમ ને આમ લાખો કે કરોડો વર્ષ સુધી ચાલવાનો છે

પૃથ્વી પર અને આપણા વાતાવરણમાં સૂર્યના તેજ અને ગરમીથી કેટલી પ્રચંડ ક્રિયા થઈ રહી છે તેનો કદી ખ્યાલ કર્યો છે? પણ આપણે ફાળે સૂર્યમાંથી જે શક્તિ આવે છે તે તો કંઈજ નથી સૂર્યના ગ્રહોને સૂર્યમાંથી જે શક્તિ મળે છે તેનાથી બારકરોડગણી શક્તિ તો અવકાશમાં લોપ પામે છે!

આવો, હવે આપણે સૂર્યના ગોળાનું નિરીક્ષણ કરીએ. પ્રચંડ ગરમીને કારણે અહીં દરેક વસ્તુ વાયુરૂપ છે એ વાયુના અણુઓ પ્રચંડ ગતિ અને શક્તિથી ઘૂમે છે અને ગુરુત્વાકર્ષણને કારણે વિખેરાઈ ન જતાં સમૂહમાં રહે છે દરેક અણુમાં નેગેટિવ વિદ્યુતકણો પોઝિટિવ કેન્દ્રની આસપાસ ફરે છે અણુના વિભાજનથી જે વિરાટ શક્તિ ઉદ્ભવે છે તેનો ખ્યાલ આપણને અણુબોમ્બથી મળ્યો છે સૂર્યમાં પ્રચંડ ગરમી અને વાતાવરણના ઓછા દબાણના કારણે અણુમાંથી વિદ્યુતકણો છૂટા પડે છે અને તેથી તેમાં વિરાટ શક્તિ પેદા થાય છે દર કલાકે તેમાં જે શક્તિ પેદા થઈ નીકળી જાય છે તેને આપણે ૧,૪૮૦૦,૦૦૦૦૦ ટનમાં વ્યક્ત કરી શકીએ.

દરેક વસ્તુ બળે છે ત્યારે તે વિશિષ્ટ પ્રકારના રંગનો પ્રકાશ આપે છે અને એ પ્રકાશકિરણોને, વિશિષ્ટ પ્રકારના રંગબેરંગી વળાંક હોય છે સૂર્યનો પ્રકાશ સફેદ છે એમ તમે માનો છો? મેઘધનુષ્યમાં જે સાત રંગો છે એ જ સૂર્યનો પ્રકાશ છે પરંતુ એ

તે રંગો જો ભેગા મળી જાય તો રંગ ધોળો બની જાય. સાવ સાદી વાત છે: પંખા પરના એક ગોળ પૂંઠા પર એ સાત રંગો પડખેપડખે ચીતરીએ અને પછી એ પંખાને ગોળગોળ ફેરવીએ તો પૂંઠામાં સાત રંગ નહિ દેખાય, પણ સમગ્ર પૂંઠું ધોળું જ દેખાશે. એ જ રીતે સાત રંગના પ્રકાશ આપતો સૂર્ય પોતાની ધરીની આસપાસ ફરતો હોવાથી તેનાં સાતે રંગ મળી તડકાનો ધોળો રંગ થાય છે. એ જ ધવલ કિરણો જ્યારે વરાળ કે વાદળામાંથી પસાર થાય છે, ત્યારે તેનાં સપ્તરંગી કિરણો છૂટાં પડી જાય છે અને મેઘધનુષ્ય બને છે.

ગયા જાન્યુઆરીની આખરમાં સૂર્યમાં જે ધાબાં દેખાયાં હતાં, તેને પરિણામે દુનિયાનો રેડિયો અને કેબલ વહેવાર ખોરવાઈ ગયો. એમ કેમ બન્યું? ખરી વાત એ છે કે એ ધાબાં શું છે, શા માટે થાય છે અને કેમ અદ્રશ્ય થઈ જાય છે તે કોઈ જાણતું નથી. પણ આશરે દર અગિયાર વર્ષે તેઓ દેખાય છે. એ ધાબાં છે, તેનો અર્થ એ કે ત્યાં આસપાસની સપાટી કરતાં જરા ઓછી ગરમી છે, તેમને પાણીની ઘૂમરી કે વંટોળિયા સાથે સરખાવી શકાય; પરંતુ તેઓ લાખો માઈલ લાંબા-પહોળા હોય છે. એટલા મોટા હોય છે કે આપણી પૃથ્વી તો તેમાં એક કાંકરાની જેમ સમાઈ જાય. દરેક ધાબાની જોડી હોય છે. જો મુખ્ય ધાબામાં ઉત્તરધ્રુવ હોય તો જોડિયામાં દક્ષિણ હોય છે. પરંતુ સૂર્યના દક્ષિણ ગોળાર્ધમાં જે ધાબાં હોય છે તેમનો ક્રમ ઊલટો હોય છે. આપણી પૃથ્વીની જેમ આ ધાબાંઓ પણ વિદ્યુતપ્રેરિત લોહચુંબક જ છે. આ ધાબામાંથી જે વિદ્યુત અવકાશ દ્વારા પ્રેરાય છે તે આપણા રેડિયો, બીનતારી સંદેશા અને કેબલ વહેવારને ખોરવી નાખે છે. સૂર્ય કરતાં આ ધાબામાં વિદ્યુતશક્તિ વધારે હોય છે. સૂર્ય પોતે પોતાની ધરી પર ફરતો હોવાથી આ ધાબાં પણ તેની સાથે ફરે છે. સૂર્યનો મધ્ય ભાગ ૨૪ ¾ દિવસમાં પોતાની ધરીની આસપાસ ફરી લે છે. સૂર્ય પોતે ઘનસ્વરૂપ ન હોવાથી આખું અંગ એકસાથે અને એકસરખી ઝડપથી નથી ફરતું.

સૂર્યની આ પ્રચંડ ક્રિયાઓ અને તેની વિરાટ શક્તિ ક્યાંથી આવે છે? તે ક્રિયા અને શક્તિનું મૂળ તેના પેટાળમાં-મધ્યબિંદુ પાસે છે, જ્યાં આપણી કલ્પનામાં પણ ન આવે એટલી વિરાટ ક્રિયાઓ થાય છે, ત્યાંથી શક્તિ તેની સપાટી તરફ ધકેલાય છે. એ શક્તિ એટલી પ્રચંડ હોય છે કે દરેક ચોરસ ઈંચને ૫૦ હોર્સ પાવરની શક્તિ મળે છે. એ શક્તિને મુક્ત કરવા માટે જ સપાટી ઉપર આવા રાક્ષસી ઝંઝાવાતો ચાલ્યા કરતા હોય છે. જેમ પાણી ઊકળીને વરાળ દ્વારા ગરમી બહાર હડસેલે છે, તેમ સૂર્યના જે કેન્દ્રમાંથી આટલા બળથી શક્તિ (ગરમી) સપાટી ઉપર ધકેલાય છે, ત્યાં કેટલું ભયંકર દબાણ હશે તેનો ખ્યાલ કરવા જેવો છે. આપણી પૃથ્વી ઉપર દર ચોરસ ઈંચે હવાનું પંદર રતલ દબાણ છે, એટલે કે તે એક વાતાવરણનું પ્રમાણ થયું. સૂર્યના કેન્દ્ર ઉપર એવા ચાલીસઅબજ વાતાવરણનું દબાણ છે! આગગાડીના ભારેખમ ભરેલા ૬૦ વેગનને ખેંચી જનાર રેલવે એન્જિનના બોઈલરમાં પણ વરાળનું વીસ વાતાવરણથી વધુ દબાણ નથી હોતું.

આમ પ્રચંડ ગરમીથી સૂર્યના અણુઓ જ્યારે ફૂલવા માગે છે ત્યારે પ્રચંડ દબાણથી તેમને સંકોચાઈ જવું પડે છે. આમ બે વિરોધી બળો વચ્ચે તુમુલ યુદ્ધ ચાલે છે અને તેનુ પરિણામ આપણે સૂર્યની સપાટી ઉપર જોઈએ છીએ.

સૂર્યની આ વિરાટશક્તિનું મૂળ તેના અણુઓના વિભાજનમાં છે જ્યારે અણુ તૂટીને તેમાંથી વિદ્યુતકણો છૂટાં પડે છે, ત્યારે તેઓ એક મિનિટના ૭૦હજાર માઈલની ઝડપ પકડે છે અણુના વિભાજનથી તેમાંથી જે મહા શક્તિનો દીર્ઘાયું ઘોષ નીકળે છે, તેનો પૃથ્વી પર તો આપણને ખ્યાલ છે

જો અણુમાં જ આ સૃષ્ટિનું રહસ્ય અને બ્રહ્માંડની ચાવી હોય તો આપણે કલ્પનાના પાંખાળા ઘોડાને પાછા વાળી પૃથ્વી પર ઊતરી પડીએ કારણકે મોડુ-વહેલું અહીં અણુશક્તિનું તાંડવ તો થવાનું જ છે જો બ્રહ્માંડમાં સૂર્ય ઘરદીવડો છે, તો ગ્રહોમાં આપણી પૃથ્વી શું ખોટી છે કે જેથી અણુના ઉત્પાત જોવા આપણે સૂર્ય સુધી જવુ પડે?

હવે આપણને એમ નથી લાગતું કે વિશ્વની સૌથી મહાન શક્તિ અણુમાં છૂપાયેલી છે? સૂર્યમાં એ શક્તિનું તાંડવનૃત્ય ચાલે છે તેમાંથી પૃથ્વીને અને અન્ય ગ્રહોને (જો અન્ય ગ્રહોમાં જીવન હોય તો) જીવન મળે છે સૂર્ય ન હોય તો પૃથ્વી પર જીવન કેટલી ક્ષણ ટકે? એ સૂર્યમાંથી જ પૃથ્વીનો અને બધા ગ્રહોનો જન્મ થયો છે, અને પ્રલય સમયે આપણે તેમાં જ સમાઈ જઈશુ એટલે જ આપણે સૂર્યને આદિત્યભગવાન કહ્યા છે કોઈ એની શક્તિને દેવી તરીકે પૂજે છે, કોઈ એ શક્તિધારીને ભગવાન તરીકે પૂજે છે પણ અખિલ બ્રહ્માંડનું રહસ્ય અણુમાં સમાયેલુ છે એ સ્પષ્ટ છે, કારણકે અણુના વિભાજનથી જ એ શક્તિનો ઉદ્ભવ થાય છે અને બ્રહ્માંડમાં સૃષ્ટિનું સર્જન થયુ તે પહેલાં આ તમામ સૃષ્ટિ અણુરૂપે જ હતી અને સૃષ્ટિનો લય થશે ત્યારે પણ તે અણુ સ્વરૂપે જ હશે ને? સૂર્ય અણુ અને અણુશક્તિ રૂપે છે એટલે જ આદિત્યનારાયણ આદિ અને શક્તિના પ્રતીક છે

પણ વિશ્વ કઈ સૂર્યમાં જ નથી સમાઈ જતુ આપણે સહસ્રનામધારી સૂર્યને વિરાટસ્વરૂપે જોયા. આ અનંત વિશ્વમાં તો એ વિરાટ સૂર્ય પણ અતિશય તુચ્છ-ક્ષુદ્ર વસ્તુ છે હા, આદિત્યનારાયણ આપણી પૃથ્વી તથા મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ, યુરેનસ, નેપ્ચ્યુન, પ્લુટો વગેરે ગ્રહોના પરિવારના પિતા છે અને પૈડું જેમ ધરી પર ફરે અને આગળ પણ ધપે-એમ બે ગતિ ધરાવે છે-તેમ દરેક ગ્રહ પોતાની ધરીની આસપાસ ફરે છે અને સૂર્યની આસપાસ પણ ફરે છે પરંતુ સૂર્ય પોતે પોતાની ધરી પર ફરે છે અને પોતાના પરિવારને લઈને અનંત અવકાશમાં શૌરી મંડળના તારકગુચ્છ તરફ કલાકના ત્રીસહજાર માઈલની ઝડપથી ધસી રહ્યો છે!

કોણ છે આ શૌરીમંડળ જે આપણા વિરાટ સૂર્યને વામન બનાવી તેને પણ આટલી ઝડપથી દોડાવે છે? પશ્ચિમમાં અંગ્રેજીમાં તેને 'હરક્યુલસ' કહે છે શૌરીનો અર્થ તો શ્રીકૃષ્ણ થાય પણ પાંત્રીસહજારથી પણ ક્યાંય વધારે તારા જે મંડળમાં સમાયેલા છે એમાં કૃષ્ણ કયા? એ પ્રશ્નનો જવાબ તે કોણ આપી શકે? કારણકે કૃષ્ણના રાસ મંડળમાં દરેક ગોપી સાથે કૃષ્ણ ક્રીડા કરતા હતા! આમ કૃષ્ણ અનેક સ્વરૂપે વિહાર કરતા તેનો અર્થ તો એ જ ને કે ભગવાન સર્વત્ર વ્યાપક છે? જો એ ભગવાન સ્વરૂપ શૌરી મંડળમાં જ આપણી પૃથ્વી, આપણે અને સૂર્યનો તમામ પરિવાર સમાઈ જવાનો હોય તો પછી શી ચિંતા છે? પણ શું એ શૌરીમંડળ જ આ અનંત બ્રહ્માંડનું મધ્યબિંદુ હશે?

આપણા સૂર્યમંડળ જેવા તો અનેક સૂર્યમંડળો આ બ્રહ્માંડમાં છે આપણો સૂર્ય જેમની પાસે ઝાંખામાં ઝાંખા તણખલા

જેવો અને જેવડો લાગે એવા મહાતેજસ્વી સૂર્યો આ અનંત બ્રહ્માંડમાં વિચરે છે, એ બધા પણ આ શૌરીમંડળ તરફ ધસી રહ્યા છે એ શું સત્ય હશે? પણ એ શૌરીમંડળ પોતે કોઈ બીજા મધ્યબિંદુ તરફ નહિ ખેંચાતું હોય? એ કોણ કહી શકે? કલ્પનાનો પાંખાળો ઘોડો જ્યાં જઈ શકતો નથી ત્યાં વધુ વખત વિહાર કર્યે શું વળશે? એટલે જ આપણા શાસ્ત્રકારોએ કહ્યું છે, કે ઈશ્વરની માયાનો પાર કોઈ પામી શકે નહિ. પણ વળી અહીં પ્રશ્ન થાય છે કે એ ઈશ્વર કોણ અને કેવા સ્વરૂપે છે! એ સર્વત્ર વ્યાપક છે, નિરાકાર છે, અજન્મા છે અને અવિનાશી છે. સર્વ-વ્યાપક તો અણુ છે અને અણુમાં જ આ સૃષ્ટિના સર્જન, પોષણ અને પ્રલયની શક્તિ ભરેલી છે. તેને જ આપણે ઈશ્વર અથવા ઈશ્વરની પ્રતિકૃતિ ગણી, અણુ અને અણુ-શક્તિના પ્રતીક સમા વિરાટ છતાં વામન અને વામન છતાં વિરાટ એવા સૂર્યદેવને નમસ્કાર હો!



આવી એક કથા છે: અકબરની આજ્ઞાને વશ થઈ તાનસેને દીપક રાગ ગાયો તો ખરો પણ આખે શરીરે એ બળ્યોબળ્યો થઈ ગયો. એ તો આવ્યો ગુજરાતમાં સાબરમતીને કિનારે: વહેલી પ્રભાતે તાની અને નાની કરીને બે બેનોએ એને જોયો. સહસા જ તાની બોલી ઊઠી: 'આ તો દીપક રાગથી જળેલો કોઈ માનવી છે.' તાનસેન એમને મળ્યો. અનેક વિનતિ પછી નાની ઘેર લઈ ગઈ. મલાર રાગ ગાયો. એકવાર નહિ અનેકવાર. ભાઈ–બહેનનો સંબંધ બંધાયો. તાનસેનનું સ્વાસ્થ્ય સુધર્યું ને તે દિલ્હી પાછો ફર્યો.

પણ તાનસેન તાની અને નાનીને પોતાના જીવનમાંથી ભૂલી શક્યો નહિ. પોતાની આ ધર્મબહેનોને અમર બનાવવા માટે તાનસેને સ્વરમાં જ્યાં 'ૐ'નો પ્રયોગ થતો હતો ત્યાં 'તોમ તાના નાના' કે 'તો-મ-તા-ના-નાના'નો પ્રયોગ કર્યો. આજે પણ સંગીતમાં એ પ્રચલિત છે.

×

# વળગાડ

•

શ્રી પીતામ્બર પટેલ

એમ. એ.

ઓડ ભૂત ડાકણ વળગાડ વગેરે મુખ્યત્વે સ્ત્રીસમાજને સ્પર્શતા વહેમો માત્ર ગામડાઓમાં નહિ શહેરોમાં પણ નજરે પડે છે વહેમનો આ પ્રશ્ન માનસશાસ્ત્રીએ સરળ રીતે હાથ ધર્યો છે આ સર્વ કિસ્સાઓમાં સત્ય હોય છે ખરું ? શા માટે વહુવારુઓને જ આમ થતું હશે ? શા માટે તેનો એ ભોગ બનતી હશે ? એવી અભાગી નારીના પતિ બનવાનું કોઈને ભાગે આવે તો તે શું કરે ? શું કરવું જોઈએ ? આ વાર્તા એનો જવાબ આપશે

ચીમન ઘેર આવ્યો અને જે જોયું એથી ચોંકી ઊઠ્યો તેની પત્ની ગોમતીની દશા જોઈ તેને દુ:ખ થયું ને સાથેસાથે ક્રોધ પણ ચડ્યો બિચારીની આવી હાલત કરી નાખી છે તો ય કાગળ લખીને આ જણાવતા ય નથી ૭ મહિના પહેલાં એને છોડીને ગયો હતો ત્યારે કેવી રાતી રાયણ જેવી હતી ! અને અત્યારે ! મોં પર નૂર ન હતું આંખો ય ઊંડી ઊતરી ગઈ હતી જે ગાલ ભરેલા હતા અને રતાશથી ચમકી રહેતા હતા તેની જગ્યાએ અત્યારે લમણાનાં હાડકાં ઊપસી આવ્યાં હતાં માંદગીમાં લાંબો સમય રિબાઈ હોય એવી ગોમતી થઈ ગઈ હતી

ચીમન ધૂવાંપૂવાં થઈ ગયો હતો પણ શું કરે ? કોને કહે ? ઘરમાંથી તેની મા, તેની બેન તેના નાનાભાઈઓ ખસતા ય ન હતા ગોમતી સાથે વાત પણ કેવી રીતે કરે ? તેની ખબરઅંતર પૂછે પણ કેવી રીતે ?

ગોમતી પણ એને જોવા માટે કેવાં ફાંફાં મારતી હતી ! લાજ કાઢીને ફરતી હતી તો ય તેની નજર તો ચીમન પર જ મંડાયેલી હતી • તે ઓરડીમાં જઈ બારણાની સાખ પકડી ઊભી રહી ઊભીઊભી તે સાંઢીસોંસરુ જોઈ રહી હતી તેનો ચીમન તો એવો ને એવો હતો, કે ન'તો સુકાયો હતો, ન'તો જાડો થયો હતો તેની સાસુ રસોડામાં પેઠી એટલે ગોમતીએ લાજ કાઢી નાખી ચીમનની નજર તેના પર પડી, પણ એ નજર ગોમતીના ચહેરા પરથી અફળાઈને નીચે આવી જમીન સરખી જડાઈ ગઈ ! આ ગોમતી ! આ તો હાડકાંનો માળખો છે કે જીવતું માણસ છે ?

માબાપની આમન્યા ઉથાપી ઊભા થઈ ગોમતીની ખબર પૂછવાનું એને મન થઈ આવ્યું પણ ચીમન એમ ન કરી શક્યો એમ કરવામાં એના કરતાં ગોમતીને જ વધારે સાંભળવું પડે ચીમનની બા દિવાળીડોસી મામલો કળી ગયાં હોય એમ રસોડામાંથી બહાર આવી બોલી ઊઠ્યાં

'વહુ ! કેમ ઊભી રહી છે ? જા પાણી ભરી આવ ! ગોળો ખાલી પડ્યો છે એની ય ગતાગમ નથી '

અને પડ્યો બોલ ઝીલી લેતી હોય એમ ગોમતી બેઠી થઈ ચાલતી થઈ ! ચીમનને થયું, આ કાયા કઈ રીતે બેડું ઉપાડી શકશે ? એના પગ નહિ ફરી જાય ?

ચીમનને આવી ગડમથલમાં પડવા દેવા માગતા ન હોય એમ દિવાળીડોસી નજીક આવીને બોલ્યાં

'ભઈ ! શું કરીએ ? ચારચાર મહિનાથી મથીએ છીએ પણ વળગાડ નીકળતો નથી

'વળગાડ !'

'હોય વળગાડ એના પિયેરથી લાવી લાગે છે ઘરનાં બધાં હેરાનહેરાન થઈ ગયાં તારા બાપા ય બચારા ઘરાઈને ધાન ખાતા નથી ઘરમાં વળગાડ હોય પછી ઘરમાં નિરાંત ક્યાંથી રહે ?'

'વળગાડ, વળગાડ કરીને તો તમે છોડિયા જેવી કરી દીધી છે!' આવેશમાં ને આવેશમાં ચીમન બોલી ગયો.

'તું આ શું કહે છે! અમે એને આવી કરી નાખી છે! કેમ અમને વહુ નહિ ગમતી હોય? અરે રે...પંડનો છોકરો થઈ આવાં વેણ કાઢે છે! જશના માથે જૂતિયાં તે આનું નામ...' દિવાળીડોસીએ બુમરાડ પાડવા માંડ્યાં.

'મારે કંઈ સાંભળવું નથી...' તંગ થઈ ગયો હોય એમ ચીમન ઊભો થયો.

પણ આવ્યો એવો ક્યાં જાય? કંઈ સૂઝ ન પડવાથી તે મેડી પર–જ્યાં બેસીને તે વાંચતો હતો ત્યાં ગયો.

પત્નીની બાબતમાં કંઈકંઈ બોલવું પડે એ તેને નો'તું ગમતું. ગામડાનો સમાજ તો એટલામાંથી રજનું ગજ કરે! લોકો કંઈની કંઈ વાતો કરે! ગોમતીને ઝેરાં ખાઈ જાય! એને બિચારીને બહાર નીકળવું પણ ભારે પડે! ગોમતીની આ દશા જુએ છતાં પોતે કંઈ જ કરી શકે તેમ પણ ન હતો.

વળગાડને નામે ગોમતી પર દુઃખની ઝડીઓ વરસવામાં કંઈ બાકી રહી ન હતી! રાતના ગોમતીએ પતિને જે તૂટકતૂટક વાત કહી, તે પરથી ચીમન પારખી ગયો કે વહેમીલી માએ ગોમતી પર સિતમ ગુજાર્યો હતો.

શરૂઆતમાં તો કંઈ ન હતું. ચીમન રજાઓમાં ગોમતી સાથે રહ્યો ત્યાંસુધી તો કોઈ વળગાડનું નામેય લેતું ન હતું. ગોમતી પણ પતિની હૂંફમાં ખિલખિલાટ કરતી હતી. પણ રજાઓ પૂરી થતાં ચીમન પાછો અભ્યાસ કરવા શહેરમાં ચાલ્યો ગયો ત્યારથી ગોમતીની વીતકકથા શરૂ થઈ.

દિવાળીડોસીનો સ્વભાવ જ એવો હતો કે વાતવાતમાં ખટખટ કર્યા જ કરે. કામની બાબતમાં પણ ટોક્યા વગર ન ચાલે. ગોમતી વહુ બનીને આવી હતી એટલે શું બોલે! અને ભૂલેચૂકે જો સામો જવાબ આપે તો... તો...સાસુ ફજેતીનો અજગરો જ ચડાવે! ઘરમાં કામ કરે તેવી નણંદ હતી; તોય દિવાળીડોસી તેને કામ ન કરવા દે. ગોમતી સાંભળતી હોય તોય કહે.

'કામ કરશે તો કાંઈ દૂબળી નહિ પડી જાય! આમ કાંય પાટલા પર બેસાડીને પૂજવા નથી લાયા, સમજી!'

અને નણંદને તો કહેવું જ શું? માની જીભ આટલી લાંબી હોય તો એની જીભ સખણી કેમ રહે? એ માને કંઈનાં કંઈ સાચાંજૂઠાં ભરાવ્યા કરે. ગોમતી કોઈની આગળ કંઈ વાત કરે એ માદીકરીને ન ખમાય! કૂવા પર તેનાં પિયેરની કોઈ બાઈ સાથે ગોમતી ખબરઅંતર પૂછે તોય નણંદી ચડભડ કરી મૂકે. આવી નાનીનાની વાતોથી ગોમતી તંગ આવી ગઈ હતી. વાંક હોય ને ટોકે કે બે ગાળો દે તોય સાંભળી લે! પણ વગરવાંકે એ ગાળો કેટલા દિવસ સાંભળી રહે? દિવાળીડોસી એકવાર તેની માનાં નામનો ઉલ્લેખ કરી બોલ્યાં:

'એની મામાં વેતા હોય તાણે દીકરીમાં આવે ને?' ગોમતીથી ન રહેવાયું ને સંભળાવી દીધું:

'તમારે કહેવું હોય તો મને કહો, મારી માને શું કરવા ભાંડભાંડ કરો છો?'

બસ દિવાળીડોસી તો આની જ રાહ જોઈને બેસી રહ્યાં હોય એમ આખો વાસ સાંભળે એમ, હાથ લાંબાટૂંકા કરીને સંભળાવવા લાગ્યાં. વાસનાં ઝેરાં આગળ ગોમતીને 'દમડીની કરી' નાખી. 'એને કામ કરતાં જોર આવે છે. સામે ને સામે જવાબ આપે છે. ઘરમાં કજિયા કરાવે છે. એનાં પગલાં થયાં તે 'દીથી ઘરમાંથી કંકાસ જતો નથી.'

આટલી ગાળો દીધી તોય ન ધરાયાં તે

રાતના વાળુ કરતી વખતે ચીમનના બાપાને સભળાવવા પાછા બોલ્યા

'તમે વખાણુ કરતા હતા કે વહુ તો સારી મળી છે પણ કોઈ આડોશીપાડોશીને પૂછો તો ખરા ? આ તો વખાણી ખીચડી દાતે વળગી! એમ કરો કે અમે દબાઈને રહીએ ને તમારી વહુ બોલે તે સાભળી લઈએ તો સારાં કહેવાઈએ તમે જ વખાણુ કરી કરીને એને આભલે ચડાવી હતી તે કેવો એણે બદલો આપ્યો! આ તો જેટલી બહાર છે એટલી અદર છે આટલો દાકો ન રાખુ તો માથા પર છાણાં જ થાપે ને!'

એ પછી ગોમતીવહુને બોલાવે તો ય તિરસ્કારથી ખાવા આપે તો ય ડોસી એવા શબ્દો બોલે કે ભૂખ લાગી હોય તો ય ખાવા બેસવાનુ મન ન થાય.

'લે ઊઠ ચાળા કર્યા વગર પટકપટક ખાવા તો જોઈએ છે, પાછા ઢોગ કેવા કરે છે!

કોઈક વખતે વળી કહેતા

'લે હવે ક્યાસુધી બેસી રહુ? રોદુ ભરવુ હોય તો ભરી લે બાઈ કાઈ નવરાં નથી કે તારા માટે બેસી રહીએ '

'ગળચી લોને ગળચવુ હોય તો ખાતાં ય મહિનો થાય છે આવો ઠાઠ કરવો હતો ત્યારે આંય શુ કરવા આઈ બાપના ઘેર જ રહેવુ તુ ને!'

કહીને રોટલો ખાતી ગોમતીને રીસ તો એવી ચડી કે તાસળુ જ ઉપાડીને ડોસલીના લમણામાં મારે પણ લાચાર હતી! વહુ બનીને આવી હતી પછી શુ બોલે? તેની જીભ સિવાઈ ગઈ હતી!

આવી પરિસ્થિતિમા તેણે કેમ કરીને દિવસો કાઢ્યા, એ તો એક તેનુ મન જાણતું હતુ ન મળે કોઈ દિલાસો દેનારુ! ન મળે કોઈ ખબરઅતર પૂછનાર! તડકામા છાયો કરે એવો તો દૂર વસતો હતો. જેના ખોળામાં માથુ મૂકી હૈયુ હળવુ કરે એવુ કોઈ ન હતુ હૈયાનો ભાર વધી ગયો હતો ગોમતી મૂગી બની ગઈ હતી ન તો તે બોલતી હતી, ન તો તે હસતી હતી તેનું દુ ખ હૈયામાં થીજી ગયુ હતું એથી તો તેને રડવુ ય આવતું ન હતુ રાતના ખાવા બેસી રહી ચીમનને યાદ કરતી મનમાં ખૂબ અકળાતી શુનું શુ કરી નાખુ એમ થઈ જતુ, પણ કઈ જ કરી શકે તેમ ન હતી તે પછાડીઓ ખાતી હતી તેને રોવુ હતુ, હૈયું ખાલી કરવુ હતુ, તો ય રડવુ આવતુ ન હતુ ગોમતી સૂનમૂન થઈ ગઈ હતી

અને આમ તગ મનોદશામાં એકવાર છાણનો સૂડલો ઉપાડીને ઘર બહાર પગ મૂકતી હતી ત્યાં ચક્કર આવ્યા ગોમતી ધબાક કરતી નીચે પડી તેના દાંત બધાઈ ગયા આંખે અધારાં આવી ગયાં પગ લાકડી જેવા થઈ ગયા મોમાથી ફીણ નીકળવા માંડ્યુ ગોમતી બેભાન બની ગઈ

બસ તે દિવસથી દિવાળીડોસીએ આખા ગામમાં ઢઢેરો ફેલાવી દીધો કે ગોમતીવહુને વળગાડ વળગ્યો છે વળગાડ ક્યાંથી વળગ્યો, કેવી રીતે વળગ્યો હશે એની જ ચર્ચા ચાલવા માડી એને માટે જાતજાતનાં અનુમાન થવા માંડ્યાં

કોઈ કહે 'પરણીને જાન આવતી હતી ત્યારે રસ્તામાં ટકો મૂકવાનુ ભૂલી ગયા હતા, એટલે દેહર સાથે આવ્યુ છે'

તો વળી બીજુ ભળતીજ વાત કહેતુ 'ના ના એવુ નથી આ તો તળાવમાં રહે છે એ ઓપણુ વળગી છે ખરા બપોરે ધોવા ગઈ હતી, એ વખતે જ ઝપટમાં આવી ગઈ છે'

તો કોઈ કહેતુ 'આથમણી ભાગોળમાં કેઈડા છે ત્યાં ભૂતનો વાસ છે સમીસાંજે ઝાડે ફરવા ગઈ હતી તે એ જ વળગ્યું છે'

શું વળગ્યું છે એ બાબતમાં મતભેદ હતો પણ વળગાડ વળગ્યો છે એ બાબતમાં તો સૌ એકમત હતાં!

ગોમતીનું શરીર ગળતું જતું હતું. શરીરમાં અશક્તિ આવી ગઈ હતી. તોય ઘરનું કામ તો કરવુંજ પડતું હતું. ખાવાનું ઠેકાણું નહિ. શરીરને આરામ નહિ ને ઉપરથી કંકાસ. પછી જીવને પણ ક્યાંથી નિરાંત રહે?

વળગાડ વળગ્યો છે એવી જાહેરાત થઈ એટલે કેટલાંક બૈરાં પણ તેનાથી દૂર રહેવા લાગ્યાં. દિવાળીડોસી તેમની દીકરીને પણ ગોમતી સાથે વાતો કરવા દેતાં ન હતાં. ગોમતીની દશા હતી તેનાથી ય વધુ ખરાબ બની. સાસુની જીભ તો પાવડીની પેઠે ગાળો આપ્યા કરતી હતી. એનું પરિણામ એ આવ્યું કે ગોમતીને હવે અઠવાડિયામાં એક-બેવાર દાંત બંધાઈ જવા માંડ્યા.

આડોશીપાડોશીઓ પણ ટોકવા માંડ્યાં:

'દિવાળીડોસી તો વજ્જર જેવાં કાઠાં છે. વહુ જેવી વહુ મરી જશે તોય કંઈ કરાવશે નહિ.'

ચીમનના બાપાને પણ કોઈએ કહ્યું:

'ડોસા! ભૂતપલીત જો હોય તો કઢાવો તો ખરા. વધુ દા'ડા કોઠામાં રહેશે તો કાં તો ઘર કરશે કે કાં તો જીવ લેશે'

વળગાડ કાઢવાનો એક જ રસ્તો હતો અને તે ભૂવાને બોલાવવાનો.

ભૂવો આવ્યો. તે તેની રીતે ધૂણ્યો. ગોમતીને પણ ધુણાવવા માટે જાતજાતના નુસખા કર્યા. કલાક-બે કલાકની ધમાલ પછી તેણે જાહેર કર્યું, કે વળગાડ છે એ તો નક્કી, પણ એમ કાઢવો સહેલ નથી. એને માટે ખૂબ વિધિ કરવી પડશે.

વહેમનું કંઈ ઓસડ હોય છે? ભૂવાએ કહ્યું તે બધું કર્યું. તેણે માગ્યું તે બધું આપ્યું. તેણે દોરો બાંધી આપ્યો. ઉતાર લઈને તે ગામની બહાર મૂકી આવ્યો. બધાને થઈ ગયું કે નક્કી હવે ભૂત ગયું.

પણ શું થયું તે બીજે જ અઠવાડિયે પાછા ગોમતીના દાંત બંધાઈ ગયા. ચીમનના બાપા ખરૂંને રોતા હતા:

'દસ-પંદરનું પાણી કર્યું તોય એવું ને એવું રહ્યું.'

દિવાળીડોસી બીજી રીતે ઉકળાટ કાઢતાં હતાં:

'એના પિયેરથી વળગાડ લાવી છે અને ઉપાધિ કરાવે છે અમને.'

ઘરનું માણસ રહ્યું. લોકલાજથી પણ કંઈક તો કરવું જ જોઈએ ને! એટલે એક ફકીર પાસે માદળિયું બંધાવ્યું. એક બીજા ભૂવાને પણ બોલાવ્યો. ડાકલાં વાગ્યાં. હાકોટા કરીકરીને તેણે આખો વાસ ગજાવ્યો. લિંબુ કાપીને તેણે જાહેર કરી દીધું: 'બસ ખલાસ... વળગાડ ગયો તે આજની ઘડી ને કાલનો દા'ડો. હવે તમારી વહુ ઘોડા જેવી ન થાય તો મને કૂટ કહેજો.'

એ ભૂવો પણ ગયો. હાથે દોરો હતો. ગળામાં માદળિયું હતું. ભૂવાએ ભૂત કાઢ્યું હતું. છતાં ગોમતીના દાંત બંધાઈ ગયા. હવે તો વળી પહેલાં કરતાં ય વધુ બંધાવા લાગ્યા. એ લાકડા જેવી થઈને જમીન પર પડતી. એની આંખો ચકળવકળ થઈ જતી. ઘડીભર તો એમ થઈ જતું કે નક્કી હવે ગોમતી હતી ન હતી થઈ જશે.

ગોમતીને ઘણું ય થતું હતું કે ચીમન એકવાર ઘેર આંટો મારી જાય તો સારું. પણ એને કેવી રીતે કહેવડાવે? એને કાગળ લખતાં તો આવડતું ન હતું. બીજા કોઈને કહી શકાય એમ ન હતું. ગોમતીને મનમાં ફફડાટ થતો હતો!

'ક્યાંક આમ ને આમ એમને મળ્યા

વગર જીવ ઊડી જાય તો? એકવાર એમનુ મોં ઘરાઈને જોઈ લઉ પછી છો જીવ નીકળી જતો '

ગોમતી હવે પહેલાં કરતાં અડધી ય રહી ન હતી તેનો દેખાવ જ બદલાઈ ગયો હતો શરીરમાં ઝીણો તાવ પણ રહેતો હતો અશક્તિ પણ ખૂબ આવી ગઈ હતી દવા કરાવવાનુ તો કોઈને સૂઝતુ ન હતુ વળગાડને બહાને ડોસી દવા લેવા દે તેવા ન હતાં આમે ડોસીએ ગોમતીને અળખામણી તો કરી મૂકી હતી પણ હવે તો તેમને દીઠી ય ન ગમતી હોય એમ તેને જોઈ મોં બગાડતાં હતાં ખાવાનુ ય ઊંચા હાથે આપતાં હતાં તેની સાથે કોઈ વાતે કરતું ન હતુ હવે તો ગોમતીને શુ સૌને એમ થઈ ગયુ હતુ કે આ ઝાઝુ ખેંચે એમ નથી પણ એક દિવાળીડોસી જુદી જ વાત કરતાં હતાં

'એ એમ તો કાંઈ મરે એવી નથી અમારુ લોહી પીવા આવી છે તે પીને મરશે ગયા ભવની વેરણ '

ગમે તેમ પણ દિવાળીડોસીની વાત થોડે અંશે સાચી પડી ચીમન પરીક્ષા આપીને આવ્યો ત્યાંસુધી તો ગોમતી મરી ન હતી

ચીમનને આ બધી આપવીતી કહી ગોમતી રડી પડી આજ ઘણા દિવસે તેની ખબરઅંતર પૂછનાર પ્રિયજન મળ્યુ, એથી તેનુ હૈયુ આંખો વાટે વહી રહ્યુ હતુ ચીમનના ખોળામાં માથુ મૂકી ગોમતી ધ્રૂસકે ને ધ્રૂસકે રડતી હતી ચીમને તેને રડવા દીધી થોડીવાર રહી તેને બેઠી કરી અને તેનાં આંસુ લૂછી નાખી તેણે કહ્યુ

'હવે રડવાની જરૂર નથી હું તારા વગરકહ્યે તારી કથા જાણી ગયો હતો હુ તને લેવા જ આવ્યો છુ 'પતિનો વહાલસોયો હાથ મોં પર ફર્યો અને પત્ની તેનુ બધુ ય દુઃખ વીસરી ગઈ

'એણે રડાપા કરી છોકરાને કઈનુ કઈ ઊંધુચત્તુ સમજાવ્યુ હશે એમ માનીને દિવાળીડોસી બીજે દિવસે સવારે વગરપૂછે ચીમનને કહેવા લાગ્યાં

'ભઈ! દીકરાની વહુ કાંઈ દવલી હોય! મારે તો જેવી મારી લીલા એવી એ એને સાજી કરવા તો આકાશપાતાળ એક કરી દીધુ છે પણ શુ કરીએ? હાથમાં જશ નહિ હોય!'

ચીમન શુ બોલે? બોલી ને બગાડવાથી ફાયદો ય શુ? પણ ડોસી તક જતી કરે કે?

'તુ ગમે તેને પૂછી જોને' કેટકેટલા ભૂવા બોલાવ્યા, કેટલા ય ટૂચકા કરાવ્યા, દોરા ધાગા કરવામાં ય બાકી રાખ્યુ નથી પણ કુણ જાણે કેવો વળગાડ વળગ્યો છે તે જતો જ નથી '

ચીમનને વાતમા રસ ન પડ્યો એટલે ઊભો થયો ચીમનના કાને શબ્દો નાખવા પાછા ડોસી બોલ્યા

'આજે યં એક ભૂવાને બોલાવ્યો છે. કહે છે કે એણે તો ભલભલા જૂના દહેરાં ય કાઢ્યા છે કાંઈ કરતા સારુ થાય એટલે મયું પ્રેસાને તો કુણ રોવે છે?'

ભૂવાનુ નામ સાંભળીને ચીમનના પગ થભી ગયા

'અહીં કાઈ વળગાડનુ કામ નથી ભૂવા ભૂવા કરીને તો આમ દશા કરી નાખી છે

'પણ તું આ શુ કહે છે?'

'હુ બરાબર કહુ છુ' તમે મને વધુ બોલાવશો નહિ અને તમે શુ કર્યુ છે, એ મારે કહેવુ નથી હવે નિરાંતે મરવા દો તો ય સારુ છે ' આટલુ કહી ચીમન ઘર બહાર નીકળી ગયો

પાછળ ડોસી બબડવા લાગ્યાં

'એનાં જ કામ, ગઢી વહુએ એના માટીને કુણ જાણે શુ ય ભરાવ્યુ હશે! લે ને લોહી

આઈ છે...ગયા ભવની વેરણ...'

અને પાણી ભરીને ગોમતી આવી ત્યારે ડોસી આંખો કાઢી તડૂક્યાં:

'તને શું કરી નાખ્યું છે તે છોકરા આગળ સાચાંજૂઠાં કરે છે...તું હજી મને નહિ ઓળખતી હોય ! જીભ જ ખેંચી લઈશ. હા...આ તો માકણને આંખો આઈ...ભૂલી ના જતી કે આગળ હું જમ જેવી બેઠી છું.'

ગોમતી ચૂં કે ચાં કર્યા વગર તેને કામે વળગી ગઈ.

ગોમતીએ તો કંઈ કીધું ન હતું. પણ આડોશીપાડોશીઓએ ચીમનને જે વાત કરી, એથી તો તે ક્રોધથી સળગી ઊઠ્યો:

'ડોસીએ જ એની આ દશા કરી છે.' તે મનમાં બબડી ઊઠ્યો.

સામે પોતાની જનેતા હતી. એને શું કહે? એના પિતાને પણ શું કહે? જેમણે કષ્ટ વેઠીને તેને આટલે સુધી ભણાવ્યો હતો તેમને એ કયા મોએ કંઈ કહી શકે? ચીમન મનમાં ધૂંધવાઈ ગયો હતો. આમ છતાં ય તે કંઈ ન બોલત. પણ સાંજના એક ભૂવો તેના લબાચા લઈને તેના માણસ સાથે આવ્યો, તે જોઈને તો ચીમનથી બોલ્યા સિવાય ન રહેવાયું:

'આ બધાને શું કરવા બોલાવ્યા છે?'

'લે, કેવી વાત કરે છે? જાણે તું તો કંઈ જાણતો નથી જ.' તેના પિતાએ કહ્યું.

'અહીં એમનું કામ નથી.'

'પણ આ તો કંઈ જેવો તેવો ભૂવો નથી. આ તો ભલભલાં શીકોતરાંને કાઢવાવાળો છે. કેટલુંકેટલું કહ્યું તાણે તો એ આવ્યો છે.'

'પણ ભૂવાની શી જરૂર છે? શું કરવા નકામી ધમાલ કરો છો?'

'એમાં તને શી ખબર પડે? આ તો વળગાડ કહેવાય...'

'હું સવારથી જ વાત કહું છું, પણ સાંભળે છે કુણ મારી બલારાત!' દિવાળીડોસી વચ્ચે બોલી ઊઠ્યાં: 'આ તો કોઠામાં ઊતરી ગયેલો વળગાડ છે. કેટકેટલા ભૂવા આઈ ગયા તો ય નીકળતો નથી.'

માબાપ અને દીકરાની તકરાર સાંભળી રહેલો ભૂવો નજીક આવ્યો.

'તમે શું કરવા ગરમ થાઓ છો?' ચીમન સામે જોઈને ભૂવો બોલ્યો. 'તમે એકવાર મારું કામ તો જુઓ...જો વળગાડ નીકળે તો પૈસા આપજો, નહિ તો કાંઈ નહિ.. બોલો હવે તો વશવા પડે છે ને.'

'પણ બહારનો વળગાડ હોય તો તમે કાઢો, પણ આ તો ઘરનો વળગાડ છે.'

'ઘરનો વળગાડ છે?' દિવાળીડોસી ચમકીને બોલ્યાં.

'હા...આજે તમે બોલાવો છો તો કહી દઉં છું. એને બીજો કોઈ વળગાડ વળગ્યો નથી પણ તમે વળગ્યાં છો!'

'ચીમન તું આ શું બકે છે?' ચીમનના બાપા લાલપીળા થઈ ગયા.

'હું ખરું કહું છું. એ વળગાડ આ ભૂવાથી નહિ નીકળે. એનો ઇલાજ મારી પાસે છે. વહેમમાં તમે એને મારી નાખવા બેઠા છો.' અને ભૂવાને પણ સંભળાવી દીધું: 'જાવ અહીંથી ચાલતી પકડો, નહિ તો તમારાં ડાકલાં ફોડી નાખીશ.'

આટલું કહી ચીમન ઉશ્કેરાટમાં ને ઉશ્કેરાટમાં મેડા પર ચડી ગયો.

દિવાળીડોસી અને ચીમનના બાપા એકમેકની સામે અચરજથી જોઈ રહ્યાં. એ વખતે તેમની આંખમાંથી ક્રોધની જ્વાળાઓ લબકારા મારતી હતી.

આવી વાતોને ફેલાતાં ય ક્યાં વાર લાગે છે? થોડીવારમાં તો આખા ગામમાં ઘેરઘેર વાતો થવા લાગી કે ચીમને એની માને ન

કહેવાય એવા બોલ સંભળાવી દીધા કોઈ વળી વધારીને વાત કરતું હતું તો કોઈ વળી ભળતી જ વાત કરતું હતું

ચીમને ભૂવાને પાછો કાઢ્યો એથી કેટલાક શંકા કરતા હતા

'માનો ન માનો પણ આનું પરિણામ સારું નહિ આવે ભૂવો વિફરીને ગયો છે એ નક્કી કાંઈનું કાંઈ કરશે '

દિવાળીડોસી તો પોક મૂકીને રડતાં હતાં

'ભણાઈને મોટો કર્યો એટલે અમને ટકાના કરી દીધા બૈરાંની વાદે ચડી માબાપને અળખાં કર્યાં અરે રે મારા શું ભોગ લાગ્યા કે છોકરાને ભણાવ્યો '

ચીમનના બાપાનું ય મન ખાટું થઈ ગયું હતું ચીમનના આ વર્તનમાં તેમને તોછડાઈ દેખાતી હતી ભૂવાને તિરસ્કારી કાઢ્યો અને એને ય ન બોલવાના બોલ બોલી દીધા એ તો ભૂત સાથે રમનારી જાત રહી કાલ ઊઠીને ઘર પર દેહરું મૂકે તો તો પાયમાલ થઈ જવાય ને ! આવી છોકરમત થતી હશે ? બોલવાનું હોય તે રીતનું હોય ! એ ક્યાં મારગમાં બેઠો હતો તે એને તો ભઈબાપા કરીને બોલાવ્યો હતો અરેરે હવે શું થશે ?

બૈરાં યે કહેતા હતા, કે જરૂર ભૂવો તેનો ભાવ ભજવ્યા વગર નહિ રહે કેટલાક તો વળી કહેતા હતા 'થોડા દા'ડામાં જ જો ચમત્કાર ન થાય તો મને ફટ કહેજો ચીમન અંગ્રેજી ભણ્યો એટલે શું થયું ? ભૂવો તો કોઈને ન છોડે હું તો પાયમાલી ભાળું છું'

ગામમાં જ્યાં આવી વાતો થતી હોય ત્યાં ચીમનના બાપાનો જીવ ક્યાંથી ઝંપ્યો રહે ? હવે શું થશે એના ભયમાં જ એ થરથરી રહ્યા હતા. દિવાળીડોસી તો ચીમનની હાજરીમાં પણ ગોમતીને સંભળાવતાં હતાં

'આ મારા ગયા ભવની વેરણ નિરાંતે નહિ જીવવા દે ગદ્ધીનાં પગલાં ઘરમાં પડ્યાં તે દા'ડેથી જ ઘરમાં લોહીનાં આંધણ મુકાયાં છે જો એ કમોતે ન મરે તો મને કહેજો !

ચીમનથી આ જોયું જતું ન હતું એ કોને કહે ? એની મા વિફરી બેઠાં હતાં તેને ય ન કહેવાનું કહેતાં હતાં તેના બાપા તો તેનાથી દૂર રહેવા માગતા હોય તેમ વાતે ય કરતા ન હતા ગોમતીને તેને લીધે જે સાંભળવું પડતું હતું, એથી તે પોતે જ અંદરથી બળી રહ્યો હતો વહેમીલા લોકો વચ્ચે તે કઈ રીતે શાંતિથી રહી શકે ? વહેમનું વાદળ હટાવવા માટે તેને બે શબ્દો બોલવા પડ્યા, તેમાં તો ગામના આગેવાન ગણાય એવા લોકો ય વાતો કરવા માંડ્યા

'જોયું ! છોકરો ભણાઈને શું કાંદા કાઢ્યા ? છોકરો ભણાવ્યો તાણે આ ઉંમરે સાંભળવું પડ્યું ને ! ડોસી-ડોસાના ધોળામાં ધૂળ નાખી.'

ચીમન કેટલાંને સમજાવે ? કેટલાની આગળ સમજાવટ કરે ? તેને ત્યાં રહેવું અસહ્ય થઈ પડ્યું એક તો ગોમતીને જે મહેણાં ટોણાં સાંભળવાં પડતાં હતાં, એમાં તે કંઈ કરી શકે તેમ નહતો બીજું તે ગોમતીની દવા કરાવવા માગતો હતો પણ એમ અહીં ગામડામાં શક્ય ન હતું ગોમતી અશક્ત થઈ ગઈ હતી છતાં તેને જે કામ કરવું પડતું હતું તે વધારે પડતું હતું એ બાબતમાં પણ ચીમન કંઈ કહી શકે એમ ન હતો ગોમતીનું દુઃખ એ કળી ગયો હતો એને હીસ્ટીરિયા થયો હતો જો તેને સારી પેઠે રાખવામાં આવે, તેનું મન આનંદિત રહે તો જરૂર સારું થઈ જાય ! એથી તેણે ગડમથલને અંતે શહેરમાં જવાનું નક્કી કર્યું

હવે ભણવાનું પૂરું થયું હતું આગળ ભણી શકે એવી ઘરની આર્થિક સ્થિતિ પણ

હતી. એથી ચીમને રજાઓમાં આવતાં પહેલાં નોકરીનું પણ નક્કી કરી દીધું હતું. પહેલાં તો એકલાને જ જવાનો ખ્યાલ હતો: પણ ગોમતીની આ સ્થિતિ જોઈ તેને સાથે જ લઈ જવાનું નક્કી કર્યું.

તેણે જ્યારે આ વાત ઘરમાં કરી ત્યારે તેની મા બોલ્યા વગર ન રહી શક્યાં:

'ત્યાં વહુનું શું કામ છે? એનું શરીર તો સારું નથી ને...'

'એનું શરીર સારું નથી માટે જ લઈ જવી છે!' ચીમને મક્કતાથી જવાબ આપ્યો.

'પણ તું કાંઈ સમજે નહિ ને શું કરવા છોકરમત કરે છે? આ તો વળગાડ કહેવાય...'

'એ વળગાડ કેમ કાઢવો એ હું જાણું છું!' અને ઉપરથી ઉમેર્યું; 'મારે અહીં વહેમનો ભોગ નથી બનાવવી.'

'જોને આ બોલે છે... તમે સાંભળ્યું?' ચીમનના બાપા જે ઓરડીમાં હોકા પીતા બેઠા હતા તેમની સામે લેંકા કરીને દિવાળી-ડોસી બોલ્યાં: 'જુઓ, દીકરો માને સંભળાવે છે...અરેરે...મારા શા ભોગ લાગ્યા તે મારે આ સાંભળવું પડે છે!'

ડોસી રડે, કૂટે કે બૂમો મારે તેની અસર ચીમન પર કંઈ થાય એમ ન હતી. એના બાપા પણ ચીમનનો નિર્ણય અને મક્કમતા જોઈ ચૂપ રહ્યા.

દિવાળીડોસી બીજું તો શું કરે? એ જેમ ફાવે તેમ લવારો કરવા લાગ્યાં:

'એ ગદ્દી વહુએ જ મારા છોકરાને આવો કરી દીધો છે. ચાર આંખો થઈ એટલે મા તો હવે ડાકણ જેવી જ લાગે ને? જા...તું તારે એને માથા પર લઈને ફેરવજે...તને ભણાવ્યો તાણે અમારે આવું સાંભળવું પડે છે ને...'

હાલતે ચાલતે આમ આ મહેણું મારવામાં આવતું હતું. હા, ચીમનને તેના પિતાએ બહુ જ દુખ વેઠીને ભણાવ્યો હતો. તે પણ એનો ક્યાં ઇન્કાર કરતો હતો? પણ વારંવાર એની યાદ કેમ દેવામાં આવે છે? ઘરની ભીડ જાણીને તો એણે નોકરી સ્વીકારી હતી. એ પાઈએ પાઈ ઘેર આપવા માગતો હતો. પછી ડોસી શાને લોકો આગળ તેને હલકો પાડતાં હશે?

પોતાની જનેતાના મોંમાંથી નીકળતા આ વેણ સાંભળી ચીમનનું મન ખાટું થઈ ગયું. એથી તો તેનો જવાનો નિર્ણય વધુ મક્કમ બન્યો.

'દૂર સારા, દેખવું નહિ ને દાઝવું નહિ...'

અને બધાના વિરોધ વચ્ચે ચીમન ગોમતીને લઈને શહેરમાં ઊપડી ગયો.

ઘર શોધવામાં થોડી મુશ્કેલી તો પડી પણ મળી ગયું તેનો પરમ સંતોષ હતો.

થોડા દિવસ તે તેના મિત્રને ત્યાં રહ્યો. ત્યાં પણ ઘર જેવું જ હતું, પણ ચીમનને પોતાનું ઘર શરૂ કરવાના કોડ હતા.

ગોમતી પહેલવહેલી શહેરમાં આવી હતી, એટલે જરા મૂંઝાતી તો હતી જ. પણ ચીમનના પ્રેમાળ સ્વભાવને લીધે તેની મૂંઝવણ ક્યાં ય ચાલી જતી. પરણીને આવી ત્યારે તેને એક પ્રકારનો ફફડાટ હતો, કે 'એ ભણેલા છે. હું અભણ જેવી છું. કદાચ હું એમને નહિ ગમું તો...'

ગોમતી આ છૂપા ભયથી કંપતી હતી. પણ ચીમને શરૂઆતથી જ તેને જે રીતે વિશ્વાસમાં લીધી હતી અને જે રીતે પ્રેમથી નવાજી હતી, તેથી તો તેનામાં સ્ફૂર્તિ આવી હતી, જીવનનો ઉલ્લાસ આવ્યો હતો.

ઘર શરૂ કર્યા પછી તો ગોમતીનો આનંદ ઓર વધી ગયો. તેનું શરીર પણ સારું

થવા લાગ્યુ ઝીણો તાવ રહેતો હતો તે પણ જતો રહ્યો થોડીવારમાં હાંફ ચડતી હતી એ પણ ઓછી થઈ ગઈ શહેરમા આવ્યા પછી કદી દાંત પણ બંધાઈ ગયા ન હતા જાણે ચીમનને જોતાં જ તેનો વળગાડ નીકળી ગયો હતો !

ગોમતી ઓછુ ભણી હતી એટલું જ, બાકી એનામાં ઘરકામની સૂઝ હતી જોતજોતામાં તો તેણે ઘરને શણગારી દીધું ઘરની ગોઠવણી જોઈ અજાણ્યાને પણ એમ છાપ પડે કે 'ના, ગૃહિણી છે તો હોશિયાર'

પાછી ચબરાક પણ જબરી હતી મહિનો થતાંથતાં તો તેણે ચીમનના મિત્રો સાથે હસીને વાતો ય કરવા માંડી ગોમતીનુ આવુ જલદી પરિવર્તન થશે અને તે શહેરી વાતાવરણને આટલી જલદી અનુકૂળ થઈ જશે એવી તો ચીમને પણ કલ્પના કરી નહોતી અને ગોમતીએ જ સામે પગલે જ્યારે કહ્યુ, કે

'મને બપોરે વખત તો ખૂબ મળે છે મને સમજ પડે એવી ચોપડીઓ ન લાવી આપો ?' ત્યારે તો ચીમનના આશ્ચર્યનો પાર ન રહ્યો

ગોમતીને ભણવાની હોંશ છે વાંચવાનો રસ છે એ બધી રીતે તેને અનુકૂળ થવા માટે સભાન પ્રયત્ન કરે છે આ વિચારથી ચીમનની ખુશી સમાતી નહોતી ગોમતીને તે જેવો ઘાટ આપવા માગશે એવો આપી શકશે આમ તકનો લાભ જતો કરે એવો ચીમન ન હતો

તેણે ગોમતીને ધીમેધીમે શીખવવા માંડ્યુ ભુલાઈ ગયેલુ ભણતર તાજુ થવા લાગ્યુ નવુ વાંચવાના શોખથી ગોમતી મહેનત કરીને પણ પુસ્તકો વાંચવા લાગી એથી તેનો સમય ક્યા જતો તેની ય ખબર ન પડતી

જોતજોતામાં ગોમતી અગાઉ હતી એવી થઈ ગઈ તેના મો પરની લાલિમા પાછી દેખાવા માંડી તેની આંખોની ચમક ચમકી ઊઠી તેના અંગે અંગમાં સ્ફૂર્તિ આવી તેનામાં નવુ જ ચેતન આવ્યું પહેલાં જીવતર પર કંટાળો આવી ગયો હતો તેની જગ્યાએ જીવનનો ઉલ્લાસ આવ્યો તેનું આખુ જીવતર જ બદલાઈ ગયુ ચીમનની હુંફમાં ગોમતી ફૂલની પેઠે ખીલવા માંડી તેના સ્વભાવની સુગંધ ચીમનને મસ્ત બનાવતી હતી ગોમતીના એક જ સ્મિતમાં ચીમનનો દિવસ ભરનો થાક ઊતરી જતો અને ચીમન પ્રફુલ્લિત બની જતો

જોનારાને અનુકરણ કરવાનુ મન થાય અને મિત્રોને ઈર્ષ્યા આવે એવુ સુખી એમનુ દંપતીજીવન હતુ

આજે ય ગોમતી પેલા દિવસો યાદ કરે છે ત્યારે ચીમનને કહે છે 'તમે જો મને ન મળ્યા હોત, તો મારો વળગાડ ન જાત અને મારે કમોતે મરવુ પડત '

અને ખૂબીની વાત તો એ છે કે ચીમનની કમાણી વધતી જતી હતી, એટલે માબાપને પણ દર મહિને સારી રકમ મોકલતો હતો અને તેથી દિવાળીડોસી પણ એના ઉપર ખુશ હતાં એમનો 'વળગાડ' પણ દૂર થયો હતો !

★

...હવી શકશો, એટલું વધારે કામ દિવસભરમાં કરી શકશો.

કાર્યક્રમ પણ ભરચક રાખો. દિવસમાં અવકાશ ન રહે એવો ક્રમ ગોઠવો. કાર્યરત બનો. પણ એનો અર્થ એવો ન કરશો કે તમે ભાંગી પડો એટલું કાર્ય કરો. પણ 'આજે કામ નથી, હવે શું કરવું?' એ સ્થિતિ તો બહુ ખરાબ. આવતી કાલનો કાર્યક્રમ ગોઠવવા આવતી કાલને આવવા દેવાની જરૂર નથી. કાલનો ક્રમ આજે જ ગોઠવી લો, જેથી તરત કામે લાગી જવાય.

જે વ્યક્તિ કાલને જોઈ શકે છે ને ક્રમ ગોઠવી શકે છે તે સફળ થાય છે, પણ તમારે એકલી કાલ નહિ પણ ઘણી વસ્તુઓ ઘણા સમય પહેલાં કલ્પી લેતાં શીખી લેવું જોઈએ. એ માટે મનને વિચારવાની ટેવ પાડો.

ધંધામાં કોઈ દિવસ કાલના નફાથી લોભાશો નહિ. ધંધાનું ત્રણ વર્ષ પછી, પાંચ વર્ષ પછી અને પચાસ વર્ષ પછી શું થશે એનો વિચાર પણ કરી લેજો. કેટલાક એવા ધંધાઓ છે જે આજ ઉપર જ જીવતા હોય છે. એવી દુર્બળ મનોદશામાં ન પડશો. તમારી પ્રતિભાને ચમકાવે એવું કંઈક કરો.

જીવનનું છેલ્લું પ્રકરણ કેવું હોવું જોઈએ એની કલ્પના આજે કરી લો અને એ પ્રકરણની એવા જ આદર્શ ઉપર માંડણી થાય એ રીતે વચ્ચેનો ક્રમ ગોઠવતા જાવ. એમ પણ કહો કે મરીશ તોપણ આમ મરીશ.

અને આદર્શ વિના બધું જ ખાલી લાગશે, નિર્જીવ લાગશે તમારા ધંધામાં અને તમારાં કાર્યોમાં એક એવો આદર્શ પરોવી લો, જે તમને સતત પ્રેરણા પાતો રહે અને એ રીતે જે કરો તે આદર્શ માટે કરો. જેમ જીવનનું છેલ્લુ પ્રકરણ કલ્પી લેવું જોઈએ, અને એ રીતે માંડણી કરવી જોઈએ તેમ જીવનનાં છેલ્લાં વર્ષો ય મધુર બને એવું કંઈક કરો. કેરી પૂરી પાકે ત્યારે જ મીઠી થાય છે તેમ આ જીવન માટે પણ થવા દો.

ના કહેતાં પણ શીખો. કેટલાક માણસો હોઠે આવેલો 'ના' બોલી શકતા નથી. ના કહેવા માટે શક્તિ જોઈએ છે. ના કહેવામાં હિંમતની જરૂર હોય છે. ના કહેતાં નિર્ણય લેતાં શીખવું પડે છે. પણ જે માણસો 'કંઈક કરી ગયા છે' તેમની પાસે આ શક્તિ હતી.

અને તેવી જ રીતે જે અણગમતાં અઘરાં કાર્યો હોય તે પહેલાં હાથમાં લેવાની ટેવ પાડો. આપણે મોટા ભાગના માણસો આવાં કાર્યોને ટાળીટાળી બાજુએ મૂકીએ છીએ ને ઢગલો થવા દઈએ છીએ. નિયમ તરીકે આ ક્રમને વળગી રહો અને વધારે કંટાળાભર્યું, વધારે મુશ્કેલ જે કામ હોય તે જ સૌથી પહેલું હાથમાં લો.

આ માટે મનને–મનોશક્તિને કેળવો, ટેવ પાડો.

આટલું તો કરીશ જ, એમ મન સાથે નક્કી કરી લો. સોમરસેટ મોમ એક પ્રતિભાશાળી અને પ્રતિષ્ઠિત લેખક ગણાય છે. પણ એમણે મન સાથે નક્કી જ કર્યું હતું કે દરરોજ એકહજારથી પંદરસો શબ્દો તો લખવા જ. આનો અર્થ એ છે કે કંઈક કરો–અને જ્યાં ફરજ છે ત્યાં એ સમયસર, સારી રીતે અને જેવી રીતે કરવું જોઈએ તેવી રીતે જ કરો; પછી ઇચ્છા કે અનિચ્છાને ત્યાં અવકાશ ન હોય.

આવી શક્તિ, આવો ઉત્સાહ કેળવવા શરીર સ્વસ્થ જોઈએ. શારીરિક શક્તિ પણ એટલી જ જરૂરી છે અને એ માટે જરૂરી એવું બધું જ કરો.

તમારો નિર્ણય પણ ઝડપી બનાવો. નિર્બળ મનના માનવી જ અહીંતહીં–એ

નિર્ણય • વચ્ચે અથડાયા કરે છે ને સમય વ્યતીત કરે છે તે કરતાં તો ભૂલો કરવી ને કામ કરે જવુ•વધારે સારુ

કેટલાક માણુસો વિચાર્યા જ કરે છે કોઈ પણ પ્રશ્નનો નિર્ણય લેતાં દિવસો ચાલ્યા જાય છે અને નાનામાં• નાની બિગતો ઉપર ચર્ચા કર્યા કરે છે પરિણામે સમય એટલો ચાલ્યો જાય છે, કે પછી કઈ નિર્ણય લેવાનું રહેતું નથી

કેટલાક વળી આવા મથન પછી ય થોડુક કરે છે પણ એ ય ઘણુ મોડુ થઈ ચૂક્યું હોય છે

કેટલાક નિર્ણય જલદી લે છે, પણ એ નિર્ણયને પાછો બદલી પણ જલદી નાખે છે

અને કેટલાક નિર્ણય લે છે પણ અમલ કરતા નથી જ્યાંલગ એ નિર્ણય શા માટે લીધો, કેમ લીધો એનાં કારણોમાં જ સમય પૂરો કરી નાખે છે

પણ એક વાત તો નક્કી જ છે કે કોઈ પણ પ્રશ્નનો નિર્ણય કરતાં બહુ લાંબો સમય ન લેવો જોઈએ ઘણી વખત તો દિલ જ એ નિર્ણય આપી દે છે ઝડપી બનો અને ઝડપથી અમલમાં મૂકો. નિર્ણય ન જ થઈ શકતો હોય તો 'આટલા સમયમાં હુ નિર્ણય કરી લઈશ' એમ મન સાથે નક્કી કરી નાખો અને તે દરમિયાન જે સૂઝે તે સ્વીકારી લો

મે એવા પણ માણુસો જોયા છે, જે નજીવી વાતોમા પણ હા કે ના કહી શકતા નથી આજે આ બૂટ પહેરવા ને આજે આ કોટ પહેરવો, એમાં પણ નિર્ણય•કરતાં સમય જાય.

જેમ માણુસને કશુ સૂઝતું ના હોય ત્યારે હું સૂઈ જવાની સલાહ આપુ, તેમ આનો નિર્ણય ન જ આવે ત્યારે ચિઠ્ઠી ઉપાડવાની સલાહ આપુ દેખા જાયગા !

કોઈ મેનેજરને મળો જોઈએ દિવસમાં કેટલા પ્રકારનાં પ્રશ્નોના નિર્ણય એ કરતો હશે ? એ પોતાનું માથુ ખોતર્યા જ કરે તો કેમ પાર આવે ? એ ભૂલેય કરે છે, પણ એ ભૂલને ય સુધારવાની શક્તિ સાથે ત્યાં બેઠો છે

અને માણુસ પાસે પોતાનું ધ્યેય નક્કી હોય તો નિર્ણય પણ નક્કી જ હોય છે એમાં બહુ સમય ન લાગે. અને આવા માણુસે પોતાના ધ્યેયને અનુરૂપ પ્રશ્નો તૈયાર કરી લેવા જોઈએ જેથી કોઈ પણ નિર્ણયને કસોટી ઉપર ચડાવતાં તે સ્પષ્ટ બની જાય દા ત કોઈ ફેક્ટરીના મેનેજરને કશુ વિચારવાનું હોય તો આ પ્રશ્નો એ પૂછી શકે

૧ આમ કરવાથી કાર્ય હળવુ બનશે ?
૨ આમ કરવાથી પડતર ઓછું થશે ?
૩ આમ કરવાથી કામ વ્યવસ્થિત બનશે ?
૪ આમ કરવાથી બધાને સતોષ થશે ?
૫ આ નિર્ણય લેવાથી વેચાણ વધશે ?

એટલે વિચારતાં અને નિર્ણય કરતાં અચકાશો નહિ

આટલુ કર્યા પછી તો કાર્યશક્તિને ધક્કો મારવાનો જ રહે છે મોટરસાયકલને "ટીક" મારતાં જે ક્રિયા કરવાની હોય છે, તે જીવનનાં બધાં જ કાર્યો માટે કરવી જોઈએ એક ક્ષણ પણ મોડુ ન કરશો

લેખ શરૂ કરો ને એનું પહેલું વાક્ય ખૂબ વિચાર કરવા પ્રેરશે કાગળ શરૂ કરો ને તેમાંથી પહેલુ વાક્ય સૂઝશે પણ શરૂ કરો પછી એ બધુ જ થઈ શકશે

અને આવી જ રીતે 'જે કઈક કરી ગયા છે તે જિંદગી જીવી ગયા છે તમે પણ 'ટીક' મારો અને જીવનને ગતિ મળશે

અને જીવનમાં 'ગતિ' હોય પછી તો બધુ જ મળી રહેશે

★

# ઊઘડેલાં દ્વાર

શ્રી. રમેશ વ્હોરા

વર્ષો સુધી અંધકારમાં રહેવા ટેવાઈ ગયેલા પવિત્ર જીવને પણ બહાર પ્રકાશમાં આવવું વસમું લાગે છે. પોતાનું શેષ જીવન એ અંધકારમાં જ વીતાવવાની એની મનોવૃત્તિ ઘડાઈ જાય છે. તેવું જ કંઈક આપણા હરિજન મંદિરપ્રવેશ અંગે બન્યું છે. પોતાના જીવનની નાનીમોટી હરેક પળ જેણે પાપપુણ્યના જ ધર્મગજથી માપી હોય એવા એક ભક્તહૃદયી હરિજનની આ વાર્તામા નવો પ્રકાશ ન ઝીલી શકનાર નિર્બળ આંખ તો દેખાય જ છે, પણ તે સાથે પેસાનું દર્શન થતાં એની શાશ્વી શક્તિનું પણ સ્મરણ જાગે છે.

સંધ્યા ચાલી ગઈ અને અવની ઉપર ઝાંખો અંધકાર ઊતરી રહ્યો. દૂર શહેર બહાર એક માનવી જઈ રહ્યો હતો. તેનાં કપડાં ગંદાં, ગંધાતાં, ફાટલાં હતાં. તેના દેહ પર મેલનો થર બાઝ્યો હતો. તેના મુખ ઉપર ચિંતા સાથે વિષાદ અને અશક્તિ જણાતાં હતાં. તેનાં પગ ધીમા પડતા હતા તેની આંખો અસ્થિર બનતી હતી પણ અચાનક તેના મુખ ઉપર ઉલ્લાસ આવ્યો. થોડે દૂર તેણે પતરાંની ઓરડીઓ જોઈ અને તે ઝડપથી ચાલવા લાગ્યો. હમણાંહમણાં તેને આ ઝૂંપડી અકળાવતી હતી. હવે આ બ્રાહ્મણ અને ભંગીમાં ફેર નહિ રહે, એમ વિચારતો તે પોતાની ઓરડીએ આવ્યો. પણ આંગણામાં ફાટેલી ગોદડી ઉપર સૂતેલા વૃદ્ધ પિતાને જોઈ તેને ચીડ ચડી.

'કેશવા…શું થયું પછી ?'

'ઈ બામણો માને ઈમ નથ લાગતું… ગાંધી બાપુ તો…'

'ભાઈ…ઈ બધા ઝાંઝવાનાં જળ…' આપણો રામ તો રૂદિયામાં રહે. હું તો…'

'ઈ નો ચાલે…' કેશવો બોલી ઊઠ્યો. 'આપણામાં ક્યાં સંપ છે ? નિકર ઈ ભામટા…'

'ચૂપ કેશવા…વધારે બોલ મા ! બામણ ઇમ મંદિર ઉઘાડે તો પાતકમાં જ પડે ને !'

કેશવો કશું સમજી શક્યો નહિ જ્યારે શહેરઆખાના ભંગીઓ ભેગા થઈ શક્યા હતા, ત્યારે આ ડોસો કંઈક નવુંનવું બોલતો હતો ! કેશવને ગુસ્સો આવ્યો. ડોસો અક્કલવગરનો હોય એમ તેને લાગ્યું. તેણે છેલ્લો પ્રયત્ન કરી જોયો :

'બાપા…કાલ સવારથી તમારે આવવું પડશે…મંદિર નો ઊઘડે ત્યાં લગી અમે ત્યાં જ બેસી નકોરડા કરવાના છીએ. હવે કેટલા દી ઈ ભૂખે મારવાનો'તો…આવશો ને બાપુ ?'

વૃદ્ધના મુખ ઉપર વિષાદભર્યું સ્મિત ચમક્યું. તેના ચહેરા પર પડેલી કરચળીઓમાંથી નિરાશા જાણે ડોકિયાં કરી રહી. તેણે કહ્યું—ઊંડે ઊંડેથી : 'ભાઈ…બેટા.. ઇમ ભૂખ્યા રહેવાથી આપણો રામ કદી ખુશી થાય ખરો ? ઈ બામણને કચવી મારે દરશન નથી કરવાં…જો મારો રામ તો અહીં વસે છે…' ડોસાએ છાતી ઉપર હાથ મૂક્યો અને આંખ બંધ કરી.

પણ કેશવાને આ પોષાય તેમ ન હતું. સમગ્ર હિંદુઓ મંદિરમાં જઈ પગે લાગી શકે, અને હરિજનો જ નહિ ? તેને થયું કે આ ડોસો ઢોંગ કરે છે. ડોસાને પોતાની નાત પ્રત્યે જરા પણ અભિમાન નથી. તે હિંદુઓથી કચડાયેલો—દબાયેલો છે. એવા ડોસાનો પોતે પુત્ર થયો એ પણ પોતાને માટે શરમજનક લાગ્યું. તેણે ગુસ્સામાં વૃદ્ધ તરફ જોયું અને એકદમ ઘરમાં ચાલ્યો ગયો. થોડીવાર પછી

તે તેની પત્ની રૂડકી, ચાર વર્ષનો પુત્ર એમો અને નાની ચાર માસની છોકરી લઈને ઝૂપડી બહાર નીકળ્યો ને ક્રોધથી વૃદ્ધને સંભળાવ્યું

'બાપા જુઓ અમે તો જઈ છઈ મંદિર નહિ ખૂલે તો ત્યાં જ ભૂખે મરશું તમને તો જીવ વા'લો લાગ્યો ને?'

વૃદ્ધ ધીમું હસ્યો તે તેના નાના કુટુમ્બને નિહાળી રહ્યો એમો અને નાની છોકરી તરફ તેણે દયાભરી દૃષ્ટિ નાખી રૂડકી તરફ તે હેતથી જોઈ રહ્યો અને છેવટ પુત્ર તરફ આંખ ફેરવી તેણે કહ્યું 'ભઈ શું કામ બધાને હેરાન કરે છે? તારે રામનાં દરશન કરવા છે ને? જો ઓલી મંદિર ઉપરની ધજા જો મેં ધજામાં યે 'રામ- હનુમાનની' મૂરતિ છે'

કેશવો ખડખડ હસી પડ્યો રૂડકી ઘુંઘટમાં હસી એ હાસ્યમાં ડોસાની કમઅક્કલની ખાતરી હતી કેશવાએ એમાની આંગળી પકડી અને રૂડકીએ ખભા પર છોકરીને નાખી જતાંજતાં કેશવાએ કહ્યું 'અમારે તો મંદિરમાં જ જાવું છે ને ઈ સફેદ દૂધ જેવી મૂરતિના પગમાં પડવું છે બાપુ! હજી કહું સું હાલોને! નીકર નાતીલા કે'શે કે ડોસાને જીવ વા'લો લાગ્યો.'

વૃદ્ધ શાંત નિહાળી રહ્યો તેણે કહ્યું 'તો ભલે હું ય તે આજથી ખાવાનું બંધ કરીશ પણ મંદિર આગળ બેસી રહી મારે મારા રામને મુંઝવવો નથી તમ તમારે જાવ અને કરો દરશન' તેણે પોતાનું મુખ ફેરવી લીધું

કેશવાએ રૂડકી સામે જોયું રૂડકીએ ઇશારો કર્યો અને તેઓ ચાલી નીકળ્યા મંદિર ન ઊઘડે ત્યાંસુધી, પૂજારીઓનાં હૃદય ન પીગળે ત્યાંસુધી ઉપવાસ કરી દેહ પાડી નાખવા સુધીની તૈયારી કરી તેઓ ચાલી નીકળ્યા વૃદ્ધ તેમને જતાં જોઈ રહ્યો તેના હૃદયની લાગણીઓ આગળ ને આગળ વધી રહી તેનાં મુખમાંથી નિશ્વાસ સર્યો અને તેણે બે હાથ પહોળા કરી આકાશ તરફ દૃષ્ટિ નાખી તારો ચમકતા હતા હક્ક માટે લડતા માનવીઓને જોઈ તેઓ ધીમુંધીમું મરકતા હતા પણ એ ચમકતા તારો વચ્ચે ડોસો એકલો હતો તેનો આખો યે ભંગીવાસ શહેરના મંદિરો નજીક જમા થયો હતો તેને એકલતા મુંઝવી રહી સૂસવાતા વાયરા અને ચમકતા તારોએ એનો ભૂતકાળ ખડો કર્યો

તે શેરીઓ સાફ કરતો રસ્તાઓ વાળતો એક દિવસ પોતે મોટો રસ્તો વાળતો હતો. એક બાજુને અડેલી લાકડી પડી હતી વાળતાંવાળતાં તે લાકડીને અડકી ગયો તે ધ્રૂજી ઊઠ્યો તેનું હૃદય કંપી ઊઠ્યું એ લાકડી તો દુકાને પાન ખાતા એક શેઠિયાની હતી તેને ભય લાગ્યો કે હમણાં તેના પર મારની ઝડી વરસશે નજર ચૂકવી રસ્તો એકદમ વાળી નાખી મોડેથી તે ઘેર ગયો અને જોયું તો નાનો પથારીમાં સૂતો હતો સવારનો તેને તાવ આવતો હતો તેના પગ ધ્રૂજી ઊઠ્યા. તેને ચક્કર આવતા હોય તેમ લાગ્યું સવારનું પાપ તેને સાંભર્યું પોતાના જેવા હલકા માણસે એક પવિત્ર શેઠિયાને પાપમાં નાખ્યો હતો તે વિચારે તેનાં પ્રત્યેક અંગ કંપી ઊઠ્યાં, તેણે તેની પત્નીને બોલાવી કહ્યું 'મંગી! મારા પાપે કેશવો માંદો પડ્યો' ને તેણે માંડીને સવારની વાત કરી મંગી સનમૂન થઈ ગઈ તેણે મેલડીની માનતા લીધી પણ મેલડી કંઈ પ્રસન્ન થઈ હોય તેમ લાગ્યું નહિ ચાર દિવસ થયા પણ કેશવાને તાવ ઊતર્યો નહિ પાંચમે દિવસે તેણે મંગીને બોલાવી કહ્યું 'ચૂલામાંથી દેવતા લાવ' મંગી સમજ્યા વિના દેવતાનો

ગારો લઈ આવી. પતિએ તે લીધો. ને તેથી ગદ્ગદ કંઠે તે બોલ્યો: 'મારા દેવ! મારાં પાપ બાળીને ભસમ કરજે!' અને જે હાથથી તેણે લાકડીને સ્પર્શ કર્યો હતો તે હાથમાં તેણે અંગારો મૂક્યો અને મૂઠી વાળી. મંગી એક ભયંકર ચીસ પાડી ઊઠી...

અચાનક તે ચમક્યો. જોયું તો રાત્રિ જામતી હતી. અને તેની નજીક એક કૂતરી ઊભીઊભી ચીસ પાડતી હતી. તે સમજ્યો. તેને ખાતરી થઈ કે તેની નજીક યુવાનીના પ્રસંગો વારંવાર ખડા થાય છે. ફરી તારકો ચમકી રહ્યા. પવન સૂસવી રહ્યો. અને એકાકી ભંગીવાસ તેને મુઝવી રહ્યો. તેણે ઉપરાઉપરી નિઃશ્વાસ મૂકયા. તેને થયું કે આ આજકાલના છોકરા હવે ભંગીઓનું નામ-નિશાન નહિ રહેવા દે. તેને ખાતરી થઈ કે કળિયુગ હવે હાડોહાડ વ્યાપી ગયો છે. તે આમતેમ લટાર મારવા લાગ્યો. પણ તેના પગ ધ્રૂજતા હતા તેનો દેહ કંપતો હતો. તૂટેલી પતરાની ઓરડી નજીક એક ફાટેલી ગોદડી નાંખી તેના ઉપર તે બેસી ગયો. અને તેની નજીક એક પ્રસંગ ખડો થયો. આમ જ એક દિવસ તે ગોદડી પાથરી સૂતો હતો. તેનાં અંગેઅંગમાં તાવ હતો. તેના દેહના સાંધેસાંધામાં દુખાવો હતો. પાંપણને પણ તે ઊંચી કરી શકતો ન હતો. પંદર દિવસથી ઘેર રહ્યો હોવાથી મ્યુનિસિપાલિટીએ તેને નોકરીમાંથી બરતરફ કર્યો હતો. પોતે દવા વિના મૃત્યુ તરફ ધકેલાતો હતો અને મંગી ખોરાક વિના. અચાનક તેના ધગધગતા કપાળ ઉપર કોઈએ હાથ ફેરવ્યો. તે હાથ ફેરવનાર વ્યક્તિના મુખમાંથી 'મેલડી' જેવો શબ્દ વારંવાર નીકળતો હતો. તેણે પરાણે આંખ ઉઘાડી અને જોયું તો મંગી તેના કપાળ ઉપર હાથ ફેરવતી હતી. તે પાસે આવી. તેના ધગધગતા અંગ ઉપર તેનો શીતળ-સુંવાળો હાથ ફરી રહ્યો. કેટલી શાંતિ! ક્ષણ પસાર થઈ ન થઈ અને તેના ઓષ્ટ ઉપર મંગીનો હાથ ફર્યો...અને તેના મુખમાં સ્વાદિષ્ટ, શીળો રસ રેડાયો. શું તે મોસંબી તો નહિ હોય? તે ચમકી ઊઠ્યો. તેને થયું કે મંગી પાસે પૈસા ક્યાંથી? તેણે મંગી આસપાસ હાથ વીંટાળ્યો. કેટલી હેતાળ હતી એ? આંખ ઉઘાડી અને મંગીની આંખમાં પરોવી ને તે ચમકી ઊઠ્યો. મંગીની આંખોમાં ન સમજાય તેવું, ન કળાય તેવું કંઈક હતું. મંગીની છાતીના ધબકારા વધી ગયા હતા. તેનો દેહ ધ્રૂજતો હતો. તેણે બોલવા પ્રયત્ન કર્યો. 'મંગી...આમ ધ્રૂજે છે કેમ?' મંગી હબકી ગઈ. તેણે પતિના પગ પકડ્યા. તે સમજી શક્યો નહિ. તેની આંખો ઉપર પ્રચંડ ભાર મુકાતો હતો. તે પૂરું જોઈ પણ શકતો ન હતો. ને મંગી આમ પગ કેમ પકડે છે? તેણે ફરી બોલવા પ્રયત્ન કર્યો. 'મંગી...પૈ...સા...ક્યાંથી?' તેના કાન ઉપર મંગીનું ધ્રૂસકું અથડાયું. તે ધીમું અસ્પષ્ટ બોલતી હતી. 'મને માફ... કર...મેં પાપ કર્યું છે...' તેની ઘેરાતી આંખ સમક્ષ એક ભયંકર કાળું વાદળું ઊતરી આવ્યું. તેની વચ્ચે વીજળીનો એક ચમકાર થઈ ગયો. અને ભયંકર ગડગડાટ થયો. તેનું હૃદય ખાલીખાલી પડી ગયું. તેના દેહમાં એક કંપ આવી ગયો. પણ એ બધાની વચ્ચે મંગીનું સ્નેહ નીતરતું, અમી ઝરતું મુખ ખડું થયું. તેને થયું કે મંગીએ પાપ કર્યું છે પણ પોતાની દવા માટે...પોતાના લાંબા જીવન માટે, મંગી શું પાપી હતી? તેને પોતાના જીવન માટે ધિક્કાર છૂટ્યો. ભંગીઓ પ્રત્યે તેને સૂગ ચઢી. સૃષ્ટિમાં આવી સુખ ન મળે તો એવા જીવનનું શું કરવું? અને પતિના જીવન માટે પત્નીને દેહ વેચવો પડે? હોઠને ફફડાવવા પતિએ પ્રયત્ન કર્યો...

'મંગી, પણ પાપનો ભાગી થઈશ ?'

ક્ષણવાર વાતાવરણ શાંત રહ્યું. ફરી મંગીનું ડૂસકું સંભળાયું. ડૂસકાં વચ્ચે મંગીનો ધ્રૂજતો અવાજ આવ્યો. 'રહેવા દે, ના, મંગ તો.' તેણે દયામણા અવાજે કહ્યું 'હું વઢીશ નહિ ખિજાઈશ નહિ.' મંગી બોલી. 'ઓલ્યા મુનશીપાલ્ટીના સંપાઈ મુવા!'

તે ખળભળી ઊઠ્યો. તેના પ્રત્યેક અંગમાં દેવતા ચંપાયા. તેનાથી ધીમી ચીસ પડાઈ ગઈ. 'અરર મંગી તેં ભારે પાપ કર્યું. ઓલા સપાઈને તેં પાતકમાં નાખ્યો. નક્કી આપણું મોત ભમે છે.' તેની આંખોમાં આંસુ આવ્યાં. ફરી મંગી સુનમૂન થઈ ગઈ. તેના મુખમાંથી 'મેલડી'ની આરાધનાઓ છૂટી. દિવસો પસાર થયા. તે સાજો થયો. દસ દિવસ પછી મંગી માંદી પડી અને પંદર દિવસ પછી તો મૃત્યુ પામી. મંગી મરી ગઈ! પોતાનાં જ પાપે!

તે ચમકી ઊઠ્યો. તેનાં મુખમાંથી ડ્રસકું નીકળ્યું. તે બૂમ પાડી બોલી ઊઠ્યો: 'મંગી, મંગી!'

'બાપુ, બાપુ.'

વૃદ્ધે ચમકીને જોયું તો સવાર પડી ગયું હતું અને કેશવો, રૂડકી અને એમો તેની આસપાસ ઊભાં હતાં. કેશવાએ ઉત્સાહથી કહ્યું 'બાપા, મંદિર ખૂલી ગયું!'

'હેં!' વૃદ્ધનું વહેમી હૃદય ધ્રૂજી ઊઠ્યું. તેના હાથ ઉપરનો અંગારો અને મંગીનું મૃત્યુ તેને ડારી રહ્યાં. તેને ચોક્કસ થયું કે પોતાના જીવનમાં ત્રીજી વખત થનારો આ મહાન પાપથી કંઈ અનિષ્ટ તો નહિ બને ને?

'બાપા! તમારે આવવું પડશે. શું સુંદર મૂરતિ છે.' કેશવો બોલી ઊઠ્યો. 'અમે હમણાં જ હસીને આપણી હારે વાત કરશે.'

'મારો રામ તો મારી હારે સદાય હસ્યા જ કરે છે બેટા!' વૃદ્ધે હસવા પ્રયત્ન કર્યો.

વૃદ્ધની ઘણી અનિચ્છા હોવા છતાં તેને મંદિરે જવું પડ્યું. નાના એમાએ કહ્યું 'જો તમે મંદિરે નહિ આવો તો હું તમારી આગળ ભૂખે મરીશ!' અને એના કરતાં પોતે માંદો પડે તો વાંધો નહિ એમ વિચારી તેણે મંદિરે જવાનો નિશ્ચય કર્યો. છતાં તેણે કહ્યું

'મારો રામ મારા રૂદિયામાં છે—મંદિરમાં નહિ!'

અને કેશવાને જાણે અપમાન લાગ્યું. તેને થયું કે નક્કી ડોસાની બુદ્ધિ નાઠી છે અથવા તો તે ગાંડો થવાની અણી પર છે.

સાંજની સંધ્યા વખતે સૌ મંદિર જોવા ચાલી નીકળ્યાં. વૃદ્ધની એક બાજુ એમો અને બીજી બાજુ કેશવો હતો. કેશવાના હૃદયમાં ભરપૂર ઉત્સાહ હતો. હવે મંદિરમાં બ્રાહ્મણની જેમ મૂરતિને પગે લાગશે અને બ્રાહ્મણથી કંઈ બોલાશે નહિ, એ વિચારે જ તેના આનંદની અવધિ રહી નહિ.

'જુઓ બાપા, આ મંદિર.' કેશવો બોલી ઊઠ્યો.

એક વિશાળ મંદિરના ઘુમ્મટ ઉપર ફરફરતા ધ્વજને સહુ નિહાળી રહ્યાં. વૃદ્ધને આ બધું જોવું ગમતું ન હતું. પોતે હલકો છે અને બીજાને અભડાવી દે છે એ જ વિચાર તેને મૂંઝવતો હતો. મંદિરમાં વારંવાર ઘંટ વાગતા હતા અને પૈસાના રણકાર સંભળાતા હતા. મંદિરનાં પગથિયાં નજીક આવી ત્રણે જણ ઊભા. અંદરથી સુખડની ને પુષ્પોની સોરભ વાતાવરણને મહેકાવતી હતી. ત્રણે અંદર પેઠા. દીપકોની રોશની વૃદ્ધને અકળાવી રહી. તે મૂર્તિથી દૂર, ભક્તોને ઊભા રહેવાની જગાએ ઊભો. તે હેબતાઈ ગયો. પ્રત્યેક પૈસો ઊંચીને તેની આંખે વળગતો હતો. પ્રત્યેક પૈસામાંથી તેને નવીન રણકાર સંભળાતો હતો. તેને

કાને એ રણકારનું રૂપાંતર થઈ આંસુ, નિશ્વાસ અને રુદનના પડઘા સંભળાયા. તે ચમક્યો. તેણે ફરી દૃષ્ટિ સ્થિર કરી. પ્રત્યેક સિક્કામાંથી તેને, દંભ, લુચ્ચાઈ, દગલબાજી, વ્યભિચાર, કુકર્મ, સંકુચિતતા, ક્રોધ ને કામ તરવરતાં લાગ્યાં. પૈસાએ જ એની મંગીને મારી નાખી હતી ને! કંટાળીને આશ્વાસન મેળવવા તેણે 'રામ' અને 'સીતા' સામે જોયું. મન બદલાઈ ગયું હતું એટલે આંખ પણ બદલાઈ ગઈ. રામનું મુખ હસી રહ્યું હતું, સૃષ્ટિની લુચ્ચાઈ અને પાખંડ તેમના મુખ ઉપર તરવરતાં હોય તેમ લાગ્યું તેણે રામની ગોદમાં ઊભેલાં સીતાજીને જોયાં. ઝીણાં વસ્ત્રોમાં ઢંકાયેલો તેનો દેહ નર્તકી સમો લાગતો હતો...! બાજુમાં જોરજોરથી ઘંટ વાગતો હતો. અને વૃદ્ધનું હૃદય હાલી ઊઠતું હતું. તે પાછો ફર્યો. તેણે આંખ ઉપર હાથ દાબ્યા અને જોરથી બોલી ઊઠ્યો: 'મારે અહીં દર્શન નથી કરવાં...'

કેશવો કકળી ઊઠ્યો: તેને સંપૂર્ણ ખાતરી થઈ ગઈ કે ડોસો નક્કી ગાંડો થઈ ગયો છે. તે જોરથી તેનો હાથ પકડી, ખેમાને પાસે બોલાવી મંદિર બહાર નીકળી ગયો. કેશવાએ ક્રોધથી કહ્યું: 'બાપા! આ શું કર્યું!'

વૃદ્ધની અસ્થિર આંખો કેશવા ઉપર સ્થિર બની, તેની આંખોમાંથી ન કળાય તેવા પ્રવાહો છૂટ્યા. તેણે કહ્યું: 'ભાઈ... બેટા...મંદિરો ખૂલ્યાં પણ માણસોનાં હૈયાં નથી ખૂલ્યાં...'

કેશવો સૂનમૂન થઈ ગયો.

રાત્રિ અંધકારભરી બનતી હતી. અને ચમકતા તારકો જાણે મુખ મલકાવી કહેતા હતા...

'મંદિરો ખૂલ્યાં પણ હૈયા નથી ખૂલ્યાં...!

પણ કેશવો કહેતો હતો, કે મંદિર ખૂલ્યું પણ મારા બાપાની આંખ ન જ ખૂલી!



'મહારાજ ક્યા પઢતે હો?'

'ગીતા!'

'કૌન સા અધ્યાય?'

'પહેલા!'

'કૌન સા અક્ષર?'

"શ્રી છોડકે 'ગું' મ્હો લગાયા હે."

એટલે કે શ્રી ગુરુભ્યો નમઃનો બીજો અક્ષર 'ગુ' બાવાજી ભણતા હતા. પણ ત્યારપછી બાવાજીની એ છેલ્લી ઉક્તિ કહેવતરૂપ બની ગઈ. એવી જ સમાનાર્થી બીજી કહેવતો: પારોરામાં પહેલી પૂણી: હજી તો શ્રીગણેશાય નમઃ છે: હજી તો ગણેશનો વેષ (ભવૈયાઓ નાટકની શરૂઆતમાં પણ ગણેશને પ્રથમ સ્થાન આપે છે) છે: સાતે ખરીઆ પેટમાં છે: સોજે સોગઠી કાચી છે: ધડો થાય છે, તોલ બાકી છે.

×

લોકગીતો

# કન્યાને વિદાય

## સંગ્રાહક શ્રી રમણીક કિ. મહેતા

લગ્નનો ઝાકમઝોળ ઉત્સવ પૂરા આનંદથી ઉજવાઈ રહ્યા પછીની પળ પુત્રીને વિદાય દેતા દાદાજી, દાદીમા, માતપિતા ને ભાઈભાંડુને માટે અત્યંત નાજુક નીવડે છે પૂરા લાડકોડ ને જતનથી સોળસોળ વર્ષ સુધી જે છોડને પાળ્યો-પોષ્યો જે કાયલરાણીના મીઠામધુરા ગીતલલકારથી આખાયે કુટુંબમાં કલ્લોલ ગાજી રહેતો હતો તેનું અંતે શું આ પરિણામ? કેટલું કરુણ એ દૃશ્ય છે! કઈ માતા કે પિતા આ પ્રસંગ ભૂલી શકે એમ છે? 'કન્યા છે ધન પારકાનું' શકુંતલાને વિદાય દેતા મહર્ષિ કણ્વનું એ વચન દિલમાં કેવું સોંસરું ઊતરી જાય છે! વિદાય દેનારા માતાપિતાની ને અણજાણ્યું પરભોમમાં પરજનને સ્વજન બનાવવાના કોડ સાથે વિદાય લેતી પુત્રીની આ પ્રસંગની વેદનાને દુનિયાભરના લોકગીતોમાં સ્થાન મળ્યું છે સંસ્કાર-સૂત્રે એક એવા હિંદના આંતરપ્રાંતના લોકગીતોનું સામ્ય એકસંસ્કારની સાક્ષી પૂરે છે આ પ્રસંગના રાજસ્થાની, હિંદી પંજાબી ને ગુજરાતી લોકગીતો સરખાવવાનું અહીં સુગમ થઈ પડશે

કન્યાને પરણાવ્યા બાદ તેને સાસરે વળાવતી વખતનો સમય સાચે જ ખૂબ હૃદયદ્રાવક હોય છે પુત્રીની જુદાઈથી ઘરબાર, મહેલ-મકાન, ગલીકૂંચી પશુપક્ષી અને ઈંટ-પથ્થર સુદ્ધાં રુદન કરતાં લાગે છે આ કરુણાજનક દૃશ્યને કવિકુલગુરુ કાલિદાસે પોતાના 'શાકુંતલ' નાટકમાં આલેખવાનો પ્રયાસ કર્યો છે જ્યારે કણ્વ જેવા વિરક્ત તપસ્વી પણ પુત્રીના વિરહથી વિહ્વળ બની આંસુ સારે છે, તો પછી સંસારી માનવીઓનું તો પૂછવું જ શું?

પુત્રી ક્યાં ઊછરે છે અને ક્યાં જઈને તેને પોતાનું ઘર બનાવવું પડે છે? પંદરસોળ વર્ષ પર્યંત જેને તે પોતાનું ઘર સમજતી રહી છે, ત્યાં તે એક મહેમાન જેવો અનુભવ કરે છે હવે ભાભીની આજ્ઞા વિના તે કોઈ પણ વસ્તુનો ઉપભોગ કરી શકતી નથી વિનાબોલાવ્યે તે પિયરમાં પણ આવી શકતી નથી સાસરિયામાં સૌ નાનાં-મોટાં તેની પ્રત્યેક હિલચાલને આલોચક બનીને નિહાળે છે ઊઠતાં-બેસતાં ખાતાં-પીતાં, વાતચીતમાં અને શિષ્ટાચારમાં જરા જેટલી પણ ત્રુટિ નજરે પડતાં, તેઓ કટાક્ષ કર્યા વિના નથી રહેતાં જેમના સ્વભાવ અને પ્રકૃતિનો તેને જરા પણ ખ્યાલ નથી, જ્ઞાન નથી, એ સૌને પ્રસન્ન રાખવાં એ તેનું કર્તવ્ય બને છે એમનાં હૃદયોને જીતી તેને ઘરની રાણી બનવાનું હોય છે આ સૌ બાબતોનો વિચાર આવતાં કન્યાપક્ષની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગે છે સ્ત્રીઓનાં કરુણારસથી ભરપૂર ગીતો હૃદયને વધારે દ્રવિત કરી મૂકે છે પહેલાં એ વિષેનાં થોડાંક રાજસ્થાની લોકગીતો જોઈએ

મ્હેં થાંને પૂછાં મ્હાં રી ધીવડી<br>
મ્હે થાંને પૂછાં મ્હાં રી બાળકી;<br>
ઇતરો બાબોજી રો લાડ છોડ'ર<br>
બાઈ, સિધ ચાલ્યા?

મ્હે રમતી બાબાજીના રી પોળ,<br>
મ્હે રમતી બાબોસા રી પોળ;<br>
આયો ગગેજી રો સૂવટો,<br>
ગાયડમલ લે ચાલ્યો

મ્હે થાંને પૂછાં મ્હાં રી બાળકી,<br>
મ્હે થાંને પૂછાં મ્હાં રી ધીવડી;<br>
ઇતરો માઊજી રો લાડ છોડ'ર<br>
બાઈ, સિધ ચાલ્યા?

આયો મગેજી રો સૂવટો,<br>
હે આયો મગેજી રો સૂવટો.

એ લેગ્યો ટોળી મેં સૂં ટાળ,
કૂંટરમલ લે ચાલ્યો.
મ્હે થાંને પૂછાં મ્હાં રી બ્હનડી,
મ્હે થાંને પૂછાં મ્હાં રી બાઈ-સા,
ઇતરો વિરેજી રો હેત છોડ'ર,
બાઈ, સિધ ચાલ્યા?
હે આયો પરદેશી સૂવટો.
હે વાગાં મેંાયલો સૂવટો;
મ્હે તો રમતી સહેલ્યૂાં રી સાથ,
જોડી રો જાલમ લે ચાલ્યો.

હે લાડવાઈ દીકરી! તું પિતાનો આટલો બધો પ્રેમ છોડીને ક્યાં જાય છે?

પુત્રી કહે છે: હું પિતાજીના આંગણામાં ખેલી-કૂદી રહી હતી. વેવાઈનો પોપટ આવ્યો અને મને તે લઈ જાય છે.

હે પ્યારી પુત્રી! માતાનાં આટલાં લાડ તજીને તું ક્યાં ચાલી જાય છે?

વેવાઈનો સપૂત આવ્યો અને તે મને સરખી સાહેલીઓના ટોળામાંથી ટાળીને લઈ જાય છે.

હે વહાલી બહેન, તારા ભાઈનો આટલો પ્રેમ છોડીને તું ક્યાં જાય છે?

એક પરદેશી પોપટો આવ્યો—બાગમાંનો પોપટ આવ્યો—અને મને મારી ખેલતી-રમતી સાહેલીઓના સાથમાંથી ઉપાડી જાય છે.

બીજું ગીત જુઓ:

વનખંડ કી એ કોયલ, વનખંડ છોડ કઠે ચલી?
થારી આળે-દીવાળે ગુડિયાં ધરી,
વનખંડ કી એ કોયલ,
વનખંડ છોડ કઠે ચલી?
થારી સાથ સહેલ્યાં અનુમણી,
વનખંડ કી એ કોયલ;
વનખંડ છોડ કઠે ચલી?
થારી માઊજી થારે વિન અણુમણા,
થારી છોટી બૈનડ રોવૈ એકલડી;
વનખંડ કી એ કોયલ,
વનખંડ છોડ કઠે ચલી?
થારો વીરો- સાં ફિરૈ છે ઉદાસ.
વિલખત થારી ભાવજડી;
વનખંડ કી એ કોયલ,
વનખંડ છોડ કઠે ચલી?
થારો બાબો-સા ફિરૈ છે ઉદાસ,
માઊજી થારી વિલખ રહી.
વનખંડ કી એ કોયલ,
વનખંડ છોડ કઠે ચલી?

હે વનખંડ-ઉપવનની કોયલ! તું વનખંડ છોડીને ક્યાં ચાલી જાય છે? હજુ તો કબાટમા-તાકામા તારી ઢીંગલીઓ પડી છે. તું એમને છોડી ક્યા ચાલી નીકળી?

તારી સખી સાહેલીઓ ઉદાસ થઈ રહી છે.

તારી માતા તારા વિના વ્યાકુળ બની રહી છે. તારી નાની બહેન એકલી રુદન કરી રહી છે; હે વનખંડની કોયલ, તું વનખંડ છોડી ક્યાં ચાલી જાય છે?

તારો મોટોભાઈ ઉદાસ થઈ ફરે છે, તારી ભાભી વલખાં મારી રહી છે; હે વનખંડની કોયલ, તું વનખંડ છોડીને ક્યાં ચાલી જાય છે?

તારા પિતા વ્યાકુળ થઈ રહ્યા છે, તારી માતા કલ્પાંત કરી રહી છે. હે ઉપવનની કોયલડી, તું એ સૌને છોડીને ક્યાં ચાલી જાય છે?

**કોયલ ઊડી જતાં ઉપવનની વસંત નથી રહેતી. લાડપ્યારમાં ઊછરેલી કન્યા સાસરે જતાં માતાપિતાનું ઘર સૂનુંસૂનું થઈ જાય છે. કણ્વના આશ્રમમાંથી શકુન્તલાના ચાલ્યા ગયા પછી આશ્રમનાં વૃક્ષોનાં પાને-પાને અને પશુપક્ષીએ પણ સ્નેહનાં આંસુ સાર્યાં હતાં. એ જ ભાવને જુદે સ્વરૂપે, પણ વધુ ઘેરા ભાવથી આલેખતું આ ગીત જુઓ:**

થારે બાબો સાં બાગ લગાયો, એ વનડી.
થારે વિન કૂણ સીંચેગો,
એ મ્હાંરે હરિયે વનરી કોયલી.
થારે વાગાં મેં ફૂલડા ફૂલ્યા તો
થારે વિન કૂણ તોડેગો,
એ મ્હાંરે હરિયે વનરી કોયલી.
થારે એ વાગાં મેં હીંડો ઘાલ્યો તો
થારે વિન કૂણ હીંડેગો,
એ મ્હાંરે હરિયે વનરી કોયલી.
આંગણિયે મોંય થારો રાવત ભતીજો તો
થારે વિન કૂણ ખિલાસી,
એ મ્હાંરે હરિયે વનરી કોયલી.

ગુડિયાઁ યે ધરી થારી આળે-દિવાળે તો
દેખ'ર છૂ મુરઝાવૈ,
એ મ્હાંરે હરિયે વનરી કોયલી
મંગ રી મટેક્યાં થારી ઘર નહિ લાંકે તો
દેખ દૂરાંસે હી જાવૈ,
એ મ્હાંરે હરિયે વનરી કોયલી
કોઆીયન અબ મ્હાંરે આંગણ ખેલે,
યો સૂનો નો દરસાવૈ,
એ મ્હાંરે હરિયે વનરી કોયલી
થારી માતા હો હીવડો મૂકળે
બા તો નેણાં નીર ઢરકાવૈ,
એ મ્હાંરે હરિયે વનરી કોયલી

તારા પિતાએ સુરમ્ય બગીચા બગાવ્યો છે પરંતુ હવે તારા વિના અને કોણ પાણી પાશે હે મારા લીલુડા વનની કોયલ !

તારા બાગમા ફૂલ ખીલ્યા છે, એને તારા વિના કોણ ચૂંટશે ? હે મારા હરિયાળા વનની કોયલ

તારા બગીચામા હાથો બધાવ્યો છે તારા વિના હવે એના પર કોણ હીંચશે ?

ઘરના આગણામા તારા બત્રીસે રમકડાં એને તારા વિના કોણ રમાડશે ?

ઘરમા ચાર બાજુએ તારી ઢીંગલીઓ પડી છે એ જોઈજોઈને જીવ અકળાય છે

તારી સખીસાહેલીઓ હવે આ ઘરમા ડોકિયુ સરખુ યે નથી કરતી દૂરથી જ નજર નાખીને ચાલી જાય છે

હવે મારા આગણામા કોઈ રમતુ-ખેલતુ નથી એ સૂનુ પડ્યુ છે તારા વિના

અને તારી માતાનુ હૃદય તો એનાથી યે અધિક સૂનુ બની ગયુ છે રાતદિવસ તે આંસુ સાર્યા કરે છે, હે મારા લીલુડા વનની કોયલ !

વિરહે જગાડેલી સ્નેહસ્મૃતિમાં એક પ્રકારનો અનિર્વચનીય સૂનાપણાનો ભાવ રહે છે નીચેનુ હૃદયગમ ગીત નિહાળો

મેરા પીડા રીતા ઓ બાબલ,
કૂણ ભરેગા તેરી ધીય વિના,
તેરી ભાભ્યાઁ ભરેગી તેરી પીડા,
લાડો બેટી, જાય ઘરાઁ
મેરા ગોબર ગ્વાડે પનરયો, ઓ બાબલ,
કૂણ મુહાસી તેરી ધીય વિના
થારી ભાભ્યાઁ મુહામી થારા ગોબર,
લાડો બેટી, જાય ઘરાઁ
મેરી હલી પથ્યો વિના વિલોયાઁ,
કૂણ વિલોવૈગા, બાબલ, તેરી ધીય વિના
થારી ભાભ્યાઁ થારા દૂધી એ વિલોમી,
લાડો બેટી, જાય ઘરાઁ
મેરી ગાય બઁધી છે ઠાણ, કૂણ ખોલેગો,
બાબલ તેરી ધીય વિના
તેરા ભાભી ખોલૈગી તેરી ગાય,
લાડો બેટી, જાય ઘરાઁ
મેરા વાછા રમે છે ગોરઠાણ,
કૂણ ચુઘાવૈ, બાબલ તેરી ધીય વિના,
થારી ભાભ્યાઁ ચુંઘાની થારા વાછા,
લાડો બેટી, જાય ઘરાઁ
મેરી કૂણ ભ્યાવૈગો ધાન
ઓ બાબલ તેરી ધીય વિના
તેરી ભાભી ક્યાવૈગો તેરા ધાન
લાડો બેટી, જાય ઘ[illegible]
મેરા કૂણ કરેગો રસોઆી,
ઓ બાબલ, તેરી ધીય વિના,
તેરી ભાભી કરૈગી રસોઆી,
લાડો બેટી જાય ઘ[illegible]
મેરા કૂણ ખિલાવૈગો ભતીજા,
ઓ બાબલ, તેરી ધીય વિના
તેરી ભાભી ખિલાવૈગી બાળકિયા ભતીજા,
લાડો બેટી, જાય ઘરાઁ
તને બાબલ કૂણ કહેગો,
ઓ બાબલ, તેરી ધીય વિના
આસૂ તો ભર આયા નેણા મે,
ઓ લાડો બેટી, જાય ઘરાઁ

પ્રસગ ઉપરના ગીતનો જ છે-કન્યાની વિદાયનો અન્ય ગીતોમાં કન્યાના માતાપિતા એની વિદાયવેળાએ વ્યાકુળ બને છે પરંતુ એમના સ્નેહની પૂતળી-કન્યાના હૈયાની દશાનો કોણે વિચાર કર્યો ? આ ગીતમાં કન્યાના હૃદયનું ચિત્ર છે કન્યા વિદાયવેળાએ તેના પિતાને કહે છે

બાબલ! મેરા ડોલા જો અટકા રે,
　　　　બાબલ, તેરે મહલ મેં.
બેટી! દો ઈંટ ખિંચાય દૂંગા રે,
　　　　લાડો ઘર જાઓ આપને.
બાબલ! મેરી ગુડિયા જો સૂની રે,
　　　　પિતાજી, તુમરી બેટી બિના.
બેટી! મેરી પોતી જો ખેલે રી,
　　　　લાડો ઘર જાઓ આપને.

હે પિતા! તમારું ઘર સરકટના સાંઠાઓનું બનેલું છે, ચકલીઓએ એ તોડી નાખ્યું છે.

હે પુત્રી! હું બીજું બનાવરાવીશ, તું તારે ઘેર જા.

હે પિતા! તમારી દીકરી વિના તમારી રસોઈ સૂની છે.

હે પુત્રી! હુ રસોઈ માટે બ્રાહ્મણી રાખી લઈશ, (અહીં એ વાત સ્પષ્ટ થાય છે કે કન્યાની માતા મરણ પામેલી છે.) તું તારે ઘેર જા.

હે પિતા! તમારી દીકરી વિના તમારું પાણિયારું સૂનુ છે.

હે પુત્રી! હું એક ભોયણને રાખી લઈશ, તું તારે ઘેર જા.

હે પિતા! તમારા મહેલોમાં મારી ડોળી અટકી પડી છે.

હે પુત્રી! હુ બે ઈંટ વધારે ચણાવીશ. તું તારે ઘેર જા.

હે પિતાજી! તમારી દીકરી વિના ઢીંગલીઓ સૂની પડશે.

હે પુત્રી! એ ઢીંગલીઓ સાથે મારી પૌત્રી રમશે. તુ તારે ઘેર જા!

વળી આ જુઓ:

અરે અરે, કારી કોઇલિયાં તુહે કિન ભોરવા,
ઐસા અનન્દ બન છોડિ બિન્દ્રાવન તૂ જે ચલિઉ.
કાહ કહૌં મોરી મૈયા વહી સુગવા ભોરવા,
અસા અનન્દ બન છોડિ બિન્દ્રાવન હમ જે ચલેન.
અરે અરે બેટી, દુલહિન દેઈ તુહે કિન ભોરવા,
ઐસન બબૈયા ઘર છોડિ સજન ઘર તૂ જે ચલિઉ.
કાહ કહૌં મોરી માઈ. વહી દુલહા ભોરવા.
ઐસન બબૈયા ઘર છોડિ સજન ઘર હમ જે ચલેન.
ગલિયૈં ખેલત મોર ભૈયા ઝપટિ ઘર આયેન,
છેકા હૈ બહિનિ કૈ ગહ બહિનિ મોર કહૈંવા ચલિઉ.
જાને દે યે ભૈયા, જાને દે હમ તૌ ફન્દે પરી,
કાજ પરે હમ ઐબૈ યે ભૈયા પાઁવ ઉઠાય.

હે કાળી કોયલ, તને તે કોણે ફોસલાવી કે તું આવી આનંદકુંજ છોડીને વૃન્દાવન જવાને ચાલી?

હે મા! શું કહું? એ પોપટે મને ફોસલાવી લીધી છે એથી હું આવું આનંદવન છાડી વૃન્દાવન જાઉં છું.

હે દીકરી! તને તે કોણે ફોસલાવી, કે તું તારા પિતાજીનું આવું ઘર છોડીને સાજનને ઘેર જાય છે?

હે મા! શું કહું? એ દુલ્હાએ મને ફોસલાવી લીધી છે; તેથી હું પિતાજીનું આવું સુખદાયક ઘર છોડી સાજનને ઘેર જઈ રહી છુ.

ગલીમાં રમતો મારો નાનોભાઈ ઝટપટ દોડતો ઘેર આવ્યો અને બહેનનો રસ્તો રોકીને પૂછવા લાગ્યો: હે બહેન! ક્યાં જાય છે તું?

બહેન કહે છે: હે ભાઈ! મને જવા દે. હવે તો હું ફંદામાં ફસાઈ ગઈ છું. જ્યારે તારે ત્યાં કોઈ કામકાજ પડશે ત્યારે હું આવીશ. આ લે, હું જાઉં છું.

હવે કન્યાવિદાયનાં પંજાબનાં લોકગીતો જોઈએ:

બોલ ની મેરી બન તન કોયલ સાચે
　　　　છોડ કહૈં ચલ્લી એં.
બાબલ મેરે ને બચન જુ કીતે વચનાઁ,
　　　　દી વધડી મૈં ચલ્લી એઁ.
માઁ સુપુત્તી ને દાજ રઁગાયા,
　　　　દાજ પુચાવન મૈં ચલ્લી એઁ.

મારી પાળેલી-પોષેલી હે કોયલ! માતપિતાને ત્યજીને તુ ક્યાં જાય છે?

પુત્રી કહે છે: મારા પિતાએ વચન આપ્યું હતું તે પૂરું કરવાને જાઉં છું.

સુપુત્રવતી માતાએ દહેજનાં કપડાં રંગાવ્યાં છે; એનો ઉપભોગ કરવા જાઉં છું.

આ ગીતમાં દીકરીને કોયલની ઉપમા આપવામાં આવી છે. માદા કોયલ, કાગડા વગેરે બીજાં પક્ષીઓના માળામાં ઈંડાં મૂકે છે. તે પક્ષીઓ એના બચ્ચાંઓને પોતાનાં સમજીને પાળે છે; પરંતુ મોટાં થતાં પાલક

પક્ષીઓનો ત્યાગ કરી એ બચ્ચાઓ કોયલોમા આવી ભળી જાય છે નાનાંનાનાં નવા જ ભાવવાળા નીચેના ગીતો જુઓ

સરવરે તૂંજે જ્યાંદિએ ભેણે તેરા વાસ કયૂં દૂરે?
મેરા વાસ પુછેંદડેઆ ભાઈયા બાબે (બાબલ, વીરે) દિતડી દૂરે

બૃરિયાં દિંદા ઍંધરેયાં દિંદા પોતી
(ધી, ભૅણ) ન દિન્દડા કરે

સરોવરતીરે જતી હે બહેન કુલચ! તારો વાસ આટલો દૂર કેમ છે?

, હે મારો વાસ પૂછવાવાળા ભાઈ મારા દાદાએ મને દૂર દીધી છે એમો આપી દીધી હોત ગારો આપી દીધી હોત પણ મને એમ્ને-દીકરીને દૂર ન દીધી હોત તો!

*

ટાવે દા બાણ પુરાણા, ની નાં રો મેરી
બીબી, ધીઆં દા ધાન નમાણા
ટાવે નૂં લગદે રસ્સે, ની નાં રો મેરી
બીબી, તૂં રોવે જગ હસ્સે
ટાલે નૂં લગદે તીરે, ની નાં રો મેરી
બીબી, તૈનૂં વિદેઆ કરે દે તેરે વીરે
ટાલે નૂં લગદે નાયે, ની નાં રો મેરી
બીબી, તૈનૂં વિદેઆ કરે દે તેરે ચાચે
ટાલે નૂં લગદે કાને, ની નાં રો મેરી
બીબી, તૈનૂં વિદેઆ કરે દે તેરે મામે

ઢાળીની દોરી જૂની છે હે દીકરી, તુ રડીશ નહિ પુત્રીઓ એ એક એવુ ધન છે કે તેના પર કોઈ અભિમાન ન થઈ શકે

હે દીકરી, તુ રડીશ નહિ, તુ રુદન કરે છે અને સસાર હસે છે

હે દીકરી, તુ રડીશ નહિ, તને તારો ભાઈ વિદાય આપી રહ્યો છે

હે દીકરી, તુ રડીશ નહિ, તને તારા કાકા વિદાય આપી રહ્યા છે

હે દીકરી તુ રડીશ નહિ, તને તારા મામા વિદાય આપી રહ્યા છે

સઠ સહેલી બાબલ દર ખડી,
મૈંનૂ નહી મિલન દા ચાઓ રે, સુન બાપ મેરે,
કિ ઉર મન ચાવ રે,
કિ દિલ દરિયાઓ રે

ગલિયાં તે બાબલ તેરિયાં પર્વત હોઇયાં,
અઙ્ગન હોઇયા પરદેસ રે, સુન બાપ મેરે,
કિ ઉર મન ચાવ રે,
કિ દિલ દરિયાઓ રે

ડોલના તે ડોલા બાબલ દર ખડા,
મૈંનૂ નહી ચઢન દા ચાવ રે, સુન બાપ મેરે;
કિ ઉર મન ચાવ રે,
કિ દિલ દરિયાઓ રે

તાકિયાં ભરિયાં બાબલ, ગુડિયાં છડિયાં
મૈંનૂ નહી ખેડનદા ચાઓ રે, સુન બાપ મેરે
કિ ઉર મન ચાવ રે,
કિ દિલ દરિયાઓ રે

માં રોંદી દી અઁખિયા ભિજ ગઈ
ભાબો દે મન ચાવ રે, સુન બાપ મેરે;
કિ ઉર મન ચાવ રે,
કિ દિલ દરિયાઓ રે

વિદાયની વેળાએ પુત્રી કહે છે કે હે પિતા! સાઠ સાહેલીઓ દરવાજે ઊભી છે પણ મને એમને મળવાની હોશ નથી હે પિતાજી! સાસરા પ્રત્યેના મનમા ઘણુ સમરે ઉમગ હોય છે અને હૃદય નદીના સમુ વિશાળ બની રહે છે (બીજો અર્થ એ પણ થઈ શકે છે કે મારા હૃદયમા પતિમિલનના કોડ છે, અને મારુ હૃદય નદીના જેવુ ભરપૂર છે)

હે પિતાજી! તમારી ગલીઓ મારે માટે પર્વત સમાન બની રહી છે અને આંગણ પરદેશ બન્યુ છે કારણકે લગ્ન પછી પિતાનુ ઘર કન્યાને માટે પરાયુ બને છે

હે પિતાજી! દ્વાર પર સુંદર પાલખી ઊભી છે, પરતુ મને એમા બેસવાનુ મન નથી

હે પિતાજી! હુ રમકડા ભરેલા તાકા (કબાટ) છોડીને જાઉં છુ, હવે મને રમવાના કોડ નથી

હે પિતાજી! રુદનથી મારી માતાનુ અગ ભિજાઈ ગયુ છે, પણ ભાભી પ્રસન્ન છે મારા જવાથી તેમને આનદ-આનદ થઈ રહ્યો છે

માએ દી મેં લાડલી, મેંનૂ દાદી દિતડા દૂર બે,
લખદાતી દિતડા દૂર.
બાબા ધરમ કરેં દેઆ, મેંનૂ રખ લે અજ દી રેન વે,
મેંનૂ રખલે અજ દી રેન.
બારાં બરસાં રખ કે, મેંનૂ ઇક ન રખેઆ રેન,

હું મારા દાદાની લાડકવાઈ હતી; પરંતુ લાખો રૂપિયાનું દાન કરનારાં મારાં દાદીમાએ મને દૂર દેશમાં વરાવી.

હે ધર્મિષ્ઠ દાદાજી! મને આજની રાત તમારે ત્યાં રહેવા દો. મને તમારે ત્યાં બાર વર્ષ લગી રાખી છે, પાળી-પોષીને મોટી કરી છે; તો શું એક રાત વધારે રહેવા દેવાની કૃપા નહિ કરો?

મુસલમાનોના અત્યાચારોને કારણે હિંદુઓમાં બાર વર્ષથી મોટી ઉંમરની કન્યાને અવિવાહિત રાખવામાં પાપ સમજતા હતા.

*

દેસાં દી મૈં કૂંજડી પરદેસાં મેરા
વાસ બે, પરદેસાં મેરા વાસ.
બાબલ, ધર્મ કરેંદેઆ, મેંનૂ
રખલે અજદી રેણ બે,
મેંનૂ રખલે અજદી રેણ.
બારાં બરસાં રખ કે મેંનૂ અજ ન રખેલા રેણ બે,
મેંનૂ અજ ન રખેઆ રેણ.
માં દી મૈં લાડલી. મેંનૂ બાબલ, દિતડા દૂર બે,
લખદાતે દિતડા દૂર
તાયાં ધર્મ કેરંદેઆ, મેંનૂ રખલે અજ દી રેણ બે,
મેંનૂ રખલે અજ દી રેણ.

કુલંગપક્ષીની માફક મારા ભાગ્યમાં પણ જન્મભૂમિમાં રહેવાનું નથી લખાયું. મારો પરદેશમાં જ વાસ છે.

હે ધર્મી પિતા! મને આજની રાત તમારે ત્યાં રહેવા દો. બાર વર્ષ સુધી રાખીને તમે મને આજની રાત ન રહેવા દીધી.

હું મારી માતાની લાડકી હતી, પરંતુ પિતાએ મને દૂરદૂરના દેશમાં દીધી છે.

એ પ્રમાણે કોઈ, કાકા, મામા વગેરે સગાંઓના નામ લઈને ગીત આગળ ગવાય છે.

*

સાડા ચિડિયાં દા ચમ્બાવે
બાબલ, અસીં ઊડ જાનાં.
સાડી લમ્બી ઉડારી વે,
બાબલ, કેહડે દેસ જાનાં.
તેરા ચૌકા-ભાણ્ડા વે,
બાબલ તેરા કૌન કરું?
તેરે મહલાં દે બિચબિચ વે,
બાબલ, મેરી માઁ રોવે.
માં ફેર મિલા દઊંગા,
ધીએ ઘર જા અપને.
તેરે તાકાં દે બિચબિચ વે,
બાબલ સાડિયાં ગુડિયાં રૂલન.

હે પિતાજી, અમારો દીકરીઓનો તો પંખીનો મેળો છે. અમારે એક દિવસ ઊડી જવાનું છે. અમારો પંથ લાંબો હશે. અમે ઊડીને કયા દેશમાં જઈશું એની અમને ખબર નથી.

હે પિતાજી! મારા ગયા પછી તમારે માટે રસોઈ કોણ કરશે? તમારા મહેલમાં મારી માતા રુદન કરી રહી છે.

પિતા કહે છે: હે પુત્રી! તારી માતાને હું ફરીથી તારું મિલન કરાવી આપીશ. તને કોઈકોઈવાર અહીં તેડાવીશ; તું હવે તારે ઘેર જા.

પિતાજી! તમારા કબાટમાં મારાં રમકડાં છૂટાંછવાયાં-વિખરાયેલાં પડયાં છે.

પિતા કહે છે: એ રમકડાંથી હવે તારી ભત્રીજીઓ રમશે, હે દીકરી! તું હવે તારે ઘેર જા

*

હવે વિદાયનાં ગૂજરાતી ગીતો જોઈએ:

પિતાના આંગણનો ઘેરગંભીર-શીળો વડલો તજવાની વેળા આવી પહોંચી; અને પંખિણી જેવી પુત્રી પિતાની ક્ષમા માગવા લાગે છે ને કહે છે:

દાદાને આંગણ આંબલો, આંબો ઘેર ગંભીર જો!
એક તે પાન મેં ચૂંટયું, દાદા નો દેજો ગાળ જો!
અમે રે લીલા વનની ચરકલડી,
ઊડી જાશું પરદેશ જો!
આજ રે દાદાજીના દેશમાં, કાલે જાશું પરદેશ જો!
દાદાને વા'લા દીકરા,-અમને દીધા પરદેશ જો!

પિયરિયાં વિનવે છે, કે ઓ બહેન ! હવે અહીં પેટ ભરીભરીને મનભાવતાં ભોજન જમી લ્યો પછી સાસરિયામાં તો તમારે વહુ તરીકે એઠાંજૂઠાં ને વહેવામોડાં જમવાં પડશે, મિષ્ટાન્ન તો કોઈ વારપરબે જ મળશે

અને રમીજમીને ગરીબ ધણી સાસરે ચાલી જતી બહેન તો રડતારડતાં પણ સ્વજનોને આશિષો જ આપી જાય છે

લ્યોને રે લાડી કચોળડાં
જમોને વાર બેવાર રે,
પછે રે જમશો રે સાસરે,
જમશો ઉછિષ્ટ વાર રે !
ફર જમશો દીવાળડી,
રોટલી આદિતવાર રે;
એક જમશો રે બપોર કે,
બીજુ તે મોઝમ રાત રે !
ઘેડી રે ચાલ્યા સાસરે રે,
રોઈ રોઈ ભરિયા તળાવ રે,
દાબશડે મુખ લહોઈ લ્યુ,
સરોવર ધોયા છે પાય રે !
ઘેડી રે ચાલ્યા છે સાસરે,
દાદો વળાવાને જાય રે,
ઘણુ જીવો રે મારા દાદાજી,
માતા સુવામણી હોય રે !
ઘેડી રે ચાલ્યા સાસરે,
વીરો વળાવાને જાય રે,
ઘણુ રે જીવો રે મારા વીરાજી,
ભાભી સુવામણ હોય રે !

અને ઓ પિતાજી ! હવે પાછા વળી આવીઆવીને તમે કેટલેક સુધી આવી શકશો ? તમે તો મને બહુ દૂર પરણાવી છે !

પરસાળેથી કેસર ઉડે,
ઘોડવેલુ આવે રે ઉતાવળી
ઘોડવેલ બેસી બેનીબા ચાલ્યા,
દાદા તે-ભાઈ વળામણે
વળો વળો રે મારા સમરથ દાદા,
અમનેને દીધા તમે વેગળા

વેવડી ચાલી, પૈસી ચાર્યા એટલે કે વેવડીનાં પૈડાં નીચે શ્રીફળ પીલવામાં આવ્યાં અને સૌ સ્વજનો બહેનને વળાવવા ચાલ્યાં પ્રત્યેક પુત્રીને કરુણાભરી શિખામણો દીધી પિતા પ્રબળ ઊર્મિનો માર્યો ડેલીએથી જ પાછો વળ્યો અને છેલ્લે સીમડી સુધી વળાવવા જવાની હિંમત તો ફક્ત વીરાની જ ચાલી

આ દેશ આ દશ પીપળો,
આ દશ દાદાના ખેતર !
ડેલી વળામણ મારો દાદોજી,
દીકરી ડાયલા થાજો !
હૈડે તે જડશુ સોના સાકળા,
મનડા વાળીને રે'જો !
સસરાનો મેરડક ઘૂમટો,
સાસુને પાયે તે પડજો !
જેઠ દેખી ઝીણુ બોલજો,
જેઠાણી વાદ ન વદજો !
નાનો દેરીડો વાડકો,
એના હુમ્યા રે ખમજો !
નાની નણદ જાશે સાસરે,
એના માથડા ગૂથજો !
માથા ગૂથી સેંથી પૂરજો,
બેનને સાસરે વળાવજો !

*

શેરી વળામણ મારી મૈયરુ,
બેની ડાયના થાજો !

*

ઝાંપવા વળામણ મારી માતાજી,
બેની ડાયલા થાજો !

*

સીમડી વળામણ મારા વીરોજી,
બેની ડાયલા થાજો !

*

સહુએ બહેનને સાસરિયા-સ્વજનો પ્રત્યેનું કર્તવ્ય પ્રબોધ્યુ રોતી પુત્રી અને વેલની પાછળ દોડતા માતાપિતા પતિ જાણે હરણ કરી જતો હોય એવા ઉ વાસથી કઠોર બને

— બીજી પંક્તિઓનુ અહીં પુનરાવર્તન થાય છે

છે; અથવા તો વેદનાનો વહેલો અંત લાવવા માગે છે.

કન્યા વિનવે છે, કે થોડીકવાર વેલને થંભાવો: મારા પિતાને ફરી એકવાર મળી લઉં. ભાઈની રજા માગી લઉં. પણ ના! ના! એને રજા નથી મળતી.

ટોલીડા ધડૂક્યાં લાડી, ચાલો આપણે ઘેર રે!
ઊભાં રો' તો માગું મારા દાદાજીની શીખ રે!
હવે કેવી શીખ રે લાડી, હવે કેવા બોલ રે!
પરણ્યાં એટલે પ્યારા લાડી, ચાલો આપણે ઘેર રે!
ઊભાં રો' તો માગું મારા વીરાજીની શીખ રે!

આગળ પછી પ્રત્યેક સ્વજનનું નામ લઈ એ જ પંક્તિઓ ગવાય છે.

એવા પોકાર કરતી કન્યાને ઉપાડી વેલડી વેગે ચડી; અને કન્યાના પિતાએ ઘેર જઈ જોયું તો માંડવો નિસ્તેજ લાગે છે.

વાળી વાળી દાદા પૂછે વાત
　　આજ માંડવ કેમ અણોહરો રે?
દીવડો તે હતો બેની બાને હાથ
　　મેલીને ચાલ્યાં સાસરે રે!

પિતાના ઘરનો દીવડો-ઘરનું તેજ ચાલ્યું ગયું! જાણે કોઈ ધુતારો ધૂતી ગયો!

એક આવ્યો' તો પરદેશી પોપટો,
બેની રમતાં'તાં માંડવ હેઠ;
　　ધુતારો ધૂતી ગયો!
બેની મેલ્યાં ઢીંગલ, મેલ્યાં પોતિયાં,
બેને મેલ્યો સૈયરોનો સાથ;
　　ધુતારો ધૂતી ગયો!

માતા અફસોસ કરી રહી છે કે મારી ચંપાકળી જેને મેં અંતરનાં અમૃત પાઈને ઉછેરી, ને આજ તો એ પારકાને હાથે ચૂંટાઈ ગઈ. નીચેનું ગીત એ બતાવે છે:

મેં તો હરખે ચાંપલિયો રોપાવિયો રે,
મારો ઉછેરતાં ભવ જાય;
ફૂલડાં વેળાએ માળી લઈ ગયા રે!
મેં તો હરખે ને લાડવઈ મોટાં કર્યાં રે,
મારો ઉછેરતાં ભવ જાય;
કામની વેળાએ જમાઈ લઈ ગયો રે!
મેં તો હરખે ને છીયાવર મોટા કર્યા રે,
મારો ઉછેરતાં ભવ જાય;
કમાઈ વેળાએ વહુએ વશ કર્યા રે!

★

ઘણા સમય પછી એક સ્ત્રીનો પતિ દૂર દેશથી આવતો હતો. પતિ પર એને ખૂબખૂબ વહાલ હતું, કહો કે આ સમાચારથી બાઈ પતિમિલન માટે ગાંડી બની ગઈ હતી. પતિને મળવા માટે જે રસ્તે થઈને એ જતી હતી ત્યાં રસ્તામાં બાદશાહનો પડાવ હતો. એક અતિ સુંદર મશરૂની કિંમતી જાજમ પર બાદશાહ નમાજ પઢતો હતો. બાઈ એટલી બધી પ્રેમોન્મત હતી કે આ જાજમ પર ખરડાયેલા પગ મૂકીને ગઈ. નમાજ પઢતો બાદશાહ ઘણો જ ગુસ્સે થયો. પતિ સાથે પેલી બાઈ પાછી આવી ત્યારે ક્રોધિત બાદશાહે ત્રાડ પાડી કહ્યું:

'રે, અંધ! તને એટલી પણ ખબર ન રહી કે હું નમાજ પઢતો હતો ને જાજમ પર પગ મૂકી તું અહીંથી ચાલી ગઈ?'

બાઈ નમ્રતાથી બોલી: 'જહાંપનાહ, એક મામુલી મનુષ્યના પ્રેમમાં પાગલ થઈ જવાથી મને તમારી જાજમની ખબર ન રહી, ત્યારે ખુદાનું ધ્યાન ધરતાં તમને મારી ખબર કેવી રીતે પડી? મને લાગે છે કે તમે માત્ર ઉપરછલ્લી જ નમાજ પઢતા હતા. તમારા મનમાં ખુદાનો વાસ ત્યારે નહોતો.'

બાદશાહ ચૂપ!

×

# પુસ્તકાલય

શ્રી શાંતિલાલ ઠાકર
એમ. એ. બી. ટી.

ખણી જતા ગામમાંથી કોઈ એક જ વસ્તુ પસંદ કરવાનું કહેવામાં આવે તો ડાહ્યો ને સંસ્કારી માણસ પુસ્તકાલયને જ રાખવાનું પસંદ કરે. પ્રાચીનકાળના નમૂનાઓ, સંગ્રહાલયો, શિલ્પસ્થાપત્ય કે રાજ્યના વહીવટી દસ્તાવેજો આપણને પ્રજાની સંસ્કૃતિનો ખ્યાલ આપે છે ખરા, પરંતુ પુસ્તકાલય કે ગ્રંથાલય તો શબ્દોની લિપિમાં પ્રાચીન સંસ્કૃતિનો ખ્યાલ આપવા ઉપરાંત આજની પેઢીનું સર્જન ને આવતી કાલના નાગરિકનું ઘડતર કરે છે. કેટકેટલા વિષયોના કેટકેટલા મહાનુભાવો પુસ્તકાલયના એક શાંત ખૂણામાં આપણી સાથે વાતો કરે છે ને માર્ગદર્શન આપે છે! જગતભરના લેખકોના માનસપુત્રો સાથેના વાર્તાલાપની એ ક્ષણ કેવી મીઠી, કેવી ધન્ય નીવડે છે! સાચે જ સારા ગ્રંથપાલની સારી માવજત હેઠળ રહેલું સુઘડ ને ઉત્તમમાં ઉત્તમ પુસ્તકોથી સભર એવું આદર્શ પુસ્તકાલય એક મહાવિરાટ શક્તિ છે. સમાજઘડતરમાં એનું સ્થાન અનુપમ છે. લેખકે એ વિષે અહીં કેટલીક ચિંતનયોગ્ય માહિતી રજૂ કરી છે.

સગવડ ખાતર આપણે વિષયને બે વિભાગમાં વહેંચી નાખીશું. પ્રથમ આપણે સમાજઘડતરમાં પુસ્તકાલયના સ્થાનનો વિચાર કરીશું અને તેમાં પણ સામાન્ય સ્વરૂપમાં પુસ્તકાલયની અગત્ય અને ઉપયોગિતાનો વિચાર પહેલાં કરી લેવાનું વધારે સગવડભર્યું થઈ પડશે.

પુસ્તકાલયમાં ભિન્નરુચિના વાચકોને માર્ગદર્શક અને જીવનમાં ઉપયોગી થઈ પડે તેવાં અનેક પુસ્તકો રાખવામાં આવે છે. તે પુસ્તકો જીવનની અનેક શાખાઓના વિવિધ જ્ઞાન, માહિતી તથા સૂચનોને શબ્દોમાં મૂકીને, તે તે વિષયના જિજ્ઞાસુઓની જ્ઞાન-પિપાસા તૃપ્ત કરવાનો હેતુ રાખી લખાયાં હોય છે. કેટલીકવાર કાવ્ય જેવા વિષયનાં પુસ્તકો કવિની આંતર-ઊર્મિ અથવા દર્શનને મૂર્ત સ્વરૂપ આપવાની આંતર-અદમ્ય વૃત્તિને લીધે લખાયેલાં હોય છે ને પૂર્ણ સ્વરૂપે હેતુવિનાનાં અને આનંદજન્ય તથા આનંદમય હોય છે. પણ તેવા શુદ્ધ નિર્વિકાર આનંદનો ફાળો પણ જીવનઘડતરમાં નાનોસૂનો નથી. આંતર રસિકતાને ખીલવવામાં, વધુ શુદ્ધ કરવામાં, પરિપુષ્ટ કરવામાં અને જીવનના જીવાતુભૂત (સ્વાભાવિક) મૂળ આનંદનો આસ્વાદ કરવામાં—તે પ્રકારની તાલીમ આપવામાં—તે અગત્યનો ભાગ ભજવે છે. હાસ્યરસનાં પરિપોષક પુસ્તકો પણ જીવનનો ભાર હળવો કરવામાં, મનને તાજગી બક્ષવામાં, નિર્દોષ આનંદ લૂંટી જીવનને પ્રફુલ્લિત બનાવવામાં અને આડકતરા કટાક્ષ દ્વારા કેટલીકવાર જીવનસુધારણા તરફ અંગુલિનિર્દેશ કરવામાં અગત્યનો ભાગ ભજવે છે. તે સિવાય જીવનના ઉષઃકાળથી અત્યાર સુધી તત્ત્વજ્ઞોએ અને વિચારકોએ કરેલાં તત્ત્વચિંતનો, સંશોધનો, વિચારસંક્રમણો પણ ગ્રંથાકારે અત્યારે ઉપલબ્ધ થઈ શકે છે. જગતના અનેક દેશોનાં ઇતિહાસના પ્રવાહો, સંગીત, શિલ્પસ્થાપત્ય, ચિત્ર-મૂર્તિ-વિધાન, નૃત્ય વગેરે અનેક લલિતકળાઓ પરનાં અસંખ્ય પુસ્તકો, વિચારપૂર્ણ નિબંધો, જગતના મહાપુરુષોની આત્મકથાઓ, નવલો, નવલિકાઓ, અનેક શાખાઓવાળા વિજ્ઞાનનાં ચોક્કસ માહિતીપૂર્ણ પુસ્તકો, પ્રવાસકથાઓ, લોકસાહિત્ય, રાસસાહિત્ય, મહાપુરુષોની રોજનિશીઓ—આમ જગતની અનેક શાખાઓમાં ઇતિહાસકાળના આરંભથી અત્યાર

સુધી લખાયેલું વાઙ્મય, વિવિધ જીવન-જ્ઞાનની શાખાઓને અજવાળતું, પુસ્તકાલયમાં વિરાજતું હોય છે. પુસ્તકાલય એટલે જગતની મહાન વિભૂતિઓના માનસનું, તેમની પ્રતિભાશક્તિનું, તેમના વિચારો તથા લાગણીઓનું, તેમના અનેકદેશીય સંશોધનનું, જીવનભરની તેમની મહેનતનું ગ્રંથાકારે નિવાસસ્થાન આ રીતે વિચારતાં પુસ્તકાલય એક કાવ્યમય જાદુઘર જેવું લાગે છે, જેમાં સંગ્રહાયું છે જગતના વિચક્ષણ અને વિચારક મહાપુરુષોનું જ્ઞાન! આવી મહાન, અદ્ભુત અને જીવંત સામગ્રી ભવિષ્યની પેઢીઓના ઘડતરમાં જરૂર ઉપયોગી નીવડે તેમાં શંકાને સ્થાન નથી.

સમાજ એ માનવજાતિનું એક ઘટક અંગ છે. પ્રાચીન સમયમાં મનુષ્ય જ્યારે એકલો રખડતો હતો ને 'હાય તેની વાય' ને ન્યાયે પોતાને ઠીક લાગે તે ફરસી, ચર્મ, સુંદર અસ્થિ કે કોઈ સ્ત્રીને પ્રતિપક્ષી પાસેથી ઝૂંટવી જતો હતો, જંગલી પશુઓનો શિકાર કરી પોતાનું ગુજરાન ચલાવતો હતો ત્યારે માનવસંસ્કૃતિનું બીજ નહોતું રોપાયું કે સમાજરચનાનો પાયો પણ નહોતો ખોદાયો એમ આપણે જરૂર કહી શકીએ.

પણ ત્યારપછી અગ્નિની શોધ થઈ અને માનવીના જીવનમાં પ્રકાશ આવ્યો. ખેતીની એને સૂઝ પડી, અને માનવસંસ્કૃતિનો મહોર બેઠો. એક જ સ્ત્રી સાથે સ્થિર અને સ્નેહપૂર્ણ સંબંધ બાંધી રહેવાની એને ઇચ્છા પ્રગટી અને ગૃહજીવનનું હાર્દ લાધ્યું. પોતાનાં બાળકોની સંભાળ લેવાનું અને તેમની ભાવિ સગવડ કરવાની જવાબદારી પ્રગટી અને એનામાં વાત્સલ્યના તે અંકુરમાંથી સંતાન-સંસ્કૃતિનું સાતત્ય સ્ફુર્યું. આવાં અનેક ગૃહો બાંધી એકઠાં રહેવાનું માનવીને સૂઝ્યું. પોતાની જાતિઓ અને ટોળીઓ બાંધી, તેમાંથી સમાજ પ્રગટ્યો. જ્ઞાતિઓ, ગોળ, વાડા-આ બધાં સમાજના અંગ છે-અને પાછળથી તે બહુ સંકુચિત અને વિકૃત બન્યાં છે તે કબૂલવું જોઈએ.

દરેક સમાજની પોતાની ખાસિયત હોય છે. પોતાનો વિશિષ્ટ આત્મા, પોતાની વિલક્ષણતાઓ; પોતાના જીવનનો આવિર્ભાવ કરવાની ખાસ પદ્ધતિઓ અને રીતરસમો હોય છે. તે સમાજની તે સંસ્કૃતિ છે, તેનો મુખ્ય સ્વભાવધર્મ છે, ગુણલક્ષણ છે. દરેક સમાજને જગતના જીવનમાં પોતાનું નિશ્ચિત સ્થાન પ્રભુએ નિર્મેલું હોય છે. આવા અનેક સમાજો પોતપોતાની વિશિષ્ટ સંસ્કૃતિઓનો ફાળો જગત-જીવનમાં આપે-અને તે પણ પરસ્પર સહકારી ભાવનાથી, તો અનેક વાજિંત્રોના સૂર મળીને જેમ કોઈ ભવ્ય વિરાટ મહાસંગીતનો નાદ ધૂધવે, તેમ જગતની-માનવતાની મહાસંસ્કૃતિ વિશાળ, સમૃદ્ધ, રસવંતી અને દીપ્તિવંતી બને. દાખલા તરીકે, ભૂતકાળમાં રોમન સમાજે સુશાસન અને વ્યવસ્થા આપ્યાં, ગ્રીસે સૌંદર્ય અને કળાની ભાવના વિકસાવી, ઇંગ્લંડે પ્રજાસત્તાકવાદ અને ન્યાયપદ્ધતિનું રહસ્ય બતાવ્યું, રશિયાએ સમાનતાનો સામ્યવાદ બક્ષ્યો, ફ્રાન્સે માનવના ભ્રાતૃભાવ-સ્વતંત્રતા-સમાનતાનો ધ્વજ ફરકાવ્યો; જર્મનીએ શિસ્ત, યંત્રવાદની ઝીણવટ અને અદમ્ય મહત્ત્વાકાંક્ષા કેળવ્યાં, અમેરિકાએ નવીન કેડીઓ પાડવાની હિંમત અને સોદાગરશાહી બતાવી આપ્યાં. ચીનની નમ્ર પ્રાચીનતા, જાપાનની જીવનવ્યાપી કળાભાવના, ઇજિપ્તની પિરામિડનાં મમ્મીઓમાં સૂતેલી કોઈ અગમનિગમની રહસ્યભાવના, હિંદનું ઘેરું તત્ત્વચિંતન અને વિશાળ વટવૃક્ષની છાયા પેઠમ શીતળતા અને શાંતિ આપતી સર્વતોમુખી ધર્મવૃત્તિ-આ જુદાંજુદાં રાષ્ટ્રોનો-સમાજોનો વિશ્વની માનવસંસ્કૃતિમાં મૂલ્યવંતો ફાળો

ઉપરની દૃષ્ટિથી વિચાર કરતાં આપણને લાગશે કે આવી વિવિધ સંપત્તિ, અનેક સમાજોની સિદ્ધિ જે પુસ્તકોમાં ભરીભારી લિપિબદ્ધ થઈને સંગ્રહાયેલી પડી છે, તેનો ઉપયોગ કરવાથી માનવતાની મહાસંસ્કૃતિ વધારે ખીલે જો અનેક સમાજો પરસ્પર એકબીજાને વધારે સમજે, એકબીજાની લાગણીઓ, વિચારો, સ્વપ્નાં, આકાંક્ષાઓ, અભીપ્સાઓ આદર્શો–આવેગોનો સહાનુભૂતિપૂર્વક અભ્યાસ થાય, તેમાંથી સારાં તત્ત્વોની આપલે થાય પોતાની ત્રુટિઓ દૂર થાય અને બીજાનાં ઇષ્ટ તત્ત્વો સ્વીકારાય, બીજાની શોધખોળોનો લાભ લેવાય અને પોતાની શોધખોળો જગતને ખોળે મુકાય, એકબીજાના મહાપુરુષોની પ્રતિભાને જીવતાં પુસ્તકો દ્વારા વિચારવિનિમય થાય, તો દરેક સમાજ વિકાસ સાધે, ઉન્નતિને માર્ગે એક પગલું આગેકૂચ કરે અને તેના ઘડતરમાં બહુ ઉપયોગી મુદ્દા મળી રહે

આ રીતે વિચારતાં સમાજઘડતરમાં પુસ્તકાલયનું સ્થાન બહુ જ મહત્ત્વનું છે અલબત્ત, ત્યારપહેલાં તે સમાજે જીવંત રહેવાની જરૂર છે અર્થાત્ પોતાનો વિશિષ્ટ આત્મા સમજી લેવાની જરૂર છે, પોતાની જીવનશક્તિઓનો વિલક્ષણ આવિર્ભાવ પ્રકાર અને પ્રકટીકરણની ખાસ પદ્ધતિઓ સમજી લેવાની જરૂર છે નહિ તો બીજા સમાજોનો ઇતિહાસ અને આવિર્ભાવના પ્રકારો વાંચી તેમનું તે અંધ અને નિર્બળ અનુકરણ કરવા જતાં પોતાનું હીર તો ગુમાવશે જ, હાંસીપાત્ર તો બનશે જ, લાંબે ગાળે પોતાની સ્વીયતા-પોતાનો આત્મા તો ગુમાવી બેસશે જ પણ તેટલે અંશે જગતની મહામાનવતાની સંસ્કૃતિમાં પોતાનો ફાળો આપી શકવા તે અશક્ત પણ બનશે, અને ભગવાનના દિવ્ય વિરાટ મહાસંગીતમાં એટલો એક સૂર તાલભંગ પ્રસરશે અને પરિણામે આનંદમાં એટલી ન્યૂનતા આવશે આ એક બહુ જ અગત્યનો વિચારણીય મુદ્દો છે પુસ્તકાલયનો દુરુપયોગ ન થઈ જાય તે સમાજના ઘડવૈયાઓએ ધ્યાનપૂર્વક જોવાનું છે

આટલું બહુ અગત્યનું સ્થાન પુસ્તકાલયનું છે આ ઉપરથી આપણને ખ્યાલ આવશે કે ગ્રન્થપાલ કેવો હોવો જોઈએ. અત્યારે તો ઘણાં પુસ્તકાલયોમાં નિવૃત્ત થયેલો વૃદ્ધ, શક્તિહીન, આંખે મોતિયા ઊતરેલો, માસિક ૪૦–૫૦ રૂપિયાનું વેતન મેળવતો ગ્રન્થપાલ લેવામાં આવે છે આજના ભારતમાં આ સ્થિતિ અસહ્ય ગણાય કોઈ યુવાન ચોપડીની ફેરબદલી કરવા આવે, તો તે ઝોકાં ખાતો હોય તેમાંથી ઝબકીને જાગી પોતાને સામાજો વિક્ષેપ કર્યો છે તે બદલ પેલાની સામે ઘૂરકે છે પેલા યુવાનને ગમે તેવી એક નવલકથા કાઢી આપી કાશ કાઢે છે જેમ બને તેમ વધારે ફેરા ખવડાવવા અને દિવસમાં ઓછામાં ઓછી નવી ચોપડીઓ કાઢી આપવી પડે તેવી પેરવી કરવી તે તેનું લક્ષ હોય છે આવો ગ્રન્થપાલ આપણે શું દળદર ફેડવાનો હતો ?

ગ્રન્થપાલ પોતે યુવાન અને ઉત્સાહી હોય પોતે પુસ્તકોનો રસિયો હોય ઘણાં પુસ્તકો તો તેણે વાંચેલાં હોય જો કોઈ યુવાન કે યુવતી પુસ્તકાલયમાં પુસ્તકો લેવા માટે આવે, તેમના માનસનો થોડા જ વખતમાં તેણે અચ્છો પણ ઊંડો અભ્યાસ કરી લીધેલો હોવો જોઈએ પરિણામે ક્યા વાચકને તેની તે સમયની માનસભૂમિકાની દૃષ્ટિએ, ક્યા વિષયની કઈ ચોપડી વાંચવી હિતાવહ અને ઉન્નતિકારક છે તે તરત સમજાઈ જવું જોઈએ તે વાચકોનો મિત્ર, હિતેચ્છુ અને માર્ગદર્શક–ભોમિયો બને તેવી તેનામાં શક્તિ હોવી જોઈએ

પ્રમાણમાં તે પોતે સુશિક્ષિત, બહુશ્રુત, બહુ ભણેલો અને સારો માનસશાસ્ત્રી હોય, અને તેને માસિક ૨૦૦ થી ૪૦૦ રૂપિયા વેતન મળતું હોય, તે જરૂરી છે. અલબત્ત પુસ્તકાલયનું કદ, વાચકોનું લવાજમ, પુસ્તકાલયનું ફંડ અને ગ્રન્થપાલની કામગીરી લક્ષમાં રાખી તેનું વેતન નક્કી કરાવું જોઈએ. આવાં મહત્ત્વનાં કામોમાં જો આપણે ખોટી કરકસર કરીશું, તો પરિણામે લાખો રૂપિયાનાં પુસ્તકોનો યોગ્ય ઉપયોગ અને યોગ્ય વાચકો પ્રત્યે તેમનો વિનિયોગ કરનાર કોઈ કાબેલ ગ્રન્થપાલના અભાવે આપણાં પુસ્તકાલયો માત્ર શોભાનાં જ બની રહેશે.

જો દરેક વાચકને–યુવાન કે યુવતીને, બાળક કે વૃદ્ધને-યોગ્ય સમયે યોગ્ય પુસ્તક મળી રહે, તો તેના જીવનવિકાસમાં બહુ જ મહત્ત્વનો ભાગ ભજવ્યો ગણાય. ઘણા ય આદર્શવાદી નવજુવાનો કોલેજના ઉંબરામાં પગ મૂકતાંવેત જ સ્વામીશ્રી રામતીર્થ, સ્વામી વિવેકાનંદ, શ્રી રામકૃષ્ણ પરમહંસ વગેરેનાં પુસ્તકો હાથમાં આવી પડતાં જીવનપર્યંત આધ્યાત્મિક રંગે રંગાય છે. ઘણા સેવાભાવી નવજુવાનો 'મહાત્મા ગાંધીનાં લખાણો દ્વારા, 'નવજીવન' અને 'યંગ ઇંડિયા'ની કટારો વાંચી, દેશસેવાની લગની લાગતાં, ગામડાંમાં જઈ મૂક કાર્યકરો બન્યા છે, અથવા જીવન પર્યંત ખાદીભંડાર અને ચરખો લઈ બેસી ગયા છે. ઘણા સૂક્ષ્મ રસિક સંસ્કારોવાળા નવજુવાનો કવિવર રવીન્દ્રનાથ ટાગોરનાં પુસ્તકો જુવાનીમાં વાંચી, કવિતાના અંતરમય રહસ્યને સમજવાના, કલાના સૌંદર્યને પિછાનવાના, તથા સૃષ્ટિનાં દૃશ્યોમાંથી ચિંતન અને કાવ્ય ઘોળીઘોળીને પી જવાની આંતર દૃષ્ટિવાળા અધિકારીઓ બન્યા છે. યોગીસમ્રાટ શ્રી અરવિંદની અગ્નિ સમી ભભકાભરી વિચારકણિકાઓએ અનેક પ્રારંભિક સાધકોને યોગમાર્ગની કંટકમય વિરલ કેડી પર આસાનીથી ચઢાવી દીધા છે. દક્ષિણ આફ્રિકામાં ફિનિક્સ સત્યાગ્રહ-આશ્રમ સ્થાપવામાં અને પોતાની અર્થકારણી વિચારપદ્ધતિને ઘડવામાં ટોલ્સ્ટોય અને રસ્કિનનાં પુસ્તકોનો કેટલો મોટો ફાળો છે, તે તો મહાત્મા ગાંધીજી જેવા વિશ્વવંદ્ય પુરુષે પણ પોતાની આત્મકથામાં નોંધ્યું છે.

આ થોડાક દાખલાઓ ઉપરથી પણ આપણે બેધડક કહી શકીએ તેમ છીએ, કે સમાજઘડતરમાં પુસ્તકાલયનું સ્થાન બહુ જ મોટું છે. શરતો માત્ર બે: એક તો દરેક વ્યક્તિને (અને સમાજ છેવટે તો વ્યક્તિઓનો જ બનેલો છે ને?) પુસ્તકો વાંચવા જેટલું અક્ષરજ્ઞાન ફરજિયાત રીતે આપવામાં આવેલું હોવું જોઈએ; અને બીજું એ કે ગ્રન્થપાલ એવો બહુશ્રુત, વિદ્વાન, કાબેલ, દેશસેવાભાવી અને માનસશાસ્ત્રનો જાણકાર હોવો જોઈએ, કે તે યોગ્ય વ્યક્તિને યોગ્ય સમયે, યોગ્ય પ્રોત્સાહનથી, યોગ્ય પુસ્તક વાંચવા આપે.

હવે આપણે સમાજની બધી જ વ્યક્તિઓને આકર્ષક અને ઉપયોગી થઈ પડે તેવા પુસ્તકાલયના સ્થાનનો અને વ્યવસ્થાનો વિચાર ટૂંકમાં કરીએ. પુસ્તકાલય ગામની મધ્યમાં હોવું જોઈએ, જેથી દરેક લત્તાના માણસને ત્યાં જવું સુગમ પડે. તેનું મકાન આકર્ષક, શાંત વાતાવરણવાળું, ઉનાળામાં પણ ઠંડક આપે તેવું અને અનેક બારીબારણાં દ્વારા પૂરતા પ્રમાણમાં હવાઉજાસવાળું હોવું જોઈએ. તે રોજ ખૂબ પ્રમાણમાં વળાયું જોઈએ. તેની સ્વચ્છતા આકર્ષક હોવી જોઈએ. ત્યાં બાવાં બાઝેલાં હોય તે ઇષ્ટ નથી જ. ત્યાં વાંચકો માટે બેસવાની પૂરતી

વ્યવસ્થા હોવી જોઈએ પૂરતી સંખ્યામાં બાંકડા ન હોવાથી, અથવા ખુરશીઓની અછતથી, ઘણા વાંચકો બારીઓ પર બેસે છે અથવા બહાર લોબીમાં આંટા મારતા વાંચતા હોય છે, તે ખોટું છે અભ્યાસી વાંચકો માટે એક ઓરડામાં ટેબલ-ખુરશી હોય, ત્યાં શાહીહોલ્ડર હોય જેથી તેઓ ટાંચણ કે નોંધ કરી શકે તે ઇષ્ટ છે વાચકોને સ્વચ્છ ઠંડુ પાણી પીવાનું મળે તેવી વ્યવસ્થા પુસ્તકાલયના સંચાલકોએ કરવી ઘટે છે પાસે જ વાચકો માટેની મુતરડીઓનો પણ પ્રબંધ હોવો જોઈએ

બધાં જ પુસ્તકો કક્કાવારી પ્રમાણે અને લેખકોનાં નામ પ્રમાણે, અદ્યતન પદ્ધતિથી કાર્ડયોજના અનુસાર સૂચિબદ્ધ કરાયેલાં હોવાં જોઈએ, જેથી વાચક થોડા જ સમયમાં જોઈતા પુસ્તકનો નંબર શોધી કાઢી શકે પુસ્તકો ફાટી ગયા હોય, મેલાં થઈ ગયાં હોય, તેમને કાઢી નાખી તેમને સ્થાને બીજા તે જ પુસ્તકો મૂકી દેવા જોઈએ વાચકને વાંચવાનું મન થાય તેવો આકર્ષક દેખાવ પુસ્તકોનો હોય તે બહુ અગત્યનું છે પુસ્તકો વિષયવાર વહેંચીને તેમનું સૂચિપત્ર બનાવેલું હોય તે ઇષ્ટ છે વળી બાળકો માટેનાં, સ્ત્રીઓને ઉપયોગી, અમુક કલાકારો કે કારીગરોને ઉપયોગી—એવા વિભાગો પણ પુસ્તકોના હોય તે જરૂરી છે પુસ્તકો ખોળી આપવામાં ગ્રન્થપાલ વિનયી અને ખડેપગે, તત્પર તથા પ્રોત્સાહક હોવો જોઈએ, મુખ્ય ગ્રન્થપાલ તે પુસ્તકાલયનો પ્રાણ સમાન છે તેના ઉપર જ પુસ્તકાલયનો વધારેમાં વધારે પ્રમાણમાં આધાર છે પુસ્તકાલયનો હિતાવહ ઉપયોગ થશે કે પછી તે માત્ર દેખાવનું-શોભાનું સ્થાન કે માત્ર પુસ્તકોનું સંગ્રહાલય જ બની રહેશે, તેનો આધાર એની પર જ છે પુસ્તકોનાં કબાટ કાચનાં હોય તે બહુ આવશ્યક છે, જેથી વાચકો બહારથી પણ તે પુસ્તકોનાં નામ અને લેખકોનાં નામ જોઈ શકે કેટલાક વધારે વપરાશમાં આવતાં પુસ્તકો અને શબ્દકોષ, વિશ્વકોષ કે એવાં વારેવારે માહિતી મેળવવા માટે જોવાં પડતાં પુસ્તકો, બહાર ખુલ્લાં ઘોડા ઉપર કે અભરાઈઓ ઉપર રહે તે બહુ જરૂરનું છે ચતુર ગ્રન્થપાલે દરેક મહિનાની આખરે કેટલા વાચકોએ કયા પ્રકારનાં પુસ્તકો કેટલી સંખ્યામાં વાંચ્યાં તેનું પૃથક્કરણ કરે તે જરૂરનું છે તે ઉપરથી તે ગામના અંતરાત્માની નાડ પારખી શકાશે આજકાલ મોટે ભાગે યુવાનો તેમાં યુવતીઓ માત્ર નવલકથાઓ જ વાંચતા હોય છે અને તેમાં પણ ખાસ કરીને જાતીય વૃત્તિને ગલગલિયાં કરે તેવી જ નવલકથાઓ આવા સમાજનું માનસ સ્વચ્છ અને નીરોગી ન જ ગણાય જો ગ્રન્થપાલ ચતુર માનસશાસ્ત્રી હોય, તો આવા વાચકોને ધીમેધીમે ચિંતનપ્રેરક પુસ્તકો તરફ વાળે, તેમનામાંથી અપરુચિ અને અપરસ દૂર કરી સુરુચિ અને સુરસ તેમનામાં પ્રગટાવે કેટલીકવાર તો આવા વિદ્વાન ગ્રન્થપાલો સમાજરુચિના અમુક પ્રકારના ઘડતર માટે લેખકોએ કયા પ્રકારની ટૂંકી વાર્તાઓ, નવલકથાઓ, કાવ્યો કે પુસ્તકો લખવા જોઈએ તે બાબતમાં અમૂલ્ય સૂચનાઓ આપી શકે એવાં પણ પુસ્તકો લખી શકાય કે જે નવલકથાના અદ્ભુત રસના અને શૃંગારના રસિયાઓને, વાચકો ન જાણે તેમ, ધીમેધીમે ચિંતનપ્રેરક પુસ્તકો વાંચવા તરફ ઘસડી લાવે તેવા પુસ્તકોમાં કથાવસ્તુ રસમય હોય અને છતાં માનસશાસ્ત્રીય રીતે અમુક જગ્યાએ સુવિચારના તણખા પણ વેરાયેલા પડ્યા હોય અને છતાં તે સરસ્વતીચન્દ્રના ત્રીજા અને ચોથા ભાગ જેવા કંટાળો આપે એવા અને ભારેખમ ગ્રન્થો ન થઈ જાય

આવો વચલા પ્રકારનો નવલવિભાગ કેટલીકવાર તંદ્રામાંથી જાગી. પરાક્રમશીલ બનવા મથતા આઝાદ દેશના લેખકોએ ખાસ હેતુઓ સિદ્ધ થાય તેટલા માટે લખવો પડે છે. આને માટે વર્ષમાં એકવાર વિદ્વાન ગ્રંથપાલો, લેખકો, કેળવણીકારો અને પુસ્તકાલયના સંચાલકોની પરિષદ મળે, વિચારોની આપલે કરી પોતપોતાના અનુભવો સૌ વર્ણવે અને આગામી વર્ષ માટે કયા પ્રકારનાં પુસ્તકો કે કાવ્યો લેખકોએ લખવાં તે સંબંધી ભલામણો કરે, અને તે યોજના સફળ થાય તેવું સક્રિય કામ કોલેજોમાં અને શાળાઓમાં કેળવણીકારો કરે અને ગ્રંથફળો તે દિશામાં વાચકોની વૃત્તિ વાળે—એવા સહકારભાવથી ભરેલી યોજના થાય તે બહુ જરૂરનું છે.

સમાજઘડતરમાં પુસ્તકાલયના સ્થાન વિશે વિચાર્યા પછી આપણે ગામડાનું અને શહેરનું આદર્શ પુસ્તકાલય કેવુ હોવું જોઈએ તે જોઈએ. અલબત્ત, આપણે આગળ વિચારી ગયા છીએ તેવા પ્રકારના પુસ્તકાલયની, ગ્રંથપાલની તથા પુસ્તકોની વ્યવસ્થાની જરૂરિયાત તો ગામડાંના તેમ જ શહેરના પુસ્તકાલયમાં રહેવાની જ; પણ હજી સુધી હિંદનું ગામડું પ્રમાણમાં ગરીબ અને તેની જરૂરિયાતો અમુક જ પ્રકારની હોવાથી, આપણે એમ કહી શકીએ કે, ગામડાનું પુસ્તકાલય આલેશાન, ભવ્ય, સુશોભિત મકાનમાં ન બેસે તોપણ ચાલે. માત્ર તે મકાન સાદું, પણ સ્વચ્છ અને સુઘડ હોય. તેમાં ખાસ કરીને ખેતી, (વ્યક્તિગત અને સામુહિક) સ્વચ્છતા, આરોગ્ય, વિજ્ઞાન, ગૃહઉદ્યોગો અને કારીગરી, ગામડાનું અર્થકારણ, ગ્રામજીવનમાં સહકારીતત્ત્વ અને સહકારી સંસ્થાઓ, ગામડાંને અનુકૂળ રમતગમતોમાંનાં સચિત્ર પુસ્તકો વગેરે ગામડાંના તળપદા પ્રશ્નો પર પ્રકાશ નાંખે અને તેમને માર્ગદર્શન આપી શકે તેવાં પુસ્તકો ખાસ હોવાં જોઈએ. તે પુસ્તકાલય સાર્વજનિક હોય, અથવા ગામના પંચ તરફથી ચાલતું હોય હોય. તેમાં ગામડાંના ટંટાફિસાદ ઘસડી ન જવાય; ઊલટું ત્યાં સહકારના પદાર્થપાઠ ભણી ગામડાંને એકસંપ અને બિરાદરીના સુવર્ણમય તંતુથી બાંધી લેવાની તાલીમ મળે તેવું હોય. ભલે શરૂઆતમાં ત્યાં થોડાં જ બહુ ઉપયોગી પુસ્તકો હોય. નાની બીજકણિકામાંથી જ મહાન વૃક્ષરાજ પ્રગટે છે. પ્રૌઢશિક્ષણના વર્ગો પણ ચાલે. કોઈ વિદ્વાન કે અનુભવી કે બહુ પ્રવાસી કે દેશસેવક ત્યાં આવી ચઢે, ત્યારે તેના વ્યાખ્યાનનો લાભ ગ્રામજનોને ત્યાં જ મળે તેવી વ્યવસ્થા હોય, ત્યાં પાસેના અલગ ઓરડામાં 'ભગિનીસમાજ' કે એવી કોઈ સંસ્થા દ્વારા બહેનોનો અભ્યાસ વર્ગ ચાલતો હોય, તેમને ચોપાનિયાં અને માસિકો વાંચવાનો અને વાંચી સંભળાવવાનો લાભ મળતો હોય, કોઈ પ્રતિષ્ઠિત વિદુષી, દેશસેવિકા કે સમાજની આગેવાન બાઈ ત્યાં વ્યાખ્યાનો આપે. ટૂંકામાં, ગામડાનું પુસ્તકાલય હિંદની અત્યારની પરિસ્થિતિમાં એક સંસ્કાર કેન્દ્ર હોય. ત્યાં ખેતીવાડીનાં અદ્યતન સાધનોની —જેવાં કે ટ્રેક્ટરો, ડી. ડી. ટી. જેવી જંતુની દવાઓ—વગેરેની સાક્ષાત્ કે સચિત્ર માહિતી મળવી જોઈએ. દુગ્ધાલય, ચર્માલય, ઢોરઢાંખરની ઓલાદ સુધારવાની શાસ્ત્રીય પદ્ધતિ, ગ્રામસફાઈ, ખાતર કેમ સમૃદ્ધ અને શાસ્ત્રીય બનાવવું તેની દેશવિદેશની પદ્ધતિઓ, શીવણ, ગૂંથણ, ભરતકામ, ચરખો, શાળનો ઉદ્યોગ —આ બધા ઉદ્યોગોની માહિતી ગામડાંનું પુસ્તકાલય ત્યાંનાં ભાઈબહેનોને આપે તે બહુ જરૂરી છે. આનું મુખ્ય કારણ એ છે કે, કોઈ પણ હિસાબે ગામડાંનું આર્થિક ધોરણ ઊંચું લાવ્યા સિવાય આપણો છૂટકો જ નથી.

આમાંથી એ પણ ફલિત થાય છે કે,

ગામડાંના પુસ્તકાલયનો ગ્રન્થપાલ આ બધા વિષયોમાં બહુશ્રુત, બહુ પંડિત અને વ્યવહારૂ પદ્ધતિઓમાં નિષ્ણાત અને અનેક સંબંધોવાળો વિદ્વાનો-દેશસેવકોને આમ ત્રણ આપી શકે તેવો અગ્રણી હોવો જોઈએ હમણાં ત્યાં સરળ માતૃભાષાનાં પુસ્તકો વસાવવા પાછળ વધારે રકમ ખરચાવી જોઈએ ત્યાં વિદેશી સાહિત્યનાં પુસ્તકો હમણાં નહિ હોય તો ચાલશે આકાશદર્શન-ખગોળશાસ્ત્ર, સામાન્ય જ્યોતિષ અને વૈદકીય-ઘરગથ્થુ વૈદકના પુસ્તકો ત્યાં જોઈએ સરલ સુંદર કાવ્યો નાં-માતૃભાષાનાં પુસ્તકો ત્યાં કોઈ સરીલા કંઠે ગાઈ સંભળાવે તેવી વ્યવસ્થા હોવી જોઈએ જેમ ફરજિયાત પ્રાથમિક કેળવણીનાં સુંદર પરિણામો આપણે જોઈ શકીશું તેમ આ પ્રકારનું પુસ્તકાલય ગામડાંને માટે કામધેનુ ગાય સમાન પોષક અને બલપ્રદ નીવડશે જ બહેનોને માટે રાસસાહિત્ય, લોકગરબાનાં પુસ્તકો જોઈશે તેમને પ્રોત્સાહન મળે તે હેતુથી તે પુસ્તકાલયની પ્રવૃત્તિની છત્રછાયા તળે શરદ પૂર્ણિમા અને વસંતોત્સવ ગાંધીજયંતી અને જન્માષ્ટમી જેવા પ્રસંગોએ રાસોત્સવો યોજાય તે ઇષ્ટ છે

આ સઘળાં લોકકેળવણીનાં અંગો છે ગામડાંમાં તો પુસ્તકાલય અત્યારે સામાન્ય જનતા માટે વ્યાપક અર્થમાં લોકકેળવણીનું પ્રબળ સાધન બને તે આપણે જોવું જોઈએ ગામડાંનાં પુસ્તકાલય તેમની પેટા-પ્રવૃત્તિ તરીકે ફરતાં પુસ્તકાલયોની પ્રવૃત્તિ ચાલુ કરે તે ઇષ્ટ છે બહેનો માટે તેનું અલાયદું ફરતું પુસ્તકાલય જોઈએ આ પ્રકારે ગ્રામપુસ્તકાલયે અનેકવિધ પ્રવૃત્તિઓ આવરી લેવી

શહેરનું પુસ્તકાલય આધુનિક સમયને અનુકૂળ બને એટલા માટે જરાક જુદા પ્રકારનું હોવું જોઈએ ત્યાં આલેશાન ભવ્ય મકાન શોભે ગામડાંના વાચકો ફી લવાજમ ન આપી શકે પણ પુસ્તકાલયનો લાભ લેનાર શહેરી વાચકો પાસે આપણે લવાજમ જરૂર લઈ શકીએ તેમાં તેમની આર્થિક સ્થિતિ પ્રમાણે આપણે ત્રણ વર્ગો પાડી શકીએ-વાર્ષિક બે રૂપિયો ભરનારા ધનિક લોકો, વાર્ષિક એક રૂપિયો ભરનારા સામાન્ય કક્ષાના વાચકો અને વાર્ષિક આઠ આના ભરનારા વિદ્યાર્થીઓ અને બહેનો કિંમતી પુસ્તકો ઘેર લઈ જનારાઓ પાસે આપણે જરૂર પાંચ રૂપિયા સુધીની અનામત થાપણ લઈ શકીએ હજી આપણા વાચકવર્ગને ચિત્રો ન ફાડી લેવાની, ચોપડીઓ સાર્વજનિક મિલકત છે અને તેટલા માટે પવિત્ર છે તેવું ભાન રાખવાની અને જવાબદારીપૂર્વક પુસ્તકોનો ઉપયોગ કરવાની, તેમાં લીટા ન કરવાની કે કંઈ ન લખવાની તાલીમ લેવાની છે તેવી તાલીમ આપવી તે પણ લોકકેળવણીમાં સમાઈ જાય છે

શહેરના પુસ્તકાલયના વાચકો અંગ્રેજી ભણેલા પણ વધારે પ્રમાણમાં હોવાના તેમાં સંસ્કૃત, ફારસી, હિંદી (આ વિભાગ તો ગામડામાં પણ હોવો જોઈએ) ફ્રેન્ચ વગેરે ભાષાસાહિત્યના રસિયા પણ હોવાના શિક્ષકો, અધ્યાપકો, લેખકો કવિઓ પરદેશી વેપારીઓ, એલચીઓ, રાજકારણી નેતાઓ -આ સઘળા શહેરના પુસ્તકાલયનો લાભ લેવાના, માટે તેમાં અનેક ભાષાઓનાં પુસ્તકો વસાવવાં જોઈએ. શહેરની જરૂરતો પ્રમાણે યંત્રવાદના ઉદ્યોગો પરનાં પુસ્તકો, અનેક પ્રકારનાં વિજ્ઞાનનાં પુસ્તકો, પદાર્થ વિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, દાક્તરી વિજ્ઞાન આંતરરાષ્ટ્રીય રાજનીતિના પુસ્તકો, શિલ્પ-સ્થાપત્ય ચિત્રકળા, નૃત્ય મીમાંસા, દર્શન સાહિત્ય ઇતિહાસ સંશોધનનાં પુસ્તકો અને ફાઈલો, અલંકારશાસ્ત્ર, સર્વે દેશના મહાપુરુષો ની અનેક ભાષાઓમાં લખાયેલી આત્મકથાઓ,-

ભૂગોળ, ભૂસ્તરવિદ્યા, ખનિજવિદ્યા, પશુપંખીઓની ખાસિયતોના અનુભવને અંતે લખાયેલાં પુસ્તકો, ધાતુશાસ્ત્ર, તર્ક, ન્યાય, પ્રેતાવાહનવિદ્યા, આધ્યાત્મવિદ્યા, યોગશાસ્ત્ર—આ અને આવા બીજા અનેક વિષયો પરનાં પ્રતિષ્ઠિત પુસ્તકો આપણે વસાવવાં જોઈએ.

આથી આપણો વિચારકવર્ગ સારાં પુસ્તકોના અનુવાદ પ્રાંતિય ભાષામાં કરવા પ્રેરણા અને પ્રોત્સાહન મેળવશે. તેથી આપણું ભાષાસાહિત્ય અત્યારે કયી કક્ષા પર છે તેનો તુલનાત્મક અભ્યાસ કરવાની સામગ્રી મળી રહેશે. પરિણામે આપણું સાહિત્ય વધારે રંગબેરંગી, વિવિધ અને સમૃદ્ધ, વિપુલ વૈભવવાળું બનશે. આવા અનેક રંગોની અને સામર્થ્યની સરવાણીઓ ભેગી થવાથી આપણું જીવનઘડતર વધારે વિપુલ, ઓજસ્વી, પ્રાણબળવાળું, અનેક પ્રકારની સ્ફુરણાઓથી પરાક્રમી, સત્વશીલ અને વિકાસગામી બનશે. છેવટે સમાજઘડતરનો હેતુ તો પ્રજાપ્રાણને પ્રફુલ્લિત કરી, જીવનને સમર્થ, વિવિધ પાસાંઓથી ઓપતું, અદ્યતન, વેગવંતું અને પરાક્રમશીલ બનાવવાનો જ છે ને? પરિણામે હિંદ પણ જગતની સંસ્કૃતિમાં, મહામાનવતાની સંસ્કૃતિમાં પોતાનો ફાળો આપવા શક્તિશાળી બનશે. આ કંઈ નાનીસૂની સિદ્ધિ ન કહેવાય. પોતાનો આત્મા સાચવીને, તેને પવિત્ર, પરિશુદ્ધ અને પરિપુષ્ટ બનાવીને જ, હિંદ પોતાનું દૈવી, પ્રભુનિર્મિત જીવનકાર્ય કરશે. આ દેશ ભૂતકાળમાં જગતનો ગુરુ હતો, તો અર્વાચીન કાળમાં પણ જગતનો માર્ગદર્શક બની પોતાના જીવન પર સુવર્ણકલશ ચઢાવશે.

★

ચૈતન્ય મહાપ્રભુનું ગૃહસ્થાશ્રમનું નામ હતું નિમાઈ પંડિત. ન્યાય ઉપર પોતે લખેલા એક અનન્ય ગ્રંથની હસ્તપ્રત લઈને એક દિવસ હોડીમાં બેસી એ ક્યાંક જઈ રહ્યા હતા. એ જ હોડીમાં એમના જ એક સહાધ્યાયી ને મિત્ર રઘુનાથ પંડિત પણ હતા. વાત પરથી વાત નીકળતાં નિમાઈ પોતાના ગ્રંથના પાનાં મિત્રને સંભળાવતા ગયા. રઘુનાથ જેમજેમ સાંભળતો ગયો તેમતેમ એનો વિષાદ ઘેરો બનતો ગયો, ને અંતે ધ્રૂસકે–ધ્રૂસકે રડી પડ્યો. કારણમાં એણે જણાવ્યું:

'ભાઈ, અત્યંત પરિશ્રમ વેઠીને મેં 'દીધીતિ' નામનો આ જ વિષય પર ગ્રંથ લખ્યો છે. મને તો એમ હતું કે ન્યાય વિષેના અર્વાચીન ગ્રંથોમાં એ અપ્રતીમ નીવડશે. પણ તારું આ વાંચન સાંભળીને મારી આશા પર પાણી ફરી વળતું હું જોઉં છું. તારા આવા મહાન ગ્રંથ સામે મારા પુસ્તકનો કોણ ભાવ પૂછશે? એટલે મને રડવું આવ્યું.'

નિમાઈએ હસીને કહ્યું: 'ઓહો, એમ છે વાત? તારા સુખ માટે મારો પ્રાણ પણ ન્યોચ્છાવર કરું, ત્યાં આ સામાન્ય ગ્રંથની તો શી વિસાત?'

ને આમ બોલી નિમાઈએ પોતાના અભૂતપૂર્વ ગ્રંથનાં પાનેપાનાં ફાડીને ગંગાજીના જળમાં પધરાવવા માંડ્યાં.

'રઘુનાથ જોઈ જ રહ્યો'

×

# રથયાત્રાના હુતાત્માઓ

## શ્રી રજનીકાંત ગાંધી

'રથયાત્રા' શબ્દ કાને પડતા જ અમદાવાદનો એ ગોઝારો દિન સ્મરણે ચડે છે માત્ર ગુજરાતના જ નહી, સમસ્ત હિંદના ઇતિહાસમા એ મહાન કોમના નવજુવાન પ્રતિનિધિઓ–વસંતરાવ જે ગુજરાત ભરમા 'દાદા'ના વહાલસોયા નામથીએ ઓળખાતા હતા ને રજબઅલીનુ હાથમા હાથ મિલાવી, હસતે મુખે દીધેલુ ભવ્ય બલિદાન જોવા નહી મળે જીવનભર પોષેલા હિંદુમુસ્લિમ ઐક્યના આદર્શ માટે ભડકે બળતી કોમવાદની આગમા સ્વયં મૃત્યુના મુખમા જઈને ઉપવાસ કરતા' જાનફેસાની કરી જવી એ પ્રસંગ વિરલ છે આવા અમરનામ શહીદોની શહાદતને, ગુજરાતમા કદાચ પહેલી જ વાર નાટક દ્વારા અહી બિરદાવવામા આવી છે જુલાઈ–માસના ઊઘડતા સંવત્સરીદિને આવતી એમની પુણ્યસ્મૃતિને આપણા વંદન હો !

પાત્રો વસંતરાવ હેગિષ્ટે રજબઅલી લાખાણી બે માણસો, પીઢ મહાસભાવાદી તથા સેવાદળના સૈનિક

સ્થળ અમદાવાદનુ એકાદ જાહેર મેદાન.

સમય ૧૯૪૬ના જુલાઈની ૧લી તારીખ

### પ્રવેશ પહેલો

[ધ્વજવંદનની વિધિ માટે સવારના સાત વાગે ભેગા મહાસભાવાદીઓ અને સેવાદળના સભ્યો ધ્વજ–વંદન કરતા પોતપોતાની જગ્યાએ ઊભેલા છે 'ઝંડા ઊંચા રહે હમારા' એ ગીતની એકાદ લીટી ગવાયા પછી પડદો ઉચકાય છે આખુ ગીત પૂરુ થયા બાદ ધ્વજવંદનની ક્રિયા કરાવનાર આગેવાન એકત્ર થયેલી મેદનીને સંબોધે છે ]

આગેવાન (ચરખાના પ્રતીકવાળા રાષ્ટ્રધ્વજ સામે આંગળી ચીંધીને) મિત્રો ! આ રાષ્ટ્રધ્વજની છત્રછાયા હેઠળ ભેગા થઈ આપણે સૌ એને વંદન કરીએ છીએ ત્યારે એનો પુરાણો અને પવિત્ર ભૂતકાળ આપણી આંખ સમક્ષ ખડો થાય છે દોઢસો વર્ષની ઘોર નિદ્રામાંથી એણે આપણને જગાડ્યા છે, મરેલાં મુડદામાં નવો પ્રાણ પૂર્યો છે એનુ ગૌરવ એ આપણું ગૌરવ છે–આપણા રાષ્ટ્રનું ગૌરવ છે એ ગૌરવ જાળવવા લાખો માણસો હસતે મુખડે ખપી ચૂક્યા છે આજે આપણે પણ આપણી વર્ષોજૂની પ્રતિજ્ઞાનુ પુનરુચ્ચારણ કરીએ કે ગમે તે ભોગે પણ અમે એ રાષ્ટ્રધ્વજને અણનમ રાખીશુ

[ધ્વજવંદનની ક્રિયા પૂરી થતા લોકપ્રતિનિધિ સભા અને તેની ચૂંટણી વગેરેની વાતચીત કરતા લોકો ધીમેધીમે વિખરાય છે તેમાથી બે યુવાનો વસંતરાવ હેગિષ્ટે અને રજબઅલી લાખાણી મંચની બીજી તરફ જતા દેખાય છે એમની પાછળ બીજા બેએક યુવાનો હોય છે એટલામા સેવાદળનો એક સૈનિક વસંતરાવની નજીક આવે છે ]

સૈનિક દાદા, આજે રથયાત્રાના સરઘસમાં આપણે વ્યવસ્થા માટે જવાનુ છે?

વસંતરાવ ના, તપાસ કરાવતા એવુ જાણવા મળ્યુ છે કે બધો બંદોબસ્ત પોલીસ જ કરવાની છે (જવાબ સાંભળી સૈનિક ચાલ્યો જાય છે )

રજબઅલી તે દાદા, આજે શુ છે?

વસંતરાવ આજે રથયાત્રાનો દિન એટલે હિંદુઓનો પવિત્ર તહેવાર કહેવાય. સાંજે રથયાત્રાનુ લાંબુ સરઘસ નીકળશે અને એમાં લાખો માણસો જોડાશે એમાં ધક્કામુક્કી થશે અને કેટલાં યે બિચારાં કચડાઈ મરશે

રજબઅલી હું તો અમદાવાદ પહેલી જ વાર આવ્યો છુ દાદા, મે રથયાત્રા જોઈ પણ નથી સાંજે આપણે એ તરફ એક લટાર મારી આવીશુ ? (એમની પાછળ ચાલતા યુવાનમાંથી એક આગળ આવે છે )

યુવાન: અરે ભાઈ, આજે લટાર મારવાની વાત કાં કરો છો? આજે તો વાતાવરણ તંગ છે. મુસલમાનો ઉશ્કેરાયેલા છે અને કોઈ બહાનાની શોધમાં જ છે. આજે રથયાત્રામાંથી એમને બહાનું મળી રહેશે અને એમાંથી રમખાણ ફાટી નીકળશે.

વસંતરાવ: વાતાવરણનું માપ કઈ પારાશીશીએ કાઢ્યું, ભલા? આવી અફવા ઉડાડીને તમે જ ઊલટાનું શાંત વાતાવરણ તંગ બનાવો છો.

યુવાન: આ તો જશને માથે જૂતિયાં જેવો ઘાટ છે!

રજબઅલી: ના, એ જશને માથે જૂતિયાં નથી, પણ તમારી વાત જ પાયાવિનાની છે. મુસલમાનોને ઉશ્કેરાવાનું કાંઈ કારણ પણ હશે ને?

યુવાન: 'ઇસ્લામ ભયમાં છે, તેને ઉગારવા પાકિસ્તાન અનિવાર્ય છે, માટે લડીને પણ આપણે પાકિસ્તાન હાંસલ કરીશું.' એવા લીગી નેતાઓનાં ઝેરીલાં ભાષણોએ લોકોને પૂરા ઉશ્કેરી મૂક્યા છે. એમણે હિંદુઓની કતલ કરવા સઘળી તૈયારી કરી રાખી છે અને માત્ર તકની જ રાહ જોતા તેઓ બેઠા છે.

રજબઅલી: આ અફવા જોર પકડે તો તેનાં શાં પરિણામ આવે તે તમે જાણો છો ખરા?

યુવાન: એટલે તમારું હિત વિચારી તમને વાત કરી એ પણ ગુનો કર્યો એમ જ ને!

વસંતરાવ: અમારું હિત વિચારતાં તમે આખા શહેરના હિતને ભૂલી જઈ તેને ભયમાં મૂકો છો, તેની તમને ખબર નહિ હોય.

યુવાન: ભાઈ, આડી વાત છોડો, તમારે ન માનવું હોય તો ન માનો. મેં તો મારો મિત્રધર્મ બજાવ્યો.

વસંતરાવ: તે બદલ તમારો આભાર. પણ આવી બિનપાયાદાર વાત અમારે ગળે તો કદી ન ઊતરે. મહેરબાની કરી એ વાતને અહીં દાટીને જ આગળ જજો.

[યુવાન ચાલ્યો જાય છે.]

રજબઅલી: આવી ખોટી અફવા વહેતી મૂકવામાં આ લોકોને શું મળતું હશે?

[અત્યારસુધી શાંતિથી સાંભળતો હતો તેવો બીજો માણસ આગળ આવે છે.]

બીજો માણસ: ભાઈ, એ વાત અફવા છે એ ખરું, પણ એ ખોટી જ છે એમ કેમ કહેવાય? કેટલીયે અફવાઓ ખરી પડે છે એ કેમ ભૂલી જાઓ છો?

રજબઅલી: એટલે તમે પણ એમ જ કહો છો કે રમખાણ થશે?

માણસ: એ તો કોણ કહી શકે? પણ આખા અમદાવાદમાં આ વાત પ્રસરી છે અને લોકો પણ ભયભીત બન્યા છે.

વસંતરાવ: ને તમે બધા રમખાણ સામે ચેતવણીના સૂર સુણાવવા નીકળી પડ્યા છો એમ ને?

માણસ: ભાઈ, લખ્યા લેખ થોડા જ મિથ્યા થવાના છે?

વસંતરાવ: રમખાણ થવાનું જ હશે તો તમારા ચેતવણીના સૂરે તે અટકવાનું નથી એમ જાણો છો, છતાં ચૂંથાચૂંથ શા માટે કરો છો?

માણસ: ભાઈ, અમને તો પાકે પાયે ખબર મળી અને તમને કહી, એમાં જો ખોટું લાગ્યું હોય તો માફ કરજો.

રજબઅલી: એમાં ખોટું લાગવાનો કે માફ કરવાનો સવાલ જ નથી, પણ તમારે આવી અફવાઓને ઉત્તેજન ન આપવું જોઈએ. એનાથી તો ઊલટાની આખા શહેરની શાંતિ જોખમાય. (માણસ ચાલ્યો જાય છે.)

વસંતરાવ: ચાલો ત્યારે રજબઅલી, આપણે પણ જઈશું. આજે તો પત્રોનો ઢગ

ખડકાયો છે. એ બધાનો નિકાલ કરવા વહેલા આવવુ પડશે

રજબઅલી પણ તે પછી આપણે રથયાત્રા જોવા જવુ જ છે હ કે, દાદા

વસતરાવ (જતાંજતા) જરૂર, જરૂર!

## પ્રવેશ બીજો

[મહાસભા ભવનના એક ભાગમા સેવાદળનું નામકાજ અને તે અંગેનો પત્રવ્યવહાર પતાવવા વસતરાવ અને રજબઅલી બેઠા છે ]

રજબઅલી દાદા, જિલ્લામાંથી આવેલા આ સેવાદળ–પ્રવૃત્તિના અહેવાલ પરથી તો કિશોર–કિશોરીઓનો ઉત્સાહ વધતો જતો જણાય છે

વસતરાવ હા, ગુજરાતમાં અને વિશેષ કરીને અમદાવાદ જિલ્લામાં આપણી પ્રવૃત્તિ માટે ઉજળુ ભાવિ જણાય છે

રજબઅલી અને આ એમની સભ્ય સખ્યા તો જુઓ લગભગ બેવડી જ થઈ ગઈ છે

વસતરાવ એ બધુ ખરુ પણ એ ઉત્સાહ ઊભરા સમો ન નીવડે એ ખાસ જેવાનુ છે એમાંથી કાર્ય કરવાની તમન્ના જાગવી જોઈએ

રજબઅલી એ ઉત્સાહ ટકાવવા અને પ્રવૃત્તિને વધુ વેગવાન બનાવવા આપણે જિલ્લામાં એકવાર ફરી આવીએ તો ?

વસતરાવ હું પણ એ જ વિચાર કરુ છુ કે બધાં સેવાદળ–કેન્દ્રો

[પૂરુ બોલે તે પહેલાં જ એક માણસ આકુળ વ્યાકુળ બની પ્રવેશે છે ]

આગતુક દાદા, દાદા, રમખાણ! સરસપુરમાંથી રમખાણ!

રજબઅલી અફવા સાચી ઠરી!

વસતરાવ રમખાણ કેમ થયું ?

આગતુક (ગભરાટભર્યા અવાજે) પસાર થતા સરઘસ પર હોટલમાંથી સોડાની બાટલીઓ ફેકાઈ અને ત્યાંથી રમખાણ ફાટી નીકળ્યુ

રજબઅલી ક્યાંથી શરૂ થયુ ?

આગતુક સરસપુરમાંથી

વસતરાવ હજુ ત્યાંથી આગળ નથી વધ્યુ ને ?

આગતુક ના, પણ આખા શહેરમાં ભય વ્યાપ્યો છે અને લોકોએ ગભરાટમા આમતેમ નાસભાગ કરવા માંડી છે પરતુ પોલીસ બનાવવાળે સ્થળે પહોંચી ગઈ છે એટલે કદાચ શમી પણ જાય

[બીજા એકબે માણસ ભયભીત બની પ્રવેશે છે ]

પહેલો માણસ તત્કાળ શમે એમ લાગતુ નથી દાદા, બીજા લત્તાઓમાં છરા ઊડતા નજરે જોઈને અમે અહીં ખબર આપવા આવ્યા છીએ

બીજો માણસ કાળુપુર અને રિલિફ઼રોડ વગેરે વિસ્તારોમાં છૂટાછવાયા છરાઘોંચના હુમલા થાય છે અને રસ્તે જતાં એકલદોકલ માનવીઓ રહેસાઈ જાય છે

વસતરાવ એટલે એમ જ કે રમખાણ વધતું જાય છે!

પહેલો માણસ અમે જેયું છે તે પરથી તો ઘણુ ઝડપભેર વધે છે

રજબઅલી '૪૨ની લોકક્રાતિમાં મોખરે રહેનાર અમદાવાદે જ આખરે કોમી આગની ચિનગારી ચાંપી!

બીજો માણસ હવે તો આગ પ્રગટી ચૂકી છે પરિસ્થિતિ બેકાબૂ બનતી જાય છે અને પોલીસદળ પણ કદાચ ખૂટી પડશે

રજબઅલી પોલીસ ખૂટી પડશે તો લોકોનુ શુ થશે ? એમનો ધણીધોરી કોઈ નહિ?

પહેલો માણસ ભાઈ, એ તો નસીબમાં હશે તે થશે

વસતરાવ (ગર્જીને) એટલે ? કોમી–

આગને વધુ ને વધુ ફેલાવા દેવી? લોકોને એમના નસીબ પર છોડી ગુંડારાજ સ્થપાવા દેવું? અને માથે હાથ દઈને બેસી રહેવાથી રમખાણ શમી જવાનું હતું?

બીજો માણસ : એમાં લોકો કરે પણ શું?

વસંતરાવ : એટલે ભડભડતી આગ જોવા સિવાય લોકોની બીજી ફરજ જ નથી?

પહેલો માણસ : પણ ક્યાં કોઈના જાન સલામત છે?

વસંતરાવ : ગમે તે હોય પણ જનતાને મરવા ન દેવાય. લાખાણી, બહેતર છે કે સૌ આગ બુઝાવા આ જાન ફના થઈ જાય!

રજબઅલી : ચાલો દાદા, આજે ફરજ ચૂકીએ તો કોંગ્રેસને લલાટે કલંક ચોંટે

બીજો માણસ: ભાઈ, શા માટે જુવાની નાહકના જોખમમાં નાખો છો?

રજબઅલી : રમખાણ શમાવા જાય તેની જુવાની જોખમમાં? ના, ના, એનાથી ડરીને ઘરને ખૂણે ભરાઈ રહે તેની જ જુવાની લજવાય. આ જુવાની ગુંડાની ઊછળતી છૂરીને ખાળી ન શકે તો એ જુવાની શા કામની?

વસંતરાવ : અને ઘર આગળની આગ બુઝાવવાની જેનામાં હિંમત નથી, કૌવત નથી તેને જુવાન કહેશે પણ કોણ? જગત આપણી ઉપર હસશે. મહેણાં મારશે કે અમદાવાદના જુવાનોએ ચૂડીઓ પહેરી હતી. ચાલો, ચાલો મિત્રો, આજે તો જુવાનીને કસોટીએ ચડાવવાની છે.

પહેલો માણસ : ભાઈ, જવું હોય તો ભલે જાઓ, પણ વાહન અને પોલીસની વ્યવસ્થા તો થવા દો.

વસંતરાવ : જેને પોતાનો જ જાન બચાવવો હોય તે બીજાના જાન શી રીતે બચાવી શકે? અમારે ન જોઈએ વાહન કે પોલીસ, અમે તો જઈશું પગપાળા ને એકલા.

રજબઅલી : ખરી વાત છે દાદા. બારડોલીમાં મેં કહ્યું હતું કે, 'કોમી તંગદિલી અને હુલ્લડો બંધ કરવા માટે કોઈએ બાપુજીના રસ્તે પાયામાં દટાવું રહ્યું. બાપુજીના અહિંસક રસ્તે જ હુલ્લડોનો સામનો કરવો.' એ શબ્દો આજે મારા અંતરમાં પડઘો પાડે છે. એમનાં મૂલ મૂલવાનો મારે માટે તો અવસર આવ્યો છે. ચાલો દાદા, બીજા પાંચ-પચ્ચીસના જાન લેવાય તે પહેલાં તોફાની ટોળાંઓમાં પહોંચી જઈએ-એક માત્ર નિશ્ચયે કે કાં તો આગ બુઝાવીને પાછા ફરશું અગર તો એની ઝાળમાં જલીને ખાક થઈ જઈશું.

[બાજુમાં બેઠેલા એક ખાદીધારી આથી ઉત્તેજિત થઈ જાય છે. તેઓ ઊભા થઈ બોલે છે. ]

પીઢ મહાસભાવાદી : ધન્ય છે વીરો! પણ જરા થોભો. તમારી જુવાની હતી નહતી કરવા કરતાં બીજો કોઈ રસ્તો શોધો. નાહક મોતના મોમાં જવાનું સાહસ ન કરો. જીવતા હશો તો કંઈ વધુ કરશો.

વસંતરાવ : માફ કરજો! આજે ગણેશશંકર વિદ્યાર્થી અમને પોકાર કરીકરીને બોલાવે છે. એમણે ચીંધેલા માર્ગ સિવાય અમારી પાસે બીજો કોઈ માર્ગ નથી. શહેર ભડકે બળતું હોય ત્યારે આપણને જીવવાનો કોઈ અધિકાર નથી. અમને જીવન જીવવાના કોઈ અરમાન નથી, મૃત્યુ તો જીવન સાથે જડાયલું છે, તે વારંવાર આવવાનું પણ નથી. તો પછી, આજે જ એને સાર્થક કેમ ન કરીએ? પથારીમાં ટાંટિયા ઘસીને મરવા કરતાં ફરજ બજાવતાં મરીશું તો અમારું જીવન પણ સફળ થયું લેખાશે. ચાલો લાખાણી, ભલે ફરજ બજાવતાં મોત સામું આવે, આપણે તો તેનો ઉત્સવ જ ઊજવીશું.

પહેલો માણસ : ભાઈ, આ ખોટું

સાહસ છે સિંહની બોડમાં જનાર પોતાના જ નાશને નોતરે છે

રજબઅલી ખરાખોટાનો હિસાબ માંડવાનો આ સમય નથી તમને ખોટું લાગતું હોય તો તમે અહીં બેઠા તમાસો જોજો. અમને ખરું લાગે છે તો અમને ફરજ બજાવવા દો અને તેમ કરતાં મોત સામું આવે તો તેને હસતે મુખડે ભેટવા દો ગુંડાથી ડરી જનારને અમારી ચિંતા કરવાનો પણ અધિકાર નથી

વસંતરાવ અમે જઈએ છીએ-ફરજને પંથે-મક્કમ અને અફર સંકલ્પે ફરજ બજાવતાં ખપી જઈએ તો જગતને કહેજો, કે ફરજ અને જીવનના ઘર્ષણમાં જીવન કોઈ વિસાતમાં નથી

[બંને જણ મહાસભાભવનમાંથી નીકળીને પગપાળા ચાલ્યાં જાય છે, એમની આકૃતિ અદૃશ્ય થાય ત્યાં સુધી બધા અનિમિષ નયને જોઈ રહે છે]

પ્રવેશ ત્રીજો

[પેલા બનેલા ગુંડાની ઊછળતી છૂરીને ખાળવા વસંતરાવ અને રજબઅલી રાજમાર્ગ અને નાની-નાની ગલીઓ ખૂંદતા ચાલ્યા જાય છે એમના પ્રત્યેક પગલામાં મક્કમતા છે, ભયનું નામનિશાન નથી]

એક અવાજ દોડો, દોડો, બચાવો!

રજબઅલી આ તરફ દોસ્ત, આમથી અવાજ આવે છે

[બંને અવાજની દિશામાં જાય છે એક ઘાંચીની દુકાન પર ટોળું હલ્લો કરતું દેખાય છે]

વસંતરાવ પેલું દેખાય એ ટોળું ઘાંચીની દુકાન પર હુમલો કરતું લાગે છે દોડો લાખાણી, નહિ તો બિચારો લૂંટાઈ તો જશે, પણ જાન પણ ગુમાવશે

[બંને જણ દુકાન અને મુસ્લિમ ટોળાની વચ્ચે આવીને ઊભા રહે છે]

વસંતરાવ ઊભા રહો! આ ગરીબ ઘાંચીને લૂંટતા પહેલાં વિચાર તો કરો કે એને લૂંટવાથી તમને મળશે પણ શું? નાહક ગરીબની આંતરડી ન કકળાવો ફેંકી દો એ પાપી છૂરી અને શાણા બની પાછા વળો.

ટોળામાંથી એક જણ (ઠરકરાટથી) એ હિંદુ છે-અમારો દુશ્મન છે!

વસંતરાવ એ હિંદુ છે માટે જ એને લૂંટશો કે એનો જાન લેશો? લૂંટવો હોય તો મને લૂંટો, મારવો હોય તો મને મારો હું પણ હિંદુ છું

[ટોળામાંથી એક જણ આવેશમાં આગળ વધે છે]

રજબઅલી શરમાવ! હિંદુ પર હાથ ઉગામતા પહેલાં શરમાવ! આપણી નસોમાં તો એક ભારતમાતાનું લોહી વહે છે એ હિંદુઓ આપણા દુશ્મન નથી આપણા દુશ્મન તો દિલ્હીને સિંહાસને બેઠેલા પેલા ગોરા છે જાઓ જઈને એમને લૂંટો, એમને દરિયાપાર કાઢો તમને કોઈ અટકાવશે નહિ

[ટોળાનો ઠરકરાટ શાંત પડે છે અને ધીમેધીમે બધા વિખરાય છે બંને જણ કર્તવ્યપથે આગળ વધે છે સામેથી બેચાર મુસ્લિમો ભાગતા આવે છે]

વસંતરાવ ભાઈ, ભાગો છો શા માટે?

એક માણસ હિંદુઓનું ટોળું પાછળ પડ્યું છે (પાછળ જોઈને) પેલો બિચારો કપાઈ મરશે ખુદા એને બચાવે!

[એ લોક પાછા ભાગવા માંડે છે એમણે બતાવેલી દિશામાં બંને જણ દોડે છે ટોળું દેખાય છે અને ચિત્કાર સંભળાય છે]

એક ચિત્કાર બચાવો, બ ચા વો!

વસંતરાવ લાખાણી, જલદી દોડો, નહીં તો એ ટોળું કેટલાયના જાન લઈ લેશે

[બંને જણ ટોળાની નજીક જાય છે]

રજબઅલી આ તો કોઈ મુસલમાન ફકીર પર આખું ટોળું તૂટી પડ્યું છે

વસંતરાવ (ટોળાને) એક હિંદુ માનવીનો જીવ લેતાં શરમ નથી લાગતી? મુસલમાનોએ તમારું શું બગાડ્યું છે તે એમની સામે હથિયાર ઉપાડો છો?

# તપશ્ચર્યા

## શ્રી. નાનાલાલ પ્રાણજીવન વ્યાસ

સમર્પણની અનુપમ ભાવનાનું આમાં દર્શન છે.

ભારતવર્ષના પ્રાચીન પંડિતોમાં વાચસ્પતિ મિશ્રનું નામ અને સ્થાન ઉજ્જ્વળ છે, અનોખું છે. તેઓ મહાપંડિત અને સમર્થ વેદાંતી હતા. આત્મા અને પરમાત્મા, જીવ અને બ્રહ્મ, પ્રકૃતિ અને પુરુષની અતિ ગૂઢ અને તાત્ત્વિક વિષયોની ચર્ચામાં તેઓ તલ્લીન રહેતા. અધ્યયન એ એનું જીવન હતું. ગ્રંથો એમના પ્રાણ હતા. ચિંતન અને મનન એ એમના [illegible]ના સાથી હતા. તત્ત્વજિજ્ઞાસા એ એમના [illegible]ાસોચ્છ્વાસ હતા. સૂતાં કે જાગતાં, બેસતાં કે [illegible]તાં પોથી તો એમના હાથમાં અચૂક [illegible] જ.

આવા આ પંડિતજીને કોણ જાણે કેમ [illegible]ણ એક વખત ગૃહસ્થાશ્રમ માંડવાના કોડ જાગ્યા. એકાકી જીવન કરતાં કોઈ સહચરી હોય તો પોતે પોતાના જીવનમાં વધુ સુંદર પ્રગતિ કરી શકશે એમ એમણે માન્યું.

અને વાચસ્પતિ મિશ્ર ખરેખર પરણ્યા, પણ એમનું પાંડિત્ય તો તે ક્ષણે પણ જીવતું-જાગતું જ રહેલું. એમ કહેવાય છે કે, જ્યારે કન્યાના બાપે લગ્નમંડપ વચ્ચે કન્યાનો હાથ વાચસ્પતિના જમણા હાથમાં સોંપ્યો ત્યારે પંડિતજી પોતાના ડાબા હાથમાં રહેલા પુસ્તકની કોઈ ગહન કંડિકાનો એકાગ્ર ચિત્તે અભ્યાસ કરી રહ્યા હતા. પંડિતજીએ આ રીતે ગૃહસ્થાશ્રમ તો માંડ્યો, પણ તે

આપણા પ્રાચીન સંસ્કૃત કવિવરોની કૃતિઓ જેટલી જ અદ્ભુત વાતો કેટલાક સાહિત્યપ્રવરોની આસપાસ ગૂંથાયેલી છે. એમાં અતિશયોક્તિ અવશ્ય છે, પણ એમાં રહેલાં તથ્યાંશ વિશે ના કહી શકાશે નહીં. પ્રાચીન આર્ય નારીઓના આદર્શ ગૃહસ્થાશ્રમ વિશે આપણે ત્યાં ઘણાં દૃષ્ટાંતો પ્રચલિત છે, પરંતુ અહીં રજૂ થતી કથા તો વિરલ જ છે, આત્મ-

માત્ર કહેવા પૂરતો જ. બાકી તો ભલા એમના ગ્રંથો અને ભલા પોતે. પત્ની—ભામતી એનું નામ—કરતાં પોથી એમને વધુ સજીવ લાગતી. પરણ્યા હતા છતાં એમની સ્થિતિમાં જાણે ફેર જ ન પડ્યો.

જ્યારે જોઈએ ત્યારે પંડિતજી કાંઈ ને કાંઈ અધ્યયનમાં મશગૂલ જ હોય. વાંચતા થાકે ત્યારે લખવું, લખતાંલખતાં વિચારવું. વિચારીને લખેલું ફરી સુધારવું; અને અંતરના ઊંડા વિચારમાં ગરક થઈ જવું. આ એમનો સતત અને એકધારો નિયમ! દિવસ હો કે રાત્રિ, સાંજ હો કે સવાર, મધ્યાહ્ન હો કે મધ્યરાત્રિ, ન થાક, ન વિશ્રાંતિ!

કહે છે કે અભ્યાસના આ પાગલપણાએ પંડિતજીના માનસપટ પર વિસ્મૃતિનો અંધારપછેડો ઓઢાડી દીધો. પોથીના પરિચયે પંડિતજીને જગત અને જીવનના તમામ પરિચયો ભુલાવી દીધા; અને પોતાની કલ્પી લીધેલી આ દુનિયા કરતાં બીજી એક સ્વતંત્ર દુનિયા અસ્તિત્વ ધરાવે છે એ સાવ વીસરી ગયા. આ સ્થિતિમાં પોતે એક નિર્લેપ કુમારિકાનું પાણિગ્રહણ કરી ગૃહસ્થાશ્રમ માંડ્યો છે તે વાત તો યાદ રહે જ શેની?

અરે, જ્ઞાનઘેલો પંડિત!

પરણ્યા પછી ભામતીને કદી યાદ કરી નહીં, બોલાવી નહીં! બોલાવવાનું તો

બાંધી રહ્યું, પણ પોતાના ઘરમાં એક સ્ત્રી છે એ વાત પણ તે ભૂલી ગયા ! તેમાં સ્ત્રી-હૃદયની લાગણી અને ઉર-ધબકાર સાંભળવાનું તો રહ્યું જ ક્યાં ? જાણે પોતે કોઈ નિર્જન અને ઉજ્જડ વેરાનમાં રહેતા ન હોય ! હૃદયના કોઈ પણ સાંકડા ખૂણામાં તેનું સ્થાન રહ્યું નહિ ! અને એ રીતે એ ગભરુ બાળા વિસ્મૃતિના ઘેરા અંધકારમાં હડસેલાઈ ગઈ

બિચારી ભામતી ! પિતૃગૃહેથી પહેલવહેલી હૃદયમાં અનેક આશાઓ અને આકાંક્ષાઓ ભરીને કુમકુમપગલે પતિગૃહે આવેલી ભામતી નવવધૂ તરીકે આવી ત્યારે તો ગૃહસ્થજીવનનાં મધુર સોણલાંએ સેવતી આવી હશે પણ આવ્યા પછી તેનું એકે ય સ્વપ્નું ફળ્યું નહિ મનની ઉમેદો અને અભિલાષાઓ સાવ પડી ભાંગી

પણ આ ભામતી અન્ય સ્ત્રીઓ જેવી સામાન્ય નારી ન હતી, દેવી હતી કુદરતે એનો દેહ કોઈ જુદી જ માટીથી ઘડ્યો હતો તેના મનનું બંધારણ કોઈ જુદાં જ દ્રવ્યોથી બંધાયું હતું

સામાન્ય સ્ત્રીને જ્યાં જીવન ઝેર જેવું અકારું થઈ પડે ત્યાં ભામતીએ કોઈ અનુપમ અને ભવ્ય આદર્શથી પોતાના જીવનમાં સ્વર્ગીય મધુરતા આણી અને પોતાના જીવનનો વળાંક જુદી દિશામાં જ વાળ્યો પોતે પોતાની જાતને પતિજીની જાતમાં એવી તો સરસ રીતે સમાવી દીધી કે પતિ કરતાં પોતાનું અસ્તિત્વ જુદું છે એ તે કલ્પી જ ન શકી પતિની તે સાચી અર્ધાંગના બની અને પતિની ભૂલને અજબ રીતે સુધારી લીધી, એટલે પતિના આચરણનું દુઃખ પણ તેને ન રહ્યું

પતિગૃહે આવ્યા પછી પિતૃગૃહનું નામ તે ભૂલી ગઈ ગૃહસ્થજીવનની જટિલ સમસ્યાઓ ઉકેલવા તેણે પતિની કદી સલાહ ન માગી. જીવનની અનેક વિટંબણાઓ તેણે પતિ પાસે કદી દુઃખપૂર્વક રજૂ ન કરી આજીવિકા રળી લાવવા પતિને કદી યાદ કરાવી ન આપ્યું તેમાં, પોતાના કોડ પૂરા કરવા પતિને પજવવાનું તો કરે જ ક્યાંથી ? પતિના આ વલણને ભામતીએ પોતાનું મંગલ સૌભાગ્ય શ્રદ્ધાપૂર્વક માની લીધું !

ભામતીએ પોતાનો એક જ પવિત્ર આદર્શ રાખ્યો—પતિની સેવા કરવાનો અને પતિના દરેક કાર્યમાં દૂરદૂર રહીને પણ સંપૂર્ણ સહાય કરવાનો પતિ જાગતા હોય ત્યાંસુધી જાગતા બેસી રહેવું થાકીને ઊંઘે ત્યારે તેની પાસે ઓશિકે આડા પડખે થવું, તે ઊઠે તે પહેલાં ઊઠી જવું પતિના અભ્યાસ-ગ્રંથો, લેખન-સામગ્રી અસ્તવ્યસ્ત હોય તે સમાં કરવાં એમની બેઠક ઝાપટીને સાફ રાખવી કચરો કાઢવો, પતિજી ભૂખ્યા થાય તે પહેલાં જ ભોજનનો થાળ પતિ પાસે મૂકી જવો, અને છેલ્લેછેલ્લે અવની ઉપર અંધારું ઊતરે તે પહેલાં એક નાનકડી દીવડી પેટાવીને પતિજીના અભ્યાસગૃહમાં મૂકી જવી આમ પતિની દરેક જરૂરિયાત આગળથી કળી જઈ તેની સેવામાં હાજર કરવી એ આ નારીની દિનચર્યા હતી, અને એણે પોતાનું પરમ કર્તવ્ય માન્યું હતું

અભ્યાસરત પતિજીને કદી ખ્યાલ પણ ન આવ્યો કે આ બધું કામ કોણ કરી જાય છે ? ઘરમાં અન્ન ક્યાંથી આવે છે ? કોણ આ રાંધી જમાડે છે ? કોણ આ સાફસૂફી રાખે છે ? અને અંધારાં ઉલેચતી આ નાની દીવડી હંમેશાં કોણ પેટાવી જાય છે ? કશો ય ખ્યાલ તેમને ન આવ્યો

આમ ને આમ દિવસો વીત્યા ! મહિનાઓ વીત્યા ! અરે ! નહિ ? નહિ ! વરસો વીત્યાં !!

અને તે પણ કેટલાં? એકાદ બે? નહીં, કલમ લખતાં કંટાળે અને સાંભળનારનું મસ્તક ભમી જાય તેટલાં વરસો. પચાસથી સાઠ વર્ષ આ રીતે ભામતીનો ને વાચસ્પતિ મિશ્રનો ગૃહસ્થાશ્રમ ચાલ્યો! બંનેના જીવનમાં પચ્ચાસથી સાઠ વસંતો આવી અને વાર્ધક્યનો સંદેશો આપતી એક પછી એક રવાના થઈ.

નવરી પડતી ત્યારે ભામતી કચરો વાળી-ચોળી સાફ કરતી, પંડિતજી સૂઈ જાય ત્યારે કોઈનું દળણું દળતી, કોઈનું પાણી ભરતી, કોઈની ડાંગર છડી દેતી, કોઈના કઠોળ ભરતી, કોઈનું વલોણું વલોવતી, છાણાં થાપતી, આડોશપાડોશના બૈરાં ભેગાં કરી કોઈ સુંદર ધર્મવાર્તા સંભળાવતી અને કથાગીતો ગાતી. આ રીતે એને મૂઠી લોટ અને ચપટી દાળ મળી રહેતાં. વારતહેવારે સારા પાડોશીઓ તરફથી ઘી–ગોળ પણ કોઈક વાર મળતાં. વધારેની તો એને જરૂર જ ક્યાં હતી? કાપડ તો સૂતર જાતે કાંતી ઉત્પન્ન કરી લેતી.

આ પ્રમાણે જીવનનાં પચાસ વર્ષો આ નારીએ ખેંચી કાઢ્યાં.

એક દિવસની વાત છે. રળિયામણી સંધ્યાએ પંડિતજી લેખનવ્યવસાયમાં મશગૂલ હતા. ધીમેધીમે અંધકારના શ્યામ ઓળા પૃથ્વીને આવરી લેતા હતા. તે વખતે પત્નીએ એક દીવડી પેટાવી પંડિતજીના અભ્યાસગૃહમાં મૂકી, પણ થોડીવાર થઈ ત્યાં તેલના અભાવે કે વાટના અભાવે દીવડી ઝાંખી થઈ ગઈ. ભામતી શું થયું છે તે જોવા દીવડી પાસે ગઈ. જઈને કોડિયામાં ફરી તેલ પૂર્યું, નવી વાટ બનાવીને દીવડી સતેજ કરી. જ્યાં ઊઠવા જાય છે, ત્યાં ઓચિંતો તેનો હાથ દીવડીને લાગ્યો, કોડિયું તરત જ ઊંધું પડી ગયું અને ઓરડામાં અંધકાર ફેલાયો!

ભામતીએ ઝટપટ કોડિયું ઉપાડી લીધું. અતિ ત્વરાથી તેમાં તેલ પૂર્યું અને જલદી જલદી વાટ બનાવી પુનઃ કોડિયું પેટાવ્યું. ફરી કોડિયાનો પ્રકાશ ઓરડાને, ભામતીને અને પંડિતજીને અજવાળવા લાગ્યો. ભામતી બહાર જવા નીકળી.

આ બધી ગડમથલ થતાં પંડિતજીનું લેખન-કાર્ય અટકી પડ્યું. દીવડીના પુનઃપ્રકાશે પંડિતજીના હૃદયમાં એક તેજ–રેખા દોરાઈ. પચાસ વર્ષની ઉગ્ર યોગ–સાધના પછી જેમ કોઈ અવધૂત યોગ–સમાધિમાંથી ઊઠે તેમ પંડિતજી ઊઠ્યા. હમેશ કરતાં આજ તેમની દૃષ્ટિમાં નવું તેજ હતું, દિલમાં કોઈ અકથ્ય ભાવ હતો. જાણે પોતે કોઈ મહા સ્વપ્નમાંથી જાગૃત ન થયા હોય!

પચાસ વર્ષના દીર્ઘકાળમાં અત્યારે તેના દિલમાં પહેલવહેલો વિચાર આવ્યો કે હમણાં બુઝાયેલી દીવડીને ફરીવાર કોણ પ્રગટાવી ગયું? એ કોઈ સ્ત્રી હતી? અહીં મારા ઘરમાં ક્યાંથી? શા માટે એ આવી હશે? પંડિતજીના મનમાં અનેક પ્રશ્નોએ આંધી જગાવી. તેનો તોડ લેવા તે અધીરા બન્યા. આ બધું છે શું?

પંડિતજીએ બહાર જતી ભામતીને રોકી અને પૂછ્યું:

'ભગવતી, આપ કોણ છો?'

'આ દીવી ઓલવાઈ જતાં તેને ફરી પેટાવવા હું આવી હતી. હું જતી રહું છું. આપ આપનું કામ કરો' ભામતી બોલી.

''પણ તમે છો કોણ? ક્યાંથી આવ્યાં છો? શા માટે આવ્યાં છો એ તો જણાવો?'' પંડિતજીએ પૂછ્યું.

'પચાસ વરસમાં પહેલી જ વાર પતિ

તરફથી એકાએક આ પ્રશ્નો પુછાતાં ભામતી જરા મુઝાઈ શો ઉત્તર આપવો તે થોડીવાર તો તે નક્કી કરી શકી નહી !

ભગવાન, હુ જાણુ છુ કે આપના કાર્ય-માં અજાણતાથી થોડોક વિક્ષેપ મારાથી થયો છે, પણ એની મને દિલગીરી થાય છે આપ આપનું કાર્ય ચાલુ કરો અને મને ક્ષમા કરો ' સ્ત્રી બોલી પંડિતજી આ જવાબ થી વિસ્મય પામ્યા જરા ગુસ્સે પણ થયા ફરી બોલ્યા

' હુ માત્ર તમારી ઓળખાણ માગુ છુ ત્યારે તમે નાહક બિનજરૂરી વાત કરી સમય બગાડો છો મારા ઘરમાં આવી રહેલાં દેવી તમે કોણ છો એ મને જણાવો '

' હુ હુ ' જવાબ આપતા ભામતી મૂંઝી ' હુ કોણ છુ એ જાણીને આપને કશો ફાયદો નથી ઓળખાણ મેળવવાની હઠ આપ જતી કરો આપનો સમય નકામો બગડે છે '

આ જવાબ સાંભળી પંડિતજીએ પોતાની પોથી અને લેખનસામગ્રી હેઠાં મૂક્યાં અને જવાબ મેળવવા વધુ આતુર બન્યા તે ભામતી સામે એકીટશે જોઈ રહ્યા અને બોલ્યા

' વાતને બિનજરૂરી મહત્ત્વ આપી મારા કાર્યમાં તમે ખલેલ કરો છો જ્યાંસુધી તમે તમારી સાચી ઓળખાણ ન આપો ત્યાંસુધી હુ કાર્ય કરી શકુ તેમ નથી, માટે મારુ કાર્ય ચાલુ રહે એમ તમો ઇચ્છતા હો તો મને સત્વર જવાબ આપો '

' ભગવાન, હુ છુ આપની અર્ધાંગના ભામતી આપ મારા સૌભાગ્ય-નાથ છો બહારથી વગર રજાએ આવેલી હુ કોઈ પરસ્ત્રી નથી એટલુ જ મારે વિશે જાણવા પૂરતુ છે આથી વિશેષ ઓળખની આપને જરૂર નહિ હોય તેમ માનુ છુ. આપ આપની પ્રવૃત્તિ સત્વર શરૂ કરો હુ જાઉ છુ ' એમ કહી એ જવા માટે ઊઠી

ભર ઊંઘમાં પડેલા માણસને કોઈ જલતો અંગારો શરીરે ચાંપે અને જે રીતે તે એબાકળો થઈને ઊઠે એ રીતે સ્ત્રીના છેલ્લા જવાબથી પંડિતજી ચોંકી ઊઠ્યા તેનો દેહ ધ્રૂજી ઊઠ્યો, તેનો કંઠ જાણે શોષાવા લાગ્યો

' તુ મારી સ્ત્રી છે ? ' પંડિતજી બોલ્યા

' હા સ્વામીનાથ '

' તારુ નામ શુ ? '

' ભામતી '

' ભામતી ! અહો કેવુ કર્ણમધુર નામ ! ' પંડિતજી બોલ્યા ચલચિત્રનાં દૃશ્યો પેઠે પચાસ વર્ષ પહેલાંનાં બધાં દૃશ્યો પંડિતજીના માનસ ઉપર ચિતરાવા લાગ્યાં ભૂતકાળ તેમનાં મનોચક્ષુ સમીપ ખડો થયો લગ્ન મંડપ, પાણિગ્રહણ નવવધૂ-જાણે બધુ ગઈ કાલે જ બન્યુ હોય તે રીતે

ભૂતકાળની વિસ્મૃતિના થર એક પછી એક ઊખળતા ગયા અને તેમતેમ પંડિતજીની વેદના વધતી ગઈ પચાસપચાસ વર્ષો સુધી પરણેતર સામુ જોવાનું ન સાંભર્યું ! ગૃહવ્યવહાર કેમ ચાલે છે તે ન જોયુ ! કોણ ચલાવે છે તેની પરવા કરી નહિ ! અધ્યયન-ના ઊંડા વમળમાં ગોથાં ખાવામાં આટલાં કિંમતી વરસો કાઢ્યાં અને વેઠિયા ઢોર જેવુ જીવન ગાળ્યુ પણ આ નિર્દોષ સ્ત્રીનો શો અપરાધ ? આંખો હતી કાન હતા પણ જોયુ નહિ, સાંભળ્યુ નહિ કારણકે મન ક્યાંક બીજે હતુ, આત્મા બીજે હતો આજે આ બધી વસ્તુઓ યાદ કરતાં પંડિતજીના દિલમાં દાહ થવા લાગ્યો.

વેદાભ્યાસના શુષ્ક અને જડ પોથામાં પોતાનું લાંબુ આયુષ્ય વિતાવ્યાનો જાણે કે

આજે તેને ખેદ થયો! ભામતીના ત્યાગ અને સમર્પણમાં તેને રસ અને ચૈતન્ય દેખાયાં. પંડિતજી વિહ્વળ બની ગયા અને પોતે ભામતીના ઘોર અપરાધી હોય તેમ દીનવદને ભામતી સામે જોઈ બોલ્યા :

'ભામતી, તુ ઉતાવળી થા મા આજે તું નિરાંતે મારી પાસે બેસ!'

ભામતી પાસે બેઠી, પંડિતજીનુ દિલ ભરાઈ આવ્યું. ભામતીને શું કહેવું અને શી રીતે શરૂઆત કરવી તે તેમને સૂઝયું નહિ, છતાં યે મન મજબૂત કરી બોલ્યા :

'ભામતી...ભામતી...તું ખરેખર મહાન છે. તારો ત્યાગ અનુપમ છે, અદ્‌ભુત છે.. ત્યાગની તું અપ્રતિમ પ્રતિમા છે. આટલાં વરસો સાથે રહીને પણ તને ભૂલી જવા બદલ હું તારો ઘોર અપરાધી છું, ભામતી! ...ને મારી ફરજ અને કર્તવ્ય યાદ ન રહ્યાં. ...ં તારો પતિધર્મ પૂર્ણ પ્રેમ અને વફાદારીથી ...જાવ્યો છે. આજે કયા શબ્દોમાં અને શી રીતે ...ારી ક્ષમા માગું એ મને સૂઝતું નથી. તું ...ઈ દુર્ભાગ્યે મારે પનારે પડી, પણ મેં ...ારો ભાવ ન પૂછ્યો. ન તારાં સુખદુઃખ પૂછ્યાં. ન તારા મનની આકાંક્ષાઓ અને અભિલાષાઓ જાણી. તો પછી એ પૂર્ણ કરવાની વાત જ ક્યાં રહી? અભ્યાસની વિકટ ભુલ-ભુલામણીમાં હું મારી જાતને ખોઈ બેઠો. આજે મને યાદ આવે છે, બરાબર મને યાદ આવે છે. જ્યારે તું ...ડિયો માથે' મૂકી અહીં આવી ત્યારે તું કેવી જોબાન હતી! ને આજે? આજે તારા દેહ અને વદન પર વૃદ્ધત્વની કરચલીઓ પડી ગઈ છે.

'માથે વાળ ધોળી પૂણી જેવા સફેદ થઈ ગયા છે. આજ તું વૃદ્ધા બની ...ી છે. તારા યૌવન અને જીવનને નિર્દયતાથી ...ચડી નાખનાર હું તારો ગુનેગાર છું મને ક્ષમા કર!'

પંડિતજીનું હૃદય આજે ખૂલ્યું હતું, પચાસ–પચાસ વર્ષ સુધી જેના હૃદય પર ખંભાતી તાળાં લાગ્યાં હતાં તે હૃદય આજે ખૂલ્યું હતું. પંડિતજીનું બોલવાનું ખૂટતું ન હતું. ભામતીએ તેમને બોલતા અટકાવ્યા ન હોત તો કોણ જાણે ક્યાં સુધી બોલ્યા કરત! વચ્ચે જ ભામતી બોલી :

'ભગવાન! આવું બોલી મારું દિલ દુભાવો નહિ! આખી જિંદગી બને એ રીતે સેવા કરી મારી જાતને મેં કૃતકૃત્ય માની છે. આપના સાંનિધ્યમાં રહી જગતની બીજી સ્ત્રીઓ જે ન મેળવી શકે એવી મહામૂલી વસ્તુઓ મેં સહજ રીતે મેળવી છે. સંસારમાં રહ્યા છતાં સંસારનાં કિલ્મિષ મને સ્પર્શી શક્યાં નથી. મોહ, આડંબર અને ભપકાથી મારી જાતને હું દૂર રાખી શકી છું અને માતા ભાગીરથીના પુનિત પ્રવાહ જેવું મારું જીવન નિર્દોષ અને નિષ્પાપી વહ્યું છે. એ સૌ આપનો જ પ્રતાપ છે. એનો બદલો આ જીવનમાં હું શી રીતે વાળી શકું? મારા જીવનનું એ અમૂલું ભાથું છે, પોતાની જાતને પતિની જાતમાં સમર્પણ કરી દેવાનો ઉદાત્ત અને ભવ્ય આદર્શ એ આપણી આર્ય-સંસ્કૃતિનો મહામોંઘો વારસો છે. સ્ત્રીજીવનની આથી વિશેષ મહત્તા બીજી શી હોઈ શકે દેવ? કૃપાનાથ! મારી તો હજી ય વિનતિ છે કે આ બધું ફરી એકવાર ભૂલી જાઓ, ફરી એકવાર આપના કર્તવ્યમાં પરોવાઈ જાવ. અને તમારી જાતને અને મને ફરીથી ભૂલી જાવ, દેવ!'

પંડિતજી ભામતીની આ અમૃતવાણી સાંભળી રહ્યા. ભામતી બોલ્યા જ કરે અને પોતે સાંભળ્યા જ કરે એવી તેમની ઇચ્છા થઈ આવી. પરંતુ ભામતી બોલતાં અટકી ગઈ. પંડિતજી સ્નિગ્ધભાવે બોલ્યા :

'ભામતી! હવે તો હું તને ભૂલવા ધારું

તોપણ ભૂલી શકુ તેમ નથી આ ભૂલનો ડંખ મારા જીવનના છેલ્લા શ્વાસ સુધી મને ડારતો રહેશે વેદાંત ગહન અને અગમ્ય છે, તો તારુ જીવન આજે મને તેનાથી યે ગૂઢ અને અગોચર લાગે છે 'અરર! આ પોથામાંથી હુ ઊંચો આવ્યો જ નહિ! માત્ર તેના જડ શબ્દોને જ હુ વળગી રહ્યો! પણ મારી સામે વેદાંતનુ નિષ્કામ જીવન જીવતી તુ ભુલાઈ ગઈ આજે મારા ચક્ષુના પડળ દૂર થયાં છે વેદાંતના અર્થ બેસાડવામાં મને જે જે ગૂંચો હતી તે તે તારુ જીવન જાણ્યા પછી આપોઆપ ઊકલી ગઈ છે વેદાંતના ગ્રંથને પાનેપાને ભરેલી ઉદાત્ત ભાવના તારામાં જ જાણે સજીવન થઈ હોય તેમ આજે મને લાગે છે તારા સહવાસે જે જ્ઞાન સહજ સાધ્ય હતુ તે જ્ઞાન મેળવવા માટે મારે પચાસ કિંમતી વરસોનો ભોગ આપવો પડ્યો છે, એનુ આજે મને દુખ છે પણ દેવી! તે જે ત્યાગ બતાવ્યો છે તે એટલો અપૂર્વ છે કે જગતમાં તારી નામના ખરેજ અમર રહેવી જોઈએ! તે મારી પાછળ તારુ યૌવન અને માતૃત્વનુ મહામોઘુ બલિદાન દીધુ છે તારા ચરણની ધૂળ પણ પવિત્ર છે ' એમ કહી પંડિતજીએ સજળ નયને ભામતીની ચરણધૂળ માથે મૂકી

'ભગવાન મને પાપમાં ન નાખો ' ભામતી બોલી 'મને કદી અસંતોષ હતો નહિ, આજે પણ નથી આપના આ શબ્દોથી મને રંજ થાય છે મારા દિલની હવે એક જ આશા છે દેવ! કે બની શકે તે સર્વ રીતે આપની સેવા કરતાંકરતાં મારુ શેષ જીવન પૂરુ કરુ '

'દેવી!' પંડિતજી બોલ્યા 'તારા આ જ્ઞાન આગળ મારુ જ્ઞાન કંઈ વિસાતમાં નથી મે જે ભૂલ કરી છે તેનુ પ્રાયશ્ચિત્ત થવુ કોઈ રીતે શક્ય નથી છતાં યે આજે હુ નિશ્ચય કરુ છુ કે મારા જીવનના નિચોડ સમો અને પચાસ-પચાસ વરસની સાધના ને તપશ્ચર્યા કર્યા પછી તૈયાર કરેલો આ ગ્રંથ તારા નામ સાથે જોડી જગતમાં તને અમર કરવા માગુ છુ અને એ રીતે તારુ યોગ્ય સન્માન કરી મારી ભૂલનો બદલો ઇચ્છુ છુ મારાં જેવા માણસોનાં નામ આ જગતમાંથી ભુસાઈ અને ભુલાઈ જવાં જોઈએ અને તેને બદલે તારા જેવી ત્યાગની પવિત્ર પ્રતિમાઓનાં નામ જગતની તવારીખમાં સુવર્ણાક્ષરે લખાવાં જોઈએ અને અમર રહેવાં જોઈએ દેવી!'

કહેવાય છે કે તે દિવસથી પંડિતજીએ પોથી અને ખડિયોકલમ અભરાઈએ ચડાવી દીધાં અને ફરી કદી યે તેને હાથ અડકાડ્યો નહિ!

પંડિતજીએ લખેલો અને ભામતીના નામ પર ચડાવેલો વેદાંત પરના ટીપ્પણનો 'ભામતી' નામનો અપૂર્વ અને અદ્ભુત ગ્રંથ આજે પણ મશહૂર છે અને ભામતીના ત્યાગની, સમર્પણની ને તપશ્ચર્યાની કથા કહી જાય છે

★

# પ્રાચીન રંગભૂમિ

શ્રી. દેવેંદ્રરાય મજમુંદાર
બી. એ.

આજથી સેંકડો વર્ષ પૂર્વે યે માનવી પોતાનાં સાંસારિક દુઃખો ઘડીભર ભૂલી જવા માટે જીવનની આરસી બની રહેલા નાટકનો આશરો લેતો એ એક સૂચક બીના છે. ગ્રીક નાટકની અસર આપણાં સંસ્કૃત નાટકો ને રંગભૂમિ ઉપર હશે કે આપણી અસર ગ્રીક નાટકો પર હશે એ વિશે વિદ્વાનોમાં મોટો મતભેદ પ્રવર્તે છે, પરંતુ ભરતનાટ્યશાસ્ત્ર સમા સંપૂર્ણ ને નાટ્યશાખાની શાસ્ત્રીય મીમાંસા કરતો અદ્ભુત ગ્રંથ અન્ય ભાષાઓમાં શોધવો મુશ્કેલ પડશે એ તો નિઃસંદેહ છે. આજે જ્યારે રંગભૂમિ વિશે જનતા વિશેષ જાગૃત બની છે ત્યારે તે જમાનાની રંગભૂમિ વિશે પણ જાણવું જરૂરી છે. નાટકની ભાષા, પાત્રોનાં રંગવિધાન ને વસ્ત્રો, નાટ્યગૃહના વિવિધ ભાગોને એ દરેકને લગતી ઝીણીઝીણી વિગતો—પ્રેક્ષકની ઉચ્ચ રસવૃત્તિને સતત સતેજ રાખનાર અને પ્રજાકેળવણીના પ્રબળ શસ્ત્ર જેવી રંગભૂમિ વિશે લેખકે અહીં ઠીક માહિતી આપી છે.

त्रैगुण्योद्भवमत्र लोकचरितं नानारसं दृश्यते ।
नाट्यं भिन्नरुचेर्जनस्य बहुधाप्येकं समाराधनम् ॥
( कालिदास )

'માણસમાત્ર નાટક જોઈને ખુશ થાય છે. કારણ દુઃખ-સંતાપથી ભરેલી આ દુનિયામાં દરેક જણને દિલ બહેલાવવું ગમે છે. સામાન્ય રીતે સૌસૌના શોખ જુદીજુદી જાતના હોય છે, પણ વિવિધ રસ અને લોકજીવન વ્યક્ત કરતું માત્ર એક નાટક જ દરેકને મનોરંજનનું સામાન્ય સાધન બની શકે છે'. મહાકવિ કાલિદાસનો આ મતલબનો અભિપ્રાય અસલના વખતથી અત્યારના સમય સુધી સાચો પડતો આપણે જોતા આવ્યા છીએ. ચલચિત્રોનો અત્યારનો અનહદ શોખ, જીવનદર્શન કરાવતા નાટ્ય પ્રત્યેની માનવમાત્રની ઉત્કટ અભિરૂચિ નથી તો બીજું શું છે?'

માનવીની અનુકરણપ્રિયતાના મૂળમાં નાટકની ઉત્પત્તિનું મૂળ રહેલું છે. વસ્તુ, બનાવ, વ્યક્તિ કે ભાવ: દરેકનું અનુકરણ ને કલ્પનો જ. તેથી દુનિયામાં તે વખતે સૌથી વધારે સુધરેલી આર્યજાતિના લોકો નૃત્ય, ગીત, વાદ્ય દ્વારા ઉત્સવપ્રસંગે કોઈ આખ્યાન કે કથાના વસ્તુનું નાટન કરતા. તેના પુરાવારૂપે સંવાદો, આખ્યાનો ઇ૦ ઋગ્વેદની ઋચાઓમાં મળી આવે છે. કલાવિધાનના નિયમોથી કાળક્રમે સંપૂર્ણ બનેલા કાલિદાસ ઇ૦નાં નાટકોનું બીજ રહેલું છે. બીજી રીતે કહીએ તો દુનિયાની સમસ્ત માનવજાતિના નાટકના શોખનો લેખિત પુરાવો દુનિયાની સૌથી પ્રથમ સાહિત્યકૃતિ ઋગ્વેદમાં બીજરૂપે રહેલો છે. પણ વેદથી માંડી કાલિદાસના સમય સુધીનો નાટકનો પ્રમાણભૂત ઇતિહાસ ઉપલબ્ધ નથી ઓગણીસમી સદીના જર્મન, અંગ્રેજ વગેરે યુરોપીય વિદ્વાનોએ ભારતીય નાટક અને રંગભૂમિ ગ્રીક નાટક અને રંગભૂમિના અનુકરણરૂપે છે એવું સિદ્ધ કરવા બહુ ફાંફાં માર્યાં. યુરોપના પ્રાચીન ગ્રીક દેશને જ માનવજાતિની સંસ્કૃતિના આદિ ગુરુ માનવાને ટેવાયેલા પશ્ચિમી સમાજના પ્રતિનિધિરૂપ આ યુરોપીય વિદ્વાનોએ સંસ્કૃતના પહેલવહેલા અભ્યાસ દ્વારા ગ્રીસથી પણ અત્યંત પ્રાચીન એવી ભારતની ભવ્ય સંસ્કૃતિ જોઈ, ત્યારે તેમાંના કેટલાકને સખેદાશ્ચર્ય થયું અને તેમના જાતિ-અભિમાનને જરા ધક્કો પણ લાગ્યો. પરિણામે તેમણે તરત જ ભારતની સંસ્કૃતિની પ્રાચીનતા

જેમ બને તેમ ઓછી આંકવાના પ્રયત્નો શરૂ કરી દીધા તેમાં નાટ્યશાસ્ત્ર પણ આવી ગયું.

સિકંદરની ચઢાઈ વખતે ગ્રીક લોકોનો હિંદ સાથે સંસર્ગ થયો તેથી અને તે પછી ઉત્તર-પશ્ચિમ હિંદમાં ગ્રીક સત્તા હતી તે પ્રદેશમાં ગ્રીક અનુકરણની રંગભૂમિનો શક્ય વિકાસ થયો કાલક્રમે કાલિદાસના સમય સુધીનું સંસ્કૃત નાટકનું સ્વરૂપ ઘડાયું, એવું એ વિદ્વાનો જોરશોરથી સાબીત કરવા લાગ્યા, એ સાબીત કરવા માટે સાચાખોટા પુરાવાઓ પણ રજૂ કર્યા ભારતીય રંગભૂમિના પડદાનું ગ્રીક સુંદરી કે ગ્રીક કાપડ સૂચવતું 'યવનિકા' કે 'જવનિકા' એવું નામ, ક્ષત્રપરાજકર્તાઓ ગ્રીકના હતા એવી સાચી કે ખોટી માન્યતાને આધારે, તેમની રાજ્યવ્યવસ્થામાં વપરાતા શબ્દો 'રાષ્ટ્રીય,' 'સુગ્રહીતનામન,' 'ભદ્રમુખ' ઇ૦નો ભરતના નાટ્યશાસ્ત્રમાં ઉલ્લેખ અનેતેથી ફલિત થતી ગ્રીક અસર આ બધાનો ઉપયોગ પાશ્ચાત્ય વિદ્વાનોએ કર્યો છે જ્યારે પૂર્વગ્રહ સિવાયના બીજા કેટલાક નિખાલસ વિદ્વાનોએ સંસ્કૃત નાટકનો સ્વતંત્ર વિકાસ પ્રશંસાપૂર્વક કબૂલ રાખ્યો છે

આ વિશેની વિસ્તૃત ચર્ચામાં પડ્યા સિવાય કહી શકાય કે વેબરની બહુ ઉદાર નહિ એવી માન્યતા પ્રમાણે પણ પંજાબમાં ગ્રીક શાસન વખતે ગ્રીક અસરથી બહુબહુ તો સંસ્કૃત નાટકના વિકાસને ઉપલકિયો વેગ માત્ર મળ્યો હોય એ બનવા જોગ છે અને માત્ર તેટલા પૂરતું જ ગ્રીક ઋણ હોય તો હોય. હીલબ્રાન્ટ જેવા તો ગ્રીક અને સંસ્કૃત નાટકો વચ્ચેનો ધરમૂળના તફાવતનો નિર્દેશ કરી સંસ્કૃત નાટકની મૌલિકતા અને પ્રાચીનતા પણ બતાવી આપે છે

આપણા દેશમાં દરેક વિષયની પેઠે સંસ્કૃત નાટકનું મૂળ અજ્ઞાત અને ગહન પ્રાચીનકાળના ગર્ભમાં રહેલું છે તે એટલું પ્રાચીન છે કે તે દેવલોકમાં કલ્પેલું છે પરંપરાની માન્યતા મુજબ, ભરતમુનિની વિનંતિ ઉપરથી સત્યયુગને અંતે આવેલી સમાજની નૈતિક અવ્યવસ્થાને કારણે શૂદ્ર સહિત બધી જાતિઓને કામ આવે એવો પાંચમો વેદ નાટ્યવેદ બ્રહ્માએ રચ્યો કહેવાય છે કે બ્રહ્માએ સામવેદમાંથી સંગીતશાસ્ત્ર નિર્માણ કરી તે પોતાના પાંચ શિષ્યો-ભરત, નારદ, રંભા, તુંબરુ અને હુહૂને શીખવ્યું શિષ્યોએ સંગીતાચાર્ય મહાદેવજીની કઠિન પરીક્ષામાંથી ઉત્તીર્ણ થઈ, એકએક જણે એકએક સંહિતા રચી ભરતે રચેલું નાટ્યશાસ્ત્ર પૃથ્વીમાં આવ્યું, તુંબરૂ અને હુહુની સંહિતાઓ પાતાળમાં ગઈ સ્વર્ગમાં રંભાએ નૃત્યવિદ્યાનો પ્રચાર કર્યો અને નારદ તંતુવાદ્યની વિદ્યાના વિધાયક બન્યા એક બીજી દંતકથા પ્રમાણે નારદાદિ કલાવિદોએ ઇન્દ્રધ્વજના મહોત્સવ પ્રસંગે સ્વર્ગમાં પહેલવહેલો 'અમૃતમંથન' નામનો નાટ્યપ્રયોગ યોજ્યો હતો એમાં અસુરોને ગૌણ સ્થાન અપાયું હતું ક્રોધે ભરાયેલા દૈત્યોએ નાટકમાં ભંગ પાડવાના ઈરાદાથી સૂત્રધારને મૂર્ચ્છિત કર્યો પછી જર્જર નામ ધારણ કરી એક દેવે અસુરોને શાંત પાડ્યા ત્યારથી ભારતની પ્રાચીન રંગભૂમિ ઉપર ખૂણેખૂણે દેવોની ચોકી મૂકી દેવાની પ્રથા શરૂ થઈ સ્વર્ગના ઉપરકથિત પ્રયોગ પછી રાજા નહુષે પૃથ્વી ઉપર પહેલવહેલું નાટ્યગૃહ સ્થાપ્યું અને નાટકનો પ્રચાર કર્યો

પણ આદ્ય નાટ્યશાસ્ત્રકાર ભરત આમ દંતકથાઓના પડોમાં વીંટળાયેલા છતાં પણ તે ઈ સ ૩૦૦થી કંઈક પહેલાં થઈ ગયો હોવાનું સ્વીકારાય છે અલબત્ત, તે પહેલાં શિલાલિ અને કૃશાશ્વ જેવા નાટ્યશાસ્ત્રીઓ હતા અને તેઓએ નાટ્યસૂત્રો રચ્યાનો ઉલ્લેખ પાણિનિનાં સૂત્રોમાં આવે છે પતંજલિ

(ઈ. સ. પૂ. ૧૪૦) પણ 'કંસવધ' 'બલિબંધ' ઇ૦ નાટકો, નટોની વેશભૂષા, તેમની ભૂખ ઇ૦ ખાસિયતો વગેરેનો ઉલ્લેખ કરે છે. પણ નાટ્યસૂત્રોના વિવિધ છૂટાંછવાયાં સાહિત્યોને એકત્રિત કરી નાટ્યશાસ્ત્ર ઉપર સુરેખ અને શાસ્ત્રીય ગ્રંથ તો પહેલવહેલો ભરતે જ આપ્યો. તેથી તે આદ્ય નાટ્યશાસ્ત્રકાર ઠરે છે એમાં શંકા નથી. તેના શાસ્ત્રને આધારે મહાકવિઓએ એ સુંદર નાટ્યકૃતિઓ સરજી અને સંસ્કૃત સાહિત્યને સમૃદ્ધ બનાવ્યું.

न च वेदविहारोऽयं संश्राव्यः शूद्रजातिषु ।
तस्मात् सृजापरं वेदं पञ्चमं सार्ववर्णिकम् ॥

નાટ્યશાસ્ત્રમાં ભરતના નાટકની ચર્ચા ઉચ્ચ કક્ષાની છે: મમ્મટ આદિ સંસ્કૃત સાહિત્યકારોનો 'સાહિત્યનો પદ્ધતિસર અને સૂક્ષ્મ પરામર્શ દુનિયાની તમામ શ્રેષ્ઠ સાહિત્યચર્ચાની મીમાંસાને પણ ઝાંખી પાડી શકે એમ છે, એવો સુરેન્દ્રનાથ દાસગુપ્તાનો અભિપ્રાય છે. નાટકનો હેતુ ભરતે કેવા ભવ્ય અદ્યતન લાગતા શબ્દોમાં આપ્યો છે: 'દુનિયાના દુખિયાઓ માટે તથા સુશીખત ને ક્લેશ વેઠીને થાકેલા બિચારા માનવીઓના વિશ્રામનો સમય બહેલાવવા મેં નાટક સરજ્યું છે.[૧] તેજ પ્રમાણે નાટકના વસ્તુની વિવિધતાના અપરિમિત અવકાશ સંબંધી તે કહે છે, 'એવું કોઈ શાસ્ત્ર નથી, એવી કોઈ વિદ્યા, કળા કે શિલ્પ નથી કે એવી કોઈ ક્રિયા, કર્મ કે પ્રસંગ નથી, જે નાટકના તખતા ઉપર ન બતાવી શકાય.'[૨] વળી 'માનવહૃદયના જુદાજુદા ભાવોનું નિરૂપણ કરતું, જુદીજુદી અવસ્થાઓયુક્ત લોકચરિતની નકલ દર્શાવતું આ નાટક મેં સર્જ્યું.'[૩] તેમ જ 'ઉત્તમ, મધ્યમ અને અધમ એમ ત્રણે કક્ષાના લોકોની ચેષ્ટાઓ જેમાં આપેલી છે અને લોકહિત સાથે તેમનાં મનોરંજન, સુખ વગેરેનું જે સાધન છે તેવું આ નાટકશાસ્ત્ર મેં નિર્માણ કર્યું.'[૪] કયા શ્રેષ્ટ કોટિના સમર્થ સાહિત્યકારનો હેતુ આનાથી વધારે ઉચ્ચ હોઈ શકે?

સંસ્કૃત નાટ્યશાસ્ત્રમાં નાટકની રચનાના નિયમો વિસ્તારથી અને ઝીણી વિગતોની ચર્ચા સાથે આપ્યા છે. તે મુજબ જ બધાં સંસ્કૃત નાટકો રચાયાં છે. વળી નાટકના વિવિધ પ્રકારો જેવા કે ભાણ, ડિમ, વ્યાયોગ, નાટક, નાટિકા, પ્રહસન, ઈહામૃગ, પ્રકરણ, સમવકાર ઇ૦, તેમ જ નાયક-નાયિકાના ભેદ તથા રસનિરૂપણની સૂક્ષ્મ વિગતવાર ચર્ચા એમાં કરેલી છે. એ ગ્રંથ તો નાટ્યકલાના મહાસાગર જેવો છે. અહીં તો એટલું જ જાણી લઈએ કે કાલિદાસ, ભવભૂતિ ઇ૦ કવિઓનાં નાટકો તે નિયમોના ચુસ્ત પાલન સાથે લખાયાં

ગ્રીક નાટકની ઢબને મળતાં સ્થળ, કાળ અને કથાવસ્તુના એકમ (અં. 'યુનિટી ઑફ ટાઈમ પ્લેસ એન્ડ ઍક્શન)વાળાં નાટકો સંસ્કૃતમાં છે ખરાં પણ તેની સંખ્યા બહુ નથી. સામાન્ય રીતે સંસ્કૃત નાટકકારોએ શેક્સપીઅર માફક સંકીર્ણ સ્થળ, સમય અને કથાવસ્તુનો ઉપયોગ કરી સુરેખ નાટ્યકૃતિઓ બનાવી છે અને તેમ કરી ઉત્તમ નાટ્યવિધાનની કલા બતાવી આપી છે. પ્રાચીન ભારતવર્ષની રંગભૂમિ ઉપર કરુણાન્ત નાટક (અં 'ટ્રેજેડી') ભજવવાની સખત મનાઈ

[૧] दुःखार्तानामश्रमार्तानां शोकार्तानां तपस्विनाम् ।
विश्रान्तिजननं काले, नाट्यमेतन्मया कृतम् ॥

[૨] न तज्ज्ञानं न तच्छिल्पं न सा विद्या न सा कला ।
नासौ योगो न तत्कर्म यन्नाट्येऽस्मिन्न दृश्यते ॥

[૩] नानाभावोपसंपन्नं नानावस्थान्तरात्मकम् ।
लोकवृत्तानुकरणं नाट्यमेतन्मया कृतम् ॥

[૪] उत्तमाधममध्यानां नराणां कर्मसंश्रयम् ।
हितोपदेशजननं धृतिक्रीडासुखादिकृत् ॥

હતી તેથી કોઈ સંસ્કૃત કવિએ 'उरुभङ्ग' સિવાય ટ્રેજેડી લખી નથી અને 'उरुभङ्ग' પણ સ્વીકૃત અર્થમાં કરુણાન્તિકા નથી આનું કારણ* એમ ન હોઈ શકે કે હિંદના તત્ત્વજ્ઞાનમય માનસની દૃષ્ટિએ જીવનનો અંત મરણ સાથે જ નથી થતો અને વિશ્વવ્યાપી ચૈતન્યનો આવિષ્કાર સનાતન આનંદ જ છે એટલે એમ હશે કે જન્મ, મરણ દુઃખશોકના ગંભીર વિષયો માટે વ્યવહારુ અને જીવનસ્પર્શી તત્ત્વજ્ઞાનથી ભરેલાં ધર્મશાસ્ત્રો ભારતવર્ષમાં મોજૂદ હોવાથી એમ હશે કે પછી નાટકને દિલ બહેલાવવાના સાધન તરીકે જ વાપરવાનું ભારતીય નાટ્યશાસ્ત્રકારોનું નિશ્ચિત ધ્યેય હોવાથી કરુણાન્ત કૃતિના નાટ્યપ્રયોગ તરફ અસલના આર્યોને એક જાતીય ખાસીયત રૂપે અણગમો હશે? આમ છતાં જીવનની કરુણ બાજુને, હૃદયનાં ઊંડાણ ખળભળાવે એવી રીતે ભવભૂતિ અને કેટલેક અંશે કાલિદાસે સફળતાથી આલેખેલી છે જ

હવે પ્રાચીન ભારતવર્ષની રંગભૂમિ કેવી હશે અને નાટ્યપ્રયોગ કેવી રીતે થતો હશે તે પણ એક કુતૂહલનો વિષય છે નાટકના પ્રયોગ તો પુરાણકાળથી થતા આવતા હતા યજ્ઞો વ૦ ધાર્મિક પ્રસંગોએ નાટકના મનોરંજન સિવાય બધો મહોત્સવ અધૂરો મનાતો પણ મધ્યયુગમાં નાટક કેવી રીતે ક્યાં, ક્યારે ભજવાતું તે પ્રસિદ્ધ થયેલા સાહિત્ય ઉપરથી કંઈક જાણી શકાય તેમ છે

નાટકની શરૂઆત પહેલાં રંગભૂમિ ઉપર તાંડવ અને લાસ્ય એમ બે પ્રકારનાં નૃત્ય થતાં પછી પૂર્વરંગ થતો ત્યારે મૃદંગ ઉપર થાપ પડતી, તંતુવાદ્યો રણકી ઊઠતાં અને સંગીતવેત્તાઓ પ્રવેશી વાદ્યો સાથે પોતાનો સૂર મેળવતા ત્યારબાદ સૂત્રધાર પ્રવેશ કરી, બેસી રહીને કે ઊભા રહી એક કે બે પ્રાર્થનાના શ્લોકોની નાન્દી લલકારતો અને રંગભૂમિ ઉપર ધ્વજારોપણ કરી ખોબામાંથી ફૂલની અંજલિ ઉછાળી પ્રેક્ષકોને નમન કરતો હવે પ્રશ્ન એ થાય છે કે નાન્દીના તેમ જ નાટકમાં આવતા બીજા શ્લોકો માત્ર છંદોબદ્ધ હોવાથી તે વાદ્યો સાથે સંગીતમાં કઈ રીતે ગવાતા હશે? અને સંગીત નાટકનું અનિવાર્ય અંગ હોવાથી શ્લોકો ગવાતા તો હશે જ માલવિકાગ્નિમિત્રમાં માલવિકાએ નૃત્યની પરીક્ષા આપતી વખતે પ્રાકૃતમાં એક શ્લોકબદ્ધ વૃત્તિ ગાઈ હતી તે ગાઈ હતી બહુ જ સુંદર તેવી જ રીતે શ્લોકબદ્ધ રામાયણનું અદ્ભુત માધુર્યવાળું ગાન લવ કુશે ઉત્તરરામચરિતમાં કર્યું હતું પણ તે સંગીત કેવા પ્રકારનું હશે તે જાણવાનું આપણી પાસે સાધન નથી પણ વસંતતિલકા ઉપજાતિ વગેરે છંદો માલકોસ કેદાર વ૦ રાગરાગણીમાં ગવાતા હોવાથી+ સંસ્કૃત નાટકના પ્રયોગમાં શ્લોકો રાગરાગણીના સ્વરૂપમાં ગવાતા હશે તેવું અનુમાન થઈ શકે

નાન્દી પછી કેટલાક પાત્રો પ્રવેશી સંગીત નૃત્ય કરતાં ત્યારબાદ સૂત્રધાર નટીને પ્રવેશ કરાવી તેની સાથે નાટકના વસ્તુનો નિર્દેશ કરતો, સંવાદ કરતો ઘણીવાર વિદૂષક સાથે પણ તેનો સંવાદ થતો કોકવાર અબ્રાહ્મણ એવો स्थापक (વ્યવસ્થાપક) આવી પ્રસ્તાવના કરતો જુદીજુદી તરહ રીતે વસ્તુ તેમ જ પાત્રોના ઉલ્લેખ સાથે પ્રસ્તાવના થઈ શકતી 'रत्नावलि'માં યોગંધરાયણ અને 'वेणीसंहार'માં ભીમ સૂત્રધારનો શબ્દ ઊંચકી લઈ બોલતા બોલતા પ્રવેશ કરે છે પ્રસ્તાવના બાદ અંકોમાં વિભક્ત થએલા અને વિવિધ રસ પોષતા નાટકનો પ્રયોગ શરૂ થતો અંતે ભરતવાક્ય બોલાતું જેમાં પ્રેક્ષકો, પાત્રો તથા આશ્રયદાતા ગજવીનું કલ્યાણ ઇચ્છવામાં આવતું દરેક અંકની સમાપ્તિ પછી પડદો અને

+ જુઓ ભટ્ટેની ગાયનવાદન પાઠમાળા

પાત્રો નેપથ્યમાં જતાં.

પાત્રોના પોશાક અને 'મેક-અપ' વખતનો મુખનો રંગ તેમની જાતિ અને સામાજિક મોભા અનુસાર રાખવામાં આવતાં. તપસ્વીઓ વલ્કલ પહેરતા; કંચુકિઓ રાતું જાકીટ (कञ्चुक) પહેરતા. ગંધર્વો, યક્ષો, રાજા ઇ૦ સુંદર ભભકાબંધ પોશાક પહેરતા. હલકી જાતિના લોકો કાળાં કે વાદળી રંગનાં અને ગાંડા પાત્રો મેલાં લૂગડાં પહેરતાં. રાજાનાં મોં ઉજ્જ્વળ, ધઉંવર્ણાં અને કિરાત, બર્બર વગેરેનાં કાળામેશ રંગાતાં. યવનો, સિંધિઓનાં, બ્રાહ્મણો, ક્ષત્રિયો વગેરેનાં મોં પીળચટ્ટાં રંગાતાં. પાંચાલો માગધો અને અંગબંગનાં લોકોનાં મોં શ્યામ બનાવતાં. પહેરવાના અલંકારો તાંબાનાં પતરાં, બરુ, અબરખ વગેરેના બનાવી તેને રંગવામાં આવતા. તેવી જ રીતે બખતર વગેરે વાંસનાં બનાવી રંગવામાં આવતાં. ઘણે ભાગે એવાં એટલા માટે બનાવતા કે ભાંગે તો નુકસાન ન થાય

રાજા, બ્રાહ્મણો વગેરે સંસ્કૃતમાં બોલતા. બીજાં સ્ત્રી વગેરે પાત્રો જુદીજુદી પ્રાકૃતમાં બોલતાં, જો કે ભાસના સમય સુધી જ સંસ્કૃત પ્રાકૃત બોલાતી ભાષાઓ રહી પછી તે ભાષાઓ માત્ર સાહિત્યની બની રહી.×

આ પ્રમાણે ભાષા, વેશભૂષા તેમ જ નાટક ભજવવાના નિયમો ઝીણવટથી પળાતા. સંસ્કૃત નાટકો કોઈ મહોત્સવપ્રસંગે દેવમંદિરમાં ભજવાતાં અથવા કોઈ રાજકુટુંબનાં માણસોના લગ્નપ્રસંગે રાજમહેલના દીવાનખાનામાં—જે 'સંગીતશાળા' તરીકે ઓળખવામાં આવતું—ભજવાતાં; અથવા ભવભૂતિનાં નાટકોની પેઠે કોઈ નદીકિનારાનાં મેદાનોમાં પણ ભજવાતાં. કોકવાર પર્વતની ગુફામાં પણ મહાકાવ્યનું સંગીત થતું. છોટા નાગપુરમાં રામગઢના ડુંગરમાં તેનો પુરાવો પણ મળી આવ્યો છે. મહેલની સંગીતશાળાના અભાવે નાટક સારુ ખાસ બાંધેલાં પ્રેક્ષકગૃહમાં પણ નાટકો ભજવાતાં. ભરતનાટ્યશાસ્ત્રમાં ત્રણ પ્રકારનાં નાટ્યગૃહોનાં વર્ણન મળી આવે છે. પહેલું 'વિકૃષ્ટ' કે 'જ્યેષ્ઠ.' આ ૧૦૮ હાથ એટલે ૧૬૨ ફૂટની લંબાઈનું, પર્વતની ગુફાના આકારનું વિશાળ હતું. તેમાં બે માળ હતા. નેપથ્યગૃહ, રંગશીર્ષ અને પ્રેક્ષકસ્થાન એમ તેમાં ત્રણ ભાગ હતા. પણ અતિ વિશાળતાને લીધે નાટ્યપ્રયોગની અસર મારી જાય તેથી આ જાતનું નાટ્યગૃહ ભાગ્યે જ વપરાતું. બીજું મધ્યમ પ્રકારનું 'ચતુસ્ર' નામનું ૬૪ હાથ એટલે ૯૬ ફીટ લાંબું હતુ. તેમાં નેપથ્યગૃહ રંગશીર્ષ અને રંગપીઠ એમ ત્રણ ભાગ હતા. નામ પ્રમાણે તે સાવ ચોરસ નહીં પણ દસ કોણીઉં હતું. માત્ર તેની રંગપીઠ ચોરસ હતી. રંગપીઠની સપાટી થાંભલાઓને આધારે ઊંચી બાંધવામાં આવતી. ત્રીજો પ્રકાર 'ત્ર્યસ્ર'નો અથવા ત્રિકોણીયાનો હતો. સામાન્ય જનતા માટે તે હતું. તેમાં ત્રિકોણની અણીએ અને તેના પાયામાં એમ બે બારણાં હતાં.

ભારતીય નાટ્યગૃહમાં નેપથ્ય સૌથી પાછળ રહેતું, જ્યાં નટો વેશભૂષા વગેરે કરતા, અને તખતા ઉપર આવતા-જતા. બાકીનો ભાગ રંગભૂમિ અને પ્રેક્ષકસ્થાન એમ બે

---

૧ तस्मात्ताम्रमयैः पत्रैरभ्रकैर्जिकैरपि ।
मेण्डैरपि मधूच्छिष्टैः कार्याण्याभरणानि च ॥

× લગભગ ઈ. સ. પૂ. ૨૦૦ પછી એટલે પતંજલિના સમય પછી સંસ્કૃત બોલાતી ભાષા તરીકે બંધ પડી લાગે છે. પછી ૪૦૦ વરસ સુધી પાલી અને બીજી પ્રાકૃતો સાતવાહનના સમય સુધી બોલાઈ. પછી ઈ. સ. ૫૦૦ની સાલથી, અત્યારની પ્રાંતિક ભાષાઓ શરૂ થયા પહેલાના સમયમાં અપભ્રંશ બોલાતી.

ભાગમાં વહેંચાયેલો રહેતો પ્રેક્ષકગૃહમાં જુદાજુદા દરજ્જાના લોકોને બેસવાના આસન સૂચવતા અને ફૂલહાર વગેરેથી શણગારાયેલા સ્તંભ ઊભા કરવામાં આવતા આગળના ધોળા સ્તંભ પાસે બ્રાહ્મણોની બેઠકો રહેતી પૂંઠી રાતો સ્તંભ ક્ષત્રિયોની બેઠકો સૂચવતો નૈઋત્ય દિશામાં પીળો સ્તંભ વૈશ્યોનાં આસનો નિર્દેશતો ઈશાન બાજુએ વાદળી સ્તંભ પાસેની બેઠકો શૂદ્રો માટે હતી બેઠકો લાકડાની રહેતી અથવા ઈંટોના હારબંધ ચણતરરૂપે ગોઠવવામાં આવતી

પ્રેક્ષકસ્થાનની આગળની બાજુએ આવી રહેલી નાટ્યપ્રયોગની રંગભૂમિ, ચિત્રો વ૦થી શણગારાતી રંગભૂમિની પાછળની બાજુએ પડદો ટાંગવામાં આવતો પડદા પાછળ નેપથ્યગૃહ રહેતું જ્યારે કોઈ પાત્ર ઉતાવળમાં કે ભયભીત અવસ્થામાં પ્રવેશતું ત્યારે પડદો હલાવીને ( अपटी क्षेपेण ) તેમ કરતું કેટલીક વાર जनान्तिक आत्मगत, आकाशभाषित ઈ૦ દ્વારા પ્રેક્ષકોને પાત્રના વિચારમંથન ખાનગી યોજના વગેરે જાણવા મળતાં આનાથી રંગભૂમિનું કાર્ય સરળ બનતું

પડદાઓ બે રહેતા—એક રંગભૂમિ અને પ્રેક્ષકો આડો અને બીજો રંગભૂમિ અને નેપથ્યગૃહ આડો રંગભૂમિ ત્રણ ભાગમાં વહેંચાયેલી રહેતી. સૌથી આગળનો ભાગ મહેલો, મેદાન, ખેતર ઇ૦ તરીકે અને પાછળનો ભાગ મહેલ, સભાગૃહ કે ગમે તે ગૃહ તરીકે વપરાતો ત્રીજો ઊંચો ભાગ કોઈ ઊંચા સ્થાન કે મહેલ કે નગરના દુર્ગ તરીકે વપરાતો, વળી ઉત્તરરામચરિત, માલવિકાગ્નિમિત્ર કે રત્નાવલિ જેવાં નાટકની પેઠે એક નાટકમાં આવતું બીજું નાટક ભજવવા માટે પણ આ ઉપલી રંગભૂમિ વપરાતી. રંગભૂમિનાં બીજાં સાધન અલ્પ હોવાથી પાત્રોએ કરેલાં વર્ણન અને નાટન દ્વારા પ્રેક્ષકોની કલ્પના ઉપર જે તે બાબતો છોડવામાં આવતી—દુષ્યંતનો હવાઈરથ વગેરે રંગભૂમિ ઉપર નહી આવતા હોય જ્યારે 'મૃચ્છકટિક'માં રથ લાવવામાં આવતો હશે

પુરુષો પુરુષપાત્રો બનતા અને સ્ત્રીઓ સ્ત્રીપાત્ર ભજવતી ચિત્રલેખા, ઉર્વશી, માલવિકા વગેરે સ્ત્રીઓ હોવાના પુરાવા છે તેમ માલતીમાધવમાં કામંદકી કે 'પ્રિયદર્શના'માં સંકૃત્યાયનીનાં સ્ત્રી પાત્રો છોકરાઓએ ભજવ્યાં હતાં નહી બહુ જાડા, નહી બહુ પાતળા, નહી બહુ ઊંચા, નહી બહુ નીચા—એવા અને તેજસ્વી સુંદર મનુષ્યો દેવદેવીઓના સ્વાંગ લેતા ઠીંગણા, ક્રૂર દેખાવના, કઠોર ઘાંટાવાળા લોકો ભૂત રાક્ષસ બનતા વિદ્યાવાન વિચક્ષણ અને સુરૂપ મનુષ્યો રાજાનો ભાગ ભજવતા નોકરો વિદૂષકો વગેરે હાસ્યજનક ચહેરા કે અંગોવાળાઓ બનતા

તદ્દન આછી આ રૂપરેખાથી જણાઈ આવે છે કે પ્રાચીન સમયમાં ભારતવર્ષની નાટક અને રંગભૂમિની કલા ખૂબ વિકાસ પામી હતી પાત્રો અને પ્રેક્ષકો ઊંચી કક્ષાના અને રસજ્ઞ હતા આથી સમગ્ર રંગભૂમિની રસવૃત્તિ ઊંચી રહેતી આપણો પ્રાચીન નાટકકાર કવિ પણ કહેવાતો તેનો અને તેની પ્રતિભાનો સમાજમાં મોટે આદર થતો આ બધા ઉચ્ચ કોટિના ગુણોને લીધે સંસ્કૃત નાટ્યસાહિત્ય વિશ્વસાહિત્યમાં માનભર્યું સ્થાન ભોગવે છે ધ્વન્યાલોકકારનો નીચેનો શ્લોક, તેની પછી ઘણે વખતે થયેલા શેલીની ઉક્તિની[1] પેઠે, (૧) વિશ્વસાહિત્યની એક ભવ્ય ગાથાનો લલકાર નથી તો બીજું શું છે ?

अपारे काव्यसंसारे कविरेक प्रजापति ।
यथास्मै रोचते विश्वं तथेदं परिवर्तते ॥

અપાર કાવ્યસંસારમાં એક કવિ જ વિધાતા, સૃષ્ટા બની રહ્યો છે ધારે તેવા વિશ્વનું તે સર્જન કરે છે

૧ 'Poets are the unrecognised legislators of the world' Shelley

★

# દાદા

શ્રી. ભૂપેંદ્ર ન. શેઠ
બી. એસસી.

જૂની સંસ્કૃતિના પ્રતીક સમા હરિયાળા દિલના દાદાની છાંયડી પૌત્રને નાનપણમાં કેવી મીઠી લાગે, પણ એ જમાનો આથમી ગયો જણાય છે. નવા જમાનાનો પવન ખાયેલા પુત્ર ને પ્રપૌત્રની વચ્ચે એમને આવી પડવાનું બને ત્યારે જુદી જ જાતનો એમને અનુભવ થાય છે. આપણા કુટુંબજીવનના એક પ્રસંગનું સ્હેજ કરુણ ચિત્ર દોરાયું છે.

સૌ કોઈ કહેતું કે મણિકાકાએ સાચે જ પૂર્વ જન્મમાં પુણ્ય કર્યાં હશે! નહિ તો બબ્બે દીકરાના લાંબા વસ્તાર અને તેમના સુખી જીવનને જોવા માટે ડોસો આટલું લાંબું જીવત નહિ અને જીવત તો આટલાં જ સશક્ત રહી દુનિયામાં હરીફરી શકત નહિ. પણ મણિકાકા એકલા જ જાણતા હતા કે પૂર્વ જન્મે એમણે પાપ કર્યાં હતાં કે પુણ્ય!

મોટો દીકરો જીવણલાલ યુનિવર્સિટીની બી. એ.ની ઉપાધિ લઈ મુંબઈની કોઈ મીલમાં ગુજરાન જેટલું ફૂટી કાઢતો હતો. એના કુટુંબમાં વહુ, બે દીકરા અને એક દીકરી હતાં.

નાનો દીકરો જગમોહન મુંબઈની કોઈ મોટી પેઢી તરફથી છેલ્લાં બે વર્ષથી એડન ગયો હતો. જગતના પેટાળમાં યુદ્ધની આગ લાગી હતી. એ આગમાં બૈરી–છોકરાંને સાથે લઈ જવાનું ડહાપણ જગમોહને ખેડયું નહોતું. વહુને ગામડે રહેવું તો ગમતું જ નહોતું અને રહે તો ડોસાનું કરવું પડે ને? પિયરમાં પણ ભાઈ–ભોજાઈ અને તેના વસ્તારમાં પોષાય એમ નહોતું. એટલે સ્વતંત્ર વિચારની વહુએ બે છોકરા સાથે મુંબઈમાં સ્વતંત્ર રહેવું વધુ પસંદ કર્યું હતું

મણિકાકાને સિત્તેર વર્ષ થયાં હતાં, રાજપુરના નાના ગામડામાં તમે જાઓ તો કૂવે પાણી ભરતી વહુઆરુ કે સીમમાં ઢોર ચારતો કોઈ છોકરો પણ કહે: 'પ...ણે, કૂવાની સામે લીમડિયું છે, તેની ડાબી બાજુ પર જતાં પહેલું જ બેઠા ઘાટનું ઘર, ઈ જ મણિકાકાનું.' અને એ 'લીમડિયું'થી ડાબી બાજુ પર જતાં મણિકાકાનું ઘર શોધવું ય ન પડે. મણિકાકા ઘણુંખરું તો ઓસરીમાં ડાયરો જમાવી બેઠા જ હોય અને હુક્કાપાણી ચાલતાં હોય. મણિકાકાએ ખેતીવાડી પાછળ મહેનત 'કરીકરીને' અનાજની દુકાન માંડી પૈસો તો ઠીક ભેગો કર્યો હતો, પરંતુ જ્યારથી જીવણ અને જગમોહન ગામ છોડી શહેરમાં ગયા ત્યારથી એમણે આ હુક્કાપાણીના ડાયરામાં જ વખત વીતાવ્યો હતો. ખેતરના પણ સાથે આપી દીધા હતા એટલે મણિકાકાને નિરાંત હતી.

ગામના મંદિરમાં જ્યારે આરતીના ઘંટનાદ થયા અને સીમ તરફથી ખેડૂતો અને ભરવાડો રાગડા તાણતા ગામ પ્રતિ પાછા ફરતા હતા, ત્યારે કોઈ કે મણિકાકાને ખબર દીધા:

'કરુણાશંકરનો ચંદુ આવ્યો છે મુંબઈથી. કહે છે કે જીવણ ખૂબ માંદો છે, પથારીમાં ઊઠીબેસી પણ શકતો નથી...'

અને ત્યારપછી ડોસો ટપાલની ચૂક જોતો ઓસરીમાં પૂંછ્યો રહ્યો, પણ છેશ ટપાલી હમેશ માફક જ મણિકાકાને 'રામ, રામ' કહીને જ ચાલ્યો ગયો. બે દિવસ ગયા

પણ મુંબઈથી જ્યારે કંઈ જ કાગળ ન આવ્યો ત્યારે ડોસાનો જીવ હાથમાં ન રહ્યો

એક બાજુ એનું પિતૃ-હૃદય પુત્રની માંદગીના સમાચાર જાણી વિહ્વળ બન્યું હતું, તો બીજી તરફ મુંબઈ જવું કે નહિ એ પણ એક મોટો પ્રશ્ન હતો સવિતાવહુના સ્વભાવથી એ પૂર્ણ પરિચિત હતા છતાં ય પિતૃ-પ્રેમે મન પર જીત મેળવી અને મણિકાકાએ કરુણાશંકરના ચંદુને બોલાવી જીવણ પર કાગળ લખાવ્યો કે પોતે મુંબઈ આવે છે

ન જાણે કેમ, તે દિવસે ગામ છોડતાં મણિકાકાની આંખમાં આંસુ આવી ગયાં ઘરની બહાર નીકળી એમણે શીતળ લીમડા સામે અને દૂર કૂવેથી આવતી પનિહારી તરફ અમીદૃષ્ટિ ફેંકી. ધીમેધીમે રસ્તો કાપ્યો સાથે ચંદુ હતો સામેથી ત્રણચાર ખેડૂતો મળ્યા

'મણિકાકા, ભાઈ ખૂબ માંદા છે?'

'હા, બાપુ ' ડોસાએ ટૂંકો જ દર્દભર્યો જવાબ વાળ્યો

'કાકા, ગભરાશો નહિ, ભગવાન પર ભરોસો રાખો સૌ સારુ થશે અને કાકા, ભાઈની અમારા વતી ખબર પૂછજો '

ગાડાવાળાએ ભાર મૂકીને કહ્યુ 'કાકા, ભાઈને કહેજો કે માણકો તમને યાદ કરે છે ને જલદી સાજા થઈ ગામભેળા થઈ જાય શહેરની મીલો તો બીસીબીસી લોહી પી જાય '

ગામડાની નિશાળના એ બધા ગોઠિયા હતા જીવણ અને જગમોહન શહેરમાં જઈ શહેરની રોશનીમાં એને ભૂલી ગયા હતા, પણ આ લોકો એને ભૂલ્યા નહોતા

ચંદુએ મણિકાકાને ટિકિટ કઢાવી આપી, સૂચનાઓ આપી અને ગાડી ઊપડી

'બોમ્બે સેન્ટ્રલ!'

ગાડી ઊભી રહી કાકાએ બારીમાંથી બહાર જોયુ વિનુ લેવા આવ્યો હતો

કાકાએ બૂમ પાડી વિનુ શિથિલ પગલે દાદા પાસે પહોંચ્યો એના મુખ પર ન હતો કોઈ પ્રકારનો ઉત્સાહ કે નહોતી હોંશ! કંઈક રૂંધાયેલા અવાજે એણે કહ્યુ

'દાદા, ચાલ્યા આવો મારી સાથે '

દાદાને ધ્રાસ્કો પડ્યો એમના પગ તૂટી ગયા એણે નરમ અવાજે પૂછ્યુ

'બેટા,તારા બાપુની તબિયત તો ઠીક છે ના?'

'તે હવે અહીં આવ્યા છો તો ઘેર જઈને જ જોઈ લેજોને!'

દાદા સડક થઈ ગયા ધીમેથી એણે પૂછ્યુ

વિનુ, કેમ ગુસ્સે થયો છે બેટા?'

'ગુસ્સે શાનો એમાં? તમને પણ દાદા, આજે જ આવવાની ફુરસદ મળી? બે દિવસ મોકુફ રાખ્યુ હોત તો! આહ! આજ શું ક્રિકેટની રમત હતી! માંકડ અને હજારે કેવા ખીલ્યા હતા!'

'અલ્યા, એ માંકડ અને હજારે કોણ?'

'એ તો દાદા, અહીં વેસ્ટ ઈંડીઝથી ક્રિકેટ ટીમ રમવા આવી છે, તે અને ઈંડીઆ વચ્ચે મેચ છે '

દાદા કંઈ બોલ્યા નહિ એને તો 'વેસ્ટ ઈંડીઝ' અને 'ઈંડીઆ' નવા જ શબ્દો લાગ્યા એનું ચિત્ત હતુ જીવણમાં જ્યારે એક પિતૃ-હૃદય પુત્રના સમાચાર જાણવા આતુર હતું, ત્યારે એક પુત્ર-હૃદય મેચનુ પરિણામ જાણવા આતુર હતુ!

ભૂલેશ્વરની માનવ-ભુલભુલામણીમાંથી મણિકાકાની ગાડી જ્યારે પસાર થવા લાગી ત્યારે મણિકાકાની મૂંઝવણનો પાર રહ્યો નહિ અને દાઉદજીની ગલીને નાકે જૂના ખખ્ખર જેવા મકાનમાં પેસી, શાકભાજીનાં છોતરાં, ધૂમાડાની મેશ અને પાનની પિચકારીઓથી બગડેલો દાદર ચઢતા તો મણિકાકાને અરેરાટી આવી ગઈ ઘડીભર એમની આંખ આગળ રાજપુરનું ખેડા ઘાટનું અને ઉઘાડા ચોકવાળું, 'લીમડિયુ 'થી ફરફરતું ઘર તરી આવ્યું ત્રણ દાદર ચઢતાં મણિકાકાને હાંફ ચઢી ગઈ દાદરની બાજુમાં આવેલા

નળ ઉપર સ્ત્રી-વૃંદનો કલબલાટ સહ્યો જતો નહોતો. નળ હતા બે અને ભરનારી હતી બાવીસ. ઘાટીઓએ આજે 'ખાડા' પાડ્યા હતા અને સ્ત્રી-વૃંદ તેમના ઉપર શાપોનો વરસાદ વરસાવી રહ્યું હતું. ગૂજરાતી સ્ત્રીઓના નિર્બળ અને ગુલામ માનસનું એ એક પ્રતિબિંબ હતું. નળમાંથી અવાજ આવ્યો:

'અલિ સવિતા, તારે ઘેર મહેમાન આવ્યા ?'

'હા, બે'ન, એમનો નવલખ હીરો ખોવાણો છે ને ?'

અને નળમાં એક કર્કશ હાસ્ય ફરી વળ્યું મણિકાકાએ આ સાંભળ્યું હતુ, પણ એમનું મન જીવણમાં હતું. મન મનાવી એ ઘરમાં ગયા. અને જીવણની પથારી પાસે પહોંચતાં એમનાથી રડી પડાયું. ત્યાં પાછળથી વહુનો અવાજ આવ્યો !

'દાદા, રડો છો શાને ? અહીં કોઈ મરી નથી ગયું !'

મણિકાકા બિચારા ભોંઠા પડી ગયા. ચૂપચાપ જીવણને ખાટલે જઈ બેઠા. સવિતાના ધાકના માર્યા જીવણલાલ કંઈ બોલ્યા નહિ. પણ બાપુને ધીમેથી કહ્યું :

'બાપા, ખુરસી એંચી બેસો'ને ?'

અને ડોસાને થયું કે ભૂમિ માર્ગ આપે તો સમાઈ જવું. એ જ જીવણ જ્યારે બાર વર્ષની વયે ન્યુમોનિયાની જીવલેણ બીમારીમાં સપડાયો હતો, ત્યારે બાપાની ગોદ વિના ઊંઘતો નહોતો, ડોસાના હાથ સિવાય કોઈની દવા પીતો નહોતો, સવિતાના સામ્રાજ્યે આજે બાજી ઊલટી કરી નાખી હતી.

જીવણલાલને તાવ ચડ્યો. મણિકાકાએ એને માથે બરફ ફેરવવા માંડ્યો. બરફ ફેરવતાં ડોસાની આંખમાંથી અશ્રુ ટપક્યાં અને જીવણલાલ ચોંકી ઊઠ્યો: 'રડો છો બાપુ ? હું તો સાજો થઈ જઈશ.'

મનના ઉકળાટથી તરફડિયાં મારતી સવિતાએ આ સાંભળ્યું અને સફાળી બેઠી થઈ ગઈ.

'દાદા, રડો છો ? મેં કહ્યું તમે એમના દેખતા રડો નહિ. તમારે શું, કંઈનું કંઈ થશે તો અમે ક્યાં જઈશું ?'

ડોસા કંઈ બોલ્યા નહિં, 'તમારે શું ?' એ શબ્દ એમના મગજમાં ઘૂમી રહ્યા. જીવણને કંઈ થાય તો તેમાં 'એને શું ?' 'એમનો તો ફક્ત 'દીકરો જ' જતો હતો ને ! થોડીવારે એ બોલ્યા : 'તું સૂઈ જા વહુ, હવે હું નહિ રડું.' અને થોડીવારે સવિતાનાં નસકોરાં બોલવા લાગ્યાં. મણિકાકાની આંખમાંથી એક અશ્રુબિંદુ પણ પડતું નહોતું, પણ એમના હૃદયમાંથી જે અશ્રુધારા વહી રહી હતી તે કોઈએ જાણી નહિ.

*

મહિનો વીતી ગયો. જીવણલાલ સાજો થઈ હરતોફરતો થઈ ગયો હતો. આ એક મહિનો મણિકાકા માટે કાળાપાણીની કેદ જેવો હતો, પણ એ વિષે એણે કદી કોઈને કંઈ કહ્યું નથી. એક દિવસ મોટા વિનુની ફરિયાદ આવી કે માસ્તરે વેર રાખી એને નાપાસ કર્યો હતો. મણિકાકાએ કહ્યું : 'જીવણ, હું માસ્તરને મળી આવું ?' તરત જ વિનુ તડૂકી ઊઠ્યો : 'ના દાદા, તમે જશો નહિ તમે કંઈ આજની સભ્યતા સમજો નહિ અને ઊંધું બફાઈ જશે.'

ડોસાને કહેવાનું મન થયું : 'એ સભ્યતાને કારણે જ ભાઈ નાપાસ થયા છે.' પણ એ કંઈ ન બોલ્યા. તે દિવસથી એમણે વિનુ જોડે બોલવાનું બંધ કર્યું. ત્રીજે જ દિવસે એનો પડઘો પડ્યો. મણિકાકા પૂજાપાઠમાં બેઠા હતા અને રસોડામાંથી સવિતાવહુનો અવાજ આવ્યો.

'કોઈના મોઢા જોવા ગમતા નથી તો પછી અહીં આ બધી ધમાલ શી ? બિચારો વિનુ કા-કાલનો રડે છે કે દાદા મારી જોડે

બોલતાં નથી તો એણે સાચુ કહ્યુ તેમાં આટલી બધી દાઝ શી ?'

થોડીવાર શાંતિ છવાઈ

'અને આ ઘી પણ થઈ રહ્યુ બાપરે! આમ તો મુબઈમાં નહિ રહેવાય! એક માણસની કમાણી પર કેટલા ખાઉ? અને ભાગ પણ અમને એકલાને થોડો મળવાનો છે ? તો પછી અહીં આ બધી પડાપડી શી ?'

હતુ તો બધુ ગોળગોળ પણ એ બધુ ય મણિકાકાના હૃદય સોસરવુ નીકળી ગયુ એની આંખમાંથી શ્રાવણ-ભાદરવો વહી પ્રભુના ચરણે જઈ રહ્યો હતો તે જોનાર ત્યાં કોઈ નહોતુ

બીજે દિવસે મણિકાકાએ જીવણને બોલાવી કહ્યુ

'જીવણ, થાય છે કે જરા નાનીવહુને ત્યા થોડો વખત રહી આવુ '

'ભલે, વિનુ, દાદાને કાકીને ઘેર લઈ જા ' વધુ બોલ્યા વિના જીવણ દાદર ઊતરી ગયો વિનુ દાદાને કાકીને ત્યાં લઈ ગયો નાની વહુ ઉબરે જ ઊભી હતી

'કોણ દાદા ? અરે, કોણ વિનુ ! આવ ભાઈ કેમ દાદા, તબિયત તો ઠીક છે ના ?'

લાંબે સમયે આવો મીઠાશભર્યો આવકાર મળતાં ડોસા ગળગળા થઈ ગયા

'હા બેટા, કેમ છોકરા તો બધા મઝામાં ને ? જગમોહનનો કઈ કાગળ ?'

'હા દાદા, એ બે માસ પછી આવનાર છે દાદા, બેસો, દૂધ લાવુ '

મનને થયુ 'બિચારી નાની વહુ કેટલી બધી ભલી છે !'

દૂધ પી વિનુ ઊભો થયો.

'કાકી, હુ જાઉં ત્યારે ?'

'બસ ? આવજે ભાઈ '

પણ સાથે દાદા જ્યારે ન ઊઠ્યા ત્યારે નાની વહુનુ મુખ મ્લાન થઈ ગયુ 'દાદા, અહીં રહેશો ?'

'હા બેટા, તને ગમશે ને ?'

કઈ પણ બોલ્યા વિના નાની વહુ રસોડામાં ચાલી ગઈ ડોસાને કાને શબ્દો પડ્યા

'ભાભી પણ પક્કાં છે આ વેઠ વળી અહીં ક્યાં પડી ?'

આંખ મીચી ચિરાતે હૈયે ડોસા સાંભળી રહ્યા

થોડીવારે નાની વહુએ બૂમ પાડી

'દાદા જમવા ચાલો '

'હુ તો હજુ નાહવાનો છુ અને પૂજાપાઠ પણ કરવાનો છુ '

'તે ત્યાં સુધી હુ અને છોકરાઓ બેસી રહીએ ? દાદા, મુબઈમાં તો નાહ્યા વિના પણ જમી લેવાય '

'અરર બેટા, એવુ ન થાય '

'શુ ન થાય ? દાદા, આજ બા નાહી જ ક્યાં છે હજુ ?' પાસે બેઠેલા કનુએ સાચી વાત કહી દીધી ડોસાને શુ થતુ હતુ તે એ પોતે જ નહોતા સમજી શકતા.

'દાદા, તમે ફરી પરણ્યા હોત તો ?' કનુ બોલ્યો. શરમના માર્યા ડોસા અડધા વાંકા વળી ગયા આ ટકી મશ્કરી એને ભારે પડી ધીમેથી એ બોલ્યા

'જા, તુ જમવા બેસ, હુ આ આવ્યો '

પદર મિનિટ થઈ-વીસ મિનિટ થઈ પણ દાદા રસોડામાં ન દેખાયા

રસોડામાંથી બૂમ પાડતી નાની વહુ બહાર આવી 'દાદા !'

પણ દીવાનખાનામાં દાદા નહોતા અટારીમાં આવી એણે ફરી બૂમ પાડી

'દાદા !'

પણ જવાબ ન મળ્યો નાની વહુની આંખમાં ન જાણે કેમ આંસુ ઉભરાઈ આવ્યાં ડધાયલા કઠે એણે ત્રીજી બૂમ પાડી

'દા દા આ !'

દાદા તો બહારની ફુટપાથ ઉપર પડ્યા હતા અને માણસોનુ ટોળુ એકઠુ થયુ હતુ !

★

# સુભાષિતો

સંગ્રાહક:

સ્વ. આશારામ દલીચંદ શાહ

સંસ્કૃત સાહિત્ય સુભાષિતોનો જો મહાવિશાળ રત્નાકર છે, તો સંસ્કૃતની જ પુત્રીરૂપે વિકસેલી આપણી ગુજરાતી ભાષામાં પણ ડહાપણનાં ઝરણાં-રૂપ સુભાષિતોની ઊણપ નથી. લોકકવિએ રચેલાં, વંશપરંપરાગત લોકજીભે વસેલાં, નાનકડાં બિંદુમાં જ ફિલસૂફીના મહાન સિંધુનું દર્શન કરાવતા દુહાઓ કેટલા વેધક હોય છે! ગુજરાતી ભાષામાં આ ધન ઠેરઠેર વેરાયેલું પડ્યું છે. તેમાંથી અહીં થોડુંક જોઈ સંતોષ પામીએ.

બળ થોડું ને ગરજે ઘણું, રહે છે ઠામ શરદ;
સૌથી કરડે ચોગણું, મચ્છર બડો મરદ.

મૂરખની વાતો બળી, જે વાતે ઘર જાય;
પંડિતની લાતો ભલી, જે લાતે ગુણ થાય.

તરે તરણ ને તૂંબડું, તરે ગાંઠ ને વહાણ;
તરે ભાગ્યશાળીનું પુણ્ય, ન તરે પાપી ને પહાણ.

સિંહ ગમન, પુરુષ વચન, કેળ ફળે એક વાર;
ત્રિયા તેરણ, ને હમીર હઠ, ચડે ન દુજીવાર.

ણીમેં પાષાણ ભીંજે પણ ગળે નહીં;
ૂરખ આગળ વાણ, રીઝે પણ બૂઝે નહીં.

લો ભલાઈ ના તજે, દુષ્ટ ન ચૂકે દાવ;
'દનને સળગાવતાં, પ્રગટે શુભ સ્વભાવ.

નાં સોનાં જળ વિશે, ઊઠી જેમ સમાય;
મ મનોરથ દરિદ્રના, અંતરમાં લય થાય.

માત, તાત ને મિત્ર એ, મૂળથી ત્રણ હિતકાર;
હિતકારક બીજાં બધાં, ગરજ પડે તે વાર.

સત્ય સ્વર્ગનું બારણું, સત્ય સિદ્ધ સોપાન;
મંત્રયોગ સત્ય ફળે, ધર્મ અર્થ ને કામ.

એક કપૂત કાળું કરે, બીજો ઉજ્વળ પ્રકાશ;
દીપકના બે દીકરા, કાજળ ને અજવાશ.

કાજળ તજે ન શ્યામતા, મોતી તજે ન શ્વેત;
દુર્જન તજે ન કુટિલતા, સજ્જન તજે ન હેત.

ફિકર જીવની પીઠ, ફિકર જીવને ખાય;
ફિકરની ફાકી કરે, ફકીર સૌ જન ગાય.

ઊંચે ઊંચે સહુ ચડે, નીચું વહે ન કોય;
નીચું નીચું જો વહે, પ્રુવથી ઊંચો હોય.

ઠગ, બગ ને કાગ, શાંત જણાય બહુ;
અંતરમાં અતિઘાત, સામાની નિશ્ચે કરે.

શબ્દ શબ્દમાં ફેર છે, અર્થ અનર્થ સીઠાશ;
અન્ધાને સન્માનથી, ધીરે કહો સુરદાસ.

ઉદ્યમ તો સૌ આદરે, પાસે કર્મ પ્રમાણ;
કર્મીને હીરો જડે, અકર્મીને પહાણ.

વ્હાલું પણ પછી નવ ગમે, હદપાર જો જાય;
વાળ મૂછનો પણ જો વધે, કાતરથી કતરાય.

જુગારી હાથે વાંકડું, વાનર કોટે હાર;
ગાંડી માથે બેડલું; છાજે કેટલી વાર?

કાચા ઘટમાં કાંકરો, જો કદી પેસી જાય;
કાઢતાં નીકળે નહીં, કરીએ કોટ ઉપાય.

મન ઢોંગી, મન ધૂર્ત હય, મન મેગલ સમાન;
મન સુધરે તો મિત્ર છે; નહીં તો શત્રુ સમાન.

સાજણ સુથનાં* વાદળાં, માગ્યા ઘરની છાશ;
જોઈએ ત્યારે ન જડે, મૂકો તેની આશ.

સાજણ એવા કીજીએ, જેવા કૂવાના કોસ;
આઘાપાછા પછાડીએ, હૃદે ન આણે રોષ.

✿

નિત્ય નિત્ય નવલાં ખાય, બીજાને આપે નહીં;
ધૂળ પડી એ કમાઈ, સાચું સોરઠિયો ભણે.

પરઘર માગે માન, બીજાને આપે નહીં;
એ માણસ હેવાન, સાચું સોરઠિયો ભણે.

કહેતાં ન આવે પાર, રાજા થઈ રંજાડતા;
એ રાજા નહીં ગમાર; સાચું સોરઠિયો ભણે.

ચોરે કેળાં થાય; કળિયુગના વાર વિષે;
મીઠપ નહીં મનમાંય, સાચું સોરઠિયો ભણે.

---

* વાદળાં આબાદીના વખતે જ મિત્ર, તે દુઃખ પડે ત્યારે મળે નહીં.

સોઢે સહુ ગે નિત, બીજાને પથારીઓ,
એ હેવાનની રીત, સાચુ સોરઠિયો ભણે

ખોટા બોલે રોજ, બીજાને ખોટા કહે;
તેનો પડે ન ખોજ, સાચુ સોરઠિયો ભણે

વાવ્યો ઝેરી રોપ, અમૃતની આશા કરે,
એ રોપ નહી પણ ખોપ, સાચુ સોરઠિયો ભણે

કરમા પકડી માળ, ભોળા જનને ભમાવતો,
એ માળ નહી પણ જાળ, સાચુ સોરઠિયો ભણે

એ તો વસમી વાટ, અમ તો આવી મતની;
ઘડતા ન આવડે ઘાટ, સાચુ સોરઠિયો ભણે

ધન દેખી રાજી થાય, વાવરે તો વસમુ ઘણુ
તે હાથ ઘસતો જાય, સાચુ સોરઠિયો ભણે

ભરજે ભડથી બાથ, રાંકને રંજાડીશ મા,
રાજી જગનો નાથ, સાચુ સોરઠિયો ભણે

વરસે જઈને વાડ, એવા મેઘ શા કામના?
મોટા બહુએ તાડ, ઢાંકે નહી નિજ પડને

વાવરવામા વીર, પણ વિવેકમા વામના×
એવા હોય અમીર, પણ મૂરખ માંધે બાપે

પ્રીતિ કમાઈ લીધ, જેણે કર લાંબો કર્યો,
લાજ ગુમાવી દીધ, કર જેણે હેઠળ ધર્યો

ઘડાઈ ઘડાઈ ને ઘાટ, પહોંચેલો પેચી બને,
ચીનુરી વિદેશ વાટ, જીવ્યાથી જોયુ ભલુ

પૂજાવે નિજ પાપ, પોતે પૂજી જાણે નહી;
નીચી ડોક ન થાય, તે પથ્થરના પૂતળા

આનંદ કહે પરમાનંદા, મૂંગે મોઢે રહેવુ;
કા તો કહેવુ સાચે સાચુ, ને કા તો નામ લઈ કહેવુ

આનંદ કહે પરમાનંદા, દુનિયામા નવ જાવુ;
ખીચડી ખાવી ગાંઠની, ને જ્યા ત્યા રખડાવુ

આનંદ કહે પરમાનંદા, ગામડે જઈને રહેવુ;
બાપો બાપો સૌ કરે, દઈને બમણુ લેવુ

આનંદ કહે પરમાનંદા, માણસે માણસે ફેર,
એક આપે સદાવ્રત, એક માગે ઘેરઘેર

આનંદ કહે પરમાનંદા, ચીજે ચીજે ફેર,
એક લાખે શેર મળે નહી, એક ટકાની સવા શેર

× વામણા=વામન ઓછા

★

પોતાના બંગલામા પધારવાની એક શેઠિયાએ ઘણીયે વિનંતિઓ કર્યા છતા એક સાધુ હમેશ તે નકારતા 'મને તમારા બંગલામા દુર્ગંધ આવે છે! ધૂપદીપ ને સુગંધી અત્તરથી સદાય મહેકતા બંગલામા દુર્ગંધ! શેઠ ચૂપ રહ્યા એક વેળા બંને ચમારવાડામાથી પસાર થતા હતા ઘરમા ને બહાર ચારેબાજુ ચામડાં! ક્યાક નવા બને છે તો ક્યાક સુકાય છે, ને ક્યાક વળી પલાળવામા આવ્યા છે શેઠનુ તો ગંધથી માથુ ફાટી ગયુ જલદી ચાલો એમ એણે સાધુને કહ્યુ, ત્યારે જવાબ મળ્યો

પેલા ચમારો જુઓ કેટલા સ્ત્રી-પુરુષ બાળકો છે! ખાવાપીવાનુ હસવાખેલવાનુ તેઓ બધુ જ અહી કરે છે એમને દુર્ગંધ નહિ આવતી હોય?'

મહારાજ એમને તો રફતેરફતે ટેવ પડી ગઈ હવે એમનુ નાક જ એવુ થઈ ગયુ હશે કે એમને દુર્ગંધ લાગતી નથી મને ક્યા એવો અભ્યાસ છે? ચાલો ચાલો જલદી નીકળી જઈએ

સાધુએ હસીને કહ્યુ 'શેઠ આ જ વાત છે તમારા બંગલાના પણ ભોગવિષયોમા હમેશા આસક્ત રહેવાથી એની દુર્ગંધ તમને વરતાતી નથી પણ મને એનો અભ્યાસ નથી એ બધુ જોઈને ચીતરી ચડે છે તમારે ત્યા હુ ક્યાથી આવી શકુ!

શેઠ શુ બોલે?

×

# ખુશામત

આજે ને સદા યે સમાજને નૈતિક પતન તરફ પ્રેરી રહેલાં તત્ત્વોમાં ઠેરઠેર દેખા દેતી ખુશામતખોરી પણ એક છે. એનો ઉપયોગ કરનાર ને ભોગ બનનાર બંનેનો એકસરખો હ્રાસ થાય છે. જ્યાં ખુશામત છે ત્યાં અંધતા છે, ત્યાં વિવેક-જાગૃતિનો અભાવ છે એમ ખાતરીપૂર્વક માનવું.


શ્રી. મંગળદાસ ગિ. મહેતા

વકીલ


ખુશામતખોરી! સામાનાં વખાણ કરવાની વૃત્તિ! ગઈકાલ સુધી અસ્તિત્વ ધરાવી રહેલા હિંદના નકશાના પીળા પ્રદેશમાં-દેશી રાજ્યોમાં તો આ કળાવાળાનું-હાજી હા કરનારાઓનું એકચક્રી રાજ્ય પ્રવર્તતું. ધોળે દિવસે બાપુ રાત કહે તો કોની મગદૂર છે કે એને દિવસ કહી શકે? ભાટચારણો ને રાજકવિઓથી સદાયે વીંટળાયેલા રહેતા, વામનજી છતાં વિરાટનો ઝભ્ભો ઓઢી ફરનારા, ટૂંકા કાનના ને અલ્પ જ્ઞાનના આ બાપુઓના રાજ્યમાં ખુશામતખોરીની બદી ઘણા મોટા પાયા પર વિસ્તરી છે. માનવીની હલકી વૃત્તિઓને પોષવામાં આજે આપણે એટલા બધા ગળાબૂડ થઈ ગયા છીએ કે કોઈ આ વૃત્તિને હલકી કહે તો ય જાણે માનવાને આપણે તૈયાર નથી

પણ ના, વાત સાચી જ છે. ખુશામતખોરી આપણા સમાજની એક ભયંકર બદી છે. ખુશામતખોરી અસાવધ માનવીની બુદ્ધિને હણનાર હલકી કોટીનું હથિયાર છે. ભાવનાશીલ માણસ એમાં સપડાઈ જાય છે. ખોટી ખુશામતખોરીમાં પારંગત થયેલો કાબેલ માણસ પોતે સાધ્ય કરેલા આ તત્ત્વને, કોઈ જાદુગરની તંત્રવિદ્યાની જેમ, ભલા ને લાગણીપ્રધાન માણસ પર અજમાવે છે. પણ સામાન્ય માનવી જ શા માટે? ભલભલા વિદ્વાનો, શ્રીમંતો અને ડાહ્યા ગણાતા લોકો પણ ખુશામતની જાળમાં ફસાઈ જાય છે. બુદ્ધિશાળી, બાહોશ અને કામ કઢાવવામાં પ્રવીણ એવા ખુશામતખોરોના સપાટામાંથી ઊગરવું અત્યંત મુશ્કેલ કાર્ય છે. બીજું વિશ્વયુદ્ધ પૂરું થયા પછી લાંચરુશવતખોરીનું અનિષ્ટ તત્ત્વ જેટલું સમાજમાં ઘર ઘાલી બેઠું છે, એટલું જ ઊંડું પેઠું છે આ ખુશામતનું તત્ત્વ.

'ભાઈ, આજ તો શેઠની બહુ ખુશામત કરવી પડી, ત્યારે જ એમનો રોષ ઊતર્યો.' 'ઉપરી અધિકારીને પાંચસો પંચાવન લગાડીએ ત્યારે જ એ તો ઠંડા પડે!' 'ખુશામત ન કરીએ તો બીજે દિવસે પાણીચું મળે!' આપણી આસપાસ હવામાં બોલાતા આ શબ્દો આપણા સામાજિક અધ:પતનનો પડઘો નથી પાડતા? કાન ઉઘાડા રાખો એટલે ખુશામતખોરીનો આ વ્યવહાર કેટલો સહજ થઈ ગયો છે તેની તુરત પ્રતીતિ થશે. નોકર શેઠની ને શેઠ કાબેલ નોકરની: કારકુન અમલદારની ને અમલદાર કાબેલ કારકુનની, વિદ્યાર્થી શિક્ષકની ને શિક્ષક કાબેલ વિદ્યાર્થીની, લેખક તંત્રીની ને તંત્રી પ્રસિદ્ધ લેખકની, ગોર યજમાનની ને યજમાન ગોરની, વેપારી ગ્રાહકની ને ગ્રાહક વેપારીની તથા ગરીબો શ્રીમંતની ખુશામત કરતા સંભળાશે એ શું સૂચવે છે? સમસ્ત સમાજનું અધ:પતન!

ખુશામત કરનારી આ વૃત્તિથી સવેળા ચેતીએ. ખુશામત ફોસ્ફરસ જેવી છે. દિલની હવામાં એને પ્રવેશ કરાવ્યો કે તુરત જ ભડકો થવાનો. એ ભડકો વ્યક્તિને બાળીને

ભસ્મ કરી દે છે એનાથી માનવીને છતીં આંખે અંધાપો આવે છે પોતે અન્ય સર્વ કરતાં શ્રેષ્ઠ છે, એ જાતની ખોટી આત્મવંચનામાં ખુશામતનો ભોગ બનેલો માનવી સબ્યા કરે છે ખુશામતથી એ પાયમાલ થઈ જાય છે સામાના દિલમાં આપણે માટે ભારોભાર તિરસ્કાર ભર્યો હોય અને છતાં બનાવટી હાવભાવ કરી, જૂઠો પ્રેમ બતાવી, આપણો પરમ હિતૈષી હોવાનો દાવો કરી, આપણને એની જાળમાં ફસાવનાર, ખોટી રીતે છેતરી વિશ્વાસઘાત કરનાર મનુષ્યથી, આ આદત પડી ગયા પછી, નથી તો પોતાનું ભલુ થઈ શકતું કે નથી તો થતું પારકાનુ

પણ કહેવાનો આશય એ નથી કે સામા પ્રત્યે સ્નેહ ને પ્રેમ ન બતાવવો, એને પ્રિય વચન ન કહેવાં પણ અંતરમાં ઝેર હોય ને મોઢે કઈ કહેવુ એના જેવુ મોટુ પાપ એકે ય નથી મધુ તિષ્ઠતિ જિહ્વાગ્રે હૃદયે તુ હલાહલમ્–મોઢામાં મધ હોય ને હૃદયમાં કાતીલ ઝેર હોય એવી દ્વિમુખી નીતિથી કહેનાર અને સાંભળનાર બંનેનું અહિત થાય છે ખુશામત કરનાર પોતાની જાતને છેતરે છે શરૂઆતમાં થોડો સમય એ કદાચ સન્માન્ય બને, પરંતુ અંતે લોકોમાં જાણ થતાં એના ગમે તેવા સાચા કથન પર પણ પછી કોઈ ધ્યાન આપતું નથી ખુશામતખોર પોતાનો પ્રભાવ પાડી નથી શકતો, વ્યક્તિત્વની છાપ પાડી નથી શકતો પોતાની આ વૃત્તિમાં જ સદાયે મચ્યો રહેવાથી સામાથી દબાવાની કુટેવ એને પડી જાય છે આ છે ખુશામતખોરીનુ ભયંકર પરિણામ સામાને શુ ગમશે, ક્યા શબ્દો સામાને પ્રિય થઈ પડશે, એની શોધમાં ખુશામતખોર પોતાના આત્માને વેચે છે, પોતાના સ્વત્વને હણે છે, આત્મસંપત્તિનુ દેવાળુ કાઢે છે

ખુશામતખોરવૃત્તિના શિકાર બનનારને તો ગેરલાભ જ છે ખુશામતથી એ નિરર્થક ફુલાઈ જાય છે ખુશામતખોરોનો દોરવ્યો, એ એટલો બધો તો પોતાના પર મુસ્તાક બની જાય છે કે ખુશામતખોર જેવા હલકા માણસને માપવાની તેની શક્તિ હણાઈ જાય છે અને પોતાના ખુશામતખોરોના વર્તુળની બહાર વર્તવા જતા પોતે જાણે આકાશમાંથી પૃથ્વી પર પડતો હોય એવો પછડાટ અનુભવે છે

આપણે જાણી લેવુ જોઈએ કે સાચો પ્રેમ ધરાવનાર માણસને ખુશામત પ્રિય હોતી નથી તે તો સામાના હિત ખાતર તેને કડવા શબ્દો પણ કહેશે, કારણકે વૈદ્ય, જનેતા અને સાચો મિત્ર–એ ત્રણે હિત કાજે કડવુ કહેતા ડરતાં નથી. સાચો માણસ દેખાવમાં સ્વમાની, અતડો, થોડોક અભિમાની, લાગણીહીન અને ભલે થોડો ક્રૂર જેવો લાગે, પણ ખરી રીતે તો તે જ સાચો હિતચિંતક છે

માટે આપણે સૌ ચેતીએ આસપાસ ચોકોર દૃષ્ટિ દોડાવી આપણા કહેવાતા સ્વજનો, મિત્રો ને પરિચિતોની પરીક્ષા કરીએ. ખુશામતખોરીથી પ્રેરાઈને વર્તનારા આપણા મિત્રો નથી પણ કટ્ટર દુશ્મનો છે, હિતચિંતકો નથી પણ અહિતકારી ને અનર્થ નોતરનારા ભયંકર આસુરી તત્ત્વો છે આપણે જાતે જ જો આ ખુશામતખોરીનો આશ્રય લેતા હોઈએ તો તો આથી મોટુ કયુ અધઃપતન હોઈ શકે?

*

# પાગલ

## ખલિલ જિબ્રાન

કાવ્યના ધ્વનિ કે વ્યંજનાને સંસ્કૃત સાહિત્યમાં વિશિષ્ટ સ્થાન અપાયું છે, કહેવાયું એક હોય ને એમાંથી અર્થ–ધ્વનિ જુદો નીકળે એવી કૃતિ તો પ્રતિભાશાળી પુરુષો જ આપી શકે. આ પાનાંઓ પર રજૂ થતા ગદ્યખંડો એના વિલક્ષણ કર્તાની કળાનાં દર્શન કરાવે છે, આ પહેલ પાડેલ હીરાની કણિકાઓ તપાસજો ને ચકાસજો.

[ ૨૬ ]

### વિશાળ સમુંદર

મારો આત્મા અને હું મોટા સમુંદરમાં સ્નાન કરવા ગયા. કિનારા ઉપર જ્યારે પહોંચ્યા ત્યારે અમે કોઈ ગુપ્ત અને નિર્જન સ્થાન ઢૂંઢવા મંડી પડ્યા. આમ કરતાંકરતાં આગળ વધતાં અમે જોયું કે એક માણસ ભૂરા ખડક પર બેસીને પોતાની ઝોળીમાંથી ચપટીચપટી મીઠું કાઢી સમુદ્રમાં ફેંકી રહ્યો હતો.

'આ નિરાશાવાદી છે.' મારા આત્માએ કહ્યું: 'અહીં આપણે સ્નાન નહીં કરી શકીએ. ચાલો, આગળ જઈએ.'

અમે આગળ ચાલવા માંડ્યું. એક ખાડીની પાસે પહોંચ્યા. ત્યાં જોયું કે એક માણસ સફેદ ખડક ઉપર ઊભો હતો. એના હાથમાં એક રત્નજડિત ડાબડો છે અને એમાંથી ખાંડ કાઢીકાઢીને એ સમુદ્રમાં નાખી રહ્યો છે.

'આ આશાવાદી છે,' મારા આત્માએ જણાવ્યું, 'એટલે એ પણ આપણા નગ્ન શરીરને જોઈ શકવો જોઈએ નહીં.'

અમે વળી આગળ વધ્યા. ત્યાં કિનારા ઉપર એક માનવી જોયો. મરેલી માછલીઓને પસંદ કરીકરીને પાછા જતા સમુદ્રમાં મજાકપૂર્વક એ ફેંકી રહ્યો હતો.

મારો આત્મા બોલ્યો: 'આપણે એની સામે પણ નહીં નાહી શકીએ; કારણ આ એક દયાળુ વિશ્વબંધુ છે.'

અમે વળી આગળ વધ્યા. જોયું કે એક પુરુષ પોતાની આકૃતિને રેતી પર અંકિત કરી રહ્યો હતો. મોજાં આવીઆવીને આકૃતિ ભૂસી નાખે છે છતાં પણ એ બરાબર પોતાના જ કાર્યમાં મશગૂલ છે.

'આ રહસ્યવાદી છે.' મારા આત્માએ કહ્યું, 'આપણે એને પણ છોડી દેવો જોઈએ.'

આગળ ચાલતાં અમે જોયું તો એક માણસ સમુદ્રના ફીણને એકઠું કરી સફેદ ખડીના પ્યાલામાં નાખી રહ્યો હતો.

'આ આદર્શવાદી છે!' મારો આત્મા બોલ્યો. 'આ માણસ આપણી નગ્નતા કદી યે ન જોઈ જવો જોઈએ.'

ને વળી અમે આગળ વધ્યા. અકસ્માત એક અવાજ અમે સાંભળ્યો (ચીસો નાખીનાખીને કોઈ કહી રહ્યું હતું.): 'આ જ છે એ સમુદ્ર, ગહન સમુદ્ર, વિશાળ ને શક્તિશાળી સમુદ્ર!' અને જ્યારે અમે અવાજની પાસે પહોંચ્યા ત્યારે જોયું કે એક માણસ સમુદ્ર તરફ પીઠ ફેરવીને ઊભો છે, અને એક છીપ કાને અડાડી સમુદ્રનો અવાજ સાંભળી રહ્યો છે.

મારો આત્મા બોલ્યો: 'ચાલો આગળ વધીએ. 'આ યથાર્થવાદી છે. કોઈ રહસ્ય પૂરી રીતે ન સમજાય તો આ માણસ પોતાનું મુખ ફેરવી લે છે અને વસ્તુના એક ટુકડા પર જ પોતાનું ધ્યાન કેંદ્રિત કરે છે.'

આમ અમે આગળ વધતા ગયા. (થોડે દૂર) ખડકોની વચમાં એક માણસને રેતીમાં પોતાનું માથું છુપાવેલી દશામાં જોયો. મેં મારા આત્માને કહ્યું: '(નિ:સંદેહ) આપણે અહીં તો સ્નાન જરૂર કરી શકીએ; કારણ આ માણસ આપણને જોઈ શકતો નથી."

'નહિ,' મારો આત્મા બોલ્યો: 'આ માણસ તો પેલા બધાથી યે વધુ ખતરનાક છે કારણ કે એ ઉપેક્ષા કરે છે.'

ત્યારે મારા આત્માના મુખ ઉપર ગાઢ નિરાશા વ્યાપી ગઈ અને એણે (કરુણ સ્વરે) કહ્યુ, 'આપણે અહીથી ચાલી નીકળવુ જોઈએ કારણકે અહી એવુ એકાંત ને ગુપ્ત સ્થાન નથી, જ્યાં આપણે સ્નાન કરી શકીએ આ પવનને મારા સોનેરી વાળ સાથે હું નહિ ખેલવા દઉં, મારા શ્વેતમુખને પણ હું આ પવનમાં નહિ ખોલુ, પ્રકાશ મારી પવિત્ર નમ્રતાને ખુલ્લી નહીં જ પાડી શકે

ત્યારે અમે એ વિશાળ સમુદ્ર છોડી બીજા વિશાળ સાગરની તપાસ કરવા માટે નીકળી પડ્યા

[ ૨૭ ]

સૂળી પર

મોટેથી બૂમ પાડી મે કહ્યુ 'હુ ચઢીશ સૂળી પર!'

લોકોએ કહ્યુ 'અમે શા માટે તારુ બલિદાન માથે વહોરી લઈએ?'

મે જવાબ આપ્યો 'પણ પાગલોને સૂળી પર ચડાવ્યા વિના ઉન્નતિ કેમ કરી શકશો?'

લોકોએ મારી વાત માની અને મને સૂળી પર ચઢાવવામાં આવ્યો સૂળી પર ચઢવાથી મને શાંતિ મળી

અને જ્યારે હું પૃથ્વી અને આકાશની વચ્ચે લટકી રહ્યો હતો, ત્યારે મને જોવા લોકોએ પોતાનાં શિર ઉપર લીધાં, એ રીતે એમનાં શિર ઊંચાં થયાં (એ લોકો ઉન્નત થયા) કેમકે અત્યાર પહેલાં એમનાં શિર કદી યે ઊંચે ઉઠાવવામાં આવ્યાં નહોતાં!

પરંતુ માથુ ઊંચુ કરીને જ્યારે તેઓ મારી તરફ જોઈ રહ્યા હતા ત્યારે તેમાંના એકે મને પૂછ્યુ 'ક્યા કર્મનુ તું પ્રાયશ્ચિત્ત કરી રહ્યો છે?'

બીજાએ મોટેથી પૂછ્યુ 'ક્યા ઉદ્દેશથી તે તારુ પોતાનુ બલિદાન આપ્યુ છે?'

ત્રીજો બોલ્યો 'શુ તારો એવો ખ્યાલ છે કે આ કુરબાનીથી તું આ દુનિયામાં પ્રસિદ્ધિ હાંસલ કરી શકશે?'

ત્યારે વળી ચોથા એકે કહ્યુ 'જુઓ તો ખરા એ કેવો હસી રહ્યો છે! કોઈ પણ માનવી આટલો બધો સિતમ શુ માફ કરી શકે ખરો?'

આ સર્વને જવાબ આપતાં મે કહ્યુ 'માત્ર એટલુ જ તમે યાદ રાખજો કે હું (મૃત્યુસમયે પણ) હસી રહ્યો હતો નથી મેં કોઈ પ્રાયશ્ચિત્ત કર્યુ, નથી મે કોઈ બલિદાન આપ્યુ કે નથી મને કોઈ કીર્તિની લાલસા તમે કોઈ એવો અપરાધ નથી કર્યો જેને હું ક્ષમા કરુ હુ તરસ્યો હતો ને મે તમને પ્રાર્થના કરી કે મારુ રુધિર તમે મને પાઓ કારણ કે પાગલની પ્યાસ એના પોતાના રક્ત વિના અન્ય કોઈ ચીજથી તૃપ્ત થઈ શકતી નથી. હું મૂંગો હતો એટલે મુખ પર જખમની મે માગણી કરી. હુ આ (મૃત્યુલોકના) દિવસ ને રાતમાં કેદ પુરાયો હતો એટલા માટે એથી યે વધુ મોટી-બૃહદ્ દિનરાતોના દ્વારની મે તપાસ કરી લીધી

'લ્યો ત્યારે, હવે હુ જાઉં છુ સૂળી પર ચડેલા બીજા બધા જતા રહ્યા તેમ સૂળી પર ચઢવાથી અમે ગુસ્સે થયા છીએ એમ ન માનશો કારણકે આથી યે વધુ મોટા આકાશો અને આથી યે વધુ મોટી પૃથ્વીની વચ્ચે, આથી યે વધુ મોટા માનવસમુદાય દ્વારા વારવાર અમે સૂળી પર ચઢતા રહેવાના છીએ

[ ૨૮ ]

જ્યોતિષી

મે ને મારા એક મિત્રે એક અંધને મંદિરની છાયામાં બેઠેલો જોયો મિત્રે મને જણાવ્યું 'આપણા દેશનો સૌથી બુદ્ધિમાન આ માણસ છે'

મિત્રને છોડી હું એ અંધની પાસે ગયો, પ્રણામ કર્યાં, તે પછી વાતચીત કરી, થોડી વારે મે પૂછ્યું

'ક્ષમા કરજો, પણ તમે ક્યારથી અંધ બન્યા છો એ કહેશો?' એણે જવાબ આપ્યો 'હું તો જન્મથી અંધ છું.'

મેં પૂછ્યું: 'તમે કયા શાસ્ત્રનું અધ્યયન કર્યું છે?'

એ બોલ્યો: 'હું જ્યોતિષી છું' અને પછી પોતાની છાતી પર હાથ મૂકી કહ્યું: 'હા, આકાશમંડળના સમસ્ત સૂર્ય, ચંદ્ર ને નક્ષત્રોનું હું નિરીક્ષણ કરતો રહું છું ખરો!'

[ ૨૯ ]

### મહત્ત્વાકાંક્ષા

મારા બંધુ 'પહાડ' અને બેન 'જલરાશી' ની વચમાં હું અહીં બેઠો છું. અમે ત્રણે ય એકાંતમાં એક છીએ. અમને અંદરોઅંદર બાંધી રાખનાર સ્નેહ ગહન, સબળ ને અનોખો છે. એ સ્નેહની ગહનતા મારી બેન 'જલરાશી' ની ગહનતા કરતાં યે અધિક છે. એની શક્તિ સામે મારા ભાઈની શક્તિ તુચ્છ છે. મારા પાગલપણા કરતાં પણ એ સ્નેહગાંઠ નિરાળી છે.

અન્યોન્યનો અમારો પ્રથમ પરિચય થયો તે વાતને આજે સદીઓ વહી ચૂકી છે, તથા અત્યાર સુધીમાં કેટલી યે દુનિયાઓના જન્મ, જુવાની ને મૃત્યુનાં દૃશ્યો અમે જોઈ નાંખ્યા છે છતાં પણ અમે જુવાન છીએ, ઉત્સાહી છીએ. અનેક મહેચ્છાઓ ને અભિલાષાઓ અમારા મનમાં જન્મી ચૂકી છે; છતાં યે અમે એકલાં છીએ. અમારી પાસે કોઈ આવતું નથી, હાલાતરથી અમે એકમેકમાં ઓતપ્રોત થઈ ગયાં છીએ, તો પણ અમને ચેન પડતું નથી. દબાયેલી મહત્ત્વાકાંક્ષા ને રોકાયેલા જુસ્સાને ચેન તે ક્યાંથી હોય?

મારી બેનની શય્યાને ગરમ કરનાર અગ્નિદેવ ક્યાંથી આવશે? એવી તે કઈ વાયુલહરી છે કે જે મારા ભાઈના દિલને ટાઢક આપશે? એવી તે કઈ સુંદરી છે જે મારા હૃદય પર રાજ્ય કરશે?

નિઃસ્તબ્ધ રાત્રે મારી બેન અગ્નિદેવને યાદમાં પ્રલાપી રહી છે. અને મારો ભાઈ ઠંડક આપનાર દેવીને પુકારી રહ્યો છે. પણ નિદ્રાવસ્થામાં હું કોને સાદ કરું છું, તે મને માલૂમ નથી.

અહીં હું મારા ભાઈ 'પહાડ' અને બેન 'જલરાશી'ની વચમાં બેઠો છું. અમે ત્રણે ય એકાંતમાં એક છીએ. અને ઐક્યમાં અમને બાંધી રાખનાર અમારી પ્રેમગાંઠ ગહન, ગાઢ ને અનોખી છે!

[ ૩૦ ]

### ઘાસનું તણખલું બોલ્યું

પાનખરને લીધે પડી જતા પાંદડાને ઘાસના એક તણખલાએ કહ્યું:

'શા માટે ભાઈ પડતી વખતે તું અવાજ કરે છે? તારા આ અવાજથી મારાં સુખસ્વપ્નોમાં વિઘ્ન આવે છે.'

પાંદડાએ ગુસ્સે થઈ જવાબ દીધો:

'રે નીચ, અધોગતિપ્રાપ્ત, સંગીતવિદ્યાવંચિત ને સુકાઈને ચડચડ થતા તણખલા, ઉચ્ચ વાતાવરણમાં નહીં રહેનાર તું રાગના લયને તે શું જાણી શકે?' તે પછી પાનખરનું પાંદડું જમીન પર પડી ગયું ને સૂઈ ગયું.

જ્યારે વસંત ઋતુ આવી ત્યારે એની આંખ ખૂલી, પણ હવે એ જાતે જ ઘાસનું તણખલું બની ગયું હતું!

વળી પાછી પાનખર આવી. ઠંડીની મીઠી નીંદમાં તણખલું સૂતું હતું, ત્યાં ચારે તરફથી એના ઉપર પાંદડાં ખરવા લાગ્યાં. ત્યારે તણખલું ચડભડયું:

'અરે આ પાનખરનાં પાંદડાંઓ! કેટલો બધો અવાજ કરીને મીઠા મારા શિશિરસ્વપ્નમાં ખલેલ પહોંચાડે છે?'

★

# સંસ્થા-સમાચાર

## 'વિવિધ ગ્રંથમાળા'

'વિવિધ ગ્રંથમાળા'નું સને ૧૯૪૮-૪૯નું ચાલુ વર્ષ ૩૦મી જૂને પૂરું થયું છે ૩૭ વર્ષથી ચાલતી આ માળા દ્વારા અત્યાર સુધીમાં ધર્મ, જીવનચરિત્ર, વૈદક ને આરોગ્ય, વેદાંત, ભક્તિ, જ્ઞાન ને વૈરાગ્ય-એવા અનેક વિષયો ઉપર જુદાજુદા ગ્રંથો પ્રસિદ્ધ થયા છે ઉત્તમ અને સસ્તું વાચન પ્રજાને પૂરું પાડવાનો આ સસ્થાના સ્થાપક સદ્ગત ભિક્ષુ અખંડાનંદનો આશય આ માસિક તથા 'વિવિધ ગ્રંથમાળા' દ્વારા પૂરો પડે છે

૩૦મી જૂને પૂરા થતા વર્ષમા ગ્રાહકોને નીચે પ્રમાણે પુસ્તકો મોકલાયાં છે

| નામ | પાન | મૂલ્ય | ટ. ખ | રવાના તારીખ |
|---|---|---|---|---|
| ૧ અતની વાતો | ૨૬૪ | ૧-૮ | ૦-૪ | ૧૮-૮-૪૮ |
| ૨ જીવનચર્યા | ૮૦ | ૦-૬ | ૦-૧ | ,, |
| ૩ યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય | ૯૬ | ૦-૮ | ૦-૧ | ,, |
| ૪ તંત્રકથા (સચિત્ર) | ૧૬૪ | ૧-૮ | ૦-૪ | ૧૫-૧૧-૪૮ |
| ૫ તુલસી રામાયણના મહાવાક્યો | ૧૧૨ | ૦-૮ | ૦-૧ | ,, |
| ૬ હંસ મહારાજ | ૨૮૮ | ૨-૮ | ૦-૫ | ૨૨-૩-૪૯ |
| ૭ ધમ્મપદ | ૧૯૨ | ૧-૦ | ૦-૩ | ,, |
| ૮ ગુલાબસિંહ | ૪૪૦ | ૪-૦ | ૦-૪ | ૩૦-૬-૪૯ |
| એકદર | ૧૬૫૬ | ૧૧-૧૪ | ૧-૭ | |

ઉપર મુજબ એકદરે રૂ। ૧૧-૧૪-૦ના પુસ્તકો માત્ર રૂ। ૬-૮મા ઘેરબેઠાં અપાયા છે

નવું વર્ષ ૧લી જુલાઈ ૧૯૪૯થી શરૂ થયું છે રૂ। ૬-૮-૦ મોકલી ગ્રાહક થઈને આ માળા દ્વારા લગભગ અર્ધો મૂલ્યે મળતા પુસ્તકોનો લાભ લેવાનું ન ચૂકશો વર્ષ દરમિયાન ગમે ત્યારે ગ્રાહક થઈ શકાય છે ગ્રાહક થતી વખતે જે પુસ્તકો નીકળ્યા હશે તે અપાશે અને બાકીના નીકળે તેમતેમ મોકલી અપાય છે આજે જ પોસ્ટકાર્ડ લખી નાખો

## શુદ્ધ ગ્રહલાઘવીય પંચાંગ (સં. ૨૦૦૬નું)

શુદ્ધ ગ્રહલાઘવીય પદ્ધતિથી તૈયાર થતા આ પંચાંગમાં જ્યોતિષને લગતી અગત્યની લગભગ બધી બાબતો અપાઈ છે; ઉપરાંત ધાર્મિક તહેવારોની ઉત્પત્તિનો ઇતિહાસ, ટપાલ તથા રેલવેખાતાની માહિતી, અશૌચનિર્ણય, માસવાર ફળ, રાશિવાર ભવિષ્ય વગેરે વગેરે ઘણી ઉપયોગી હકીકતો આપેલી છે. આ વરસે ૧૨ પાનાં જેટલી બીજી ઉપયોગી માહિતી નવેસરથી તેમાં ઉમેરવામાં આવી છે.

પંચાંગનું કદ ૬॥"×૧૦", પાન ૧૧૨ અને કિંમત માત્ર **નવ આના** છે.

'અખંડ આનંદ'ના ગ્રાહકોને આ પંચાંગ અંકરૂપે મોકલાવવાનું નથી; એટલે જે ગ્રાહકબંધુને પંચાંગ જોઈએ તેમણે શ્રાવણ વદી ૦)) સુધીમાં ૦॥– મોકલી મંગાવી લેવું. તે પછી મંગાવનારે ટપાલ વગેરેના ખર્ચ સાથે રૂા. ૦॥≈ મોકલવા.

## નવાં પ્રકાશનો

**ગીતાંજલિ :** લે. શ્રી રવીન્દ્રનાથ ઠાકુર : અનુવાદક: સ્વ૦ મણિશંકર રત્નજી ભટ્ટ–કાન્ત　　　　પાન ૧૦૪ : કિં. ૦–૬

## પુનરાવૃત્તિઓ

**શ્રીમદ્ ભાગવત :** એ ગ્રંથમાં નવી ૧૨મી આવૃત્તિ. ૨૭ ચિત્રો સાથે પ્રસિદ્ધ થઈ છે.　　　　પાન ૧૧૪૪ : કિં. ૧૦–૦

**નાનક :** (૨જી આવૃત્તિ) ટૂંકું પ્રેરણાદાયી ચરિત્ર આપેલું છે. પુસ્તકની છેવટે ગુરુ નાનકનાં ૨૩ ભજનો નવેસરથી ઉમેર્યાં છે.　　　　પાન ૧૦૪ : કિં. ૦–૬

## છેલ્લા બે માસનાં નવાં પ્રકાશનો

**બાળકોની માવજત : (સર્વોપયોગી સાહિત્યશ્રેણી)** ગર્ભાવસ્થાથી માંડીને બાળક ત્રણ વર્ષનું થાય ત્યાંસુધી માતાએ કેવી કાળજી રાખી, બાળકને પાળી–પોષીને ઉછેરવું જોઈએ તથા શારીરિક તેમ જ માનસિક દૃષ્ટિએ પદ્ધતિસરનું શિક્ષણ બાળકોને કેમ આપવું, તે આમાં સરળ રીતે

સમજાવવામાં આવ્યું છે પુસ્તકને અંતે પરિશિષ્ટરૂપે ' બાળરોગો ' વિષે ઉપયોગી માહિતી અને ઉપચાર આપ્યા છે

કદ ૫"×૭ાા" પાન ૯૬ કિં ૦-૧૦

**ગુલાબસિંહ** સ્વ મણિલાલ નભુભાઈ દ્વિવેદીકૃત અતિગૂઢ તત્ત્વજ્ઞાનના વિચારોથી ભરપૂર છતા સામાન્ય વાચકોને રસિક તેમજ બોધપ્રદ થઈ પડે તેવી નવલકથા (વિવિધ ગ્રંથમાળામાં) પાન ૪૪૦ કિં ૪-૦

**વેદાંત-રસબિંદુ** . સ્વામીશ્રી મંગળનાથજી રચિત વેદાંતજિજ્ઞાસુઓને વેદાંતનાં રસબિંદુઓ સરળતાથી સમજાવે છે પાન ૯૬ કિં ૦-૧૨

**ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો** ઝેરી જાનવરના દંશના તથા ઝેરી પદાર્થોના ઝેરના સરળ અને સાદા ઘરગથ્થુ અનેક ઉપાયો

પાન ૯૬ કિં ૦-૧૦

## એક અપ્રાપ્ય ગ્રંથ

**કચ્છ સ્વસ્થાનની વનસ્પતિઓ અને તેની ઉપયોગિતા** · શ્રી જયકૃષ્ણ ઈંદ્રજી ઠાકરકૃત આ ગ્રંથની જૂજ પ્રતો મળેલી છે. જોઈએ તેમણે તેની કિંમતના રૂા ૧૦) તથા ટપાલખર્ચનો રૂા ૧) મળી કુલ રૂા ૧૧) મોકલી ગ્રંથ મંગાવી લેવો

## હવે પછી પ્રગટ થશે. આપનો ઑર્ડર તરત નોંધાવો

**શ્રીશાંકરભાષ્ય સહિત શ્રીમદ્ ભગવદ્ગીતા** અનુવાદક વામનરાવ પ્રા પટેલ, બી એ એલએલ બી છંપાય છે, બેએક માસમાં પ્રસિદ્ધ થશે.

**મીરાંના ભજનો** . મીરાંના ભજનોનો સૌથી મોટો અને અદ્યતમ સંગ્રહ

**નરસિંહનાં ભજનો** લગભગ બધા લોકપ્રિય ભજનોનો સંગ્રહ આ પુસ્તકમાં અપાશે

**શ્રી સત્યનારાયણની કથા** મૂળ સાથે છપાય છે

**સો ભજનો** . મુનિ નાનચંદ્રજીએ ચૂંટીને પસંદ કરેલા સો ભજનો છપાય છે.

# યુગપ્રવાહ

'શ્રી. સોપાન

ચાર મહાસત્તાઓ-અમેરિકા, રશિયા, બ્રિટન અને ફ્રાંસના વિદેશમંત્રીઓની પરિષદ લગભગ એક માસથી જર્મની અને બર્લિનનું ભવિષ્ય નક્કી કરવા માટે ચાલી રહી છે; પરંતુ આ લખાય છે ત્યાં-સુધી આખરી નિર્ણય થયો જણાતો નથી. છેલ્લા સમાચાર પ્રમાણે એવી સમજૂતી વિચારાઈ રહી છે કે જર્મની અને બર્લિનનાં ભાગલા પાડવા અને આગળ ઉપર વિશેષ વિચાર કરવો.

વિશ્વયુદ્ધના વિજેતાઓ આજ સુધી જગતના મહત્ત્વના સવાલો વિષે એકમત થઈ શક્યા નથી; એટલું જ નહિ પણ જેમ સમય જાય છે તેમ એકબીજાથી વધુ દૂર થતા જાય છે એ જગતનું દુર્ભાગ્ય છે. જર્મની મહાશક્તિશાળી રાષ્ટ્ર હતું. જર્મની ફરીને તાકાત પ્રાપ્ત કરી જગતની શાંતિ જોખમમાં ન મૂકે તે માટે અમુક સમય સુધી એના ઉપર કાબૂ રાખવાની જરૂર હતી; પણ આજે એ જર્મની જ મહાસત્તાઓ વચ્ચે વિખવાદનું અને જગત માટે ત્રીજા વિશ્વયુદ્ધના ભયનું કારણ બની રહ્યું છે.

રશિયાની યોજના જર્મનીને લાલ રંગે રંગી દેવાની, એટલે કે ત્યાં સામ્યવાદી શાસન સ્થાપવાની હોય તેમાં નવાઈ નથી. અમેરિકા, બ્રિટન અને ફ્રાંસ જર્મનીની સત્તા તોડી નાખવા એક થયાં હતાં, પણ હવે એમની દૃષ્ટિ બદલાઈ ગઈ છે. ફ્રાંસ તાકાતવાન જર્મનીથી ડરે છે ને એવો પ્રયત્ન કરે છે કે જર્મની એક ન થાય, બળવાન ન થાય. પરંતુ બ્રિટન-અમેરિકાની એ નીતિ નથી તેથી ફ્રાંસને પણ એની પાછળ ઘસડાવું પડે છે. આ ત્રણે રાજ્યો જર્મનીને સામ્યવાદી રશિયાની પાંખમાં જતું બચાવવા માટે ગમે તેવો ભોગ આપવા તૈયાર છે. રશિયાએ બર્લિન ફરતી નાકાબંધી કરી ત્યારે ભારે સાહસ કરીને પણ અમેરિકાએ બર્લિનમાંના જર્મનોને હવાઈ જહાજો દ્વારા ખોરાક અને સામગ્રી મોકલ્યાં, તે માત્ર દયાથી પ્રેરાઈને નહિ પણ બર્લિનવાસીઓ રશિયાની શરણાગતિ ન સ્વીકારી લે તે માટે. આ ત્રણ રાજ્યોએ રશિયા સામે વળતાં પગલાં લીધાં અને પશ્ચિમ જર્મનીમાં મજબૂત રાજતંત્ર રચવાની તૈયારીઓ કરી તે પણ એટલા જ ખાતર.

બર્લિન કે જર્મની શું ઇચ્છે છે, શાથી એને લાભ થશે વગેરે કોઈ વિચારતું નથી. જગત-શાંતિની વાત પણ મિથ્યા છે. બધાની દૃષ્ટિ પોતાનું બળ વધારવા અને જર્મન-શક્તિનો પોતાના લાભમાં ઉપયોગ કરવા ઉપર કેંદ્રિત થયેલી છે.

## ચીનનો આંતરવિગ્રહ

ચીનનો આંતરવિગ્રહ હજી ચાલે છે ને નિર્દોષ ચીની પ્રજાની અપાર યાતનાઓ હજી પૂરી થઈ નથી; પરંતુ રાજકીય દૃષ્ટિએ જોઈએ તો ચીનમાં હવે લાલ સત્તાની સ્થાપના થવાની તૈયારી છે! સામ્યવાદીઓએ શાંઘાઈ લીધું ને તે પછી પણ આગળ ધસી રહ્યા છે. તે જોયા પછી અમેરિકા ને બ્રિટન જેવા

તેની સાથે દોસ્તી બાંધવા, અલબત્ત પોતાની શરતે, તલસી રહ્યા છે ચીનનો સામ્યવાદી નેતા માઓત્સે તુંગ સ્ટાલિન કરતાં જુદી માટીનો ઘડાયેલો છે ચીનની આંતરિક સ્થિતિ નિરાળી છે અને રશિયાની ક્રાંતિ વખતે દુનિયા જેવી હતી તેવી આજે નથી એવા ખ્યાલોથી એમ મનાય છે કે માઓત્સે તુંગની સરકાર સાથે બ્રિટન-અમેરિકાના સબંધો બંધાઈ શકશે. બ્રિટનના મુત્સદ્દીઓ અને વિદેશમંત્રી શ્રી બેવિને તો ખુલ્લી રીતે સામ્યવાદીઓને આવકાર્યા છે અને ચીનમાં જે કોઈ સત્તા ઉપર હશે તેની સાથે બ્રિટન દોસ્તી રાખશે એમ સામે આવીને કહી રહ્યા છે

સામી બાજુ માઓત્સે તુંગ પણ સંભાળીને પગલાં ભરે છે એણે જાહેર કર્યું છે કે જે દેશો ચીનની પ્રત્યાઘાતી સરકાર એટલે ચાંગની સરકાર સાથે કોઈ પણ પ્રકારનો સબંધ રાખશે, તે સિવાયના તમામ દેશો સાથે સામ્યવાદી ચીન મૈત્રી રાખશે ને બીજા સહકારને આવકારશે ચીનની લડાઈ ખતમ નથી થઈ અને 'રાષ્ટ્રીય' સરકારના બણગાં હજી ય સંભળાય છે છતાં જગતના રાજપુરુષોએ તો સમજી લીધું છે કે ચીનમાં નવી સરકાર આવી ગઈ છે

ચીનના આ સામ્યવાદી વિજયને બ્રહ્મ દેશના સમાજવાદીઓ, જેઓ આજે સત્તા ઉપર છે તેમણે આવકાર્યો છે હિંદ આ બાબતમાં મૌન સેવી રહ્યું છે હિંદ અને ચીન વચ્ચે મૈત્રી સંબંધો હતા ચીંગે હિંદની સ્વતંત્રતામાં રસ લીધો હતો આ બધાં કારણે હિંદી નેતાઓ મૂંઝવણ અનુભવતા હોય એ સ્વાભાવિક છે પરંતુ ચીનની સામ્યવાદી સરકાર માટે હિંદી પ્રતિનિધિએ બહુ સારા શબ્દો ઉચ્ચાર્યા છે તે ઉપરથી એવું અનુમાન કરી શકાય કે નવી સરકાર સંપૂર્ણ રીતે સત્તા ઉપર આવશે ત્યારે પણ હિંદ અને ચીનની મૈત્રી તો કાયમ જ રહેશે ચીનનાં સામ્યવાદ સાથે હિંદને શત્રુભાવ નથી જ

ચીનની વર્તમાન સ્થિતિ ચીની પ્રજા માટે અત્યંત દુખદાયક છે, કારણકે ત્યાં આંતરવિગ્રહનું પૂર્ણવિરામ હજી મુકાયું નથી

## પાક-અફઘાન

પાકિસ્તાન અને અફઘાનિસ્તાન વચ્ચે દિવસેદિવસે અથડામણ વધતી જાય છે છેલ્લો બનાવ પાકિસ્તાને બોંબવર્ષા કર્યાનો બન્યો છે આ અંગે પાકિસ્તાન જે ખુલાસાઓ કરે છે તે અફઘાન પ્રજા કે સત્તાવાળાઓ સ્વીકારતા નથી અને બોંબમારાને આક્રમણ તરીકે વર્ણવે છે

પાકિસ્તાનના નેતાઓ હંમેશાં એમ કહેતા હતા કે મુસ્લિમ દેશો સાથે એમને ગાઢ સબંધો બંધાશે ને એમાંથી સમગ્ર મુસ્લિમ રાષ્ટ્રો એકસૂત્રે પરોવાશે પાકિસ્તાનની સ્થાપનાને પોણાબે વર્ષ થયાં પરંતુ કોઈ મુસ્લિમ દેશ સાથે અસામાન્ય ગણાય એવી મૈત્રી સધાઈ દેખાતી નથી એટલું જ નહિ પણ સૌથી નિકટના મુસ્લિમ દેશ અફઘાનિસ્તાન સાથે તો દુશ્મનાવટના બીજ રોપાઈ રહ્યાં છે પાકિસ્તાનની પાસે બીજો મુસ્લિમ પ્રદેશ છે કાશ્મીર. ત્યાં પણ પાકિસ્તાનની નીતિરીતિ પ્રત્યે તિરસ્કાર પ્રવર્તે છે જેમાંથી પાક-અફઘાન અથડામણ ઊભી થઈ છે તે તાયફાવાળાઓ તો પાકિસ્તાન માટે આંખના કણારૂપ બન્યા છે મુસ્લિમ બિરાદરીની ભાવના ક્યાં ચાલી ગઈ?

પાકિસ્તાન અને અફઘાનિસ્તાન વચ્ચે ઝઘડો આરંભો જ છે બંનેની સરહદ વચ્ચે

આવેલો તાયફાવાળાઓનો પ્રદેશ પાકિસ્તાન પોતામાં શમાવી દેવા માગે છે ને અફઘાનિસ્તાન તેનો વિરોધ કરી માગે છે, કે એ પ્રદેશને સ્વતંત્ર રહેવા દેવો, પ્રજાની માગણીને માન આપી પઠાણીસ્તાનની સ્થાપના થવા દેવી.

હિંદને આ ઝઘડામાં મુદ્દલ રસ નથી. અફઘાનિસ્તાન સાથે, અન્ય કોઈ પણ દેશની પેઠે હિંદના સારા સંબંધો છે. પાકિસ્તાનને એ ખૂંચે છે. એટલે એ હિંદ ઉપર સીધા ને આડકતરા આક્ષેપો કર્યા કરે છે. પાકિસ્તાનના નેતાઓએ માનસ જ એવું કેળવ્યું છે કે પોતાની દરેક આંતર–બાહ્ય તકલીફો માટે એને હિંદનો જ દોષ દેખાય! આવા વિકૃત માનસ માટે દયા ખાવા ઉપરાંત આપણે બીજું શું કરી શકીએ?

## ચંદ્રનગરનો માર્ગ

હિંદ સ્વતંત્ર થયું પણ એનો કેટલોક દેશ હજી પરદેશી હકૂમત નીચે છે. ફ્રાંસનાં ...ચ અને પોર્ટુગલનાં ત્રણ સંસ્થાનો હિંદની ...મિમાં છે. હિંદ સરકારે જાહેર કર્યું છે, કે ...લામીના આ કાળા ડાઘ ભૂંસી જ નાખવા ... આ માટે આંતરરાષ્ટ્રીય ધોરણે વાટાઘાટ ...તાં ફ્રાંસે કંઈક સારું વલણ બતાવ્યું અને એમ કર્યું કે લોકમત લઈ નિર્ણય કરવો. પોંડીચરી વગેરેનો લોકમત તા. ૧૧મી ડિસેમ્બરે લેવાનું ઠર્યું છે. તટસ્થ નિરીક્ષકો વગેરે બાબતોમાં ફ્રાંસ અને હિંદ વચ્ચે એકમતી થઈ છે પણ કોણ જાણે શા કારણે ચંદ્રનગર માટે ફ્રાંસે જુદું જ વલણ લઈ હિંદની સંમતિ વિના તા. ૧૯મીએ લોકમત લઈ લીધો. ફ્રાંસે ગમે તેમ ધાર્યું હોય પણ ચંદ્રનગરની પ્રજાએ તો હિંદમાં જોડાવાનો જ ફેંસલો આપ્યો છે. ચંદ્રનગરની કુલ વસતિ ૫૦,૦૦૦ તેમાં મતદારો ૧૨,૨૦૦; આમાંથી ૭૬૦૮ માણસોએ મતનો ઉપયોગ કર્યો. હિંદને મળ્યા ૭૪૭૩ મત અને ફ્રાંસને મળ્યા માત્ર ૧૧૪, બાકીના મતો ખોટા ઠર્યા. ફ્રાંસમાં જો સમજદારી હોય તો બાકીનાં સંસ્થાનો વિનાલોકમતે જ હિંદને હવે સોંપી દેવાં જોઈએ.

પોર્ટુગલ સંસ્થાનો–દીવ, દમણ અને ગોવાનો ફેંસલો શાંતિપૂર્વક થવા વિષે શંકા રહે છે, પણ એનું હિંદ સાથેનું ભાવી કોઈ મિથ્યા તો કરી શકશે જ નહિ

## સિક્કિમનો બનાવ

આપણે એવી ભ્રમણામાં છીએ કે હિમાલય પર્વત હિંદમાં છે. રાજદ્વારી રીતે જોઈએ તો હિમાલયનો મોટો ભાગ તિબેટ, નેપાળ, ભૂતાન અને સિક્કિમમાં છે. આપણે ભાગે તો, સરખામણીમાં નાનો ટુકડો જ આવે છે. હિમાલયનાં સ્વતંત્ર રાજ્યો નેપાળ, ભૂતાન અને સિક્કિમની રાજદ્વારી સ્થિતિ એકસરખી નથી; પરંતુ હિંદ સ્વતંત્ર થયું ત્યારથી ત્યાં આઝાદીનો પવન તો જોરથી ફૂંકાઈ રહ્યો છે. આમાં સિક્કિમ સૌથી નાનું. એક બાજુ નેપાળ, બીજી બાજુ ભૂતાન, ઉપર તિબેટ અને નીચે હિંદ. વચ્ચે આવેલું નાનું સિક્કિમ તોફાનમાં ઊભું ન રહી શક્યું એટલે સિક્કિમના રાજાએ હિંદ સરકારને પોતાના રાજ્યનો વહીવટ સંભાળી લેવાની વિનતિ કરી અને તે પ્રમાણે થોડા દિવસ પહેલાં જ હિંદ સરકારે સિક્કિમનો કબજો લઈ લીધો છે. આપણે એવી આશા રાખીએ કે નેપાળ, ભૂતાન અને સિક્કિમ હિંદનાં ...અંગ બની પોતાનો વિકાસ સાધે.

તા. ૨૦–૬–'૪૯

★

# : અખંડ આનંદ :

## : સંપાદન

* આ માસિકમા, સામાન્ય જનોને ઉપયોગી થાય એવા ને સંસ્કારી છતાં સાદી ભાષામા અને સરળ શૈલીમાં લખાયેલા લેખ, વાર્તા, નાટિકા, નિબંધ, જીવનચરિત્ર, પ્રવાસવર્ણન તેમ જ જ્ઞાન, વૈરાગ્યાદિ જનકલ્યાણકારી લેખો સ્વીકારવામા આવે છે

* માસિકની પ્રસિદ્ધિ સાથે જ લેખકોને પુરસ્કાર, છપાયેલા લેખની ત્રણ પ્રતો અને અંક મોકલવામા આવે છે

* નહિ સ્વીકારાયેલા લેખો, જો ટપાલખર્ચ મોકલવામા આવ્યુ હોય તો, પરત કરવામાં આવે છે નહિ તો બીજે મહિને તે રદ કરવામાં આવે છે

* માસિક માટેનું દરેક લખાણ સારા અક્ષરે, શાહીથી ને કાગળની એક જ બાજુએ લખાયેલું હોવુ જરૂરી છે પત્ર કે લેખ માટે જવાબ ઇચ્છનારે યોગ્ય ટપાલખર્ચ મોકલવુ

* તંત્રી સાથેનો તમામ પત્રવ્યવહાર નીચેને સરનામે જ કરવો તેમ જ બદલાનાં પત્રો પણ ત્યાં જ મોકલવા

તંત્રી 'અખંડ આનંદ'
ગુલબહાર, મેટ્રોની પાછળ,
ક્રિકેટ રોડ, મુંબઈ-૧

## : વ્યવસ્થા

* આ માસિક દર અંગ્રેજી મહિનાની પહેલી તારીખે પ્રસિદ્ધ થાય છે

* વાર્ષિક લવાજમ રૂ ૬-૮ છે બ્રહ્મદેશ માટે રૂ. ૭) પરદેશ માટે રૂ. ૧૦) છે તે (૧) સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, ભદ્ર, અમદાવાદ અથવા (૨) કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, મુંબઈ-૨ એ ઠેકાણે ભરી શકાશે.

* આ માસિક દ્વારા ગ્રાહકોને સુમારે ૧૬૦૦ પાનાંનું વાર્ષિક વાંચન અપાશે.

* વ્યવસ્થા અંગેનો પત્રવ્યવહાર અમદાવાદના કાર્યાલય સાથે કરવો.

* લવાજમ મનીઑર્ડરથી મોકલતાં મનીઑર્ડરની કુપન પર પૂરુ ઠેકાણું વગેરે સ્પષ્ટ લખવુ

* મહિના બે મહિના માટે સરનામુ બદલાવવું હોય, તો પોતાના પોસ્ટ માસ્તરને લખવું સરનામું વખતસર નહિ બદલાવનારનો અંક જૂના સરનામે રવાના થતાં, બીજો અંક મૂલ્ય લીધા સિવાય મોકલાશે નહિ

* પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય જણાવવો

* ૧લી નવેમ્બર ૧૯૪૮થી બીજું વર્ષ શરૂ થઈ ગયું છે હાલ ઓગસ્ટ માસથી નવા ગ્રાહક નોંધાય છે

* માસિક સાથે પુસ્તકો વી પી થી મોકલાતાં નથી.

* નમૂનાના અંક માટે રૂ ૧) મોકલી આપવો

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ભદ્ર, પો બો ન ૫૦ અમદાવાદ

# : અનુક્રમ :




સસ્તું સાહિત્ય-વર્ધક કાર્યાલય તરફથી. તંત્રી : સોપાન
મુદ્રક ને પ્રકાશક : ત્રિભુવનદાસ લ૦ ઠક્કર
મુદ્રણ અને પ્રકાશન સ્થાન : સસ્તું સાહિત્ય મુદ્રણાલય, રાયખડ–અમદાવાદ

# અખંડ આનંદ

વર્ષ ૨, અં૦ ૧૦] તંત્રી સોપાનુ [ઑગસ્ટ ૧૯૪૯


## ઉપકારનો બદલો

જેઓ પ્રથમથી જ સ્વાર્થભાવે બીજાનું કામ કરી આપે તેઓ પોતે કરેલા ઉપકારનો બદલો ન મળતાં નારાજ થાય કે રોષે ભરાય તે સમજી શકાય એમ છે પરંતુ જેઓ નિઃસ્વાર્થભાવે ઉપકાર કર્યાનો દાવો કરે છે તેઓ પણ એનો બદલો ન મળતાં દુઃખી થાય ત્યારે આપણને આશ્ચર્ય થાય છે માતાપિતા હમેશા એમ કહે છે 'અમે ફરજ સમજીને બાળકોને ઉછેરીએ છીએ' તેઓ એમ પણ માને છે કે બાળક માટે એમણે ભારે ત્યાગ કર્યો છે આ જ માતાપિતા વૃદ્ધાવસ્થાએ બાળકોની સેવા ન મેળવી શકે અથવા બાળકો એમની આજ્ઞાનુસાર ન ચાલે ત્યારે કેટલાં નારાજ થઈ જાય છે!

લગભગ દરેક માણસે કોઈ ને કોઈ પર ઉપકાર કર્યો હોય છે અને કોઈને કોઈના ઉપકાર નીચે એને આવવું પડ્યું હોય છે ખૂબીની વાત એ છે કે માણસ પોતા પર થયેલા ઉપકાર ભૂલી જાય છે, પણ પોતે કોઈ ઉપકાર કર્યો હોય તો તે ભૂલતો નથી દેખીતી રીતે બદલાની અપેક્ષા ન રાખી હોય છતાં એના અંતર મનમાં તો એ ઇચ્છા પડેલી જ હોય છે

જ્યાં જ્યાં આપણે ઉપકાર કરનાર હોઈએ ત્યાં ત્યાં એ વિષે આપણા મનને સમજાવી લેવું જરૂરી છે કે જેનો બદલો મળે તે ઉપકાર નહીં, પણ સોદો કહેવાય. જ્યાં આભાર માનવા જેટલી પણ ઇચ્છા રાખવામાં આવતી હોય ત્યાં બદલાની અપેક્ષા છે જ આપણા મનમાં આવી અપેક્ષા ઊંડે ઊંડે પણ પડેલી હશે તો એ બહાર નીકળ્યા વિના રહેવાની નથી અને ત્યારે જેને આપણે એકવાર પ્રેમભાવે આપ્યું છે તે વેરભાવે પાછું લેવાની ઇચ્છા પ્રગટશે જ 'દઈને દુશ્મન થવું' એ કહેવતનો આ જ અર્થ છે

ત્યારે કરવું શું? કોઈ પર ઉપકાર કરવો જ નહિ એ માર્ગ બદલો લેવાની ઇચ્છા કરતાં વધુ સારો છે જે તજી ન શકાય તે આપણી પાસે જ રાખીએ અને જો આપીએ તો એ સાથેનો મનનો ખીલો-તંતુ પણ તોડી નાખીએ જો ભવિષ્યમાં બદલો લેવો હોય તો આજે જ નક્કી કરી લેવું ઘટે એમ કરવાથી સામો માણસ આભાર નહિ માને, પણ મીઠા સંબંધો ટકી રહેશે અને બન્નેમાંથી કોઈના મનને તાણ અનુભવવી પડશે નહિ દાન અને વિનિમય વચ્ચેનો ભેદ સમજીએ જીવનવ્યવહારમાં એ બન્નેની જરૂર છે આપણી શક્તિ પ્રમાણે જ આપણે કરીએ એ ઇષ્ટ છે

આપણા પોતાના સંબંધીનું આપણે અવલોકન કરીશું તો સ્પષ્ટપણે આપણને સમજાશે કે અમુક માણસે આપણા ઉપકારનો બદલો વાળ્યો નથી અને અમુકે તો ઉપકારને બદલે

અપકાર કર્યો છે. આવા દાખલાઓ દરેકના જીવનમાં દુ:ખની કણિકાઓરૂપે સંઘરાયેલા હશે. આપણે સૌએ આવા દાખલાઓનું પૃથક્કરણ કરી લેવું જરૂરી છે. જો તટસ્થતાથી વિચારીશું તો જાણી શકીશું કે સોમાં નવ્વાણું દાખલાઓમાં દોષ આપણો છે, ઉપકાર ઝીલનારનો નથી.

આપણે આપણા મનને પૂછવું જોઈએ:

'ઉપકાર કરતી વખતે આપણે બદલાની આશા રાખી હોય કે ન રાખી હોય, પણ સામા માણસને આપણા મનની સ્થિતિ જણાવી હતી? જો આપણામાં અપેક્ષા હતી તો તેનું ઉપકાર ઝીલનારને જ્ઞાન કે ભાન હતું? કે આપણે તો નિ:સ્વાર્થભાવનો જ દેખાવ કર્યો હતો? સામો માણસ આભાર માનતો હતો, ત્યારે પણ આપણે એમ તો નહોતું કહ્યું કે એમાં શું આટલું કરવાની તો મારી ફરજ છે? સાથે નહોતું ઉમેર્યું કે મનમાં ભાર રાખશો નહિ, મારી આજે સ્થિતિ છે માટે મદદ કરું છું.?'

જો આ સ્થિતિ હોય તો ભવિષ્યમાં કોઈ પણ પ્રકારે બદલો લેવાનો આપણને અધિકાર છે ખરો?

ઉપકારનો બદલો અપકાર મળતો હોય ત્યારે પણ દુ:ખી થતાં પહેલાં આપણા મનની ખોજ કરવી અને વર્તન તપાસવું. ઉપકારનો બદલો માગીમાગીને આપણે સામા પક્ષને વિરોધી નથી બનાવી મૂક્યો? બીજાઓ પાસે આપણે કરેલા ઉપકારનાં ગીતો ગાઈગાઈને તો એને ચીડવ્યો નથી? એના તરફ આપણામાં દ્વેષભાવ તો પ્રગટી નથી ગયો? જો આપણે સૂક્ષ્મ રીતે જોઈશું તો આપણો વાંક ક્યાં છે તે આપણને જણાઈ આવશે. ઉપકારનો બદલો ન માગવાથી આપણા મનની શાંતિ વધે છે અને જ્યાં સાથે બેસી પાન ચાવવાનો સંબંધ હતો ત્યાં કોલસા ચાવવાનો સમય આવતો નથી

પણ ઉપકારના પ્રશ્નની આ એક જ બાજુ છે, બીજી બાજુ ઋણ ચૂકવવાની વૃત્તિની છે. બીજા પાસે ઉપકારના બદલાની અપેક્ષા ન રાખીએ, પણ આપણે તો ઉપકારનો બદલો સવાયો કરીને આપી દઈએ.

આપણને બીજાની મદદની જરૂર નથી પડતી અને આપણે શા માટે કોઈના ઉપકાર નીચે આવવું એવું અભિમાન ન રાખવું. માણસમાત્રને બીજાની જરૂર પડે જ છે અને રોજના જીવનમાં બીજાઓના ઉપકાર નીચે આવવું પણ પડે છે. આ દુનિયાની રચના જ એવી છે કે ગમે તેવો વીર પુરુષ પણ બીજાની મદદ વિના આ ધરતી પર પગ ખોડીને ઊભો રહી શકે નહિ

ઉપકાર કરીએ ત્યારે બદલાની અપેક્ષા ન રાખીએ, પણ ઉપકાર નીચે આવીએ ત્યારે અંતરના ચોપડામાં જમા પાસે કોઈનું નામ લખીએ. આમ કરવાથી દુન્યવી સંબંધો પણ સુધરશે માણસમાત્રમાં ઉપકારનો બદલો મેળવવાની નિર્બળતા પડેલી છે. આ નિર્બળતા આપણામાંથી ઓછી થાય એવો સતત પ્રયાસ કરીએ સાથે જ બીજામાં એ નિર્બળતા હોય કે ન હોય પણ આપણે તો ઉપકારનો ભાર ઓછો કરી એના ચિત્તને શાંતિ આપીએ આમ કરવાથી બંને બાજુએ બીજા પર ઉપકાર કરવાની વૃત્તિ પ્રબળ બનતી જશે અને તેમાંય બદલાની અપેક્ષા વિના ઉપકાર કરવાની ભાવના ધીમેધીમે પ્રગટવા માંડશે

શ્રી

# શુચિ

## કવિવર રવીન્દ્રનાથ ઠાકુર

રામાનન્દ પામ્યા છે ગુરુનુ પદ
આખો ય દિવસ એમનો વીતે છે જપતપમા
સંધ્યાકાળે ભગવાનને નૈવેદ્ય ધરાવે,
અન્તરમા ભગવાનનો પ્રસાદ પામે,
ત્યાર પછી ઉપવાસ ભાગે

તે દિવસે મન્દિરમા હતો ઉત્સવ,
રાજા આવ્યા, રાણી આવી,
ને પંડિતો આવ્યા દૂરદૂરથી,
ને આવ્યા અનેક ચિહ્નધારી અનેક
સંપ્રદાયના ભક્તો

સાંજ વેળાએ સ્નાન સમાપન કરીને
રામાનન્દે નૈવેદ્ય ધર્યું ભગવાનને ચરણે–
પ્રસાદ ઊતર્યો ના એમને અન્તરે,
આહાર કર્યો ના એમણે તે દિને
એમ, ને એમ જયારે બે સાંજ વીતી ગઈ,
હૃદય શુષ્ક જ રહી ગયું,
ત્યારે ભોંય સાથે માથુ પછાડીને ગુરુ બોલ્યા
'ભગવન, મારો શો અપરાધ થયો છે?'
ભગવાન બોલ્યા: 'મારો વાસ શુ કેવળ
વૈકુંઠમા?
તે દિવસે મારા મંદિરમા જેઓ પ્રવેશી
શક્યા નહીં
તેમને સર્વાંગે રહ્યો છે મારો સ્પર્શ,
મારુ પાદોદક લઈને
પ્રાણપ્રવાહિની વહે છે એમની શિરામા
એમના અપમાનથી મને આઘાત લાગ્યો છે,
આજ તારા હાથનુ નૈવેદ્ય અશુચિ.'
"લોકસ્થિતિની તો રક્ષા કરવી પડે ને, પ્રભુ"
કહીને ગુરુ જોઈ રહ્યા ભગવાનના મુખ ભણી
ભગવાનના ચક્ષુ દીપ્ત થઈ ઊઠ્યા, બોલ્યા:
'જે લોકનુ સર્જન મેં પોતે કર્યું,
જેના પ્રાંગણે મનુષ્યમાત્રને નિમંત્રણ,
તેની વચ્ચે તારી લોકસ્થિતિની વાડ
ઊભી કરીને,
મારા અધિકારને મર્યાદિત કરવા ઇચ્છે છે?
આટલી બધી ધૃષ્ટતા?'
રામાનંદ બોલ્યા 'પ્રભાતે જ ચાલી
નીકળીશ એ સીમાને ઓળંગીને,
મારા અહંકારને દૂર કરી દઈશ તમારા
વિશ્વલોકમા'
ત્યારે રાત ત્રણ પહોર જેટલી વીતી હતી,
આકાશના તારાઓ હતા જાણે ધ્યાનમગ્ન,
ગુરુની નિદ્રા ભાગી ગઈ, એમણે સાંભળ્યુ,
'સમય થયો છે, ઊઠ, પ્રતિજ્ઞાનુ પાલન કર'
રામાનન્દ હાથ જોડીને બોલ્યા: 'હજુ રાત
ઘેરી છે,
માર્ગે છે અંધકાર, પંખીઓ છે નીરવ
પ્રભાતની રાહ જોઈને બેઠો છુ'
ભગવાન બોલ્યા 'પ્રભાત શુ રાત્રિના
અવસાને?
જ્યારે તારુ ચિત્ત જાગી ઊઠ્યુ, ને તે
સાંભળી વાણી,
ત્યારે જ પ્રભાત તો થઈ ચૂક્યુ
જા, તારા વ્રતનુ પાલન કર',
રામાનન્દ બહાર નીકળી પડ્યા,
માર્ગે એ જાય છે એકાકી,
માથા ઉપર જાગે છે ધ્રુવનો તારો
નગર વટાવી ગયા, ગામ વટાવી ગયા
નદીતીરે સ્મશાન ચાણ્ડાલ શબ બાળે છે
રામાનંદે બે હાથ પસારીને એને છાતી
સરસો ચાંપ્યો
ગભરાઈને એ બોલી ઊઠ્યો 'પ્રભો, હુ તો
ચાણ્ડાલ, નાભા મારુ નામ,
હલકો મારો ધંધો,
મને અપરાધી બનાવશો ના'
ગુરુ બોલ્યા 'મારુ અંતર મરી ગયુ છે,
છુ હુ અચેતન,

# જાતકદૃષ્ટાંતો

શ્રી. દેસાઈ વાલજી ગોવિંદજી

હિતોપદેશ, પંચતંત્ર તથા જાતકકથાઓ ઈશપનીતિ કથાઓની માફક જ બોધવાર્તાઓ છે આ દૃષ્ટાંતો સ્વરૂપે ભલે ટૂંકાં હોય પણ એમનું ગુણવર્તુળ અતિ વિશાળ છે. જીવનનૌકા સરળ રીતે ચલાવવા માટે જે કેટલુંક વ્યાવહારિક જ્ઞાન મનુષ્યને હોવું આવશ્યક મનાય છે, તેનો તો આ દૃષ્ટાંતો વિપુલ ભંડાર છે. એમાં આવતી પ્રાણી સૃષ્ટિ ને પક્ષીજગત સાચે સ્વરૂપે તો આપણા સ્વભાવનાં પ્રતીકો છે. આવી બે બોધવાર્તાઓ અહીં સંગ્રહાઈ છે.

## (૧)

### સંપ ત્યાં જંપ

પોતાના પુણ્યનો ક્ષય થયો એટલે કેટલાક દેવ મર્ત્યલોકમાં ઊતર્યા. આ ચ્યવેલા દેવોમાં અગ્રેસર બોધિસત્ત્વ હિમવંત પ્રદેશમાં એક સાલવનમાં વૃક્ષદેવતા થઈને રહ્યો, ને બીજા દેવોને કહ્યું: 'કોઈને ઘરઆંગણે ઝાડ હોય તેના ઉપર તમે વાસ ન કરતા, પણ આ સાલવનમાં મારા ઝાડને અડખેપડખે ઝાડ છે ત્યાં જ રહેજો.'' જે દેવ સમજુ હતા તેણે તો બોધિસત્ત્વનું કહ્યું કર્યું, ને એના ઝાડની આજુબાજુ રહી ગયા, પણ બાળકબુદ્ધિ દેવો કહે, 'વનમાં વાસ શું કરવો? આપણે તો ગામડામાં, નગરમાં ને રાજધાનીમાં રહેશું, જેથી આપણને વધારે લાભ થાય.' એમ કરીને એ તો માણસોનાં આંગણાં વચ્ચે મોટાં ઝાડ જોઈ જોઈને તેના ઉપર રહ્યા. હવે એક દિવસ મોટું વાવાઝોડું થયું તેથી કરીને દૃઢ મૂળિયાંવાળાં મોટાં મોટાં ઝાડ પણ જડમૂળથી ઊખડી ગયાં. પણ સાલ-

---

તેથી જ તને જોઈ શક્યો નહીં આજ સુધી.
તેથી જ તો મારે ખાસ તારું જ કામ છે.
નહીં તો થશે નહીં સૂતનો સત્કાર.'
ગુરુ આગળ ચાલ્યા.
પ્રભાતનાં પંખી ટહુકી ઊઠ્યાં,
અરુણઆભામાં શુકનો તારો લુપ્ત થયો.
કબીર બેઠા છે એમના આંગણામાં,
કપડું વણતા જાય છે ને ગીત ગુંજતા જાય છે.
પાસે આવીને રામાનન્દ બેઠા,
ગળે વળગી પડ્યા.
કબીર મુંઝાઈ જઈ ને બોલ્યા:
'પ્રભો, જાતિએ હું મુસલમાન.
હું વણકર, હલકો મારો ધંધો.'
રામાનન્દ બોલ્યા: 'આજ સુધી તારો
સંગ પામ્યો નહીં', હે મિત્ર,
તેથી જ મારું અંતર નશ,
ચિત્ત મારું ધૂળથી મલિન,
આજે હું શુચિ વસ્ત્ર પહેરીશ તારે હાથે.
સારી લજ્જત દૂર થઈ જશે.'
શિષ્યો શોધતા શોધતા આવી પહોંચ્યા એ
સ્થળે.
ધિક્કાર સાથે ગુરુને કહ્યું 'આ શું કર્યું, પ્રભો?'
રામાનન્દ બોલ્યા: 'મારા ભગવાનને આજ
સુધી જ્યાં ખોઈ બેઠો હતો,
આજે એમને ત્યાંથી જ ફરીથી શોધીને
પામ્યો છું.'
સૂર્ય ઊગ્યો આકાશમાં,
પ્રકાશ આવીને પડ્યો ગુરુના આનંદિત મુખે.

[પુનશ્ચ]

અનુવાદક:
સુરેશ હ. જોષી

વનમાં તો એકબીજાની ઓથ તથા સબળ પવનને કારણે એક ઝાડ પણ ન પડ્યું. જેનાં ઝાડ પડી ગયાં તે દેવ નિરાધાર થઈ છોકરાંને આંગળીએ વળગાડી હિમવંતે ગયા, ને ત્યાં રહેલા દેવોને પોતા ઉપર આવી પડેલા સંકટની વાત કરી, એટલે બોધિસત્ત્વ કહે, 'સુજ્ઞ માણસનું કહ્યું ન કરે, પછી આવી જ દશા થાય ને?'

રહ્યા અન્યોન્યની ઓથે વનના વૃક્ષ નિર્ભય ।
×એકલા ઘેરમ ભીર ઝાડને વાયુ તોડતો ॥'

*

(૨)

સોનાનાં પીછાંવાળો હંસ

વારાણસી નગરીમાં બ્રહ્મદત્ત રાજ કરતો હતો. ત્યારે એક બ્રાહ્મણ પત્ની ને દીકરીઓને મૂકીને કાળ કર્યો, અને સુવર્ણહંસયોનિમાં નવો અવતાર લીધો. ત્યાં એને જાતિસ્મરણ-જ્ઞાન થયું, એટલે બ્રાહ્મણી કન્યા સહિત કેમ જીવે છે તેની એણે તપાસ કરી, તો જાણવામાં આવ્યું કે પારકાં કામ કરીને જેમ તેમ નિર્વાહ ચલાવે છે તેથી એણે વિચાર કર્યો, કે 'મારા શરીર ઉપર સોનાનાં પીછાં છે તેમાંથી એક એક પીછું દઉં તો વહુ તથા દીકરીઓ સુખી થાય' એમ કરીને એ પોતાને ઘેર જઈ છાપરા ઉપર બેઠો ત્યાં છોકરીએ પૂછ્યું, 'સ્વામી, તમે ક્યાંથી આવ્યા?' 'હું તમારો પિતા છું, કાળે કરીને સુવર્ણહંસયોનિમાં અવતર્યો છું. તમને જોવા આવ્યો છું હવે પછી તમારે પારકાં કામ ન કરવાં હું એક એક પીછું દઈશ, તે વેચીને સુખથી જીવો,' એમ કહી એક પીછું દઈને હંસ ગયો. આ નિયમ પ્રમાણે એ વચ્ચે વચ્ચે આવે ને એક એક પીછું આપે એમ ચાલ્યું. ત્યાં એક દિવસ બ્રાહ્મણી દીકરીઓને કહે, 'જનાવરનું મન વરતવું કઠણ છે. કદાચ તમારો પિતા અહીં ન આવે એટલે હવે આવે ત્યારે સર્વ પીછાંનો લોચ કરીને લઈ લઈએ.' 'તો તો પિતાને પીડા થાય' એમ દીકરીઓએ કહ્યું, પણ એક દિવસ સુવર્ણ રાજહંસ આવ્યો એટલે 'આવો, સ્વામી' એમ કરી સ્ત્રી પાસે આવ્યો એટલે બ્રાહ્મણીએ બે હાથે ઝાલીને બધાં પીછાં ખેંચી કાઢ્યાં પણ તે તો હંસની અનિચ્છા છતાં બળાત્કારે લીધાં એટલે બગલાનાં પીછાં જેવાં થઈ ગયાં હંસ બાપડો પાંખ પસારીને જઈ ન શક્યો એટલે સ્ત્રીએ એને મોટી કોઠીમાં રાખીને પોષ્યો પણ હવે એને પીછાં આવ્યાં તે ધોળાં જ આવ્યાં નવી પાંખ આવ્યા પછી ઊડીને જ ચાલ્યો ગયો તે ફરીને આવ્યો નહિ

જે મળે તેથી તુષ્ટ ને અતિલોભ કરો નહિ ।
×ઝાલતાં હંસરાજાને હાનિ સોનાતણી થઈ ॥

× એકનિપાત ૮ વરણુવગ્ગ, ૪ રુકખધમ્મજાતક (૭૪) ઉપરથી

× એકનિપાત, ૧૪ અસંપદાનવગ્ગ, ૬ સુવણ્ણહંસજાતક (૧૩૬) ઉપરથી.

*

'અખંડ આનંદ'ના છેલ્લા નવેમ્બરના અંકમાં ૧૭૩મે પાને મારા એક પ્રિય શ્લોકનું ગુજરાતી છપાયેલ છે પણ એ બરાબર નથી એટલે મૂળ શ્લોક તથા એનું ગુજરાતી આ નીચે લખ્યું છે :

शरदि न वर्षति गर्जति वर्षति वर्षासु निःस्वनो मेघः ।
नीचो वदति न कुरुते न वदति सुजनः करोत्येव ॥

'શરદ્-ઋતુમાં મેઘ વરસતો નથી ગાજે જ છે, વર્ષાઋતુમાં એ ગાજતો નથી, વરસે જ છે દુર્જન બોલે છે પણ કરતો નથી, સજ્જન બોલતો નથી પણ કરે જ છે.'

દેસાઈ વાલજી ગોવિંદજી

અર્થમાં સાચી છે તે વ્યવહારમાં પણ સાચી હોય જ. જે વસ્તુ આપણા અંતરમાં સાચી છે તે બાહ્ય જગતમાં પણ સાચી હોવી જ જોઈએ. એમ ન હોય તો ધર્મ આપણને માર્ગદર્શન ન આપી શકે. ધર્મ એ જીવનવ્યાપી તત્ત્વ છે. એનો અને જીવનનો મેળ ન પડે એ બને જ શી રીતે?

અલબત્ત શ્રીકૃષ્ણે અર્જુનને ઉપદેશ દ્વારા યુદ્ધ માટે પ્રેરણા આપી છે, પણ એમની દૃષ્ટિ હજારો લોકોનો કચ્ચરઘાણ કાઢવાની ન હતી, પણ ન્યાયને જિતાડવાનું જ એમનું દૃષ્ટિબિંદુ હતું. તેથી જ ગીતામાં આપણે ફક્ત એક જ અપવાદ સિવાય જ્યાં જ્યાં 'હણવા'ના અર્થમાં 'जहि'નો ઉપયોગ આવે છે, ત્યાં ત્યાં 'जहि' શબ્દ અંતરના દુશ્મનોને હણવાના અર્થમાં વપરાયેલો છે.

દાખલા તરીકે जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् । હે મહાબાહુ! તું તારા કામરૂપી દુશ્મનોને જીત. પેલો અપવાદનો પ્રયોગ પણ 'વિશ્વરૂપદર્શન યોગ'માં હોવાથી તે પણ 'હણેલાને હણ' એમ આંતરિક નીતિના વલણમાં જ ઘટે છે.

આ એક વસ્તુ હતી. અને બીજી અગત્યની વાત એ હતી કે જો ન્યાયના રક્ષણ માટે તારે લડવું પડે તો લડ પણ समत्वं प्राप्य युद्धस्व-સમત્વ પ્રાપ્ત કરી તું લડ. આપણને થશે કે ભાઈ, વળી લડવામાં સમત્વની શી જરૂર? એનો જવાબ એ છે કે જો મનુષ્યને સમત્વ પ્રાપ્ત ન થયું હોય તો તે વેરદ્વેષ-આવેગનો ભોગ બની ઝનૂનથી લડશે અને પરિણામે લડાઈના ઝનૂનમાં પોતાનું સત્ય ચૂકી જશે

આપણે ત્રણ પ્રસંગો વિચારીએ. ધારો કે આપણે આપણી મિલકત લઈ એક જંગલમાં થઈને પસાર થતા હોઈએ. એટલામાં રસ્તામાં લૂંટારા મળે અને કહે કે જે કાંઈ પાસે હોય તે મૂકી દો. માની લો કે આપણે આપણી પાસે જે હતું તે બધું એ લૂંટારાને આપી દઈએ તો શું તે ઠીક ગણાશે? આપણે તરત જ કહીશું ના. જો એ માગતો આવતો હોય અને આપણે સ્વેચ્છાથી ત્યાગ કરીએ તો તો ઠીક, પણ અહીં તો ભયના માર્યા જ ત્યાગ કરીએ છીએ એટલે બાયકાંગલાપણું જ પોષાય, એ તો કોઈ પણ રીતે યોગ્ય નથી જ. અન્યાયને વશ થવું એ મોટી હિંસા છે. તો પછી એક વસ્તુ તો દીવા જેવી ચોખ્ખી થઈ કે અન્યાયનો સામનો કરવો જ જોઈએ.

આવે સમયે માનવી પોતાની પાસે જે કોઈ બળ કે શક્તિ હોય તેનો ઉપયોગ કરી લડે અને હિંસા કરે એ બીજી કોટિનો મનુષ્ય થયો.

ત્રીજી કોટિનો મનુષ્ય પોતાની મિલકત આપતો પણ નથી તેમ જ લડાઈ પણ નોતરતો નથી; પણ કહે છે જ્યાં સુધી હું જીવતો છું ત્યાં સુધી આ મિલકતમાંથી એક પાઈ પણ તને નહિ લેવા દઉં જો લેવાનો પ્રયત્ન કરીશ તો તે લૂંટાઈ જાય તે પહેલાં હું મારો પ્રાણ ત્યજી દઈશ. અહીં આપણને એક પ્રશ્ન થશે કે આપણા મરી જવાથી પેલાના હૃદયને શી અસર થવાની છે? કોઈ કરીને મરી જવું પડે તે તો સમજાય, પણ આમ મરવામાં તો આપણી શ્રદ્ધા ખૂટી જાય છે. તેથી જ બીજી વાત આપણે ગળે ઊતરે છે. સામાન્ય વ્યક્તિ લડીને પણ ધનનું રક્ષણ કરવાનું પસંદ કરે છે, પણ જો ત્રીજી વસ્તુ તરફ દૃષ્ટિ વળે તો પહેલી બંને દૃષ્ટિ સામાન્ય લાગે છે.

હવે આપણે અર્જુનને તપાસીએ. અર્જુન એક એવા સમાજનો આગેવાન હતો જે સમાજને આપણે બીજી ભૂમિકાનો જ કહી શકીએ એમની પાસે અહિંસાની દૃષ્ટિનો

હતી જ. નહિ હવે તે સમયે શુ પસદ કરવુ? આપણે તરત જ કહીશુ કે જો અહિંસાથી સામનો કરવાની સમાજની તાકાત ન હોય તો કાં તો મરવુ કે મારવુ છતાં યે આપણે માની લઈ કે અર્જુન પોતે યુદ્ધ છોડી દે તોપણુ તેથી શુ? બીજા બધા જે ટોળે મળેલા હતા તે લોકો લડવાનું ઓછુ છોડી દે તેમ હતા? એ યુદ્ધનાં મૂળ ઊંડાં હતાં એ રોગના નિવારણ માટે ઓપરેશનની જ જરૂર હતી, એટલે યુદ્ધ તો મડાત જ ખૂનામરકી થાત પરિણામે જ્યારે પાંડવોનું સન્ય અને પાંડવો એક પછી એક હણાતા હોત ત્યારે શુ અર્જુન શાંત ચિત્તે બધુ નીરખી શકત? એની આ દેખાતી ઉપલક વૈરાગ્ય અને જ્ઞાનની વાતો તે સમયે ટકી શકત? શ્રીકૃષ્ણ સમજતા હતા કે અર્જુનની આ ભૂમિકા નથી એના વૈરાગ્યના ગર્ભમાં જ્ઞાન નહી પણ મોહ હતો નહી તો વળી આંખમાંથી આંસુ શાનાં હોય! તેથી જ તો શ્રીકૃષ્ણ એને પગથી માથા સુધી ઝાળ વ્યાપી જાય એવા સખત શબ્દોમાં કહે છે

क्लैब्यं मा स्म गमः पार्थ!

'ઊઠ, નપુસક ન થા હે પાર્થ!

એવો જ એક પ્રસગ ગ્રીક કવિ હોમરકૃત ઇલિયડમાં આવે છે ત્યાં પણ એક મહાયુદ્ધ ખેલાતું હોય છે, ત્યારે અર્જુનના જેવો જ એક વીર યોદ્ધો બરાબર યુદ્ધને સમયે લડવાની ના પાડે છે, પણ એક વ્યક્તિના ના કહેવાથી લડાઈ ઓછી ન અટકે? ખૂનખાર જગ જામે છે તે બધુ શાંતિથી જોયા કરે છે પણ જ્યારે પોતાના જીગરજાન મિત્ર પરે પ્રહાર થવા માંડે છે ત્યારે એનાથી જોયુ જતું નથી તે એવા ઝનૂનમાં આવી લડે છે કે સામા સૈન્યનો કચ્ચરઘાણ નીકળી જાય છે અર્જુનની દશા પણ આવી જ થઈ હોત એ શ્રીકૃષ્ણ બરાબર જાણતા હતા શ્રીકૃષ્ણ સમજતા હતા કે અર્જુન કદાચ બધાનો નાશ જોઈ શકત, પણ જ્યારે એના જ ભાઈઓ પર કૌરવો પ્રહાર કરવા લાગત ત્યારે એનાં તાજા જ ફૂટી નીકળેલા દેખાતાં જ્ઞાન અને વૈરાગ્ય ક્યાંય ભાગી જાત અને આવેગથી પ્રેરાઈ અર્જુન ભયકર નાશ કરી બેસત એટલે કે અર્જુનની વૈરાગ્ય અને જ્ઞાનની વાતો દેખાવે સુંદર છતાં સાચી સુદર નહોતી દ્વેષથી કોઈ પણ સિદ્ધાંતને જોયા વિના જ્યારે એક માણસ તૂટી પડે ત્યારે સત્ય, નીતિ, માનવતા વગેરે બધુ પરવારી જવાય છે

આપણું મન પણ એવુ જ હોય છે કોઈ એવો દુ:ખદ પ્રસગ આવી પડે કે તરત જ આપણે કહેવા લાગી જઈએ છીએ કે ભાઈ સસાર તો છે કાળો ઝેર! કાળો કોલસો! એમાં શુ બળ્યુ છે! પણ બીજી જ ક્ષણે આપણી વાહવાહ બોલાતી હોય ત્યારે એ બધું ભૂલી જવાય છે મોટે ભાગે આપણો વૈરાગ્ય સ્મશાન-વૈરાગ્ય જેવો હોય છે સ્મશાનમાં હોઈએ ત્યાંસુધી આખુ જગત નશ્વર લાગે છે જીવવા પરથી જાણે દિલ ઊઠી જાય છે, પણ જ્યાં ઘેર આવ્યા ત્યાં તો એ જ ઘરબાર ખાવુપીવુ બધુ ય બરોબર ચાલુ થઈ જાય છે

સાચા વૈરાગ્ય વિના સન્યાસ ટકે નહિ આને માટે ભર્તૃહરિનુ સુંદર દૃષ્ટાંત આપણી સામે છે

પિંગળાના પ્રસગથી કટાળી ભર્તૃહરિ રાજ્યગાદી છોડી વૈરાગ્ય લઈ લે છે તે ગુરુ પાસે પહોંચે છે પણ ગુરુ તેની સ્થિતિ બરાબર સમજતા હતા તેથી જ આટલો તીવ્ર વૈરાગ્ય હતો છતાં દીક્ષા નથી આપતા કારણકે એની પાછળ પિંગળા પ્રત્યેનો તિરસ્કાર હતો એટલે એ પ્રત્યાઘાતનુ કારણ નાશ પામે કે તરત જ વૈરાગ્ય પણ ચાલ્યો જવાનો હતો તેથી ભર્તૃહરિને ગુરુ કહે છે કે પિંગળા પાસે જઈ માતા તરીકે સબોધી ભિક્ષા લઈ આવો ભર્તૃહરિ ભિક્ષા માટે જાય છે

આખો ઇતિહાસ વાંચી લીધો. યુરોપની બીજી કેટલીક ભાષાઓ–ઇટાલિયન, જર્મન, અને સ્પેનિશનો પણ પરિચય મેળવી લીધો. સાથેસાથે તેમની સર્જનશક્તિ પણ પ્રગટ થઈ રહી હતી; તેમની કલમમાંથી કવિતાનું ઝરણુ શરૂ થઈ ચૂક્યું હતું. ગ્રીક અને લૅટિનમાં પણ તેમણે કાવ્યો રચેલાં. તે અંગે કૉલેજમાં અપાતા બધાં ઇનામો પણ તેમને મળ્યાં હતાં. શ્રી અરવિંદે ઇંગ્લૅન્ડમાં રચેલી કવિતામાં એક કોમળ યુવાન હૃદયના ભાવો બહુ મધુર રીતે વ્યક્ત થયા છે.

આમ ૨૧ વરસની ઉંમર સુધીમાં તો શ્રી અરવિંદે યુરોપનાં સાહિત્ય, ઇતિહાસ તથા સંસ્કૃતિધારાનો પૂરેપૂરો પરિચય મેળવી લીધો. શ્રી અરવિંદને તેમના પિતાએ ઇંગ્લૅન્ડ મોકલેલા તે આઈ. સી. એસ. થવાને. પરંતુ આ દક્ષ યુવાનનું ચિત્ત કોઈ જુદી જ દિશામાં ગતિ કરી રહ્યું હતું. આઈ. સી. એસ. ની ઝૂંસરીમાં જોડાવાની તેમને લેશ પણ વૃત્તિ થતી ન હતી. તેમણે કૉલેજની ડીગ્રી મેળવવા માટે પણ લેશ પણ વૃત્તિ રાખેલી નહિ કૉલેજમાં તેઓ માત્ર બે વરસ જ આપી શકેલા, છતાં તેમણે તે દરમિયાન જે પરીક્ષાઓ ઘણા ઊંચે દરજ્જે પાસ કરેલી તેટલા ઉપરથી પણ તેમને બી. એ ની ડીગ્રી મળી શકે તેમ હતુ પરંતુ તે માટે અરજી કરવાનું તેમને મન નહિ થયેલું. એટલે કશી ડીગ્રી લીધા વિના જ તેમણે કૉલેજ છોડી. શ્રી અરવિંદ આઈ. સી. એસ ની બીજી પરીક્ષાઓમાં પાસ થયા; પરંતુ ઘોડેસવારીની પરીક્ષામાં તેઓ જાણી જોઈને નિષ્ફળ ઊતર્યા અને કુટુંબને આઘાત ન લાગે એવી રીતે. આમ વચલો માર્ગ કાઢી તેઓ આઈ સી એસ.ના બંધનમાંથી નીકળી ગયા.

આમ કોઈ પણ બાહ્ય ઉપાધિ તરફ ન વળવા માટે શ્રી અરવિંદને કયાં કારણો મળ્યાં હતાં? તેમનું અંતર જ તેમને આવી બાહ્ય સફળતા કરતાં કોઈ એક મહાગૂઢ અને ભવ્ય કાર્ય તરફ પ્રેરી રહ્યું હતું. તેમને અગિયાર વરસની ઉંમરે જ એક અત્યંત પ્રબળ ઝાંખી થઈ આવેલી કે જગતમાં એક મોટી ક્રાંતિ આવી રહી છે, ભારે ઊથલપાથલો મચવાની છે અને તેમણે પોતે તેમાં એક મહત્ત્વનો ભાગ ભજવવાનો છે. એમનું અંતઃકરણ એમને ગુપ્ત રીતે આ કાર્ય માટે જ તૈયાર કરતું હતું. એ કાર્ય પ્રથમ તો તેમની આગળ હિંદની સ્વતંત્રતાની પ્રાપ્તિરૂપે પ્રગટ થયું હિંદ પરાધીન હતું, એ ભાન તેમને ઇંગ્લૅન્ડમાં રહ્યારહ્યાં પણ અનેક રીતે થઈ રહ્યું તેમના પિતા તેમને જે પત્રો લખતા તેમાં બ્રિટિશ સરકારનાં ઘાતકી કૃત્યો વિષે ખૂબ જ સખત ફરિયાદો ભરેલી રહેતી. હિંદમાં અંગ્રેજોના જુલમોના સમાચાર આપતાં છાપાં પણ નિશાની કરીને તેઓ શ્રી અરવિંદને મોકલી આપતા. આ રીતે શ્રી અરવિંદ નાનપણથી જ એક ઉગ્ર ક્રાંતિવાદી બની રહ્યા. તે વખતની દાદાભાઈ નવરોજજીની આગેવાની હેઠળ ચાલતી વિનીતોની રાજકીય પ્રવૃત્તિ તેમને જરાકે સંતુષ્ટ કરતી ન હતી. લંડનના હિંદીઓમાં તે સામે ઘણો અસંતોષ રહેતો હતો. આમાંથી લંડનના હિંદીઓમાં એક ગુપ્ત ક્રાંતિકારી મંડળનો જન્મ થયેલો. શ્રી અરવિંદ અને તેમના ભાઈઓ પણ તેના સભાસદ હતા થોડા વખત પછી શ્રી અરવિંદના હિંદ આવવાનો સમય ભરાતો હતો, તે દરમિયાન એક બીજું ગુપ્ત મંડળ પણ સ્થપાયેલું. 'કમળ અને ખંજર' જેવા રંગદર્શી નામ હેઠળ શ્રી અરવિંદ પણ એની સ્થાપના વખતે હાજર હતા. એ મંડળના બધા સભ્યોએ પ્રતિજ્ઞા લીધેલી કે પોતે હિંદની સ્વતંત્રતા માટે કંઈક ને કંઈક ચોક્કસ કાર્ય કરશે. એ મંડળ તો પછી ફરીથી નંજ

મળ્યુ, પણ એના કેટલાક સભ્યોએ અંગત રીતે પોતાની પ્રતિજ્ઞા પાર પાડેલી અને એવા પ્રતિજ્ઞા પાળનારાઓમાં એક શ્રી અરવિંદ હતા એવામાં શ્રી અરવિંદનો અને શ્રી સયાજીરાવ ગાયકવાડનો લંડનમાં ભેટો થયો આમ વડોદરા રાજ્યની નોકરી સ્વીકારીને હિંદ આવવા શ્રી અરવિંદે ૧૮૯૩માં ઇગ્લેન્ડ છોડ્યુ

શ્રી અરવિંદે આ રીતે પોતાનુ બાળપણુ તથા બધી ઊગતી જુવાની ઇગ્લેન્ડમાં પશ્ચિમની સંસ્કૃતિની અંદર જ વિતાવી પોતાના અભ્યાસ દરમિયાન તેમણે યુરોપની સંસ્કૃતિનો સંપૂર્ણ પરિચય મેળવી લીધો તેના પ્રાચીનમાં પ્રાચીન કાળથી માંડી આજ લગીના બધા જીવનપ્રવાહો, વિચારો, ભાવનાઓ, તેમ જ ભૌતિક સિદ્ધિઓનો તેમણે નિકટમાં રહીને સંપર્ક સાધ્યો આ રીતે કોઈ પણ હિંદીને માટે વિરલ એવો પશ્ચિમના આત્માનો પરિચય, પશ્ચિમની જીવનસિદ્ધિનુ મહત્ત્વ અને જ્ઞાન શ્રી અરવિંદને આવી મળ્યાં શ્રી અરવિંદના વિચારમાં તત્ત્વની જે એક સમગ્રતા અને પૂર્ણતા જોવા મળે છે, પૃથ્વી ઉપર વિકસેલા માનવજીવનના એકેએક પ્રકટી કરણનુ સત્ય તેઓ જે સૂક્ષ્મતાથી જોઈ શકે છે, તેની પાછળ રહેલું રહસ્ય જે સરળતાથી પકડી શકે છે, તેનુ એક કારણ આ છે પણ અહીં એક બીજી વસ્તુ યે ધ્યાન ખેચે છે પશ્ચિમનો આટલો સાદ્યંત પરિચય પામ્યા છતાં શ્રી અરવિંદ પશ્ચિમના રંગે રંગાયા ન હતા તેમની ચિત્તશક્તિ તો તદ્દન સ્વતંત્ર જ રહી હતી ઊલટુ ત્યાં રહીને પણ તેઓ એક પરમ હિંદભક્ત અને ક્રાંતિકારી બની રહ્યા પશ્ચિમે જાણે કે પોતાની સર્વ સાંસ્કારિક સંપત્તિથી મઢીને એક જુવાન હિંદી ક્રાંતિવાદીને પૂર્વપશ્ચિમનો એક મહાન ભાવિ સમન્વયકાર સર્જી આપ્યો

હિંદમાં આવીને શ્રી અરવિંદે પોતાની કેળવણીમાં જે ઉધાર પાસું રહેલું હતું તે બહુ ઝડપથી પૂરું કરી લીધું શ્રી અરવિંદને તેમના પિતાશ્રીએ એવી રીતે ઉછેરેલા કે તેમની જન્મભાષા બંગાળી પણ તેમને આવડતી ન હતી બાળપણથી અંગ્રેજી એ જ એમની ભાષા રહી હતી શ્રી અરવિંદની સર્જક પ્રતિભાશક્તિએ અંગ્રેજીનું વાહન લીધું છે તેનું કારણ આ છે અંગ્રેજી એ શ્રી અરવિંદના ઉદ્‌ગારની નૈસર્ગિક ભાષા છે કોઈને એમ લાગશે કે આ રીતે હિંદની એક ભાષાએ-બંગાળીએ એક મહાન સર્જક ગુમાવ્યો છે પરંતુ સામી બાજુએ પણ જોઈ શકાશે કે ભારતના આત્માને ભારતની સંસ્કૃતિ અને તત્ત્વદર્શનને શ્રી અરવિંદ દ્વારા અંગ્રેજીમાં જે ઉદ્‌ગાર મળ્યો છે, તે દ્વારા આ બધાં જે વિશાળ સાર્વભૌમ પાયા ઉપર મુકાયાં છે તે પણ નાનોસૂનો લાભ નથી જીવનનો જે સર્વવ્યાપી સમન્વય આપણે શોધી રહ્યા છીએ તેને માટે ભારતીય આધ્યાત્મિકતાનું આવું પ્રાકટ્ય કેટલું અનિવાર્ય છે તે સમજવુ મુશ્કેલ નહિ પડે

વડોદરાની નોકરીમાં શ્રી અરવિંદ ૧૩ વર્ષ રહ્યા ૧૮૯૩થી ૧૯૦૬ જો કે છેલ્લાં બે ત્રણ વરસો તેમણે ગુજરાત બહાર જ કાઢેલાં પણ વડોદરાનો આ નિવાસ એ શાંત જીવન તેમને પોતાની ખૂટતી બાજુને પૂરી લેવામાં ઘણું જ અનુકૂળ નીવડ્યુ એટલુ જ નહિ તેમના મહાન ભાવિની તૈયારી પણ તેમણે અહીં જ કરી લીધી આ રીતે ગુજરાત એ શ્રી અરવિંદની સાધનાભૂમિ રહી છે આધ્યાત્મિકતાની પ્રથમ દીક્ષા અને સાધના શ્રી અરવિંદે અહીં મેળવી છે, એ હકીકત ગુજરાત માટે ઘણી ગૌરવ લેવા જેવી છે વડોદરામાં આવીને શ્રી અરવિંદે સંસ્કૃતનો પૂરો અભ્યાસ કરી

મુંબઈ ઊતર્યા હતા તે વખતે તેમનું વ્યાખ્યાન સાંભળવા માટે એક સભા યોજાયેલી, પણ શ્રી અરવિંદ માટે આ મહા મૂંઝવનારી પરિસ્થિતિ હતી. તેમના મનમાં વિચારની છાયા સરખી પણ આવતી ન હતી. હવે શું કરવું ? તેમણે લેલેની સલાહ માગી. લેલેએ કહ્યું : વ્યાખ્યાન શરૂ કરતા પહેલાં પ્રેક્ષકોને નમસ્કાર કરજો અને તમને મનથી ઉપરના કોઈ બીજા પ્રદેશમાંથી વાચા મળી આવશે. અને એવી રીતે વાચા મળી. શ્રીઅરવિંદને તેમણે વ્યાખ્યાન શરૂ કરતાં કોઈ ઊર્ધ્વમનસ ચેતના તેમનામાં સક્રિય બની રહી. તેમનામાં કોઈક ગૂઢ વસ્તુ આ વખતે સંચાલિત થવા લાગી. શ્રી અરવિંદ અનુભવવા લાગ્યા કે એ વસ્તુ સભામાં જે બધું ચાલી રહ્યું હતું તેને જોયા કરતી હતી અને કોઈ પણ પ્રકારના અંગત સંકલ્પ વિના તેમ જ કોઈ પણ મનોમય વિચારનો આશ્રય લીધા વિના, જેમજેમ જરૂર ઊભી થતી જતી, તે પ્રમાણે બોલતી હતી તથા વર્તતી હતી. આ રીતે શ્રી અરવિંદે પાછો પ્રવૃત્તિમાં પ્રવેશ કર્યો. પરંતુ એ પ્રવૃત્તિનું મૂળ હવે તદ્દન બદલાઈ ગયું. પેલો બ્રહ્મસાક્ષાત્કાર, શાંત નીરવ સ્થિતિનો અનુભવ હવે તેમની ચેતનાની અંદર એક હમેશની સ્થાયી વસ્તુરૂપ બની ચૂક્યો હતો. એ પરમ શાંત અવસ્થાની ભૂમિકા ઉપર તેમની બધી પ્રવૃત્તિ હવે ગગટવા લાગી. ત્યારથી માંડીને આજ સુધી શ્રી અરવિંદની બધી માનસિક ક્રિયાઓ, ભાષણો, લેખો, વિચારો, સંકલ્પો તેમ જ એવી બીજી પ્રવૃત્તિ એ સ્થૂલ મગજમાંના મનથી પર આવેલા આ મૂળમાંથી જ પ્રગટતી રહી છે. પોતાની યૌગિક પરિભાષામાં શ્રી અરવિંદ આ અવસ્થાને આધ્યાત્મિક મન-ઊર્ધ્વ મન તરીકે ઓળખાવે છે.

શ્રી અરવિંદના યોગવિકાસનો પ્રથમ તબક્કો અહીં પૂરો થાય છે. લેલે સાથેનો સંબંધ પણ અહીંથી અટકી જાય છે. જે ઝડપથી શ્રી અરવિંદને સાક્ષાત્કારો થવા લાગેલા તે જોઈને લેલેએ હવે આ મહાન શિષ્યને પ્રભુના હાથમાં જ સોંપી દીધો. શ્રી અરવિંદને તેમણે હવે જણાવ્યું કે તમારી આગળની સાધના માટે હવે તમને અંતરમાંથી જ માર્ગદર્શન મળી રહેશે; યોગેશ્વર પરમાત્મા પોતે જ તમારા યોગનું સંચાલન કરશે. તમે એના દોરવ્યા હવે આગળ વધ્યે જાઓ. અને શ્રી અરવિંદે પોતાની પ્રવૃત્તિ હવે આ આંતરદર્શન અને આંતરપ્રેરણા મુજબ આદરવા માંડી. [ ક્રમશઃ ]

*

હિંદના દાદા તરીકેનું માનવંતું બિરુદ પામેલા દાદાભાઈ નવરોજજીનું લગ્ન નાની ઉંમરમાં થયું હતું. આ પ્રકારનું કજોડું કરાવી આપવા માટે, દાદાભાઈ ભણીગણીને અધ્યાપક બન્યા ત્યારે એમની વૃદ્ધ માતાને અંતરથી ઘણો જ પશ્ચાત્તાપ થવા લાગ્યો આવા તેજસ્વી પુત્રની આવી સ્ત્રી? ફરીથી લગ્ન કરવા માટે માતા એમને ખૂબખૂબ આગ્રહ કર્યા કરતાં. માતૃવત્સલ આજ્ઞાંકિત દાદાભાઈ માતાના વચનો આમ તો કદી યે ઉથાપતા નહીં, પણ આ બાબતમાં માનતા નહોતા. એક દિવસ માતાએ કરેલા ખૂબ દબાણના જવાબમાં દાદાભાઈએ કહ્યું:

'માયજી એક વાત સાંભળી લો. ઘડીભર વિચારો કે તમે મને ભણાવ્યોગણાવ્યો ને આજે મારી પત્ની અભણ છે પણ એથી ઊલટી સ્થિતિ હોત, મારી સ્ત્રી ભણેલીગણેલી હોત ને હું અભણ પતિ હોત તો શું તમે મારી પત્નીનાં લગ્ન બીજા કોઈ ધણી સાથે કરત ખરાં કે?'

એ પછી માતાએ ફરી પરણવાનો આગ્રહ કરવાનું છોડી દીધું!

×

# વિલંબ

શ્રી જ્યોતીન્દ્ર દવે

આદિકાળથી વહેતા આવેલા ને અનંતકાળ સુધી વહે જનારા કાળપ્રવાહનો જો ઘડીભર આપણે વિચાર કરીએ તો સહેજે જણાશે કે રોજિંદી ઉતાવળ કરી આપણે જે કેટલીક મિનિટો કે કલાકો બચાવીએ છીએ તે તો શું પણ એક માનવીની જિંદગી ને અનેકોની જિંદગીના વર્ષોના વર્ષો પણ શા હિસાબમાં છે? કોઈ કામ થોડુંક મોડું થયું તેથી શું કે પાંચ મિનિટ વહેલું પત્યું તેથી શું? ઝડપ ત્વરા, ધમાલ, ઉતાવળનું એમાં સ્થાન શું? હાયવોય કરી કરી ત્રાસ વેઠી જિવાતા જીવનનો અર્થ શો? માત્ર પ્રારંભની દલીલની શક્યતા તમે કબૂલ કરી લો એટલે એ મૂળ લીટી પર રચાયેલી અવનવી આકૃતિના રંગમહેલો શ્રી દવે ખડા કરી બતાવવાની કળાના દાવાદાર છે અને એમણે વિસ્તારેલા ક્ષિતિજનું દૃષ્ટિબિંદુ જીવનના દરેક ક્ષેત્રમાં વિકસાવીએ તો?

'આ ઘાટીને હવે રજા આપવી પડશે,' મારાં શ્રીમતી બોલ્યાં.

'કેમ?' કામ તો સારું કરે છે. માણસ પ્રામાણિક છે, કહ્યાગરો છે, સામું બોલતો નથી ને પગાર માટે ઉતાવળ પણ કરતો નથી.' મેં કહ્યું.

'બીજી બધી રીતે સારો છે, પણ એક બહુ મોટી ખોડ છે.' શ્રીમતીએ કહ્યું.

'શી?' મેં પૂછ્યું.

'દરેક કામમાં ઢીલ બહુ, જે કામ કરતાં દશ મિનિટ થાય તેની પાછળ બે કલાક બગાડે છે. કપડાં ધોવા બેસે છે ત્યારે એટલો બધો વખત થાય છે કે વાસણ માંજવાનો વખત એને રહેતો નથી અને વાસણ માંજવા જાય છે ત્યારે એટલો વખત બગાડે છે કે કપડાં ધોવાનાં રહી જાય છે.' શ્રીમતીએ કહ્યું.

'આવો માણસ મળવો મુશ્કેલ છે. બાકી તેં કહ્યો તે દોષ આજના જમાનામાં તો ઘણો મોટો ગણાય.' મેં કહ્યું.

'બીજી બધી રીતે સારો હોય તેમાં શું થયું?—પણ જેમાં તેમાં વાર લગાડ્યા કરે તે કેમ ચાલે?' શ્રીમતીએ કહ્યું.

'તારી ફરિયાદ સાચી છે, પણ કામ સારું થાય છે કે નહિ તે જોવાની જરૂર છે કે વહેલું થાય છે કે નહિ તે જોવાની?' મેં સવાલ કર્યો.

'તમારે બીજો ઘાટી શોધવો પડે એટલે આવી નકામી ચર્ચા કરો છો. એમ કહોની કે તમારે આને કાઢવો નથી!' શ્રીમતીએ મારા સવાલનો જવાબ આપવાને બદલે મારા પર હેત્વારોપણ કરતાં કહ્યું.

'ભલે, બીજો ઘાટી શોધી લાવીશ. જલદી—ઝડપથી—એકદમ ઉતાવળથી કામ કરે તેવો. પણ ખરું પૂછે તો હું પોતે પણ કામ કરવાની બાબતમાં બહુ ઉતાવળિયા સ્વભાવનો નથી. હું પણ મારાં બધાં કામ જેમ બને તેમ મોડાં જ કરું છું.' મેં કહ્યું.

'હા, તમારો સ્વભાવ એવો તો ખરો પણ—'

'પણ મને રજા આપી શકાય એમ નથી, ખરું ને?' મેં શ્રીમતીને વચ્ચેથી જ અટકાવીને કહ્યું.

'તમે પણ શું ગમે તેવી વાત કરો છો? તમને ન ગમે તો બીજો ઘાટી ન શોધતા, હું શોધી લાવીશ.' શ્રીમતીએ કહ્યું.

સિનેમાનો છેલ્લો 'શો' જોઈ આવીને અમે આમ વાત કરતાં હતાં તેટલામાં કોઈએ બારણું ઠોક્યું.

'કોણ છે?' મેં પૂછ્યું.

'તારવાળા' જવાબ મળ્યો

'અત્યારે કોનો તાર છે?' એમ કહીને, સામાન્ય રીતે મારા પર અડધી રાતે તાર આવતા નથી એટલે કંઈક ગભરાઈને હું બારણું ઉઘાડવા ઊઠ્યો. 'કોઈ માંદું તો નહિ પડી ગયું હોય?' એમ બોલતાં શ્રીમતી પણ મારી બાજુમાં આવીને ઊભાં મેં બારણું ઉઘાડી તાર લીધો ને ખોલીને તે વાંચી જોયો. તાર ઑફિસ તરફથી એ તાર આવ્યો હતો. એમાં એવી મતલબનું જણાવ્યું હતું કે 'હવે તમારો તાર ઘટતે સ્થળે પહોંચાડવામાં આવ્યો છે એટલે અમારા અગાઉના તારને રદબાતલ ગણજો.'

'હત્તારીની! આટલા માટે અડધી રાતે તાર મોકલાવવાની શી જરૂર? આ તારવાળા પણ ખરા છે! તાર નથી પહોંચાડી શકાયો એમ દસ દહાડે જણાવે છે, જે પહોંચાડ્યો પછી બીજા દસ દહાડા રહીને પહોંચાડ્યો છે એમ અડધી રાતે તાર કરે છે!' શ્રીમતીએ તારવાળાઓ ઉપર રોષ ઠાલવતાં કહ્યું.

વાત એમ બની હતી કે એક જાણીતા માસિકના તંત્રીએ પોતાના ખાસ અંક માટે મારી પાસે લેખ મંગાવ્યો હતો. મારી હમેશની આદત મુજબ મેં વેળાસર લેખ મોકલાવી આપવાનું જણાવી સમયસર મોકલાવવાના અખાડા કરેલા એટલે તંત્રીમહાશયે મને 'રિપ્લાઈ પ્રિપેડ' તાર મોકલાવ્યો. મેં એ તારનો જવાબ, તંત્રીએ અગાઉથી જ એના પૈસા ભરી દીધેલા હોવાથી, તરત જ મોકલાવ્યો. તેનો તંત્રી તરફથી જવાબ પણ આવી ગયો એ પછી ત્રણેક દિવસ રહીને લેખ મોકલાવી આપ્યો. તેનો જવાબ પણ તંત્રી તરફથી મળી ગયો. એ પછી ત્રણેક દિવસ રહીને તાર ઑફિસ તરફથી મને એક તાર મળ્યો. એમાં જણાવ્યું હતું કે 'તમે જે શખ્સ પર તાર મોકલાવ્યો તેનું સરનામું અધૂરું હોવાથી તાર પહોંચાડી શકાયો નથી માટે 'પૂરેપૂરું સરનામું મોકલી આપો.' તાર પહોંચી ગયો હતો એની મને પૂરેપૂરી ખાતરી હતી. એટલે મે ફરીથી સરનામું મોકલી આપવાની તસ્દી લીધી નહિ. ત્યાર પછી પાંચેક દિવસ રહીને ઉપર જણાવ્યા મુજબ મારા પર 'તમારો તાર પહોંચાડ્યો છે' એવી મતલબનો બીજો તાર આવ્યો.

મારો તાર પહોંચાડ્યા છતાં એ નથી પહોંચાડાયો એમ એ લોકોને કેમ લાગ્યું હશે ને પહોંચી ગયો છે એવી ખબર મારા કરતાં ઘણી મોડી એમને મળી, ત્યારે એ ખબર રાતોરાત મને કરવા માટે તસ્દી એમણે શા માટે લીધી હશે તે હજી હું સમજી શકતો નથી. મારો તાર કેમ પહોંચાડ્યો નથી અથવા મોડા કેમ પહોંચાડ્યો એવી ફરિયાદ મેં કરી નહોતી. આ જાતની ફરિયાદ હું કદી કરતો જ નથી. એકવાર હું કામ પ્રસંગે બહારગામ ગયેલો. રજા પૂરી થતાં હું મુંબાઈ જવા માટે સ્ટેશન પર ગયો, ત્યારે ખબર મળી કે વરસાદને લીધે કેટલેક સ્થળે જમીન ખોદાઈ જવાથી ટ્રેનો બે દિવસ સુધી ચાલી શકે એમ નથી, 'મારાથી બે દિવસ નીકળી શકાશે નહિ' એવી મતલબનો તાર મેં ઑફિસે તરત જ કરી દીધો. બે દિવસ પછી ટ્રેન ચાલુ થઈ ને હું મુંબાઈ પહોંચીને ઑફિસે ગયો ત્યારે મને ખબર પડી કે મારો તાર કોઈને મળ્યો જ નથી. તે દિવસે છેક સાંજે એ તાર મને જ મળ્યો! પણ એ વિષે મેં જરા પણ ફરિયાદ કરી નહોતી.'

તાર ઑફિસમાં વિલંબ બહુ થાય છે એમ લોકો તરફથી અનેકવાર ફરિયાદ કરવામાં આવે છે. પણ વિલંબ માત્ર તાર ઑફિસમાં જ થતો નથી. થોડા સમય પૂર્વે જે જે ઝડપનાં સાધનો ગણાતાં હતાં તે સૌ હવે વિલંબનાં સાધનો બની ગયાં છે. સામાન્ય

રીતે પગે ચાલતાં જઈએ તે કરતાં ટ્રામ દ્વારા જલદી પહોંચી શકાય. ટ્રામ કરતાં ઘોડાગાડી મારફત વહેલા જઈ શકાય. ઘોડાગાડી કરતાં બસમાં જલદી જવાય ને બસ કરતાં ટેક્સી દ્વારા વહેલા જઈ શકાય પણ અત્યારે એ આખો ક્રમ ફરી ગયો છે. ટેક્સી મળતાં જ સાડાત્રણ કલાક લાગે, બસ મળતાં દોઢ કલાક થાય, ઘોડાગાડીવાળા જોડે ભાવ ઠેરવતાં અથવા ઠેરવેલા ભાવનો એની પાસે સ્વીકાર કરાવતાં પોણો કલાક નીકળી જાય ને ટ્રામમાં જગા મેળવતાં અડધો કલાક થાય. એના કરતાં પગે ચાલીને જઈએ તો જલદી પહોંચી જવાય. આ જ પ્રમાણે પહેલાં કોઈ ખેપિયા મારફત સંદેશો પહોંચાડે તે કરતાં પત્ર લખે તો તે જલદી મળતો, તે પત્ર લખવા કરતાં તાર કરે તો તે તેથી પણ જલદી મળી જતો. પણ આજે તો કોઈ પત્ર લખે તો તે મળે તે કરતાં ખેપિયા દ્વારા સંદેશો મોકલાવે તો તે વહેલો મળી જાય છે ને જો એ તાર કરે તો તે પત્ર કરતાં પણ મોડો પહોંચે છે!

બધી જ બાબતમાં પહેલાં કરતાં બહુ વિલંબ થાય છે એવી ફરિયાદ ચારે બાજુએથી સાંભળવામાં આવે છે. ન્યાયના કામમાં તો એટલો બધો વિલંબ થાય છે કે કોઈ મોટા કેસનો જ્યારે ચુકાદો આવે છે ત્યારે મૂળ દાવો દાખલ કરનાર ને બચાવ કરનાર બંને વ્યક્તિઓ મરી ગઈ હોય છે, એમના પુત્રો પણ પરલોકવાસી થઈ ગયા હોય છે ને છોકરાનાં છોકરા એ નિર્ણય સાંભળી નવાઈ પામે છે. દાવો માંડ્યો તો શેને માટે અને આ ચુકાદો આવ્યો કોની તરફેણમાં તે પણ એઓ કેટલીકવાર સમજી શકતાં નથી. ન્યાયના કામમાં થતા વિલંબ માટે એક જાણીતા વર્તમાનપત્રમાં રોજનાં દસબાર ચર્ચાપત્રો આવતાં હતાં એ ઘણાની જાણમાં હશે.

• લોકો આટલા બધા અધીરા કેમ થઈ ગયા છે તે જ મારાથી સમજાતું નથી. કોઈ કામ મોડું થાય તો તેથી શું આકાશ તૂટી પડવાનું હતું? 'મેં તમને પંદર દિવસ પર પત્ર લખ્યો હતો, પણ હજી તેનો જવાબ નથી, તેથી ચિંતા થાય છે.' એવો મારા એક મિત્ર તરફથી એમના પત્રનો જવાબ લખવામાં મને જરા વિલંબ થયો એટલે મારા પર હમણાં જ પત્ર આવ્યો છે. મેં હજી એનો જવાબ લખ્યો નથી પણ કદાચ લખીશ તો એમ લખવા ધારું છું કે 'પંદર દિવસ પર લખેલા પત્રનો જવાબ ન મળે તેથી ચિંતા થાય એ બહુ ખોટું લક્ષણ છે. આપણા આયુષ્યમાં પંદર દિવસનું કંઈ જ મહત્ત્વ નથી. માનવજાતના ઇતિહાસમાં તો એની ગણતરી પણ કરવાની હોય નહિ. આટલાથી જો તમને ચિંતા થાય તો આથી વધારે મોટી ઉપાધિ આવી પડતાં તો તેનો સામનો તમે શી રીતે કરી શકશો? પંદર દિવસ પર કરેલી પ્રાર્થનાનો તો ભગવાન પણ જવાબ આપતા નથી. એમની પાસેથી જવાબ મેળવવા જીવનભર તપશ્ચર્યા કરવી પડે છે તો મારા જેવા નજીવા માણસ તરફથી ઢીલ થાય એમાં ચિંતા કરવાની કશી જ જરૂર નથી.'

• ઝડપ એ આ જમાનાનો મહારોગ છે. અસલ રસ્તામાં ચાલમને જે કામ કરતાં દોઢ વર્ષ થતું તે કામ એક માણસ એક દિવસમાં કરી શકે તો તેને પ્રગતિનું ચિહ્ન માની શકાય. અસલ જે પ્રવાસ કરતાં મુસાફરને ત્રણ મહિના થતા તે પ્રવાસ ત્રણ દિવસમાં આજે થઈ શકે છે અને ત્રણ કલાકમાં કરી શકાય તે માટે શોધખોળ ચાલી રહી છે. બધી જ સુધરેલી પ્રજાને આ ઝડપનું ભૂત એવું વળગ્યું છે કે એના સિવાય બીજું કશું એમને સૂઝતું જ નથી. બસ, ઝડપ કરો, જલદી કરો, ઉતાવળ કરો.

ત્વરા કરો, એ સિવાય બીજી કોઈ વાત જ નથી. આમ બધી બાબતમાં ઝડપઝડપ કરતાં જિંદગી પણ ઝડપથી પૂરી કરી 'નાખવાની કળામાં આપણે પાવરધા બન્યા છીએ.

અસલ આપણા પૂર્વજો બપોરે નિરાંતે જમીને પેટ પર હાથ ફેરવતા કલાક દોઢ કલાક બેસતા. પછી અડધો કલાક આરામ કરતા ને તે પછી કામધંધે વળગતા. તેને બદલે આજે આપણે 'તું જા, હું આવું.' એમ એક કોળિયો બીજાને કહેતો હોય તે રીતે ઝડપથી એક કોળિયા પછી બીજા કોળિયાને મોંમાં મૂકીને પેટમાં ઉતારી દઈને હુસહુસ કરીને જમીએ છીએ અથવા જમી નાખીએ છીએ. ને પછી દોડાદોડ કરીને કામને સ્થળે જવા નીકળી પડીએ છીએ. પણ આમ છતાં આપણે આપણા પૂર્વજો કરતાં વધારે 'સારુ' કામ કરી શકીએ છીએ એમ કહી શકાય નહિ

ન્યાયના કામમાં ઢીલ કે વિલંબ થાય એમાં જરાય ખોટું નથી. ઉતાવળે આંબા પાકતા નથી, તો આખો 'કેસ' શી રીતે પાકી શકે? ઉતાવળો ન્યાય ભૂલભરેલો હોવાનો સંભવ રહે છે. ન્યાય તો બધી બાજુથી બરાબર તપાસ કરીને જ તોળાવો જોઈએ. ખુદ ઈશ્વર પણ આપણાં કૃત્યોનો ન્યાય છેક મરણ પછી જ તોળે છે. એક જન્મમાં કરેલા કાર્યનો બદલો બીજા જન્મમાં મળે છે. ગીતામાં પણ કહ્યું છે કે बहूनां जन्मनामन्ते ज्ञानवान् मां प्रपद्यते–બહુ જન્મો લીધા પછી જ જ્ઞાની પુરુષ મને પામી શકે છે. ઈશ્વરના દરબારમાં પણ ન્યાયના કામમાં આમ સારી રીતે વિલંબ થાય છે તો શું આપણા ન્યાયાધીશો ઈશ્વર કરતાં પણ વધારે ડાહ્યા છે કે તરત ને તરત એ ન્યાય તોળી શકે?

પાંચ–પંદર–પચાસ માણસો દોડતાદોડતા જતા હોય તે જોઈને આપણને કેવી લાગણી થાય છે? કંઈક તોફાન થયું હશે, કોઈક ભયંકર ઘટના બની હશે, એમ આપણને લાગે છે. એને બદલે એટલા જ કે એથી વધારે માણસો ધીરગંભીર ગતિથી ચાલ્યા જતા હોય ત્યારે એને સરઘસ તરીકે આપણે વધાવી લઈએ છીએ. દોડતા માણસોનું દૃશ્ય ને ધીરેધીરે છટાથી ચાલતા માનવ-સમૂહનું દૃશ્ય એ બેમાંથી કયું વધારે સુંદર, ઉત્તમ ને પસંદ કરવા યોગ્ય લાગે છે?

આ જ પ્રમાણે જેમાં તેમાં 'ઝડપ' 'ઝડપ' કરીને કામ કરવાની તાલાવેલી રાખનારાઓ કરતાં ધીમેધીમે ઠંડે પેટે ને નિરાંતથી કામનો ઉકેલ કરનારાઓ જ વધારે સારું કાર્ય કરી શકે છે. ઉતાવળથી કામ કરનારાઓ કરતાં એઓ કદાચ ઓછું કાર્ય કરી શકતા હશે, પણ કામનું પ્રમાણ નહિ, કામનો પ્રકાર જોવાનો છે. કોણે કેટલું કામ કર્યું તેના કરતાં કોણે કેવું કામ કર્યું એ જ મહત્ત્વનો સવાલ છે. સાહિત્યમાં તેમ જ સંસારમાં સંખ્યા કે પ્રમાણ કરતાં ગુણને જ પ્રાધાન્ય આપવામાં આવે છે. દસ બાળકના પિતા કરતાં બે બાળકોનો પિતા ઊતરતી કોટિનો નાગરિક ગણાતો નથી. એ જ રીતે પચાસ પુસ્તકો ઘસડી કાઢનારા લેખક કરતાં પાંચ જ પુસ્તક લખનાર ઘણી યે વાર વધારે મોટો લેખક ગણાય છે. એડગર વોલેસ વર્ષમાં આખી લાયબ્રેરી ભરાઈ જાય એટલી નવલકથાઓ લખી નાખતો, ત્યારે ટોમસ હાર્ડી જેવો લેખક વરસમાં માંડ બે નવલકથા લખી શકતો. આપણે ત્યાં 'મણિકાન્તે' અનેક ગઝલો લખી કાઢી છે, પણ કવિ 'કાન્તે' બહુ જ ઓછાં કાવ્યો રચ્યાં છે. આમ છતાં વોલેસ કરતાં હાર્ડી ને 'મણિકાન્ત' કરતાં 'કાન્ત' વધારે સમર્થ સાહિત્યકારો છે એ વિષે કોઈને પણ સંદેહ નથી.

સ્ટેશન પર આવીને ટ્રેન જાણે ઊપડી જવાની તૈયારીમાં હોય ને તે પકડવા માટે

# જીવનત્રાતા

શ્રી દિલખુશ બ દીવાનજી

બાળક ને તોફાન એવું પર્યાય શબ્દો ! ભાગફોડ, ધમાધમ ને ધાંધલ મચાવવાને જ ટેવાયેલુ બાળક એની વૃત્તિને યોગ્ય દિશામા વાળવામા ન આવે તો અંતે એવું માનસ ગુનેગારનું થઈ જાય છે માનસશાસ્ત્રનો આ એક જબરદસ્ત કાયદો છે માર, ધાક, ધમકી કે એવી તેવી ફટકાની ક્રૂર સજાથી નહી ડરનાર ગુનેગાર પ્રત્યે કામ લેવાની પદ્ધતિ અનોખી હોય છે સંપૂર્ણ મમતા, પૂરી ધીરજ ને પ્રેમપૂર્વકની વફાદારી વિના એમા સફળતા મળે જ નહી લેખકે એક રહસ્યમય ને સમાજમા ઘણે સ્થળે મળી આવતા કિસ્સાઓમાંનો એક કિસ્સો તથા તેનો ઉત્તમ ઉપાય ને પરિણામ આ સત્યકથામા રજૂ કર્યા છે

ગુજરાતના પ્રથમ પંક્તિના નિષ્ઠાવાન સેવકોમા જેમનુ નામ શોભે છે તે શ્રી દિલખુશભાઈ આ કથા દ્વારા 'અખંડ આનંદ'ના વાચકો સમક્ષ પહેલી જ વાર આવે છે

રમેશને પંદરમી વખત શહેરના ન્યાયાધીશ આગળ ખડો કરવામાં આવ્યો રસ્તે ચાલતાં એણે પડોશના ઘરના કાચની બારીઓ પથરાવતી ભાંગી નાખી હતી ઘર માલિકને સહેજે ૧૦૦-૧૫૦ રૂપિયાનુ નુકસાન થયું હતું ન્યાયાધીશ, પણ હવે રમેશથી કંટાળ્યા હતા વંઠી ગયેલ છોકરાને માબાપે તો ત્યજી દીધો હતો ભાગફોડમાં જ રમેશને મઝા આવતી એના એ પ્રિય વ્યવસાયમાં કોઈ ડખલગીરી કરે તો એ મારફાડ પર પણ આવી જતો ભાગફોડ અને મારફાડના ગુના માટે રમેશને કોર્ટમાં અનેકવાર સજા થતી જેલ તો મળતી જ ઉપરાંત ફટકા પણ પડતા શિક્ષા પૂરી થતા રમેશ પાછો હતો એવો જ થઈ જતો ગુનેગાર કુમારોની કહેવાતી 'સુધારણા શાળા'માં પણ રમેશ કેટલીયે વાર જઈ આવેલો એ શાળાઓ પણ આખરે જુલમ, ત્રાસ અને શિક્ષામાં જેલની નાની આવૃત્તિઓ નીવડે છે

આ બધી શિક્ષાપરંપરાઓથી રમેશ હવે રીઢો થઈ ગયો હતો આથી જ એનાં તોફાનો વધતાં જ રહ્યા રાજ્ય અને સમાજના સંચાલકો હજી તોફાની અને વંઠેલના કોયડાને ઉકેલી શક્યા નથી એટલે રમેશને પાછો જેલમાં મોકલવા સિવાય ન્યાયાધીશને કશું સમજાતુ જ નહોતુ

રમેશ સામેના પુરાવા તરત સાબિત થઈ ગયા. રમેશ તો પોતાને પીંજરામાં

---

દોટ મૂકવાની હોય એવી રીતે આખી જિંદગી સુધી દોડાદોડ કરવાની શી જરૂર છે? એક કવિએ કહ્યુ છે કે 'કાળ અનંત છે ને પૃથ્વી વિશાળ છે' તો આપણે અનંતકાળના પ્રવાસીઓ જરા મોડુ વહેલું થાય, પાંચ-પંદર દિવસનો કે દશબાર વરસનો વિલંબ કોઈ કામમાં થાય તો તેમા મૂંઝાઈને અધીરા થઈ જઈએ એ કેટલુ વિચિત્ર છે? આપણી સામે અનંતતાનો સાગર પડ્યો છે, ત્યાં આ દોડાદોડી, આ હાયવરાળ આ ધાંધલ-ધમાલ શા માટે? પ્રવાસ આરંભ્યો છે તે પૂરો થવાનો જ નથી તો પછી જલદી પહોંચી જવાની આવડી ઉતાવળ શા કાજે? ચાલવાનુ જ છે ચાલ્યા કરવાનું છે તો પછી શ્વાસ ભરાઈ જાય એ રીતે દોટ મૂકવાની શી જરૂર?

★

પુરાવાનું પુરાણ સાંભળીને હસતો જ હતો. પંદરમી વખત રમેશનો ગુનો પુરવાર થતાં એને ''નિયમ મુજબ' 'કાયદા પ્રમાણે' શિક્ષા કરવા માટે ન્યાયાધીશ ઊભા થયા. પરંતુ એ જ વખતે ન્યાયાધીશની પાસે જ બેઠેલા સતીશબાબુ વચમાં પડ્યા. સતીશબાબુ બહુ ભલા, શાંત અને માયાળુ શિક્ષક હતા. 'તોફાની અને વંઠેલ'નો એક નાનકડો આશ્રમ ચલાવતા. રમેશનાં તોફાનોથી તેઓ હવે પરિચિત થઈ ગયા હતા. આથી જ એમને વિચાર આવ્યો કે રમેશને આશ્રમમાં રાખું તો કેમ ? ન્યાયાધીશને ઉદ્દેશીને સતીશબાબુ બોલ્યા : 'યોર લોર્ડશિપ, આપનું તંત્ર હવે રમેશના તોફાનથી થાક્યું છે અને કંટાળી ગયું છે. રમેશને તો આપ સદા ગુનેગારની જ દૃષ્ટિથી સમજતા આવ્યા છો. આપના એ 'ગુનેગાર'ને આપ મને આપી દો. એનાં તોફાનોની જવાબદારી હું જ ઉપાડી લઉં છું.'

ન્યાયાધીશ વિચારમાં પડી ગયા. સતીશબાબુના પ્રયોગોની એમને થોડીક ખબર હતી રમેશથી કંટાળી તો ગયા જ હતા, છતાં એમને શંકા હતી કે રમેશનું તોફાન સતીશબાબુના પ્રયોગને પણ હરાવે એવું થઈ ચૂક્યું હતું. વિચારોની ગડમથલ ચાલતી હતી ત્યાં પાછા સતીશબાબુ બોલ્યા: 'આપ કશી ફિકર ન કરશો. રમેશનાં તોફાન મારા પ્રયોગને હંફાવશે એમ આપ ભલે માનો, પરંતુ મને તો એવા હંફાવનારામાં જ વધુ રસ પડે છે. માટે આપ કશીય ફિકર–ચિંતા વિના રમેશને મને સુપરત કરો.'

રમેશની 'બલા'થી કંટાળેલા ન્યાયાધીશ આખરે કબૂલ થયા, ગુનો પુરવાર થયો હતો. છતાં રમેશને માફી આપીને એની સોંપણી સતીશબાબુને કરી. ખૂબ ઊંડી 'હાશ'થી એમણે રમેશનું પ્રકરણ સંકેલી લીધું.

સતીશબાબુની વિચિત્ર માગણીથી રમેશ કંઈક જુદા વિચારમાં પડી ગયો. કોર્ટ વિસર્જન થતાં સતીશબાબુ રમેશના પીંજરા પાસે ગયા. રમેશના ખભા પર પ્રેમાળ હાથ મૂકી બોલ્યા : 'રમેશ, ચાલ મારી સાથે, તને હું મારી પાસે જ રાખીશ.' રમેશનો હાથ પકડી સતીશબાબુએ ચાલવા માંડ્યું. રમેશ તો આભો જ બની ગયો !

છેલ્લા ૭–૮ વર્ષથી તે તોફાની અને વંઠેલ થઈ ગયો હતો. માબાપની પ્રેમાળ હૂંફ તો એ ગુમાવી જ બેઠો હતો. એનાં તોફાનો વધતાં ગયાં. રમેશ પ્રત્યે સર્વ કોઈના વર્તનમાં કઠોરતા, નિંદા અને અપમાન પણ વધતાં જ ગયાં. સૌ કોઈ એને ધુતકારતું. સદ્ભાવના બે શબ્દો પણ કોઈ એને કહેતું નહિ અવગણના અને તિરસ્કારની દુનિયામાં રમેશ રહેતો હતો. અત્યાર સુધી એવા પ્રેમશૂન્ય શુષ્ક વાતાવરણના પીંજરામાં એ હતો. હવે એના ખભા પર પહેલી જ વાર પ્રેમાળ હાથ પડતાં એનું અંતર ઝબકી ઊઠ્યું. અંતરની મીઠી મુંઝવણમાં એ રોકાયો હતો ત્યાં એનો હાથ એટલા જ પ્રેમથી સતીશબાબુએ પોતાના હાથમાં લીધો અને પોતાના ઘર તરફ એને દોરી જવા માંડ્યા. રમેશના અંતરમાં વળી પાછો તરવરાટ જાગ્યો :

'આ શુષ્ક તિરસ્કાર–અરણ્યમાં પ્રેમની આ વીરડી ક્યાંથી આવી પડી !'

રસ્તામાં બંને મૂગા જ રહ્યા. શહેરથી થોડે દૂર સતીશબાબુનો આશ્રમ હતો. આશ્રમમાં તો એકબે ઝૂંપડાં જ હતાં. ઝૂંપડાની વાડ પર 'તોફાની અને વંઠેલ'નું સૂચક પાટિયું લટકતું હતું. રમેશને લઈ સતીશબાબુ ઝૂંપડીમાં આવ્યા. સુવ્યવસ્થિત અને સાદી એક ઝૂંપડીમાં સતીશબાબુ પોતાની બે બહેનો સાથે રહેતા હતા. રમેશને તેઓ એ ઝૂંપડીમાં લઈ ગયા. ચટાઈ પર રમેશને બેસાડી પોતે પણ સાથે જ

બેઠા રમેશ કંઈક નવી દુનિયામાં આવી પડ્યા હતો. વિસમરનો તે થાકેલો હતો, પરંતુ સતીશબાબુના આ વિચિત્ર લાગતા પ્રેમાળ વર્તનથી એનું હૃદય કંઈક ભારે મંથનો અનુભવી રહ્યું હતું. એટલામાં એક બહેને કાચના પ્યાલામાં દૂધ આણ્યું. રકાબીમાં કેળાં હતાં. શબ્દો સંભળાયા: રમેશ, 'ચાલો નાસ્તો કરી લઈએ. હવે તો આ તારું જ ઘર છે.'

રમેશ શાંત રહ્યો. કોઈક વાર કુતૂહલથી સતીશબાબુની પ્રેમાળ આંખો સામે એ જોઈ રહેતો. માબાપથી ત્યજાયેલા, ઘરબારવિનાના, રખડેલ અને વંઠેલ રમેશને ઘણે વર્ષે કોઈએ 'ઘેર' બોલાવ્યો હતો! કોઈએ આટલા બધા પ્રેમથી દૂધકેળાનો નાસ્તો એને આપ્યો હતો! વિચારમાં મગ્ન બનેલા રમેશની પીઠ થાબડતાં સતીશબાબુએ રકાબીમાંનું કેળું રમેશને આપ્યું ત્યારે તો રમેશનું હૃદય ભરાઈ આવ્યું. એની તોફાની આંખોમાં પણ આંસુઓ ડોકિયાં કરી ગયાં. એને ખબર ન પડી કે આટલી આટલી મીઠાશ ક્યાંથી આવી હતી! સતીશબાબુનું આપેલું કેળું રમેશે ખાઈ લીધું, દૂધ પણ એ પી ગયો. નાસ્તો પૂરો થયો.

'કેમ રમેશ, નાસ્તો ગમ્યો કે?'

પહેલી જ વાર રમેશ બોલ્યો:

'હા.'

અને વળી પાછું એના હૃદયમાં મંથન ચાલ્યું.

સાત આઠ વર્ષની સમાજની શિક્ષાપરંપરાને લીધે રમેશના અંતરના ભીતરમાં રહેલી સદ્‌વૃત્તિઓ પર કઠોરતાનાં જાડાં પડ બાઝી ગયાં હતાં. સતીશબાબુના પ્રેમાળ શબ્દોથી એ પડોમાં કંઈક સળવળાટ પણ થયો ને કંઈક મીઠાશની ભીનાશ પણ લાગી. પરંતુ તોફાનની ટેવો વધુ દૃઢ અને રીઢી થઈ ચૂકેલી હોવાથી એનાં પડો બહુ સખત થતાં ગયાં હતાં. કાચનાં રકાબી-પ્યાલા જોઈ ભાંગફોડની એની સુપરિચિત રીઢી વૃત્તિ સતેજ થઈ. સતીશબાબુનું પ્રેમાળ વાતાવરણ ઘડીભર એ તોફાની વૃત્તિ આગળ ભુલાઈ ગયું. તોફાની વૃત્તિનો તરવરાટ આંખોમાં ચમકવા લાગ્યો અને હાથના સળવળાટે રમેશને વળી પાછો જૂની દુનિયામાં મૂકી દીધો. સતીશબાબુની અનુભવપૂર્ણ દૃષ્ટિ આ સળવળાટને તરત સમજી શકી. જીવનમાં થઈ રહેતો સ્વયં વિકાસ પ્રેમના વાતાવરણમાં જ ખીલે છે. સદ્‌વૃત્તિઓને તે જ પોષણ આપે છે. આ સત્યની શોધમાં અને તેના પ્રયોગમાં જ સતીશબાબુનું જીવન હવે પસાર થઈ રહ્યું હતું. રમેશના તોફાનને સ્વાભાવિક અવકાશ મળતો ન હતો એટલે એ તોફાન વિકૃત તોફાનમાં પરિણમતું હતું, આવો ખ્યાલ પ્રેમાળ સતીશબાબુને હતો. એટલે તો તોફાન રૂંધનારા સમાજમાંથી રમેશને ઉપાડી લાવી આશ્રમના સ્વતંત્ર વાતાવરણમાં એમણે એને મૂકી દીધો હતો.

રમેશનો સળવળાટ સમજી જઈ સતીશબાબુ બોલ્યા:

'રમેશ, શો વિચાર કરે છે? આ કાચનાં પ્યાલા-રકાબી ભાંગી નાખવાં છે? ગભરાય છે શા માટે? એને ભાંગી નાખ!'

રમેશ તો આ 'ભાંગી નાખ'ની પ્રેમાળ વાણી સાંભળી આભો જ બની ગયો. તોફાની વૃત્તિઓ પૂરજોશમાં સળવળાટ કરી રહી હતી, તેમાં આ પ્રેમાળ રજા મળી. વળી પાછાં કંઈક અમીઝરણાં હૃદયના ભીતરમાં સહેજ સળવળ્યાં, છતાં અંતે તો રીઢી તોફાની વૃત્તિએ જ જોર કર્યું. બસ, એ જ વખતે સતીશબાબુએ રમેશને લાકડી આપી. ઝડપભેર રમેશ ઊભો થઈ ગયો અને 'ખણુંણુણ ખણુંણુણ' અવાજ થયો. રમેશે લાકડીથી

કાચનાં પ્યાલા-રકાબી ભાંગી નાખ્યાં હતાં !

'સરસ થયું !'નો આવકાર એ ભાંગફોડને સતીશબાબુએ આપ્યો. રમેશ તો એ શબ્દો સાંભળી પાછો વિચારમાં પડી ગયો. હૃદયના કંઈક ઊંડાણમાંથી અસ્પષ્ટ અવાજ આવ્યો: 'અરેરે! સતીશબાબુના પ્રેમને હજી કેમ ઓળખ્યો નહિ? આ મેં શું કર્યું ?' સતીશબાબુ રમેશની આ મથામણ પણ સમજી ગયા હતા. 'રમેશ કંઈ નહિ, કશું ખોટું નથી થયું, ગભરાતો ના.'

તે દિવસ પૂરો થયો અને રમેશ 'ઘરમાં' કંઈક ટેવાતો ગયો.

રમેશને સતીશબાબુને ઘેર આવ્યાને ચારપાંચ દિવસ થયા હશે. પ્રેમ અને વિશ્વાસના વાતાવરણમાં જ એના અંતર પર ચઢેલા મલિનતાના થરો કંઈક ઓગળવા લાગ્યા હતા. સતીશબાબુ આમ તો પોતાના કામમાં પરોવાયેલા જણાતા, પરંતુ એમની સૂક્ષ્મ અવલોકન દૃષ્ટિ તો રમેશના પ્રત્યેક વર્તન પર ફરી વળતી હતી. એક દિવસ રમેશ ચોગાનમાં રમતો હતો. ત્યાં કાચના કૂંડામાં ફૂલઝાડ વાવેલાં હતાં રમેશ એ કાચના કૂંડાને નિહાળી રહ્યો હતો. સતીશબાબુ આ બધું જોઈ રહ્યા હતા. રમેશ હજી કાચના કૂંડા આગળ ઊભો જ હતો. એના હૃદયમાં કાચનાં કૂંડાં જોઈ શી ગડમથલ ચાલતી હશે ! શું એની તોફાની વૃત્તિ પાછી સળવળાટ કરતી હતી ? કાચના કૂંડાં ફોડી નાખવાનું એને મન થઈ આવ્યું હશે ? સતીશબાબુ એની આ બધી મનોવૃત્તિઓ ઓળખી ગયા હતા. એમણે નિર્ણય કરી લીધો. રમેશની પાસે ગયા. એને લાકડી આપી બોલ્યા: 'રમેશ, તારે કાચનાં કૂંડાં ફોડી નાખવાં હોય તો ફોડી નાખને !' રમેશ તો આ સાંભળી ખૂબ વિચારમાં પડી ગયો ! પોતાને તોફાન કરતાં ન અટકાવનારી, ઊલટું પ્રેરનારી આટલી બધી પ્રેમાળ દૃષ્ટિ! રમેશ મુઝાયો બેચાર મિનિટ ઊભો રહ્યો. આખરે ઊંડેઊંડે હઠ કરતી તોફાની વૃત્તિએ જોર કર્યું ને એણે લાકડી વતી કાચનાં કૂંડાં ભાંગી નાખ્યાં. સતીશબાબુને આથી ખૂબ સંતોષ થયો જણાયો. તોફાને ચઢેલા રમેશ પ્રત્યે એમનું કેટલું બધું પ્રેમાળ વર્તન ! કશો ઠપકો નહીં, કશો ઉપદેશ નહીં, જાણે કશું જ થયું નથી અથવા થયું તે સતીશબાબુ માટે સંતોષકારક જ થયું છે ! પરંતુ કાચનાં કૂંડાં તૂટી ગયાં તેના નુકસાનનું શું? પ્રેમ અને વિશ્વાસથી ઊભરાઈ જતા સતીશબાબુના હૃદયમાં એ નુકસાનની ચિંતા જ ન હતી રમેશની તોફાની વૃત્તિએ જોર તો કર્યું જ—કૂંડાં ફોડી નાખ્યાં; પરંતુ એની એ ભાંગફોડની વૃત્તિ આખરે તો પ્રેમ અને વિશ્વાસના વાતાવરણ સાથે જ અથડાઈ પડી. આ બીજા પ્રસંગ પછી રમેશ તેના અંતરમાં વધુ ને વધુ ઊંડો ઊતરતો ગયો. એ વિચારમાં પડી ગયો: ફૂટી શું ગયું ? કૂંડાં ? કે પ્રેમ અને વિશ્વાસ સાથે અથડાતાં એની તોફાની વૃત્તિ તો તૂટવા નથી લાગી ? રમેશ કદાચ આ સમજતો નહીં હોય, પરંતુ સતીશબાબુ બધું સમજતા હતા.

વળી થોડા દિવસ પસાર થયા. એક દિવસ સતીશબાબુના ઢાળિયા પાસે રમેશ બેઠો હતો. ટક ટક ટક ઘડિયાળનો અવાજ આવ્યો. રમેશની નજર ઘડિયાળ તરફ ગઈ. સરસ મઝાની ઘડિયાળ હતી એનો કાચ પણ કેટલો કોમળ હતો ! રમેશ એ ઘડિયાળ જોઈ જ રહ્યો. વળી પાછા અંતરના થરો હલમલી ઊઠ્યા પ્રેમ અને વિશ્વાસના વાતાવરણમાં અને સતીશબાબુની પ્રેમાળ હૂંફમાં રમેશની પેલી મલિનતા ઘણી ઓગળી ગઈ હતી પણ અંતરમાં હજી એનો ક્યાંક સળવળાટ થતો હશે ખરો ! ઘડિયાળ તરફ

રમેશ હજી કેમ બોઈ જ રહ્યો છે! હજી કંઈક અવશેષ બોર કરતા હશે? પાસે બેઠેલા સતીશબાબુ ખૂબ જ શાંતિથી રમેશને નિહાળી રહ્યા હતા હવે શું થશે? થોડી ક્ષણ પસાર થઈ ઘડિયાળ સતીશબાબુએ એકાએક ઉપાડી અને રમેશના હાથમા તે આપતા બોલ્યા

'રમેશ! આ ઘડિયાળ ફાડી નાખવાનુ મન થયુ હોય તો પછાડીને ભાંગી નાખ ને! ફરી ચિંતા ન કરતો

રમેશના હાથમાં ઘડિયાળ આવતાં એ ચમક્યો વળી પેલી ભાંગફોડ કરવાની પ્રેમાળ વિનતિ! હવે તો હદ થાય છે અંતરના ખૂબ જ ઊંડાણમાં રમેશ ઊતરી ગયો એના હાથમાં ઘડિયાળ હજી પડી છે, પરંતુ આ શું? એ ઘડિયાળ પર ટપક ટપક આંસુઓ પડી રહ્યાં છે રમેશનુ હૃદય ભરાઈ આવ્યુ સતીશબાબુ તરત સમજી ગયા સહેજ જ પૂછ્યુ કેમ રમેશ આંખ ભીની કેમ થઈ?'

તરત જ ચોધાર આંસુએ રડતો રમેશ સતીશબાબુને ગળે વળગી પડ્યો અને બોલી ઊઠ્યો

તમે જ મારા જીવનત્રાતા છો '

*

આ વાતને ઘણો વખત થઈ ગયો હજી રમેશ સતીશબાબુના આશ્રમમાં જ છે ત્યાં હજી કોઈ કોઈ તોફાની અને વંઠેલ છોકરાઓ આવતા રહ્યા છે તે દિવસે ટપકેલાં આંસુથી રમેશના હૃદયમા રહેલ મલિનતાના અવશેષો હવે તદ્દન ધોવાઈ ગયા છે રમેશ પોતાના જીવનત્રાતાના પ્રેમ અને વિશ્વાસના પવિત્ર વાતાવરણમાં તદ્દન ભળી ગયો છે સતીશબાબુ હવે રમેશને પોતાના કિંમતી સાથી તરીકે ગણે છે +

+ઈંગ્લૅન્ડના એક અપ્રસિદ્ધ શિક્ષક હોમર લેઈનના આશ્રમમા બનેલી ઘટના પરથી સૂચિત.

★

બકરી ઈદ એટલે તો પ્રિયમા પ્રિય ચીજની કુરબાનીનો સ્મરણદિન કહે છે કે હજારો વર્ષ ઉપર એક ઈશ્વરભક્ત આરબ થઈ ગયો ઈબ્રાહીમ એનું નામ એના બે પુત્રોમાથી એક ઈસ્માઈલ ઉપર પિતાને અત્યંત સ્નેહ પિતાને રોજ રાત્રે સ્વપ્નુ આવતું તારી પ્રિયમા પ્રિય ચીજનું બલિદાન આપ પ્રિયતમ ચીજ તો ઈસ્માઈલ શરૂમા પિતાએ સ્વપ્નને સાચુ ન માન્યુ, પણ વારંવાર આમ થવાથી એને ખાતરી થઈ ગઈ કે નક્કી ખુદા મારા ફરજંદની કુરબાની જ ઇચ્છે છે એટલે એક દિવસ પુત્રનો વધ કરવા એ જતો હતો કે તુરત જ પયગંબરી અવાજ આવ્યો 'સબૂર તું પરીક્ષામાથી પાર થયો છે ખુદાપ્રેમ આગળ કુટુંબ કે પુત્રાદિ કોઈની કશી જ કિંમત નથી, એ તેં પુરવાર કર્યુ છે એટલે ઈસ્માઈલના બદલામા એક પ્રાણી આપશે તો ય પૂરતુ છે

ને ત્યારથી એના વંશમા તે પછી આખા અરબસ્તાનમા ને અતે મુસ્લિમઆલમમા આ દિવસના પુનિત સ્મરણ તરીકે પશુનું બલિદાન આપવાની પ્રથા દાખલ થઈ

માનવીમાથી પશુના બલિદાનનો થયેલો વિકાસ હવે પશુને બદલે પ્રતિક તરીકે શ્રીફળ અને છેવટે અંતરના અહંકારનું બલિદાન આપતા માનવી શીખે એમા એનુ ગૌરવ છે

×

દોષ, ધાતુ અને મળ

# પિત્ત અને કફ


શ્રી. વલ્લભરામ વૈદ્ય

આયુર્વેદાચાર્ય


'અખંડ આનંદ'ના ગયા અંકમાં શરીરના દોષ, ધાતુ અને મળની આયુર્વેદની દૃષ્ટિએ ચિકિત્સા કરતા લેખમાં 'વાત' ઉપર પૂરતા લંબાણથી વલ્લભરામભાઈએ કહ્યું હતું. ત્રિ–દોષના બાકીના બે વિભાગોની ચર્ચા આ અંકમાં કરવામાં આવી છે પિત્ત અને કફ વિષેનું જ્ઞાન ઉપયોગી થશે. કારણકે સમાજમાં ઘણા લોકો એથી પીડાય છે.

જેમ વાતને વિષે તેમ પિત્તને વિષે પણ આયુર્વેદના પૂર્વાચાર્યોએ ચિકિત્સામાં કામ આવી શકે તેવી સંપૂર્ણ કલ્પના દોડાવી છે અને તે ઉપરથી થતા રોગના વિકારોને પોતાની સારવારથી જીત્યા છે.

આમ છતાં આ બાબતમાં ચરક, સુશ્રુત અને વાગ્ભટ એ ત્રણે થોડાથોડા જુદા વિચારો ધરાવે છે. મતલબ કે તે વખતે પિત્તની શોધખોળ ચાલતી હશે. ત્યારપછી સંગ્રહ-ગ્રંથોના જમાનામાં તો માત્ર લખેલું વંચાયું અને તે પણ બહુ વિચાર કર્યા વગરનું જ.

પિત્ત એ મૂળ તો અગ્નિરૂપ જ છે, એટલે કે અગ્નિકર્મ શરીરમાં જેટલું થાય છે તેટલું બધું પિત્તનું જ કર્મ જાણવું એમ બધા આચાર્યો માને છે. આમ છતાં પિત્તના મૂર્તિમંત-પણા વિશે એટલે કે શરીરમાં તે કેવા મૂર્તિમંત સ્વરૂપે રહે છે અને ક્યાં રહે છે એ વિષે પણ તેમણે વિચાર્યું છે. વળી વાયુની માફક તેના પણ પાંચ ભાગ કર્યા છે અને પ્રકૃતિસ્થ પિત્તનાં એ રીતે પાંચ કર્મો કહ્યાં છે.

આપણે પ્રથમ પિત્તના ગુણો અને રસો વિષે ત્રણે આચાર્યોના મત વિચારીએ :

ચરકાચાર્ય તેના ચાર ગુણ કહે છે : ઉષ્ણ, તીક્ષ્ણ, દ્રવ અને સર; જ્યારે સુશ્રુતે ઉષ્ણ, તીક્ષ્ણ, અને દ્રવ એમ ત્રણ ગુણ કહ્યા છે અને વાગ્ભટે ઉષ્ણ, તીક્ષ્ણ, દ્રવ, સર અને લઘુ એમ પાંચ ગુણ કહ્યા છે.[1]

સર્વ કરતાં આ બાબતમાં સુશ્રુતાચાર્યે વાજબી વિવેક કરેલો જણાય છે. દ્રવ ગુણ હોવાથી તે ગતિશીલ છે જ. વળી વાયુ તેને વધુ ગતિ આપે છે; કેમકે તે પણ બધે પોતાનું કામ કરે છે અને એનો ગુણ સર પણ છે જ. વળી લઘુ ગુણ પણ તીક્ષ્ણ અને ઉષ્ણ હોવાથી આપોઆપ આવી જાય છે, એટલે પિત્તના વિશિષ્ટ એવા ત્રણ ગુણો જ સુશ્રુતે લખ્યા છે.

મારા પોતાના મત પ્રમાણે વાતવિશિષ્ટ પિત્તના અથવા વાતાનુબંધ હોય તેવા પિત્તના સર અને લઘુ ગુણો વધુ બંધ બેસે છે.

હવે પિત્તના વિરુદ્ધ ગુણો જોઈ લઈએ : ઉષ્ણ ગુણોનો વિરોધી શીત ગુણ તો પ્રસિદ્ધ છે જ. તીક્ષ્ણ ગુણોનો વિરોધી મંદ ગુણ છે. જ્યારે દ્રવનો વિરોધી ઘન ગુણ છે આવા ગુણવાળા પદાર્થોના ઉપયોગથી પિત્ત શમી જાય છે. મધુર ભોજનમાં આ વિરોધી ગુણો છે;

---

[1] सस्नेहमुष्णं तीक्ष्णं च द्रवमम्लं सरं कटु ।
विपरीतगुणैः पित्तं द्रव्यैराशु प्रशाम्यति ॥
चरक सू. १–६०

पित्तं तीक्ष्णं द्रवं पूति नीलं पीतं तथैव च ।
उष्णं कटुरसं चैव विदग्धं चाम्लमेव च ॥
सुश्रुत सू. २१–११

पित्तं सस्नेह तीक्ष्णोष्णं लघुविस्रं सरं द्रवम् ॥
अ. हृ. सू. १–११

કારણ કે તે શીત ગુણોવાળુ તેમ જ મદ હોય છે અને તેવુ ભોજન પ્રવાહી ન હોય તો ઘન પણ ગણાય એથી ત્રણે પિત્તવિરોધી ગુણ તેમાં આવી જાય છે આવી જ રીતે પિત્તના ઔષધનો અને શીતળ વિહારનો પણ વિચાર કરવો જોઈએ

પ્રથમ પિત્તના રસ વિષે વિચાર કરીએ ચરક તેનો અમ્લ રસ કહે છે જ્યારે વાગ્ભટ તીખો અને અમ્લ એટલે ખાટો એમ બે રસ બતાવે છે× અને સુશ્રુત સ્વાભાવિક પિત્તને કટુ એટલે તીખા રસવાળુ કહે છે, જ્યારે પણ વિદગ્ધ થાય એટલે કે પાચનક્રિયામાં બીજા રસો સાથે મળી જાય ત્યારે અમ્લ રસવાળુ થાય છે એમ કહે છે

એવી જ રીતે સુશ્રુતને ચરક તથા વાગ્ભટનુ સસ્નેહનુ લક્ષણ માન્ય નથી તેજોમય પદાર્થ હોવાથી તે ચીકણું હોઈ શકે નહિ એમ સુશ્રુતાચાર્ય માને છે એવી જ રીતે રંગ વિષે વિચારતાં પણ આચાર્યોના મતમાં ફરક આવે છે

પિત્ત પીળુ છે એમ સુશ્રુતાચાર્યે કહ્યુ છે પરિપક્વ ન હોય તો તે લીલુ છે એમ પણ કહે છે+ વાગ્ભટ તેનો રંગ શ્વેત અને લાલ વર્ણ વગરનો કહે છે જ્યારે તેના ટીકાકાર અરુણદત્ત આ બે વર્ણ સિવાયના વિવિધ વર્ણોવાળુ પિત્ત છે એમ તેની વ્યાખ્યા કરે છે ચરકાચાર્યનો પણ એવો જ મત છે તેના ઉપરથી જ વાગ્ભટે પિત્તનુ લક્ષણ લીધેલુ છે ચરક સૂ ૨૦-૧૫ માં પિત્તના સ્વરૂપનુ વર્ણન છે તેમાં પિત્તના કટુ અને અમ્લ એમ બે રસ ચરકાચાર્યે જણાવ્યા છે પિત્ત દુર્ગંધવાળુ છે એમ ચરક, સુશ્રુત, તથા વાગ્ભટ ત્રણે ય માને છે* પાચક પિત્તમાં તેજસ ગુણના ઉદયથી પોતાનો દ્રવ ગુણ તે વખતે જતો રહી તે ઘન જેવું બને છે, એમ વાગ્ભટ કહે છે કારણકે તે વખતે તેને બળતા અગ્નિ જેવુ કલ્પેલુ છે, એટલે પોતાના તેજથી બધા અનાજને પકાવવા માટે તે પોતાના દ્રવ એટલે પ્રવાહીપણાને ત્યાગે છે– પણ અનાજ પાચન થાય છે એટલે હોજરીમાંથી જ્યારે નીચે આંતરડાઓમાં જવા માંડે છે ત્યારે પિત્ત પારદર્શક અને પ્રવાહી રૂપે ત્યાં ઉત્પન્ન થઈ ઉપરથી આવેલા અનાજનુ પાચન કરે છે એમ ચરકે કલ્પના કરી છે, જે આજે પણ વૈજ્ઞાનિકો સ્વીકારે તેવી છે પ્રાણી ચિકિત્સાની આ વાત છે. અનાજનું પાચન કેવી રીતે થાય છે એનું વર્ણન કરતાં ચરકાચાર્યે આ શ્લોક+ લખેલો છે આના પૂર્વના શ્લોકમાં અનાજ આમાશય (જઠર)માં જઈને તેનુ જે રૂપ થાય છે તે લખ્યુ છે અને આ શ્લોકમાં આમાશયમાં જ્યારે અનાજ નીચે આંતરડામાં જાય છે ત્યારે તે વિદગ્ધ અને ખાટા બની ગયેલા અન્નમાં તે વખતે પિત્ત દ્રવસ્વરૂપે મળે છે આવો તેનો સ્પષ્ટ અર્થ થાય છે

જો કે આજે છે તેમ પાચનની પ્રક્રિયાઓ વિષેની સંપૂર્ણ માહિતીઓ આચાર્યોને હતી તેવુ મારુ માનવુ નથી પરંતુ ચરકના સમયમાં અનુમાનની વધુ પડતી વૈજ્ઞાનિક, કલ્પના હતી અને વાગ્ભટના સમયમાં તે ઊંડી

---

× कटुकाम्लौ रसौ वर्ण पाण्डुरारुणवर्जित ॥
अ हृ १२-५१

+ वर्णश्च शुक्लारुणवर्जो गन्धश्च विस्रो रसौ च कटुकाम्लौ सरत्वं च पित्तस्य। चरक सू. २०-१५

* पञ्चभूतात्मकत्वेऽपि यत्तैजस गुणोदयात् ।
त्यक्तद्रवत्वं पाकादिकर्मणाऽनलशब्दितम् ॥
अ हृ सू, १२-१२

– परन्तु पच्यमानस्य विदग्धस्याम्लभावत ।
आशयाच्च्यवमानस्य पित्तमच्छमुदीर्यते ॥
चरक चि १५-१०

જવા પામી હતી, એ સ્પષ્ટ જણાય છે; કેમકે વાગ્ભટ્ટે તો પાચક પિત્તને અગ્નિસ્વરૂપ માની તે વખતે ઘન બની જાય છે એમ લખ્યું છે. હવે આપણે શું કરવું તે જોઈએ.

મૂર્તિમંત પિત્તની વાત કરવી હોય તો હવે તો સ્પષ્ટ છે કે પિત્ત પ્રત્યમ્લ (અં. આલ્કેલીન) છે. અમ્લ નથી એટલે તે કટુ રસવાળું હોય તેવી કલ્પના હજુ શોભે તેવી છે. આગ્નેય હોવાથી તે તીક્ષ્ણ છે, એમાં તો શંકા જ નથી. રંગે તે પીળું છે, એ કલ્પના બંધ બેસે તેવી છે. જો કે સ્વચ્છ પિત્ત હમેશાં પારદર્શક હોય છે, તોપણ વિકૃત થાય ત્યારે તે પીળું બને છે; લીલા અથવા બીજા રંગોની કલ્પના શક્ય નથી. એટલે આયુર્વેદના નિદાનકારોને અગ્નિરૂપ પિત્ત ઉપરાંત જ્યારે તેનું મૂર્ત સ્વરૂપ કલ્પવાનુ હોય ત્યારે તો જે છેલ્લું જોવામાં આવ્યું છે તે કબૂલ કરવું જોઈએ. આમ છતાં એ અગ્નિ છે અને તેનાં ચિહ્નો શરીરમાં તે રીતે વ્યાપે છે એ આયુર્વેદનો સિદ્ધાંત કાયમ જ રહે છે. એમાં કંઈ ફરક પડતો નથી.

હવે પિત્તના સ્થાન વિષે વિચાર કરતાં ચરકાચાર્ય એક જગ્યાએ તેનું મુખ્ય સ્થાન આમાશયને જણાવે છે; જ્યારે ગૌણસ્થાનોમાં પસીનો,* અન્નરસ, લસીકા (અં. લીમ્ફ) અને લોહી, એટલાં જ લખ્યાં છે. વાગ્ભટ્ટ તો વધારાના મુખ્ય સ્થાન તરીકે નાભિ× લખે છે. વળી એ કાળમાં દૃષ્ટિ અને સ્પર્શેન્દ્રિયમાં પિત્તના રાજ્યની સ્પષ્ટ કલ્પના થઈ હતી—જો કે અગાઉ પણ તે હતી જ—એટલે એ બધાં વધ્યાં; પણ આમાશયમાંથી નાભિ કેમ કરીને મુખ્ય સ્થાન થઈ ગઈ તે કંઈ સમજાતું નથી.

ચરકસંહિતામાં વળી બીજે એક સ્થળે (રક્તપિત્તની ચિકિત્સામાં) પિત્તનું સ્થાન ચોકખું યકૃત્ એટલે લીવર (Liver) અને બરોળ કહ્યાં છે.‡ જ્યારે સુશ્રુતમાં તો પિત્તનું સ્થાન ચોખ્ખું યકૃત્ અને પ્લીહા બતાવ્યાં છે. (સુ. સૂ. ૨૧–૧૦) પણ ત્યાં માત્ર રંજક નામનું પિત્ત, જે અન્નરસને લાલ કરી તેનું લોહી બનાવે છે તેનું જ સ્થાન કહ્યું છે. જ્યારે રક્તનું ચોથા દોષ તરીકે વર્ણન કરતાં સુશ્રુતઋષિ તેનું સ્થાન પણ યકૃત્ અને પ્લીહા બતાવે છે (સુ. સૂ. ૨૧–૧૬).

સુશ્રુતમાં (સૂ. ૨૧–૧૦) જ્યાં રંજક પિત્તનું સ્થાન યકૃત્પ્લીહા કહ્યું છે તેના પહેલાં જ પાચક પિત્તનું વર્ણન કરતાં તેનું સ્થાન आमाशयને જ કહ્યું છે.§ અને વાગ્ભટ્ટે પાંચ પ્રકારનાં પિત્તનાં વર્ણન કરતાં પાચક પિત્તના સ્થાનને જ બંને 'આશયો' કહ્યાં છે. એટલે પૂર્વે વાગ્ભટ્ટે જે નાભિ શબ્દનો ઉપયોગ કર્યો છે તેનો અર્થ पक्वाशय જ બંધબેસતો છે. આ બધું છતાં હવે તો પાચક પિત્તનું સ્થાન યકૃત્ જ સિદ્ધ થયું છે અને હોજરી એટલે આમાશયમાંથી ખાટા તેજાબની (અં. હાઈડ્રોક્લોરિક એસિડ) સાથોસાથ પાચનક્રિયા પૂરી થઈ રહ્યા પછી હોજરીનું તળિયું ખૂલે છે અને આંતરડાંઓમાં અનાજ આવે છે, ત્યારે લીવરમાંથી

* स्वेदो रसो लसीका रुधिरमामाशयश्च पित्तस्थानानि तत्राप्यामाशयो विशेषेण पित्तस्थानम् । च. सू. २०–८

× नाभिरामाशयः स्वेदो लसीका रुधिरं रसः ।
दृक् स्पर्शनं च पित्तस्य नाभिरत्र विशेषतः ॥
अ. हृ. सू. १२–२

‡ प्लीहानं च यकृच्चैव तदधिष्ठाय वर्तते ।
स्रोतांसि रक्तवाहीनि तन्मूलानि हि देहिनाम् ॥
च. चि. ४–१०

§ पक्वामाशय मध्यस्थं पित्तं चतुर्विध...
तस्मिन् पाचकोऽग्निरिति संज्ञा ॥ सुश्रुत सू. २१–१०.

સીધી પિત્તની નળી દ્વારા પિત્ત આંતરડાંઓમાં પડે છે, અને અમ્લ રસવાળા અન્નની સાથે પ્રત્યમ્લ પિત્ત અને બીજા રસો પણ મળીને ઊભરો લાવે * છે, અને પાચનક્રિયા બીજા તબક્કામાં શરૂ થાય છે વિજ્ઞાને નજરે બતાવેલું આ બધું હવે આયુર્વેદે સુધારી તે મુજબ પિત્ત વગેરેની વ્યાખ્યા કરી લેવી જોઈએ તેમ જ હોજરીમાં જવાથી આહાર કફથી લીનો થાય છે માટે મધુર થાય છે એ કલ્પના પણ ફેરવવી જોઈએ

સુશ્રુતાચાર્યે અગ્નિનું તમામ કામ પિત્ત કરે છે એ વ્યાખ્યા બરોબર કરી છે પણ ક્યાં ક્યાં શું કરે છે એ બધું એ કાળમાં શરીરજ્ઞાનની પરિમિતતાને કારણે સ્પષ્ટ સમજી શકાયું નથી બાકી પાંચ નામ પાડી તેના પાંચે જુદાં જુદાં કાર્યો સુશ્રુતે વિગતથી લખ્યાં છે અને વાગ્ભટ્ટે તેના જ અર્થવાળા શ્લોકો લખ્યા છે અહીં વાગ્ભટ્ટના મૂળ શ્લોકો લીધા છે * તેની પાચક પિત્ત વિષેની કલ્પના કરતાં ચરકાચાર્યની ધારણા વધુ વૈજ્ઞાનિક હોવાથી—પાચન વખતે પિત્ત દ્રવીભૂત થઈ અન્નને મળે છે એ ખરું લાગે છે અને તે સ્વીકારવું જોઈએ તે ઉપરાંત અન્નનું પાચન કરવું, તેમાંથી રસ અને કચરો જુદાં પાડવાં વગેરે તેનાં કાર્યો બરોબર છે તે પિત્તનું નામ પાચક પિત્ત છે

વળી વાગ્ભટ્ટના કહેવા મુજબ આમાશયમાં રહેતું પિત્ત રસને રંગે છે તેનું નામ 'રંજક પિત્ત' છે એમ કહ્યું છે જ્યારે રંજક પિત્તની વ્યાખ્યા કરતાં સુશ્રુતે તેનું સ્થાન યકૃત (અં લીવર) અને પ્લીહામાં (અં સ્પ્લીન) બતાવ્યું છે અને એ જ બરોબર છે ‡

વાગ્ભટ્ટના કાળમાં શરીરજ્ઞાન સ્થૂળ થઈ ગયું હતું એમ જે કેટલાક સારા વિદ્વાન વૈદ્યોનો મત છે તે આવા દાખલાઓથી મને પણ બરોબર લાગે છે ?

સાધકપિત્ત હૃદયમાં રહે છે અને તે બુદ્ધિ વગેરેમાં પોતાનું તેજ પૂરે છે જો કે હૃદયમાં તો લોહી જ રહે છે ને વહે છે, પણ તે કાળે રક્તાભિસરણની ખબર પડી નહોતી.

વળી આંખથી જે આપણે જોઈ શકીએ છીએ તે આલોચક પિત્ત છે એમ કહ્યું છે એ કે હવે તો તે વિષે સ્પષ્ટ શોધ થઈ છે એટલે તેને અગ્નિ અથવા તેજસ્વરૂપ કહેલું છે તે સ્થૂલ રીતે બરોબર છે

ભ્રાજકપિત્તનું સ્થાન ચામડી કહ્યું છે તે ચામડીમાં રહી શરીરની ગરમી જાળવી રાખે છે એટલે ઉષ્ણતાને સમતોલ કરવી તે એનું કામ છે—હવે તો પ્રેઓક્ષિયા' વિષે ઘણુંઘણું જાણવાનું મળી શકે તેમ છે

આમ ત્રણે પાછળના સાધક, આલોચક અને ભ્રાજકને પિત્તની સંજ્ઞા આપવા કરતાં કેવળ અગ્નિ સંજ્ઞા આપવી જ બરોબર છે કારણકે એ બધું કાર્ય અગ્નિકર્મ તો છે જ પણ પદાર્થો બધા પિત્તથી જુદા પડે છે જ્યારે પાચક અને રંજક એ બેને પિત્તનું નામ આપવું સાર્થક જ છે હવે સ્વાભાવિક રીતે સામાન્યપણે પિત્ત શરીરમાં શાં શાં કાર્યો કરે છે તે વિષે વિચારીએ.

ચરકાચાર્યે એનું સુંદર વર્ણન આપ્યું છે પાચનક્રિયા, દર્શનક્રિયા ઉષ્ણતા, ભૂખ તરસ એ બધું નિયમિત રીતે થવું સ્ફૂર્તિમાં રહેવું, કાંતિમાન રહેવું, મન પ્રસન્ન

---

* पाचकम् । पचत्यन्नं विभजते सारमूत्रं पृथक् तथा ॥ अ हृ १२-११

‡ साधक –बुद्धिमेधाऽभिमानाद्यै अभिप्रेतार्थसाधनात् । साधक हृद्गत पित्तम् ।

आलोचक –रूपालोचनत स्मृत दृक्स्थ । आलोचक पित्तम् ।

भ्राजक –त्वक्स्थ भ्राजकं भ्राजनात्त्वच ॥

अ हृ सू १२-१४-१५

રહેવું અને બુદ્ધિ યથાયોગ્ય કામ કરતી હોય તો સમજવું કે પિત્ત શુદ્ધ સ્વરૂપે શરીરમાં કામ કરે છે.+

**કફ:** આખા શરીરમાં જેટલું જલકર્મ છે એ જ કફનું કામ છે. એ કફ ધાતુરૂપે હોય ત્યારે શરીરને બળ અને ચોકાશ નિયમિત આપ્યા કરે છે સાંધાઓમાં તેલ પુરાતું હોય તેમ તેને કૂણા રાખે છે. આહાર રસની સાથે મળીને શરીરનું પોષણ કરવાના કામમાં મદદ કરે છે, એટલે જ ધાતુરૂપ કફને શરીરનું બળ કે શક્તિ કહી છે. તેના ગુણો વિશે પણ ત્રણે આચાર્યો થોડા જુદા પડે છે.

કફના ગુરુ, શીત, મૃદુ, સ્નિગ્ધ, સ્થિર, પિચ્છિલ એમ છ ગુણો છે એમ ચરક કહે છે.*

જ્યારે ગુરુ, શીત, સ્નિગ્ધ અને પિચ્છિલ એમ કફના ચાર ગુણો સુશ્રુતે વર્ણવ્યા છે. ×

ત્યારે વાગ્ભટ્ટ, ચરકના છ ગુણો ઉપરાંત મંદ નામનો એક ગુણ વધારે કહે છે. ‡

રંગની બાબતમાં ત્રણે આચાર્યો એક છે. સહુએ કફનો રંગ શ્વેત કહ્યો છે. રસ મધુર છે તે બાબતમાં સહુ એકમત છે. જ્યારે સુશ્રુત અને વાગ્ભટ્ટ એમ માને છે કે વિકૃત કફ ખારો (લવણ) હોય છે. વિદગ્ધનો વિકૃત અર્થ તે બતાવે છે. જો કે વિદગ્ધ એટલે પક્વ એવો અર્થ તેમને પોતાને મંજૂર છે.* મોઢામાં પાકો બળખો આવે છે તે ખારો હોય છે, એ આપણે સહુ જાણીએ છીએ, પરંતુ વિકૃત અર્થ વધુ વ્યાપક હોવાથી મને તો તે ગમે છે. એ સર્વ શરીરના કફને લાગુ પાડી શકાય છે.

**કફનાં સ્થાનો:** † છાતી, માથું, ડોક, સંધિઓ, આમાશય અને મેદ એટલાં કફનાં સ્થાનો ચરકે કહ્યાં છે, જ્યારે છાતીને કફનું ધામ કહ્યું છે. કેમકે ત્યાં અન્નરસ પોતે કફયુક્ત થઈ હૃદય અને બીજા અવયવોનું તર્પણ કરે છે.

સુશ્રુત માને છે કે ÷ પિત્તાશયના ઉપર આમાશય છે ત્યાં ખાસ કફ રહે છે. તે ઉપરાંત છાતી, ડોક, જીભનું મૂળ, માથું અને સંધિઓ એટલાં પણ માને છે. તે બાબતમાં સુશ્રુત અને વાગ્ભટ્ટ બંને એકમતના છે.

વાગ્ભટ્ટ+ આ બધા ઉપરાંત ક્લોમ, રસ, ઘ્રાણ અને જિહ્વા એટલાં સ્થાનો વધુ માને છે. તે ચરકની માફક કફનું મુખ્ય સ્થાન છાતીને માને છે.

**પાંચ પ્રકાર:** સામાન્ય રીતે કફ જળરૂપે શરીરમાં વિચરીને પોતાનું કાર્ય કરી રહ્યો છે. આમ છતાં સ્થાન પરત્વે પોતપોતાના જુદાંજુદાં કર્મો બતાવવા માટે તેના પણ પાંચ ભાગ આચાર્યોએ કર્યા છે, અને કર્મ પ્રમાણે નામ આપેલાં છે. કર્મોની અને

---

\+ दर्शनं पक्तिरुष्मा च क्षुत्तृष्णा देहमार्दवम् ।
प्रभाप्रसादो मेधा च पित्तकर्माविकारजम् ॥
च. सू. १८-५०

* चरकः—गुरुशीतमृदुस्निग्धमधुरस्थिरपिच्छिलाः ।
श्लेष्मणः प्रशमं यान्ति विपरीतगुणैर्गुणाः ॥
सू. १-६१

× सुश्रुतः श्लेष्मा श्वेतो गुरुः स्निग्धः पिच्छिलः शीत एव च । मधुरस्त्वविदग्धः स्यात् विदग्धो लवणः स्मृतः ॥ सू २१-१५

‡ वाग्भट्ट—स्निग्धः शीतो गुरुर्मंदः श्लक्ष्णो मृत्स्न स्थिरः कफः ॥ सू. २०-१

* જુઓ સુશ્રુત સૂ.૨૧-૧૫ ઉપર વાગ્ભટ્ટની વ્યાખ્યા.

† उरः शिरो ग्रीवापर्वाणि आमाशयो मेदश्च श्लेष्मस्थानानि, तत्राप्युरो विशेषेण श्लेष्मस्थानम् ॥
चरक सू. ६०-१

÷ જુઓ સુશ્રુત સૂ. ૨૧-૧૨-૧૩-૧૪

\+ उरः कण्ठः शिरः क्लोम पर्वाण्यामाशयो रसः ।
मेदो घ्राणं च जिह्वा च कफस्य सुनरात्तुरः ॥
अ. हृ. १२-२

સ્થાનોની પાંચ પ્રકારની બાબતમાં સુશ્રુત અને વાગ્ભટ્ટ બન્ને અક્ષરશ: મળે છે + જ્યારે કફનાં પાંચ સ્પષ્ટ નામ વાગ્ભટ્ટે સ્પષ્ટ કર્યાં છે, એટલું વિશેષ છે

અવલંબક § હૃદયમાં રહીને પોતાની શક્તિથી શરીરના આધારરૂપ ત્રિકાસ્થિને શરીર ટકાવવાનું બળ આપે છે તેમ જ હૃદયને પણ અન્નના આવેલા રસની સાથે મળીને પોતાનું કાર્ય કરવાની શક્તિ આપે છે અન્નનો રસ એટલે પાચનક્રિયા પૂરી થઈને શરીરના પોષણ માટે તૈયાર થયેલો રસ પ્રથમ હૃદયમાં આવે છે અને હૃદયમાંથી તે ધકેલાઈને શરીરને પોષણ આપે છે આમ રસનું અભિસરણ એટલે કે તેની કલ્પના આયુર્વેદના આચાર્યોને હતી જ એથી અવલંબક નામનો આ કફ હૃદયને, અન્નરસ સાથે મળીને, પોતાનાં કાર્યો કરવાની શક્તિ આપે છે, તેમ કહ્યું છે વળી ત્યાં જ રહીને શરીરમાં આમાશય વગેરે બીજાં પણ જે કફનાં સ્થાનો છે તેનું પણ અવલંબન કરે છે એટલે પોતાની શક્તિથી તેને પણ સ્વકર્મી બનાવે છે એટલા માટે જ એને અવલંબક કહ્યો છે પોતાની જ શક્તિથી હૃદયનું અવલંબન કરે છે એના કરતાં અન્ન રસની શક્તિથી અથવા એની સાથે મળીને અવલંબન કરે છે એમ વાગ્ભટ્ટના ટીકાકાર અરુણદત્ત કહે છે આના કારણમાં તેઓ કહે છે કે અન્નરસ પહેલાં હૃદયમાં આવીને પછી વ્યાનવાયુથી ધકેલાઈ શરીરના દરેક ભાગમાં જઈને પોષણ કરે છે * એટલે અન્નરસની શક્તિથી હૃદયના કાર્યને વેગ આપવામાં મુખ્ય, બીજે નંબરે અવલંબક કફની શક્તિ ગણવી

ક્લેદન ક્લેદન કફ આમાશય(જઠર)માં રહે છે ત્યાં આવેલા અન્નને તે પલાળી નાખે છે, ભીનું કરે છે માટે તેને ક્લેદન કહેવામાં આવ્યો છે ×

બોધક વળી જે જીભમાં રહી ખારો ખાટો તૂરો વગેરે રસોના જ્ઞાન કરાવવામાં કારણભૂત બને છે તેને બોધક કહે છે

† તર્પક તર્પક એટલા માટે કે તે મગજમાં રહી આંખો અને બીજી ચારે જ્ઞાનેન્દ્રિયોને તૃપ્ત કરે છે, ભીની રાખે છે કાન, નાક, ચામડી, જીભ એ ચારેમાં સ્નિગ્ધતા રાખીને તેને શુષ્ક થવા દેતો નથી તેથી તેને તર્પક કહે છે અક્ષ એટલે ઇંદ્રિયો.

શ્લેષક બધી જ સંધિઓ એટલે સાંધાઓમાં રહીને ત્યાં તેલની માફક ચીકાશ પૂરે છે એટલે તેને શ્લેષક કહે છે

હવે કફના વિરુદ્ધ ગુણો વિષે વિચારીએ એ તો અગાઉ જણાવાઈ ગયું કે સુશ્રુતે ચાર, ચરકે ૭ અને વાગ્ભટ્ટે કફના સાત ગુણો કહ્યા છે મને તો ચાર ગુણો વધારે ઠીક લાગે છે આમ છતાં આ ગુણોના વિરોધી ગુણો વિષે આપણે વિચાર કરીશું

ગુરુનો વિરોધી લઘુ તો સ્પષ્ટ છે જ

---

+ અને સુશ્રુતમાં પણ ૧૫-૬ એ શ્લોક છે

§ श्लेष्मा तु पञ्चधोरस्थ स त्रिकस्य स्ववीर्यत ।
हृदयस्यान्नवीर्याच्च तत्स्थ एवाम्बुकर्मणा ॥
कफधाम्नां च शेषाणां यत् करोत्यवलंबनम् ।
अतोऽवलम्बक श्लेष्मा–

अ ह सूत्र १२ श्लो १५-१६

* જુઓ વાગ્ભ સૂ અ ૧૨ પાછળના શ્લોક ઉપર અરુણદત્તની વ્યાખ્યા

× अ ह सू १२-१५ यस्त्वामाशय संस्थित ॥
क्लेदक सोऽन्नसंघातक्लेदनात् रसबोधनात्
बोधको रसनास्थायी ॥

† शिर संस्थोऽक्षतर्पण ।
तर्पक संधिसंश्लेषात् श्लेषक संधिषु स्थित ॥
वाग्भट्ट सू. १२-१७

શીતનો ઉષ્ણ, મૃદુનો કઠિન, સ્નિગ્ધનો રૂક્ષ, સ્થિરનો સર, અને પિચ્છલ એટલે લપસણાનો વિષદ, તથા મંદ નો તીક્ષ્ણ, એટલા વિરોધી ગુણવાળાં અન્ન, પાન અને વિહારથી કફના દરદને જીતી શકાય છે.

ઉષ્ણ અને તીક્ષ્ણ દ્રવ્યો હમેશાં કફને તોડી નાખે છે, જ્યારે રૂક્ષ દ્રવ્યો કફને સૂકવી નાખે છે. એથી એવાં દ્રવ્યોને કફઘ્ન દ્રવ્યો કહે છે. અંગ્રેજીમાં તેવાં દ્રવ્યોને 'એક્ષ્પેક્ટોરન્ટસ' કહે છે. જ્યાં જ્યાં સ્નિગ્ધતા હોય તેને તોડી નાખે તેવાં દ્રવ્યોને પણ કફઘ્ન કહે છે: જેમકે આકડાનું દૂધ અને ફૂલ તેવાંને અંગ્રેજીમાં 'એન્ટીસ્પેસ મોડીક' કહે છે. 'ઇપીકેક' વગેરે અંગ્રેજી દવાઓ તેવી છે.

હવે આપણે કફનાં નૈસર્ગિક ધાતુરૂપી કર્મો શરીરમાં કયાં છે તેનું વર્ણન ચરકના નીચેના શ્લોક પરથી જાણીએ.

स्नेहो बंधः स्थिरत्वं च गौरवं वृषता बलम् ।
क्षमा धृतिरलोभश्च कफकर्माऽविकारजम् ॥

चरक सू. १८–५१

સ્નેહ એટલે ચીકાશ, બંધ એટલે પોતાના ચીકણા ગુણથી વસ્તુને બાંધી રાખવી કે પકડી રાખવી તે સ્થિરતા, ભારેપણું, તૃપ્તિ, બળ, ક્ષમા, ધૈર્ય અથવા શરીર ધારણ કરનારી શક્તિ, નિર્લોભપણું, એટલાં પ્રાકૃત કફનાં કર્મો જાણવાં.

ચાલુ ચિકિત્સા વખતે કફના આ ગુણો મને ઘણા ઉપયોગી જણાયા છે વિરુદ્ધ ગુણવાળી ઔષધિઓની અસર કફચિકિત્સામાં આજે પણ ઉત્તમ છે.

પરંતુ કફના પાંચ વિભાગો અને સ્થાનો વગેરે વિષે વિજ્ઞાન આગળ વધ્યું છે, જૂના કાળની તે કલ્પના આ જમાનામાં ઘણી સ્થૂળ ગણાય.

ખરી રીતે તો ફેફસાંની પ્રક્રિયામાં જ કફનો વાસ ગણવો જોઈએ, જ્યારે વિકૃત થાય છે ત્યારે પણ તે દ્વારા જ નાક, મોઢા વગેરેમાંથી નીકળે છે. તો પણ શરદી કે પ્રતિશ્યાય થાય ત્યારે જલધાતુ વિકૃત થવાથી મગજ, પેટ વગેરેનું જલ વિકૃત બની કફરૂપ દોષ બને છે એમ કહી શકાય.

આમાશય, મોઢું, જીભ કે હૃદયમાં કફની કલ્પના નકામી છે. આમ છતાં ધાતુરૂપ કફ જલરૂપે બધે જ છે એમ આયુર્વેદની પદ્ધતિથી જાણવું એ જ આયુર્વેદની ચિકિત્સા માટે ઉત્તમ છે.

★

પશ્ચિમના મહાન બુદ્ધિશાળી પુરુષ સોલોમનને રાજાએ પૂછયું: 'સંસારમાં સૌથી સુખી કોણ?' રાજા તો એમ માનતો હતો કે સૌથી સુખી પોતે જ છે એટલે જવાબમાં પણ સોલોમન પોતાને જ બતાવશે, પણ સોલોમને મરી ગયેલા બીજા ત્રણ અજ્ઞાત માણસોનાં નામ દીધાં એટલે રાજાએ તેને કેદમાં પૂર્યો.

હવે બન્યું એવું કે બીજા દેશના રાજાએ ચઢાઈ કરી રાજાને કેદ પકડયો, જીવતો બાળી મૂકવાનો હુકમ છોડયો. આગની જવાળા રાજાની સમીપ પહોંચી કે એકાએક એ પોકારી ઊઠયો: 'સોલોમન, સોલોમન, સોલોમન!' જીતનાર રાજાને નવાઈ લાગી. ભેદ જાણવા માટે પરાજિત રાજાને અગ્નિ બહાર કાઢવામાં આવ્યો. રાજાએ પોતાનો પાછલો ઇતિહાસ કહી આંસુ સાથે ઉમેર્યું: 'આજ જ્યારે આગ મારા શરીર સુધી આવી પહોંચી ત્યારે સોલોમનની વાત મને એકદમ યાદ આવી ગઈ, કે જ્યાંસુધી મનુષ્ય આ સંસારમાં જીવતો છે ત્યાંસુધી કોણ સુખી છે ને કોણ દુઃખી છે તે કહી શકાય જ નહિ! સુખ કે દુઃખને આવવાજવાનો સમય કોઈ જ કહી શકતું નથી' એ વાત સાચી પડી. ગઈ કાલ સુધી સુખી માનનાર મારી આજે આ દશા થશે એમ કોણે કલ્પ્યું હોય?'

આ નવા તત્ત્વજ્ઞાને વિજયી રાજાની પણ આંખો ખોલી નાખી. એણે સોલોમનને મુક્તિ આપી ને પરાજિત રાજાને પણ એની રાજગાદી પાછી સુપરત કરી.

★

# કમળા

## શ્રી ગુલાબદાસ બ્રોકર

માણસને વિચારવંત પ્રાણી કહેવામા આવે છે પણ સમાજમા ઝીણી નજરે જોઈએ તો વિચારપૂર્વકનું જીવન જીવતા કેટલા માણસો મળશે? આ નાટિકામા શ્રી બ્રોકરે સમાજના એક ખૂણાનું અવલોકન કર્યું છે ને સામાન્ય મનુષ્ય વિચારના ઢસેસા લઈ પ્રવાસ ખેડે છે કે વાયુને આધારે ચાલતા જહાજની પેઠે જીવન ખેંચે છે તેનુ યથાર્થ અને કળામય ચિત્ર રજૂ કર્યું છે સામાન્ય માનવીનુ મન ટેવની બાબતમા કેવુ પરવશ છે!

•

**સ્થળ** એક મધ્યમ વર્ગનું ત્રણ ઓરડાનું ઘર

**સમય** રાતના સવા આઠ સાડા આઠ વચ્ચેનો

[ દીવાનખાનામા કમળા આગળથી તેમ અસ્વસ્થતાથી આટા મારે છે ત્યા કોઈના પગલાંનો અવાજ આવે છે તે સાભળતાં જ ]

**કમળા** (શ્વાસ બેઠો હોય એવા અવાજે) હાશ, ભગવાન, અંતે આવ્યો તો ખરો… કેટલી ચિંતા કરીકરી હું તો મરી ગઈ!

[ કમળાના પતિ ઠાકોરલાલ પ્રવેશે છે ]

**ઠાકોરલાલ** શી ગડબડ માંડી છે આ, કમળા? હમણાં ભટકાઈ પડત!

**કમળા** (પડી ગયેલે અવાજે) તમે છો?

**ઠાકોરલાલ** હા, વળી બીજુ તે કોણ હોય? (પછી હસીને) ભેજે મને આટલે વર્ષે વહેમમાં નાખતી!

**કમળા** (જરા ચિડાઈને) તમને મશ્કરી સૂઝે છે ને મારો જીવ જાય છે બટુક

[અવાજ રોવા જેવો થઈ જાય છે ]

**ઠાકોરલાલ** (ગભરાયેલા અવાજે) બટુક? શું થયું બટુકને? બોલની

**કમળા** (રોઈ પડતા) હજી બટુક આવ્યો નથી.

**ઠાકોરલાલ** (ચાળા પાડતા) હજી બટુક આવ્યો નથી (હસતાં હસતા) હા, હા, હા, હજી બટુક આવ્યો નથી (શાંત પડીને) વાહ રે વાહ મને તેં કેટલો ગભરાવી માર્યો!

**કમળા** (ગુસ્સાથી) શું તમે તે કઈ સમજો નહિ ને મોટે મોટે હસ્યે રાખો છો? કેટલા વાગ્યા, ખબર છે?

**ઠાકોરલાલ** મધરાત પડવા આવી, સૂવાનો ટાઈમ તો ક્યારનો થઈ ગયો સવા આઠ વાગી ગયા હજી પથારી બથારી કેમ કરી નથી? ઉજાગરા કરીને મરવુ છે ને બીજાને ય મારવા છે?

**કમળા** તો સવા આઠ કંઈ ઓછા હશે, નહિ? હમેશાં ચાર સાડા ચારે આવી જનારો છોકરો અત્યાર સુધી ન આવે તો ચિંતા ન થાય, કાં? તમારુ તો કાળજુ છે કે પથ્થર?

**ઠાકોરલાલ** પથ્થર, પથ્થર પથ્થર જ લાગે છે, હો કમળા! સાચો સાચ આ જો હું હાલું છું તો હલાતુ પણ નથી (વાત ફેરવતા) હ, પણ બટુક શુ કહી ગયો હતો?

**કમળા** કહે ય શુ, મારુ કપાળ? કહી ગયો હોય તો હું આટલી ચિંતા કરુ ખરી?

**ઠાકોરલાલ** તો કહ્યા વિના જ નથી આવ્યો?

**કમળા** (ચિડાઈને) કંઈ તમે જાણો માથાકૂટ કરવાની મારામાં તાકાત નથી આ કલાકથી માંડ રોવુ રોકી રાખુ છુ તો તેમાં તમે આવી કંઈ હિંમત આપવાને બદલે સામો જીવ લો છો (રડી પડે છે)

**ઠાકોરલાલ** (આશ્વાસન આપતા) એમાં રોવાનુ શુ, કમળા? મુંબઈ ગામ છે, જુવાન છોકરો છે, ક્યાંક સિનેમા–બિનેમા જોવા ગયો હશે હમણાં આવી પહોંચશે એમાં ચિંતા શેની કરવાની?

**કમળા** ચિંતા ન કરુ તો શુ કરુ? એને મે હજારવાર કહી મૂક્યુ છે કે તારે ક્યાં ય જવુ હોય તો ના નથી, પણ એમ ખબર આપ્યા વિના ન જવુ મને ચિંતા થાય.

ઠાકોરલાલ: તે તેં એને હજારવાર આ જે શિખામણ આપી એ બટુકે માની છે કેટલી વાર?

કમળા: ઈ માનતો નથી એનું જ દુઃખ છે ના! કોઈ દી મારું કંઈ કહ્યું કરતો નથી.

ઠાકોરલાલ: હવે બીજું દુઃખ ઊભું કરીને વાતને બીજે પાટે ના ચડાવીશ. રાતે બટુક થોડો મોડો આવ્યો હોય એવો આ પહેલો જ દાખલો નથી કે આપણે ચિંતા કરીએ. આ હમણાં આવી પહોંચશે.

કમળા: તમારા મનમાં હમણાં આવી પહોંચશે, હમણાં આવી પહોંચશે થાય છે, પણ મને એવી બીક લાગે છે, આ બે કલાકથી એટલી તરફડું છું! ને અધૂરામાં પૂરું તમે ય આજે મોડા આવ્યા તેથી એકલી એકલી જ મારે ચિંતા કરવાની! મૂઆ ન આવવાના વિચારો જ આવ્યા કરે.

ઠાકોરલાલ: પણ એવા વિચાર આપણે કરવા શા માટે જોઈએ? કૉલેજમાં જાય છે, કંઈ નીનો થોડો છે તે આપણે એવી બીક રાખવી?

કમળા: તમે ય તી બસ એકની એક વાત લઈને બેઠા છો. આજે આ મુંબઈમાં જિંદગીનો ભરોસો છે ક્યાંય? માણસ કીડિયારાની માફક ઊભરાય છે, ને આ બટુક એવો ઉતાવળિયો છે કે ક્યાંક......ક્યાંક ગાડી-બાડીમાં....

ઠાકોરલાલ: કોઈ ગાડીમાં નથી આવી જતું. એમ બધા ગાડીમાં આવી જતા હશે, કેમ?

કમળા: હમેશાં કેટલા માણસો રેલગાડીમાં પિલાઈ જાય છે? ટીંગાઈ ટીંગાઈને આવતા માણસોને જોઉં છું ત્યારે મને એટલી બીક લાગે છે! મેં તો બટુકને કહી મૂક્યું છે કે ગમે એટલી ઉતાવળ હોય પણ કોઈ દી તારે ગાડીમાં ટીંગાઈને આવવું નહિ. મોડું થાય ઈ પોષાય પણ આમ મરવું ન પોષાય.

ઠાકોરલાલ: તારી ઈ શિખામણનો જ અમલ કરવામાં બટુક મોડો ન થયો હોય!

કમળા: કપાળ શિખામણનો અમલ કરે એવો છે. મારી એક વાત કાને ધરતો નથી ને! આ તો માનો જીવ એટલે વલવલ કર્યા વિના રહી શકાતું નથી,-ને એને તો બસ ગમે તેટલી શિખામણ દઈએ તો યે તુમ બકતે હો, હમ સૂનતે હૈ જેવું છે.

ઠાકોરલાલ: આ વળી રાષ્ટ્રભાષા ય શીખી ગઈ લાગે છે તું તો, કમળા! ગજબ છે. (ગંભીર અવાજે) લે, તો હું યે તને થોડી શિખામણ દઉં?

કમળા: દ્યોની દેવી હોય એટલી. તમે બીજું કરો છો ય શું આખો દહાડો?

ઠાકોરલાલ: એમ કે? તો જવા દે. શિખામણ રહી એને ઘેર. પણ હું તને એક સવાલ જ પૂછું. તું બટુકને આટલી આટલી શિખામણ દે છે, તેના ઉપર આટલી લાગણી રાખે છે, આખો દી એની ને એની ચિંતામાં અધીઅધી થઈ જાય છે, છતાં એ કેમ આમ જ કરે છે, એનો કોઈ દિવસ વિચાર આવે છે?

કમળા: એમાં વિચાર શેના આવે વળી! એ છે જ એવો જક્કી. કંઈ આજનો છે? પહેલેથી જ એવો છે. ને (રોષથી) એમાં તમારા જેવા બાપ મળ્યા. છોકરાને બે સારા શબ્દ કહેવાને બદલે ચડાવ્યે રાખવો. આખો દી હું જ ભૂંડી બેય બાપદીકરાને, પછી ઈ માનતો હોય તો ય મારું કહ્યું શેનો માને?

ઠાકોરલાલ: પણ હું ય શા માટે એને ચડાવું? મારે ય કંઈ તારી સાથે વેર છે?

કમળા: સ્વભાવ વળી. વેરબેર કેવું?

ઠાકોરલાલ: પણ એવો તે સ્વભાવ હોય, કમળા? પોતાનો છોકરો એની માનું કહ્યું ન માને એ કોઈપણ માણસને ગમે? ને તું જોતી નથી કોઈવાર બટુક મગજ ગુમાવી તારું અપમાન થાય એવું કરવા જાય તો યે

હું એને કેટલો ટળકારું છું છતાં આવું કેમ થાય છે? ફરી વિચાર કરી જો

કમળા મેં તો મારે કહી દીધું કે ઈ તો સ્વભાવનું જ કારણ છે ઈમાં બીજો વિચાર કેવો કરવાનો? છતાં તમે બહુ ડાહ્યા ને સમજુ છો ના તી તમે જ તમારે કહોની કે આમ કેમ થાય છે?

ઠાકોરલાલ કહું? જો માઠું નહિ લગાડવાનું, હાં!

કમળા માઠું લાગે એવું હોય તો માઠું લાગે ય વળી તમે તમારે કહોની જે કહેવું હોય ઈ

ઠાકોરલાલ ભલે ત્યારે આ આપણો બટુક આડોશી–પાડોશી બધાય ને આટલો ગમે છે બધા જ એના વિવેક ને વર્તનનાં વખાણ કરે છે, છતાં એક તારી સાથે જ એ કેમ આમ વર્તે છે? તારું જ કહ્યું ન કરતો હોય એમ કેમ લાગે છે? મારો એક શબ્દ પણ કોઈ દી ઉથાપે છે?

કમળા ક્યાંથી ઉથાપે? તમારી તો એને ગરજ રહી તે વહાલો વહાલો થાય

ઠાકોરલાલ કેવું બોલે છે, કમળા! મારી ગરજ ને તારી નહિ? માબાપ ને બાળકોના સંબંધમાં આવી ગરજની વાત આવે જ શી રીતે? (જરાક હસે છે) એટલી સાદી સીધી વાત કેમ કોઈ શકતી નથી કે બાળકને જરા મીઠી જીભે બોલાવો જરા એનું માન રાખતાં શીખો તો હમેશનું એ તમારું જ બની રહે છે એને વારેવારે તરછોડો, એનું અપમાન થાય એવી રીતે વર્તન કર્યે રાખો તો પછી ગમે એટલો તેના ઉપર પ્રેમ રાખો કે એનું માથું પણ દુખવા આવે ત્યારે તમે ઉપરથી નીચે પછાડો ને આકાશ ને પાતાળ એને સાજું કરવા એક કરો તો યે એ તમારાથી વિમુખ જ થઈ જવાનું ને તમારી વાત સાચી હોય ત્યારે યે એ કાને નહિ ધરવાનું! બાળકને આપણને હોય છે એવી સ્વમાનની લાગણી હોય છે એને પણ અપમાન થાય એ ગમે નહિ પછી ભલે ને એ અપમાન કરનાર એની મા હોય કે બાપ હોય ને એના ઉપર અંતરમાં અનંત પ્રેમ રાખતું હોય

કમળા એટલે બધો મારો જ વાંક છે ઈમ તમારે કહેવું જ છે ના! લ્યો ત્યારે બધો મારો જ વાંક છે, બસ હવે થયા રાજી?

ઠાકોરલાલ (દુઃખપૂર્વક) એમાં ગુસ્સે શા માટે થાય છે, કમળા, દુઃખી શા માટે થાય છે? હું તને જરા પણ દુઃખ થાય એમ ઇચ્છતો નથી આટલી વાતમાં ગુસ્સે શું થવાનું?

[ઘડિયાળમાં એક ટકોરો પડે છે]

કમળા ગુસ્સે ન થાય તો થાય શું બીજું? સાડા આઠ વાગ્યાનો હજી છોકરો આવ્યો નથી તો ય બાપ જેવા બાપને ડાહી ડાહી વાતો સૂઝે છે થાય છે જરા ય કે લાવ જઈ ને જરા તપાસ તો કરું? (રાધા જેવા અવાજે) આ મુંબઈ ગામ, ને આ પરાંની ટ્રેનો, (નીસાસો પાડતાં) મારી તો જમણી આંખ ફરકે છે ઊભા થાવ, કપડાં પહેરો ને જરા ટેશને જઈ ને તપાસ તો કરો. તમારે પગે પડું

ઠાકોરલાલ (કમને ઊઠતાં) જરી યે જરૂર નથી એ કશાની આ હું ચાલ્યો પણ તું જરા શાંત પડે તો સારું કશું જ નથી થવાનું

કમળા હવે જશો તમે?

[ઠાકોરલાલ જાય છે]

(પછી) ચીડવીચીડવીને એવી અધમૂઈ કરી મૂકે છે મને, નહિતર બટુક ન આવ્યો ઈમાં આ શું કરે કે મેં ઈની હારે પણ કજિયો કીધો? (કપાળ કૂટતાં) હું મૂઈ છું જ એવી!

[બહાર પગલાં સંભળાય છે ને કમળા દોડતી સામે જાય છે]

આ મો બટુક!

[ચંદાબહેન નાગના પાડોશણ પ્રવેશે છે]

ચંદા કાં કમળાબહેન, આવું કે?

કમળા: (નિરાશાથી) આવોની ચંદાબહેન.

ચંદા: આ જરા મેળવણ જોતું'તું તી મેં કહ્યું કે કમળાબહેનને ત્યાંથી લઈ આવું. ઠાકોરભાઈ નથી આવ્યા હજી? ને બટુકેય નથી દેખાતો?

કમળા: (ગળગળા અવાજે) આ એની જ મહોકાણ છે ના. બહેન, હજી બટુક નથી આવ્યો. કોણ જાણે શુંયે થયું હશે.

ચંદા: હેં, શું કહો છો? ક્યાં કંઈ બહાર જવાનો હતો?

કમળા: કંઈ કહી નથી ગયો, બહેન. મને તો એટલી ચિંતા થાય છે! આ બે ત્રણ કલાક કેમ વીતાવ્યા ઈ તો એક મારું મન જાણે છે તમારા ભાઈને ય ટેશન આગળ મેં તપાસ કરવા મોકલ્યા કંઈ ખબર તો પડે.

ચંદા: ઈ તો હમણાં આવી પહોંચશે ક્યાંક સિનેમા-બિનેમામાં ચડી ગયો હશે. બાકી જાતને સંભાળે એવો છોકરો છે. ડાહ્યો છે, બટુક કંઈ એમ આડો-અવળો આવી જાય એવો નથી.

કમળા: ડાહ્યો તો ઘણોય છે. પણ આ મુંબઈ ગામ! ને કહી ગયો હોય તો તો આપણને કંઈ ચિંતા ન થાય. આ તો એને ટેવ જ એવી, ને આજના છોકરા આપણું કંઈ માને એવા થોડા છે?

ચંદા: પણ આ તમારો બટુક એવો નથી હોં! એટલો ડાહ્યો ને વિવેકી પણ એટલો. મને તો જુવે ઈ ભેગો જ 'કાં માશી?' કહીને એવા હેતથી બોલાવે! આજના છોકરા જેવો ઉછાંછળો તો જરાય મળે નહિ. ગામ આખું એનાથી રાજી છે.

કમળા: (દુઃખી થઈને) ઈજ છે ના, બહેન એક મારો કરમઅભાગણીનો જ વાંક છે ના! બધા સાથે સારો રહેય, વિવેકી રહેય, ગામ આખાનું કહ્યું કરે, પણ હું કહું ઈ વાત એને ગળે ઊતરે નહિ. બોલે તો કંઈ નહિ, પણ એવું મોં કરે કે આપણને ગુસ્સો ચડે, ને બે વાત આપણાથી કહેવાઈ ગઈ તો તો થઈજ રહ્યું. પછી તો જમતો હોય તો સરખું જમે પણ નહિ ને! લાખ વાનાં કરીએ, ભાઈબાપા કરીએ, પણ પછી ઈ એકનો બે નો થાય.

ચંદા: (હસતાં હસતાં) પણ ઈ જમતો હોય ત્યારે એવી કોઈ વાત ન કરીએ તો, બાઈ! એકવાર મન ભાંગી જાય તો પછી ખાવું શીદને ભાવે?

કમળા: બધાં મારો જ વાંક કાઢે છે. એમને પણ કહીએ તો ઈ મારો વાંક કાઢે. આ તમને કહેવા આવી તો તમે પણ... (રોવા જેવી) પણ એમાં કોઈ શું કરે? આપણા ઘરના ધણી-દીકરાને જ આપણો વાંક વસતો હોય ત્યાં બીજાને તો...... (અવાજ તૂટી પડે છે)

ચંદા: મારા સમ છે, કમળાબહેન, માઠું લગાડ્યું તો. હું આ અમસ્તાં જ વધૂકી થઈને બોલી ગઈ; ને નાહકનાં તમને દુઃખી કર્યાં. તમારા ઘરની વાતની મને શી ખબર પડે? જો હવે પોચાં થયાં તો મારા સોગન છે, હોં હમણાં બટુક આવવો જોઈએ. ચાલો ત્યારે, હું જાઉં છું, હો!

કમળા: તમે ક્યાં ચાલ્યાં? ઊભાં રહો, તમને મેળવણ તો આપું.

ચંદા: તમ તમારે બેસો, તમે ચિંતામાં છો એ મને ખબર નહિ હું મેળવણ તો બાજુમાંથી મેળવી લઈશ.

કમળા: ના, ના મારા સમ છે. બેસો બેસો. મને એટલું એકલું લાગે છે તે કંઈ સૂઝતું નથી, આ બે ત્રણ કલાકથી. ને હું જ કજિયાળી છું તી જે કોઈ આવે ઈની હારે કજિયો કરી બેસું છું. એમને પણ ઘરમાંથી નસાડ્યા ને આ તમને પણ...(રોઈ પડે છે.)

ચંદા: (લાગણીપૂર્વક) વળી પાછાં ઈ

તો માણસ ચિંતામાં હોય ત્યારે એવું જ થાય

કમળા એવું પણ નથી બહેન. મને મારું હૈયું કોરી ખાય છે

ચંદા એવું તો શું બોલતાં હશો?

કમળા સાચું કહું છું બહેન, મને ય વિચારો નહિ આવતા હોય? પણ મારો સ્વભાવ જ એવો ભકભકિયો છે મારાથી જરા મને ન ગમતું થાય એટલે રહેવાતું જ નથી

ચંદા ઈ તો સાચાં માણસો ભકભકિયાં જ હોય.

કમળા (દુ:ખથી) હોય તો યે શા કામનાં, ગમે તેટલાં સાચાં કે લાગણીવાળાં હોય તોપણ? સાચું કહું બહેન, આ બે કલાકથી, જ્યારથી ભૂંડો કાળમુખો વિચાર મનમાં પેઠો કે બદુકને ... બદુકને (ગળગળી થઈ જતાં) એવો ભૂંડો વિચાર આવ્યો ત્યારથી કંઈનું કંઈ થઈ જાય છે ક્યાં ય ચેન પડતું નથી ને હવે તો હૈયું ચોખ્ખેચોખ્ખું કહે છે કે તેં અભાગણીએ આવડો અઢાર વરસનો દીકરો ઉછેર્યો તો ખરો, પણ એકે દી એને સુખથી રોટલો ખાવા નથી દીધો દી ને રાત, આખો વખત ટોક, ટોક, ને ટોક એવી અભાગણીને છોકરાં ક્યાંથી હોય ને હોય તો યે (કપાળ કૂટતાં) ક્યાંથી ટકે!

ચંદા એવું અપશુકનિયાળ શું બોલતાં હશો?

કમળા સાચું કહું છું આ વિચાર આવ્યો ત્યારથી વારેવારે રોવું જ આવે છે ને આખી જિંદગીના બનાવો યાદ આવતાં મને તો જાણે મેં બદુકને આખી જિંદગી રોકટોક જ કરી હોય એવું લાગે છે, મને એમ લાગતું કે હું એને વહાલ કરું છું, પણ ઈના ઉપર ઈ બધો હું જુલમ જ કરતી ઈ તો છેક આજે જ મને સમજાયું

ચંદા મા તી વળી બચ્ચા ઉપર જુલમ કરે? ઈ તો ઘર હોય ત્યાં ઇમ જ હાલે રોક ટોક ન થાય એવું ઘર તો હોય ક્યાં ય?

કમળા ઈ રોકટોકની વાત જુદી ને આ જુદી બાઈ! આ તો ઈ કહેશે કે આ કપડું મારે નથી પહેરવું, તો હું કહું કે 'અભાગિયા, તારે માટે સારું સારું કરાવવું જ ન જોઈએ' ઈ ગમે એટલું કરે પણ મને ગમે ઈ જ એને પહેરાવું ને એવું જ ખાવામાં 'બા, મને આજે ભૂખ નથી' તો કહું 'ભૂખ્યા સારું સારું કરવામાં મ પાપ છે હું હોંશથી કરું તો કહેશે ભૂખ નથી' ને કોઈ વાર પા ઘડી મોડો આવે તો કલાકનો કજિયો કર્યા વિના એને ન છોડું

ચંદા મારું મન સાક્ષી પૂરે છે કે તમારા બદુકને કંઈ યે નથી થયું. હવે એવું નહિ કરતાં હોઉં? થઈ ગયું એને માટે નાહકનો જીવ શેનો બાળો છો?

કમળા હવે તો મૂરખ હોઉં તો કંઈ યે કરું એ બિચારો સખે જીવે ને સખે ખાય પીએ તો મારે ઘણું છે ને છોકરો યે બિચારો! જરાક મોં કટાણું કરે પણ પછી હું ગમે એટલું ખિજાઉં તો એક અક્ષરે ન બોલે પણ એનું મોં એવું પડી જાય! મને પાછળથી તો એવી દયા આવે પણ ત્યારે તો રહી જ ન શકાય.

ચંદા ઈ તો તમારો બદુક સો વાતે સારો છે, કમળાબહેન, મારા રવિને તો કંઈ ન કહેવાય. સપ દઈને સામો જવાબ ચોડી દે

કમળા આ તો બિચારો કંઈ ન બોલે પણ ઇમ મારો રુઆબ ઓર વધે 'એમ મૂંગો મૂંગો બેઠો રહીશ તે હું નહિ ડરી જાઉં' ને એવું એવું તે એટલું કહું કે તમારા ભાઈને વચ્ચે પડવું પડે ને એવે ટાણે એને પણ હું ન કહેવાનું કહી લઉં આ અત્યારે પણ જમ્યા કારવ્યા વના એમને બહાર કાઢ્યા ત્યારે હું સખણી રહી

ચંદ્રા : હવે એવા એવા જીવ ન બાળો. ભૂલ્યાં ત્યાંથી ફરીથી ગણવું.

કમળા : એવું ગણતાં આવડતું હોત તો તો શું જોઈતું તું, ચંદ્રાબહેન! આ મેં ન કહ્યું કે છેલ્લા બે કલાકથી મનમાં આ જ ઘમસાણ ચાલે છે ને મને ક્યાંયે ચેન પડવા દેતું નથી પણ ઈય શું થાય છે ઈ પૂરું નહોતું સમજાતું. કોણ જાણે જીવ બળ્યા કરતો 'તો ને મનમાં ચણભણ ચણભણ થયા કરતુ 'તું મન મારો જ વાંક કાઢવા તડફડતું 'તું, પણ હમણાં તમારા ભાઈએ બે વાત કહી ને જાણે અંધારામાં ફાંફાં મારતાં હોઈએ ને ચીજ મળતી ન હોય, ને ત્યાં ઓચિંતો કોઈ દીવો ધરે ને ઈ ચીજ આપણી બાજુમાં જ પડી હોય ને જેવી ચોખ્ખી દેખાઈ જાય. એવી આખી વાત મને સમજાઈ ગઈ. ને એટલે વળી એમના ઉપર ગુસ્સો વધારે ચડ્યો શું હશે, કોણ જાણે, કોઈ સાચી વાત આપણને કહેય ત્યારે ખૂબ ચીડ ચડે છે. ઈ ચીડમાં ને ચીડમાં એમને તો કજિયો કરી ઘરમાંથી બહાર ધકેલ્યા ને તમે ય સાચી વાત કહેવા ગયાં ત્યાં તમને ય બટકું ભર્યું.

ચંદ્રા : ઈમાં કંઈ નહિ, કમળાબહેન, હું ક્યાં તમારો લાગણીવાળો સ્વભાવ નથી જાણતી? મને તો તમારું માઠું લાગે જ નહિ. પણ તમે આ આટલી દિલ મૂકીને વાત કરો છો તો મને ય એક વાત કહેવાનું મન થાય છે ઠાકોરલાલભાઈ જેવો સોનાનો માણસ તો સાત ભવ પૂન કર્યાં હોય એને જ ધણી તરીકે મળે. ને બાઈ માણસે સ્વભાવ ગરમ હોય તો ય ધણીનું માન સાચવી લેવું જોઈએ આપણને કોઈ ઘસાતું બોલે તો કેવું લાગે છે? ત્યારે ઈ પણ બિચારા માણસ તો છે જ ના? પણ ઈ તો ઠીક. ઈ તો તમારું સોના જેવું દેયું ક્યાં નથી ઓળખતા? પણ છોકરાવને ઈ સમજતાં વાર લાગે છે. એનું મન તો આપણા ઉપરથી ઊઠી જતાં જરાય વાર ન લાગે માટે મારી તો સલાહ છે કે તમે ડાહ્યાં હો તો બટુક આવે ત્યારે એક અક્ષરે ઠપકાનો ન બોલતાં. એ જે એની એવી અસર થશે આટલું સારું કહ્યું માનજો.

કમળા : તમે ન કહો તો ય હવે તો મેં પ્રતિજ્ઞા જ કરી છે. એક અક્ષર પણ ન બોલું–ના! આ બે કલાકમાં તો હું સાત નરકમાંથી પસાર થઈ ચૂકી છું.

ચંદ્રા : સૌ સારાં વાનાં થશે, કમળાબહેન લો ત્યારે હું જાઉં.

કમળા : અરે વાતમાં તમને રોકી રાખ્યાં ને મેળવણ આપવું તો રહી જ ગયું, લાવો વાટકી.

[અંદરથી મેળવણ લાવી આપે છે.]

ચંદ્રા : ઠીક ત્યારે, જાઉં છું, હોં.

કમળા : આવજો, હોં. (ચંદ્રા જાય છે.)

(પ્રાર્થના કરતી હોય તેમ) હે ભગવાન. આજે મારો બટુક જો ખેમકુશળ પાછો આવે તો હનમાનજીને નાળિયેર વધેરીશ ને હમેશાં જીવું ત્યાં લગી એને મંદિરે દર્શન કરવા જઈશ. ને મારા બટુકને તો એક અક્ષરે નહિ કહું, નહિ કહું, નહિ કહું.

[પાછાં પગલાં સંભળાતાં]

(બીતાં બીતાં) એ જ હશે? હે ભગવાન!

[ઠાકોરલાલ અને બટુક પ્રવેશે છે.]

ઠાકોરલાલ : લે આ તારો બટુક.

બટુક : (હોંસથી) બા......!

કમળા : (હર્ષથી) આવ્યો, ભાઈ? ક્યાં ગયો હતો, બેટા! બહુ મોડું થયું.

બટુક : બા, આજે પેલા ચંદ્રકાન્તનો જનમ હતો ઈ મને ખેંચીને લઈ ગયો.

કમળા : પણ મેં તને કહ્યું છે ના, ભાઈ, કે તારે ખબર આપ્યા સિવાય કોઈ દી ક્યાંય ન જવું! કેટલી ચિંતા થાય મને

ખબર છે? પૂછી જો તારા બાપુને આ બે કલાકથી બેઠી છું જરી શાંતિથી!

ઠાકોરલાલ મે એને બધુ સમજાવ્યુ છે, કમળા! બટુક હવે ખબર આપ્યા સિવાય બહાર રહેશે જ નહિ

બટુક હા, બા

કમળા ઈ તો હમેશાં એમ કહે છે ને પાછુ હમેશાં કઈ ને કઈ બહાનુ એની આગળ તૈયાર હોય છે આજે ફલાણાનો જન્મ હતો ને આજે પૂંછડાની પાર્ટી હતી, મા બિચારી ચિંતા કરીકરીને મરી જાય એની એને ક્યાં પડી છે?

ઠાકોરલાલ પણ હવે થાય ત્યારે કહેજે ને, કેમ બટુક?

બટુક હા, બા, હવે થાય તો કહેજે

કમળા હવે થાય તો કહેજે, તો આજે શુ અટકી રહ્યું તુ? નાહકની હેરાન કરી નાખી'તી?

બટુક કહુ છુ ના કે મે કેટલી ના પાડી પણ ઈ પરાણે ખેંચી ગયો ને મે જગદીશને ત્યાં ટેલિફોન કરી જોયો, ખબર આપવા, પણ નબર જોડાયો જ નહિ

કમળા તી તુ નાનો કીકલો હશે, કાં, એમ ખેંચાઈ જાય એવો? મને બનાવે છે તી બધુ ય સમજુ છુ

બટુક (જરા ગુસ્સાથી) શુ સમજે છે, બા?

કમળા બધુ ય સમજુ છુ, મારે કઈ કહેવુ નથી, પણ જોજે હવે, આવુ થયું તો તારી વાત છે

[ બટુક નીચુ મોં કરી કઈ બોલ્યા વગર બીજા ઓરડામા ધીમેધીમે ચાલ્યો જાય છે ]

લ્યો, ભાઈ તો ચાલ્યા મોઢુ ચડાવીને પોતાની ઓરડીમાં કઈ કરતાં કઈ કહેવાય છે? એક અક્ષરે બોલાતો નથી મારાથી તો

ઠાકોરલાલ માથ્યોપાક્યો આવ્યો હશે બિચારો, મે તે તો એને કપડાં પણ ન ઉતારવાં દીધાં પછી ચાલ્યો ન જાય તો શુ કરે?

કમળા તમે ય જાવ, તમારે જવુ હોય તો હુ મારે એકલી બેઠી છુ

ઠાકોરલાલ (નિસાસો નાખી) હુ તે ક્યાં જવાનો? ચાલો જમી લઈએ

કમળા જમશુ જ ના ઈ તો? શો સાર રહ્યો છે જમવામાં ય? બટુક, એ બટુક ચાલ જમવા

બટુક (બીજા ઓરડામાથી) મારે નથી જમવુ

કમળા (ગુસ્સાથી) સીધેસીધો ચાલની હવે રુઆબ કરતો

બટુક (એજ અવાજે) મે ખાધુ છે, મને ભૂખ નથી

ઠાકોરલાલ (લાગણીથી) બટુક, અહીં આવ તો, ભાઈ

બટુક (પાછો આવીને રોવા જેવા અવાજે) સાચુ કહુ છુ, બાપુજી, મે ત્યાં ખૂબ ખાધુ છે મને જરા ય ભૂખ નથી બા, મને માફ કરજે, મારી ભૂલ થઈ (ડૂસકુ ખાય છે)

કમળા હવે આ ઢોંગ રહેવા દે, ભાઈ, ને જલદી ખાવા ચાલ. મારી આંતરડી બાળ મા

[ બટુક પાછો ચાલી જાય છે ]

ઠાકોરલાલ એ નહિ જમે, ચાલ હવે.

કમળા (રોતારોતા) હુ જ નાહકનો બધા સારુ જીવ બાળબાળ કરુ છુ બધા સવારથના સગા છે, કોઈ મારા નથી ને (ચાલી જતા) મે તો કંઈ ન કહેવાની પડો પહેલા બાધા લીધી'તી ઈ ય કોઈએ ટકવા નો દીધી! (ડૂસકુ મૂકે છે)

[ પડદો ]

*

# ગ્રહો અને જીવન

શ્રી. છોટુભાઈ સુથાર

આટલા મોટા બ્રહ્માંડમાં આકાર કે માપની દૃષ્ટિએ જેની કશી જ ગણતરી નથી એવો માનવી વિશ્વ સકલનાં ગૂઢ રહસ્યો ઉકેલવા હિંમત કરી શકે તો તે બુદ્ધિના બળે જ. પૃથ્વી પર પગ માંડી ઊભેલો મનુષ્ય પૃથ્વીના સહોદર સમા અન્ય ગ્રહો ઉપર ને ત્યાંની વસ્તી ઉપર પોતાની દૃષ્ટિ વિજ્ઞાનની સહાયથી દોડાવી શકે છે. મંગળ, શુક્ર ને ગુરુ જેવા ગ્રહો ઉપર મનુષ્યો કે પ્રાણીઓ વસતા હશે ખરા? વનસ્પતિ ઊગતી હશે ખરી? ત્યાં જીવન જેવું કશુંયે હશે કે નહીં? ત્યાંની જમીન કેવી હશે? વાતાવરણ કેવું હશે? કુતૂહલપ્રેરક આ પ્રશ્નોના ઉત્તરો અહીં અભ્યાસીની કલમ દ્વારા વિગતે અપાયા છે.

એક જમાનો એવો હતો જ્યારે પર્વતોની એક બાજુએ રહેનાર માણસને પર્વતની બીજી બાજુએ વસ્તી હોઈ શકે એનો કશો જ ખ્યાલ ન હતો. એની આખી દુનિયા એની આસપાસ આવેલા અને એને જાણીતા પ્રદેશ પૂરતી મર્યાદિત હતી. પણ જેમ જેમ સમય વીતતો ગયો તેમ તેમ એનાં જ્ઞાન અને શક્તિ ખીલતાં ગયાં, પરિણામે એ પોતાની દુનિયાથી બહારની દુનિયાને જોઈ અને સમજી શક્યો.

આજે મનુષ્યની જ્ઞાનશક્તિ એટલી વધી છે કે એને વગર મુસાફરી કર્યે અનેક દેશોનું જ્ઞાન મળી રહ્યું છે. ભિન્નભિન્ન દેશોમાં જવાના સમુદ્રના અને હવાના રસ્તા એ જાણતો થયો છે. લડાઈઓ અને વિશ્વયુદ્ધોને કારણે એની આ જ્ઞાનસમૃદ્ધિ ખૂબ જ વધી ગઈ છે. એ હવે સમજી શક્યો છે કે ઘણી મોટી દેખાતી પૃથ્વી હવે નાની બનતી જાય છે. તાર, ટેલિફોન, સ્ટીમર, હવાઈ જહાજ તથા રેડિયો, રાડર અને ટેલિવિઝનને કારણે દુનિયાના લોકો એકબીજાના નિકટના સંપર્કમાં આવી રહ્યા છે. છેલ્લે છેલ્લે તો રાડર વડે ચંદ્ર પર સંદેશો મોકલવાનું પણ શક્ય બન્યું છે. મનુષ્ય ઊડીને ચંદ્ર સુધી પહોંચી શકે એમ નથી, પણ બુદ્ધિ અને યુક્તિબળે એ ચંદ્ર સુધી પહોંચ્યાનો સંતોષ લઈ શકે છે. મોટાં મોટાં દૂરબીન બનાવી એણે સવાબે લાખ માઈલ દૂરના ચંદ્રને ૨૫ માઈલ જેટલો છેટો બની રહે એવી તરકીબ કરી છે. એટલું જ નહીં પણ એના પર જીવસૃષ્ટિ છે કે કેમ એની યે ખાસ ઊલટથી તપાસ કરી છે.

ભરીભાદરી વસ્તીમાં માણસો એકબીજા સાથે ક્યારેક લડી પડે છે. પોતાના સ્વાર્થ ખાતર એકબીજાને ધિક્કારે પણ છે. પરંતુ એ જ માણસને સાવ વેરાન જગામાં યા ગાઢા જંગલમાં મૂકી આવીએ, તો એને ત્યાં અચાનક કોઈ માણસનો ભેટો થઈ જતાં જેટલો આનંદ થશે તેટલો બીજા કશાથી નહીં થાય. આનું કારણ મનુષ્યની બુદ્ધિનું છે. એને બુદ્ધિજીવી સાથે જ રહેવું ફાવે છે, પછી ભલે એ લડવાનું હોય કે ખભા મિલાવી રહેવાનું હોય.

આ જ કારણને લીધે પૃથ્વી પરનો માણસ બીજી દુનિયામાં પોતા જેવું કોઈ છે કે નહીં એ જાણવા ખૂબ જ ઉત્સુક છે. ખગોળ વિજ્ઞાનની અનેક બાબતોમાં સાવ અજાણ એવા મનુષ્યને 'પણ મંગળ કે શુક્ર પર માણસ હોવાની વાત કરીશું તો એ ખૂબ ધ્યાનપૂર્વક સાંભળવાનો. થોડાં વર્ષ પહેલાં આવો એક અખતરો અમેરિકાના એક વર્તમાનપત્રે કર્યો હતો. એ પત્ર બહુ જાણીતું ન હતું. એકવાર એણે ચંદ્રલોકની વસ્તી વિષે લેખ

છાપ્યાં અને એ માટે સરસ મજાનાં ચિત્રો અને ફેટા પણ છાપ્યા પરિણામ એ આવ્યુ કે એની નકલો માટે પડાપડી થઈ એટલુ જ નહી પણ સીવ અજાણ્યુ એ વર્તમાનપત્ર આખા અમેરિકામાં જાણીતુ થઈ ગયુ ખરી રીતે તો ચદ્રની વાત એક બનાવટી વાત હતી।

ચદ્ર પર વસ્તી નથી એ તો હવે સૌની જાણીતી હકીકત છે પણ એ સિવાય શુક્ર, મગળ યા ગુરુમા પણ વસ્તી હશે કે કેમ એ પ્રશ્ન ઘણીવાર પુછાયા કરે છે આ પ્રશ્નનો ચોક્કસ ઉત્તર આપી શકે એટલી વિજ્ઞાનની પ્રગતિ હજી થઈ નથી આમ છતાં ય જીવનની શક્યતા માટે જે જે જરૂરી બાબતો છે એના આધારે થોડી વાતો જરૂર કરી શકાય એમ છે

જીવનની શક્યતાવાળા ગ્રહો ત્રણ છે (૧) મગળ, (૨) શુક્ર અને (૩) ગુરુ આપણે સૌ પહેલાં મગળની વાત લઈએ

જીવન માટે વાતાવરણની જરૂર છે મગળને પોતાનુ વાતાવરણ છે, પણ એ વાતાવરણ પૃથ્વીના પ્રમાણમાં ખૂબ જ પાતળુ છે પૃથ્વી પર જીવવા માટે આવશ્યક ગણાતો પ્રાણવાયુ મગળ પર ખૂબ ઓછી માત્રામાં છે પૃથ્વી પર પ્રાણવાયુનુ પ્રમાણ ૨૧ ટકા જેટલું છે, જ્યારે મગળ પર ૧ ટકા જેટલુ

જીવન માટે બીજી આવશ્યકતા પાણીની છે મગળના બને ધ્રુવ આગળ ધોળાં ટપકાં જેવુ દેખાય છે, એ બરફની ટોપીઓ છે એમની કાળી કિનારો પરથી અનુમાન કરી શકાય કે મગળ પર પાણીનુ અસ્તિત્વ છે પણ પ્રાણવાયુની પેઠે મગળ પરનું એ પાણી ખૂબ ઓછી માત્રામાં છે મગળમાંનુ પાણી એટલું બધુ ઓછુ છે, કે એને આપણે ક્યાંના કાઈ મોટા સરોવર યા નાના સમુદ્રમા એને સમાવી લેવાય.

જીવન માટે ત્રીજી જરૂરિયાત ગરમીની છે મગળ પર સૌથી વધુ ગરમી એના વિષુવવૃત્ત પર પડે છે આ ગરમીનુ સામાન્ય માપ ૫૦° (ફેરન)નુ છે કેટલેક સ્થળે આથી ઊંચુ ઉષ્ણતામાન રહે છે, પણ તે વધુમાં વધુ ૭૨ (ફેરન) જેટલું ૫૦° (ફેરન) ઉષ્ણતામાને ગુજરાતમાં કડક ઠડી રહે છે અને ક્યાંક હીમ પડવાના સજોગો પણ ઊભા થાય છે મગળની ગરમીની એક બીજી પણ વાત છે પૃથ્વી પર સાંજ પડતાં એકદમ ઠડી શરૂ થઈ જતી નથી કામળની પેઠે પૃથ્વીનુ વાતાવરણ પૃથ્વીનું ઠડીથી રક્ષણ કરે છે દિવસના ભાગે પૃથ્વીને મળેલી ગરમીને વાતાવરણ બહાર નીકળી જવા દેતું નથી મગળ પરનુ વાતાવરણ ખૂબ પાતળુ છે એ કારણે મગળ પરની ગરમી સાંજ શરૂ થતાં જ અવકાશમાં ચાલી જાય છે મધરાતને સમયે મગળનુ ઉષ્ણતામાન શૂન્ય અંશની નીચે ૯૬ (ફેરન) જેટલુ થઈ જાય છે પૃથ્વી પર આટલુ નીચુ ઉષ્ણતામાન ફક્ત સાયબિરિયાના અમુક ભાગમાં થાય છે।

જીવનની ઉપરોક્ત ત્રણે જરૂરિયાતોને ધ્યાનમાં રાખી હવે મગળની ભૂમિનાં દર્શન પણ કરીએ

મગળનુ વાતાવરણ પાતળુ છે એટલે એની પાર દૂરબીન વડે મગળની ભૂમિ જોઈ શકાય છે એ ભૂમિ સાવ લાલ રગની છે એ ભૂમિ માઈલો સુધી પથરાયેલી દેખાશે ભૂમિદર્શનમાં વિવિધતા લાવનાર પહાડો યા ખડકો કે ટેકરીઓનુ મગળ પર અસ્તિત્વ નથી એ બધાં ભાંગીતૂટીને સપાટી સાથે એકરૂપ થઈ ગયેલાં લાગે છે નિરાશાજનક આ દર્શનમાં કઈક જોવાનુ કહી શકાય એવુ દૃશ્ય મગળના વાતાવરણમાં ઊડતાં અને ક્ષિતિજ સુધી પહોંચતાં ધૂળનાં વાદળો અને તેની પાછળ ઘેરુ નીલુ આસમાન છે

આમ જેનો મોટો ભાગ રણનો બનેલો

છે એવા અને પૃથ્વીની નજદીકમાં નજદીક આવે તોપણ ૩,૩૯,૦૦,૦૦૦ માઈલ દૂર હોતા મંગળના ગ્રહની જીવસૃષ્ટિ વિષે શી કલ્પના કરી શકાય?

અને છતાં ય મંગળ પર વનસ્પતિ છે એમ જરૂર કહી શકાય તેમ છે. આ વનસ્પતિ શેવાળની જાતની છે. પૃથ્વી પર ૨૦,૦૦૦ ફૂટની ઊંચાઈએ પણ શેવાળ જોવામાં આવે છે. શેવાળ રણનો તાપ અને સખત ઠંડી સહન કરી શકે છે; એટલું જ નહિ પણ જમીન તેમ જ ખડકો પર, એ એકસરખી રીતે પોતાનું જીવન વિસ્તારી શકે છે.

મંગળ પર શેવાળ સિવાય બીજા ચર-જીવનની કલ્પના કરવી મુશ્કેલ છે. દૂરબીનમાંથી જોતાં આ સંબંધી હજી કંઈ પ્રકાશ મળ્યો નથી. આમ છતાં ય આટલી જ માત્ર વાતથી મંગળ પરના ચર-જીવનની શક્યતા ન નકારી શકાય. ઊલટપક્ષે હા કહેવી એથી પણ વધુ મુશ્કેલ છે. મંગળનું ચર-જીવન કયા પ્રકારનું હશે એની ખરી કલ્પના મંગળ પર ઊતર્યા સિવાય આવવી મુશ્કેલ છે. અને એમ પણ કેમ ન બને કે મંગળ પર ઊતરવા છતાં ય એનું ચર-જીવન આપણે એકદમ જોઈ યા વરતી પણ ન શકીએ, પૃથ્વી પરનાં પશુપંખી, વનસ્પતિ અને ખાડાટેકરામાં સંતાઈ બેસતાં નજરે ચડતાં નથી તેમ!

મંગળ પર પ્રાણી હોય તો તે કેવાં હશે-વિરાટકાય કે વામણાં, વાઘ જેવાં ક્રૂર કે ગાય જેવાં હેતાળ, બુદ્ધિશાળી કે મંદ-અક્કલ-વગેરે વિષે કશું જ ચોક્કસ રીતે કહી શકાય એમ નથી. મંગળ પર પ્રાણી છે કે નહીં એ પ્રશ્નનો જ નિવેડો નહિ આવ્યો હોય ત્યાં આ માથાકૂટ શા કામની!

મંગળ પર પ્રાણી છે કે નહિ એની ચર્ચા મંગળની કહેવાતી નહેરોમાંથી જન્મી છે. આ નહેરોની સચ્ચાઈ પણ હજી સાબિત કરી શકાઈ નથી. મંગળ પરની નહેરો વિષે ખગોળશાસ્ત્રીઓ એક મત નથી.

અને આમ નહેરોમાં અટવાઈ પડેલા રસ્તાની પેઠે મંગળ પરની વસ્તીનો પ્રશ્ન પણ જ્યાંનો ત્યાં જ અટકી રહ્યો છે.

મંગળને છોડી થોડી શુક્રની વાત કરીએ.

શુક્ર ખૂબ તેજસ્વી આકાશી પદાર્થ છે. એ કારણે અત્યાર સુધી એને વાદળોથી વીંટાયેલો ગ્રહ માનવામાં આવતો હતો. હમણાં હમણાં 'અલ્ટ્રા વાયોલેટ' અને 'ઇન્ફ્રારેડ' પ્રકાશની મદદથી શુક્રના ફોટા લેવામાં આવ્યા છે. એ ફોટાઓની પરીક્ષા પરથી માલૂમ પડ્યું છે કે શુક્રની જમીન સૂકી અને 'તામ્રવર્ણી' કહી શકાય એવી છે. વળી એની ભૂમિ પર પુષ્કળ પ્રમાણમાં કાર્બન ડાયોક્સાઈડ હોવાનું માલૂમ પડ્યું છે. શુક્ર પરનું આ વાયુનું પ્રમાણ પૃથ્વી પરના પ્રમાણ કરતાં સોગણું છે! કાર્બન ડાયોક્સાઈડની આ હાજરીએ શુક્રમાંના પ્રાણવાયુ અને પાણીની વરાળના અસ્તિત્વના પ્રશ્નને વધુ રસમય બનાવ્યો છે; અને એ કારણે એનું અસ્તિત્વ પુરવાર કરતા અનેક પ્રયોગો કરી જોવામાં આવ્યા છે. પ્રયોગોનું પરિણામ શુક્ર પર પ્રાણવાયુ અને પાણીની વરાળની હયાતીનો ઇન્કાર કરે છે. આ વાત સાચી હોય તો એનો અર્થ શુક્ર એક સાવ લુખ્ખો ગ્રહ છે, એમ જ કરવો રહ્યો ને!

શુક્રના વાતાવરણમાં પુષ્કળ કાર્બન ડાયોક્સાઈડ હોવાનું એક પરિણામ એ આવ્યું છે, કે એની પર પડતો 'સૂર્યનો તાપ ત્યાં ખૂબ જ ઊંચું ઉષ્ણતામાન' ઉત્પન્ન કરે છે. શુક્રનું સામાન્ય ઉષ્ણતામાન ૨૧૨° (ફેરન) કલ્પી શકાય એમ છે. આટલા ઉષ્ણતામાને શુક્ર પર પાણી હોવું સંભવે નહિ, એ વરાળ બનીને ઊડી જ જાય. જ્યાં પાણી ન હોય

ત્યાં જીવનને પાંગરે ખરું ? પૃથ્વીના હિસાબે તો એ અશક્ય વાત છે આકાશના એક ઉજ્જ્વળ જ્યોતિ–શુક્રની કેવી કરુણ દશા !

રહી હવે માત્ર ગુરુની વાત

શુક્ર અને મંગળના હિસાબે ગુરુ ઘણો ઘણો મોટો છે શુક્ર અને મંગળ પૃથ્વી કરતાં પણ નાના ગ્રહો છે ગુરુ પૃથ્વી કરતાં ૧૩૦૦ ગણો મોટો છે આમ છતાં ય એનું સૂર્યથી અંતર શુક્રના હિસાબે ઘણુંઘણું વધારે છે અને આમ એને મળતો સૂર્યતાપ શુક્રને મળતા સૂર્યતાપને હિસાબે ઘણો જ ઓછો છે

ગુરુને વાતાવરણ છે એ વાતાવરણનું ઉષ્ણુતામાન તપાસતાં માલૂમ પડ્યું છે કે એનો ગરમીનો આંક ખુબ જ નીચો છે ગુરુનું ઉષ્ણુતામાન આપણા હિસાબે ઘણું જ ઠંડું છે ગુરુ પરનો ગરમીનો આંક ૨૧૦ ફેરન ( શૂન્યની નીચે ૨૧૦ ફેરન અંશ ) જેટલો છે વર્ણવિશ્લેષકથી ગુરુના વાતાવરણની તપાસ કરતાં માલૂમ પડ્યું છે કે એમાં મુખ્ય વાયુ મિથેન જ છે થોડાઘણો એમોનિયા પણ હાજર છે આ બે વાયુઓ મળીને ગુરુનું વાતાવરણ બનાવે છે ગુરુના વાતાવરણમાં આ સિવાયના બીજા વાયુઓ વાયુરૂપમાં હોવાની શક્યતા નથી વાયુઓ ઠરીને પ્રવાહી યા ઘન બની જાય એવી ત્યાંની ઠંડી છે

• ગુરુ જેવો મોટો ગ્રહ હાઈડ્રોજન અને હેલિયમ જેવા અતિ હલકા વાયુઓને, પોતાના ગુરુત્વાકર્ષણ બળને કારણે, પોતાના વાતાવરણમાં જરૂર જકડી રાખી શકે એમ છે વળી આ વાયુઓ ગુરુના જેટલી ભારે ઠંડીમાં દ્રવરૂપ પામી શકે છે એટલે પ્રશ્ન થશે કે ગુરુ પર મિથેન વાયુ જ કેમ ? હાઈડ્રોજન અને હેલિયમ ક્યાં ગયા હશે ?

ગુરુ પરની હાઈડ્રોજન અને હલિયમની ગેરહાજરીનું એક કારણ નીચે પ્રમાણે પણ હાઈ શકે છે ગુરુના જન્મકાળે ગુરુ પર હાઈડ્રોજન અને હેલિયમ પુષ્કળ પ્રમાણમાં હતાં સમય જતાં ગુરુ ઠરવા લાગ્યો તેમ તેમ આ વાયુઓ બીજા વાયુઓ સાથે ભળી પાણી, એમોનિયા અને મિથેન વગેરેની ઉત્પત્તિમાં પરિણમ્યા હાઈડ્રોજનથી બનેલું પાણી કાળે કરીને થીજી ગયું અને છેવટે વાદળો નીચે અદશ્ય બન્યું અથવા એમ પણ બન્યું હોય કે હાઈડ્રોજન અને હેલિયમ ઘનરૂપ પામી ગુરુની સપાટી પર પથરાઈ ગયા હોય અને તેમની ઉપર મિથેન અને એમોનિયાના વાદળ તરતાં રહ્યાં હોય ?

ગુરુના વાતાવરણનું ઘટત્વ તપાસતાં પણ આ વાતને ટેકો મળે છે ગુરુનું વાતાવરણ ગ્રહ તરફ જતાં વધુ ને વધુ ઘટ્ટ થતું જાય છે વિલ્ટ નામના એક ખગોળશાસ્ત્રીના સંશોધનથી જાણવા મળે છે, કે ગુરુના છેક બહારના વાતાવરણનું વિશિષ્ટ ગુરુત્વ ( સરખા કદના પાણીના હિસાબે વજન ) ૨૫ છે, પણ ગુરુ તરફ જતાં એ વધતું જાય છે જે છેક અંદરના ભાગમાં ૬ જેટલું થઈ જાય છે

ઉપરોક્ત બધી વાતો ભેગી કરીએ તો એમ કહી શકાય કે ગુરુ પર પ્રવાહી એમોનિયાના સમુદ્ર છે અને એની પાછળ હજારો ફૂટ ઊંચી બરફથી છવાયેલી ટેકરીઓ છે, જેની નજદીકના પહાડ પ્રવાહીરૂપ પામતા જતા હાઈડ્રોજનને સંઘરતા યા એમના માથે ભમતાં વરાળ અને વાયુને કારણે જ્વાળામુખી( ધુમાંમુખી ! ) પર્વતો જેવા લાગે છે

ગુરુની આવી શીતસૃષ્ટિમાં ચેતન સૃષ્ટિની કેવી કલ્પના કરી શકાય ખરી ?

★

# જનમનો ખેડૂ

## શ્રી. ઈશ્વર પેટલીકર

ખેતીને પેલી જૂની કહેવતમાં આપણે 'ઉત્તમ' કહી છે, પરંતુ એ ખેતીના ખેડનારનાં ભણેલાં સંતાનોને ધૂળ, માટી ને ઢેફાંની સોબત ગમતી નથી. તેઓ સુખસાહ્યબી ભોગવવાની આશાએ શહેર ભણી પ્રયાણ આદરે ત્યારે જેણે જનમોજનમની પ્રીત આ ખેતર સાથે બાંધી હોય તેવા પિતાને શું થતું હશે? માનવી વારસદાર ઇચ્છે છે તે માત્ર વંશવૃદ્ધિ માટે જ નહિ, પણ તે પોતાના ધંધારોજગારનો પણ સાચો વારસદાર બને એ માટે. બાપીકો ધંધો નહિ સ્વીકારનાર પુત્ર પ્રત્યે ભોળા પણ સાચા હૃદયના ખેડૂતની શી મહત્ત્વાકાંક્ષા હોઈ શકે તેનું મનોવિશ્લેષણભર્યું ચિત્ર આ વાર્તામાં રજૂ થયું છે.

કિશોરભાઈ પચ્ચીસ વર્ષથી શહેરમાં રહેતા હતા. ખેતી સાથેનો સંગ છૂટી ગયો હતો, છતાં કિશોરવયમાં ખેતર ખૂંદ્યાં એટલે ધરતી સાથેની પ્રીત તૂટી હોય તેમ લાગતું ન હતું. સ્ટેશનથી ઊતરી એ નોકર સાથે રસ્તો કાપતા હતા ત્યારે એમની નજર આજુબાજુ આવેલાં ખેતર તરફ મંડાયેલી રહેતી.

'મગન, જો આ બાજરી. આવી બાજરી હોય ત્યારે વીઘાંમાં ૨૫–૩૦ મણ પાકે. બાકી એ ખેતર પહેલાં આપણે બાજરી જોઈ તેમાં પાંચ મણ વીઘે પાકે તો ભાગ્ય.'

મગન મૂળ તો ગામડાનો પણ એણે આખી જિંદગી શહેરમાં શેઠિયાઓને ઘેર નોકરનું કામ કર્યું હતું. છોકરાં ઉછેરવાં, રમાડવાં, શાક લાવવું, કચરોપૂંજો કાઢવો એ જ એની સૃષ્ટિ હતી એટલે કિશોરભાઈની વાતમાં એને રસ આવતો નહિ પણ શેઠની વાતમાં હા એ હા કરવી એ નોકરનું કર્તવ્ય માની એ ડોકું ધુણાવ્યા કરતો હતો. એના મનમાં તો એ જ થતું કે બે ગાઉ જવાનું છે ત્યાં શેઠ ઝડપથી રસ્તો કાપવાનો મૂકી આ પાક સારો અને આ નહિ, એમ શું કામ લપ ઝૂડતા હશે? વળી પોતાના ગામની સીમ હોય અને જો એમ કરતા હોય તો કદાચ ઠીક; પણ આ તો પારકું ગામ છે, કોનું ખેતર છે એ પણ એ જાણતા નથી અને સાથે એને એ પણ બીક હતી કે ગાઉ પછી એમના ગામની સીમ શરૂ થશે ત્યારે કેટલી લપ ઝૂડશે?

કિશોરભાઈ બોલ્યા: 'આપણે આગળ જોઈ તે ય તમાકુ ને આય તમાકુ છે. ને આભ–જમીનનો ફેર? તમાકુ કરવી એ કંઈ છોકરાંના ખેલ નથી. એક એક વીઘાંમાં પચાસપચાસ ગાડાં ખાતર ભરવું પડે અને પચીસપચીસ ખેડ કરી જમીનને પોલવા જેવી કરી નાખવી પડે. આ ખેતરમાંથી વીઘે ૪૦ મણથી ઓછી તમાકુ નહિ નીકળે. જોડેનામાંથી વીઘે પાંચ મણ લેખે પાંદડાં નીકળે તો ભાગ્ય!'

મગન મનમાં બબડ્યો કે જે પાકશે તે, નહિ પાકે તોય આપણા પેટમાં શું દુખવાનું છે?

અને ત્યાં કિશોરભાઈના પગ થંભી ગયા. લગભગ દસ વીઘાં જેવડો મોટો પ્લૉટ પડતર પડ્યો હતો. વાડે જ્યાં ત્યાં છીંડાં પડ્યાં હતાં, ખેતરમાં કચરું ઊગેલું તે ચરવા ઢોર પેસી ગયેલાં, તેથી ખેતર ખુંદાઈ ગયું હોય તેમ ચોખ્ખું દેખાતું હતું, જાણે માણેકચોકની વચ્ચે દુકાન ખાલી પડી રહી હોય? અને વેપારીનું મન ધખી ઊઠે તેમ કિશોરભાઈનું લોહી ધખી ઊઠ્યું–અણીપૂણી પાકે એવા સારા

વરસમાં ખાસ્સો દસ વીઘાંનો નંબર કોણ અક્કમી એ આમ પડતર મૂક્યો હશે? અને ઉતાવળે જતાં મુસાફર વચ્ચે કોઈને ઘાયલ થયેલો જોતાં એને મદદ કરવા ઊભો રહે તેમ કિશોરભાઈ છીંડામાં થઈ ખેતરમાં પ્રવેશ્યા બોલ્યા 'મગન કાળજું ફાટી જાય તેવું છે ને! આવા સારા વરસમાં, ખેવટ કશું ના થાય તો બાજરી કે ખેડ કરીને વાવી મૂકી હોય તો ય ૧૫૦–૨૦૦ મણથી ઓછી ના થાય. અંદાજે દસ રૂપિયાનો ભાવ ગણીએ તો સહેજે ૨૦૦૦ની આવ, છતાં આવા ય અક્કમી લોક છે કે આખું ખેતર પડતર ગે ι દીધું છે કોઈ સામું જોવા આવ્યું નથી '

મગનને પણ અંદર પેસતાં વિચાર આવ્યો 'સાહેબ! કદાચ તકરારિયું હોય અને બેઉ પક્ષે મારામારી કરી હોય કોર્ટમાં કેસ ચાલતો હોય તેથી પડી રહ્યું હોય તો ય કોને ખબર?'

કિશોરભાઈ સંમત થતાં બોલ્યા 'એવું ય હોય '

'એ વના આમ આવડું મોટું ખેતર કોઈ પડિયાળુ ના રાખે '

'પણ ગામે ય કેવું? નેળનાં ગાડાં કંઈ નેળમાં રહેતાં હશે? બેઉ જણને સમજાવી સમાધાન કર્યું હોય કે કોર્ટમાં જેનું થાય તેને માલિકીહકનો ભાગ આપવો અને ખેડે તેણે ખેડ ભાગ લેવો, તો આમ જમીન પડી તો ન રહે ને?' સામે છેડેથી કોઈને ખેતરમાં પ્રવેશતા જોઈ મગન બોલ્યો 'તપાસ કરવી હોય તો સામે છેડે કોઈ આદમી હમણાં આવ્યો '

કિશોરભાઈએ એ બાજુ નજર કરી માથે ફાળિયું બાંધેલું, ખભે ધારિયું મૂકેલું, શરીરે કેડિયું પહેરેલું, ધોતિયાના બે છેડા ઊંચા ખોસી ઢીંચણ સુધીના પગ ઉઘાડા રાખેલા એ પુરુષ ખેડૂત હોય તેમ એનો દેખાવ કહી આપતો હતો

કિશોરભાઈએ એ અંગે પૂછપરછ કરવા ઊંચો હાથ કરી એને પોતાની પાસે બોલાવવા બૂમ પાડી 'ઓ પટેલ, જરા આમ આવજો!'

પેલા ખેડૂતે આ બાજુ આવવાને બદલે સામી બૂમ પાડી હાથવતી પોતાની પાસે બોલાવતાં કહ્યું 'અહીં આવો '

મગન બબડ્યો 'અહીં આવતાં એના પગ દુખતા હશે?

કિશોરભાઈ કંઈ બોલ્યા વગર એ બાજુ ચાલ્યા મગન પાછળ પાછળ ચાલ્યો અને થોડું અંતર રહ્યું એટલે કિશોરભાઈએ પૂછ્યું 'પટેલ! આ કોનું ખેતર છે?'

ખેડૂતે માથું ધુણાવતાં કહ્યું 'મારું '

મગન વચ્ચે બોલ્યો આમ પડિયાળુ કેમ રાખ્યું છે? એની તકરાર-બકરાર ચાલે છે?

ખેડૂતે તડૂકીને જવાબ આપ્યો તકરાર મારી હાહરનો કોણ કરનાર છે? મારા ખેતરમાં પેસે એને ઊભો ને ઊભો ટચકાવી નાખું '

કિશોરભાઈ એની મૂર્ખાઈનો મનમાં અર્થ કરતા બબડ્યા આટલું ખાલી ફરાંઝીને જોર કરે છે, તેટલું જોર ખેતર ખેડવામાં કર્યું હોત તો કંઈ પાકતે ય ખરું ' પણ એ ભાવને મનમાં દાબી રાખીને એમણે પૂછ્યું 'તકરાર નથી ત્યારે આ ખેતર પડતર કેમ રાખ્યું છે?'

ખેડૂત 'છોકરો અક્કમી પાક્યો એટલે શાસ્તરમાં કહ્યું છે ને કે સારી પાક પાકે તો દીકરો, નહીં તો છો-કરો કર્યાં કારવ્યાં ઉપર છો (પ્લાસ્ટર) કરે મારી ચાલીસ વીઘાં જમીન પર છોકરો અક્કમી પાક્યો તે છો-કરી. ખેતર પડતર રાખીને તવા જેવું કરી મૂક્યું '

કિશોરભાઈના મોમાંથી આશ્ચર્ય અને દુ:ખનો ભેગો ઉદ્‌ગાર નીકળી ગયો: 'ચાલીસ વીઘાં જમીન વગર પડતર છે?'

ખેડૂતની આંખમાં પણ દુ:ખની કરુણા ચોખ્ખી વર્તાઈ આવતી હતી. મોં ઉપર પણ ખેડૂની વેદના વરતાતી હતી. ગળગળે અવાજે એણે કહ્યું: 'તમને રસ્તે જનારને આટલું દુ:ખ થાય છે તો પરસેવો પાડી લે' જમીન લીધેલી અને કાળી મજૂરી કરી પાડાની ખાંધ જેવી બનાવેલી જમીન આમ પડતર રહે તે મારું કાળજું ફાટી ગયા વગર રહે?'

મગન: 'અત્યાર સુધી કોણ ખેડતું હતું?'

ખેડૂત: 'હું, પણ વૈશાખ મહિને હું માંદો પડ્યો અને મારા પગ ભાગ્યા એટલે અકર્મી છોકરાએ ખેતી ભેલાડી દીધી. હાથીના બચ્ચા જેવા બળદ હતા તે વેચી દીધા. પથારીમાં પડ્યાંપડ્યાં મારી આંખમાંથી બોરબોર જેવડાં આંસુ નીકળી ગયાં. હળ, લાકડું (ખેતીનાં બધાં સાધનો) હતુ તે ય વેડફી માર્યું. મેં બહુએ ય કહ્યુ કે છોકરા ઓણ આવા ધંધા માંડ્યા છે તે ધાનપાણી નહિ મળે ધાનપાણી પણ છોકરાંને અંગ્રેજી ભણાવી ઘરમાં ગોદ્યમ ઘાલ્યું હતું એટલે હાથનાં કર્યાં હૈયે વાગ્યાં!'

કિશોરભાઈએ પૂછ્યું: 'છોકરો શો ધંધો કરે છે?'

ખેડૂતે ખીજમાં કહ્યુ: 'વેશ્યાનો.'

કિશોરભાઈ અને મગનનાં મોં મલકાયા વગર ના રહી શક્યાં

ખેડૂતે કહ્યું: 'હસવાની વાત નથી. વૈદ્ય, વકીલ અને વેશ્યાનો એક જ ધંધો'

કિશોરભાઈ: 'છોકરો ડૉક્ટર છે?'

ખેડૂતે નિસાસો નાખતાં જણાવ્યું: 'દાક્તર હોત તો કોક ગરીબને મટાડીને આશિષે ય મેળવત; પણ વેશ્યા કરતાં ય ભૂંડો વકીલનો ધંધો લઈ બેઠો છે.

કિશોરભાઈ: 'ક્યાં વકીલ છે?'

ખેડૂત: 'ઠેઠ હરગમાં! અહીં નજીક હોત તો કોક દહાડો ખેતરમાં અમસ્તો ય આંટો મારી જાત તો ધરતીને સંતોષ થાત કે 'મારો ધણી આવ્યો, પણ ઠેઠ મુંબઈ રહે એટલે આ ભણી જોવા જ કોણ આવનાર છે?'

કિશોરભાઈએ મનમાં ગાંઠ વાળી. ખેડૂત સાવ મૂરખ લાગે છે. દીકરો મુંબઈમાં વકીલાત કરતો હોય પછી એને ચાલીશ વીઘાંની શી પડી હોય? એ ખેતી કરે ય શી રીતે? પછી બળદ અને હળ-લાકડું વેચી ના દે તો કરે શું?

એટલે એ વાતને વધુ ન લખાવતાં કિશોરભાઈએ પૂછ્યું: 'પણ ખેતી ભાગે આપી દેવી હતી ને?'

ખેડૂત દાંત કચકચાવી બોલ્યો: 'ભાગે ખેડનાર તો જોઈએ એટલા ઊભા થાય પણ એ આપણને અણીપૂણી બતાવે નહિ. પાક તૈયાર થાય તે પહેલાં અર્ધું તો લૂંટી ખાય અને નાતરાની બૈરીને કંઈ ધણીની લાગણી હોય? એના જેવું ભાગિયાને. પાડાની ખાંધ જેવાં મારાં ખેતર બગાડી નાખે.'

કિશોરભાઈ: 'એ ખરું, પણ તમારાથી ના બને એટલે બીજું શું થાય?...'

વચ્ચે ખેડૂત બોલી ઊઠ્યો: 'ના કેમ બને? માણસને મંદવાડ કંઈ આખી જિંદગી રહેતો હશે? આ પાછો જમ જેવો થયો છું કે નહિ? આવતી સાલ પાછી એવી ને એવી ખેતી ના કરું તો જોજો ને.'

મોહન: 'આ સાલ, એક વરસ બીજાને ખેડવા દીધું હોત તો એમાં શુ જમીન બગડી જવાની હતી?'

ખેડૂત: 'એક વરસમાં બગડી તો કશું ના જાય, પણ કોંગ્રેસ સરકારનો કાયદો નડે છે ને? એક વરસ ખેડવા આપીએ એટલે

એના બાપનો હક્ક થઈ જાય પાછી સોંપે નહિ ' અને સહેજ અટકીને એણે પૂછ્યું 'તમે શું માનો છો શેઠ? આવા કાયદા કરે એ સરકારે મને તો નથી લાગતું કે ઝાઝું ટકે વધારે કરે તે થોડા સારુ '

કિશોરભાઈ પણ સરકારી કાયદાથી એમના વેપારમાં મુશ્કેલી અનુભવતા હતા એટલે બોલ્યા 'તમારુ કહેવુ પટેલ છે તો સાચુ પોતે માંડ્યું છે એવુ કે કોંગ્રેસ ઝાઝુ ટકે એમ લાગતુ નથી પણ પાછુ એને કાઢીને ય સવાલ નથી બીજા આવશે તે તો વળી આપણી પાસેથી સમૂળગુ ઝૂંટવી લેવાની વાત કરે છે '

ખેડૂત 'કોણ બીજા ?'

કિશોરભાઈ 'સમાજવાદીઓ અને સામ્યવાદીઓ તો બધુ સળગાવી મૂકવાની વાત કરે છે '

ખેડૂત 'પણ કોઈનુ આપણે શુ કામ છે ? ટોપીવાળાને જ પાછો બોલાવો ને !'

કિશોરભાઈ 'પટેલ, ટોપીવાળાનુ તો હવે સપનુ જ ના લાવતા એ તો હવે પાછો આવી રહ્યો માટે જ કોંગ્રેસ સરકારને ટેકો આપ્યા વગર કોઈનો છૂટકો નથી '

મગન 'સાહેબ, આપણે ચાલીએ મોડુ થાય છે '

કિશોરભાઈ 'હા,' અને ખેડૂતને પૂછ્યુ 'તમારુ નામ શુ પટેલ ?'

'મારુ નામ નાથાભાઈ'

'દીકરાનું નામ ?'

'રમણભાઈ'

કિશોરભાઈ નવાઈ પામતા બોલ્યા 'આ ગામના રમણભાઈ નાથાભાઈ મુબઈમાં એડ્વોકેટ છે તે તમારા જ દીકરા ?'

ખેડૂતે માથુ ધુણાવી હા પાડી

છૂટા પડીને બેઉ જણ ખેતર બહાર આવ્યા એટલે કિશોરભાઈ બોલ્યા 'શો અક્કર્મી માણસ છે! રમણભાઈ નાથાભાઈ મુબઈમાં ઘણો નામીતો એડ્વોકેટ છે મેં જોયા તો નથી પણ સાંભળ્યુ છે ઘણું પણ એનો બાપ આવો જડ હશે એ તો આજે જાણ્યું પાડાની ખાધ જેવી જમીન હોય કે હાથીની ખાંધ જેવી હોય, એના વકીલને એની શી પડી છે ? અને પડતર રહે તો ય એને શું અડવાનું હતું ?'

હજી એક ગાઉ દૂર કિશોરભાઈનું ગામ હતું વચ્ચે નાથાભાઈનુ ગામ આવ્યું એટલે કિશોરભાઈ પોતાના ઓળખીતા રામભાઈને ઘેર પાણી પીવા રોકાયા કારણસર ઓચિંતુ આવવાનુ થયુ એટલે સામુ વાહન મગાવ્યુ ન હતુ તેમ સાથે જણાવ્યુ રામભાઈએ ચા મુકાવી બીજી વાતચીત સાથે કિશોરભાઈએ પૂછ્યું રમણભાઈ જેવા એડ્વોકેટનો બાપ સાવ જડ હશે તેમ આજે એની સાથે વાતચીત થઈ ત્યારે જ ખબર પડી કોલસામા રતન પાક્યા જેવો ઘાટ થયો કહેવાય. છોકરો અક્કર્મી પાક્યો એમ એણે વાત કરવા માંડી ત્યારે મે જાણ્યુ કે હશે કોઈ રખડેલ છોકરો એટલે બિચારો બળાપો કરે છે પછી જાણ્યુ કે રમણભાઈ જેવા છોકરાને અક્કર્મી કહે છે જાતનો એ અક્કર્મી છે અને પાછો સક્કર્મી દીકરાને અક્કર્મી કહે છે! શો દુનિયાના ઘાટ છે!'

કિશોરભાઈની એ વાતમા રામભાઈએ કઈ ટેકો ન આપ્યો કે એ અગે બીજુ કઈ ન કહ્યું એટલે થોડી ક્ષણ રાહ જોયા પછી એમણે પૂછ્યું 'કેમ કઈ બોલ્યા નહિ ? નાથાભાઈ જેવો અક્કર્મી માણસ મે બીજો આજ સુધીમા જોયો નથી ખરુ કે નહિ ?'

છતાં રામભાઈ કઈ ન બોલ્યા

કિશોરભાઈને વહેમ પડ્યો એમણે પૂછ્યુ 'કેમ તમે કઈ બોલતા નથી ? એમાં કઈ ભેદ છે કે શુ ?'

રામભાઈ: 'તમે બહારગામ રહો છો એટલે કશું જાણતા નથી એટલું જ. બાકી ગામ તો ફરતાં બધાં ગામ જાણે છે.'

કિશોરભાઈ: 'શું જાણે છે?'

રામભાઈ: 'કહું તો બીશો તો નહિ ને?'

'એમાં બીવાનું શું હતું?'

'બીવા જેવું છે માટે.'

'પણ એવું શું છે?'

'કાળજું કઠણ હોય તો કહું'

'વેપારી થયો છું પણ કાળજું હજુ ખેડૂતનું છે. બાપદાદાનું ખેડૂ લોહી નસોમાં વહે છે એવું ના હોત તો ખેતર પડતર રહ્યું તેની ચિંતા કરવાની ભાંજગડ ન કરત. જે હોય તે કહો.' છતાં જો કે કિશોરભાઈની છાતી જોરથી ધડકારા લેતી હતી.

મગન ક્યારનો સાંભળી રહ્યો હતો તે બોલી ઊઠ્યો: 'હું સમજી ગયો. ખરું પૂછો તો મને તે પછી વહેમ તો પડ્યો હતો પણ...'

કિશોરભાઈ: 'શો વહેમ પડ્યો હતો?'

મગન રામભાઈ સામે જોઈ બોલ્યો: 'એ નાથાભાઈ ન હતા, ખરું ને?'

રામભાઈએ બોલ્યા વગર માથું હલાવી હા પાડી.

કિશોરભાઈ: 'ત્યારે કોણ હતું?'

મગન: 'નાથાભાઈનું ભૂત!'

કિશોરભાઈ આંચકો અનુભવતા બોલ્યા: 'હે?'

રામભાઈ: 'સાચી વાત છે!'

ઘડીભર કોઈ કંઈ ન બોલ્યું. ત્યાં ચા આવી એટલે એને પીતાં પીતાં રામભાઈએ વાત શરૂ કરી: 'તમે એમના ખેતરમાં પેઠા હશો એટલે એમણે તમને દેખા દીધી હશે.'

મગને કહ્યું: 'હા.'

રામભાઈ: 'એમનામાં એટલું છે. રસ્તે જનારને એ દેખા દેતા નથી. એમના ખેતરમાં કોઈ ગયો, ખેડૂત જો ખેડવા ગયો હોય તો સામા થાય. અને તમારા જેવો અજાણ્યો કુતૂહલ ખાતર પેસે તો એની સાથે નિરાંતે વાતો કરે.'

કિશોરભાઈ: 'અમારી સાથે એવી નિરાંતે વાત કરી કે અમને વહેમ પણ ન પડ્યો. મને એટલું જ લાગ્યું કે મૂરખ છે'.

મગન: 'મને રસ્તામાં ચાલતાં વહેમ આવેલો પણ મેં એને સાચો માનેલો નહિ'

રામભાઈ: 'તમારા જેવા દરેકને એ એક જ વાત કરે છે કે છોકરો મારો અક્કર્મી પાક્યો અને ખેતી રખડી ગઈ.'

કિશોરભાઈ: 'બસ એ જ. પણ એમનો જીવ આમ અવગતે જવાનું શું કારણ? એમના દીકરા જેવો દીકરો જેને હોય તેને જીવતાં હરખ થાય અને મરતાં નિરાંતે જીવ જાય. તેને બદલે એમનો જીવ માટીનાં ઢેફાંમાં શું કામ રહી ગયો?'

રામભાઈ: 'એ તો એમની મરતી વખતે જ અમને બીક રહેતી હતી કે ભલુ હશે તો એમનો જીવ ખેતરાંમાં રહી જશે.'

કિશોરભાઈ: 'શાથી?'

રામભાઈ: 'મર્યા એ છેલ્લું આખું અઠવાડિયું એમણે ખેતરાંની જ લવરી કરી છે. આંબલિયાવાળા ખેતરમાંની લીંબોઈમાંથી લોકો લીંબું તોડી જાય છે એમ બૂમો પાડતા. ગગજીવાળાના આંબા ઉપરથી છોકરા કેરીઓ વેડી જાય છે. નાથવાળામાં ભરવાડે ઘેટાં-બકરાં ઘાલી વાડ તોડીને ખેદાનમેદાન કરી નાખી. પસલાને ખેડવા આપશો તો કબજો નહિ છોડે એ. બેકાર કશું બતાવશે નહિ—ચોરી જશે. મથુરની ખેતીમાં કશી બરકત નથી—ખેતર પડિયાણ જેવું કરી મૂકશે. બસ, છેલ્લું આખું અઠવાડિયું આનું

આ જ ભંજન ! આપણે કહીએ નાથાકાકા એ બધી લપ મૂકી હવે રામનુ નામ લો, તો બે ત્રણ વખત, રામ ભઈ રામ, રામ ભઈ રામ કરે અને જીવ પાછો એના એ ખેતરની જ ભ્રમણામાં પડી જાય.'

કિશોરભાઈ : 'આખી જિંદગી જે કર્યું હોય તે જ માણસની આગળ છેલ્લી ઘડીએ આવીને ઊભુ રહે'

રામભાઈ : 'ખેતી તો બધા કરે છે, પણ નાથાકાકાથી બધા હેઠ એમને તો દસ બાર વર્ષના થયા હશે ત્યારથી એ જ ધ ધો શરૂ કર્યો તે મરતાં લગી ના કઈ વ્યાવહારિક જ્ઞાન, ના કોઈની ભાંજગડ કે ના ધર્મમર્મ પણ ચિત્ત એક જ ઇન્દ્રિયનુ જ્ઞાન એ ભલા અને એમની ખેતી ભલી આખી જિંદગી કાળી મજૂરી કરી અને જે પેદા કર્યુ તેની જમીન લીધા કરી. મૂળ પદર વીઘાં જમીન હતી તેમાંથી આજે ચાલીસ વીઘાં છે, અને તેય દસ દસ વીઘાંના પાડાની ખાંધ જેવા ચાર નબર ' સહેજ અટકીને એમણે કહ્યુ 'એમની ઉમેદ એકનો એક છોકરો એટલે પોતાની સાથે ખેતીમાં પલોટવાની એમણે પોતે પાટી ઉપર ધૂળ નાખેલી નહિ એટલે ભણતરની એમને કિંમત નહિ કાગળ–પત્તર લખવા જેવુ બે ચાર ચોપડી છોકરો ભણ્યો એટલે એમને ભણતર પહોંચી ગયુ એમ લાગેલુ એમના હાથમાં હોત તો ગુજરાતી ચાર ચોપડીથી એમણે છોકરાને વધારે ભણવા દીધો નહોત પણ એમના મોટા ભાઈ હતા એ ભણતરની કિંમત પૂરેપૂરી સમજે તેવા, ભણેલા, શિક્ષક પણ થયેલા અને ભક્તિભાવવાળા પણ પૂરા એટલે ઘરમાં ગોદ્યમ નહિ ઘાલવાની નાથાકાકાની દાનત ખરી, પણ એમનુ કઈ ચાલ્યુ નહિ અને દીકરો અગ્રેજી ભણ્યો. એ ભણવામાં પાછો હોશિયાર એટલે કોલેજમાં ગયા પછી પોતાનુ ખર્ચ એણે ઘેર પૈસા ના દીધુ અને આપબળે વકીલ થઈ મુબઈમાં ધ ધે વળગ્યો '

કિશોરભાઈ 'પછી તો નાથાભાઈને સતોષ થવો જોઈએ ને ?'

રામભાઈ 'સતોષ તો પૂરેપૂરો થયેલો છોકરો હોશિયાર પાક્યો તેનો ગર્વ પણ લેતા પુત્રના કરમમાંથી કાળી માટી ઉથામવાનું ટળ્યું એટલે રાજી પણ થતા પણ મરતી વખતે જીવ જમીનમાં ગયો તેમાં ગણોત મારો આવ્યો એક ખેડૂત પાસેથી જમીન લઈને બીજાને આપી ન શકાય તે એમણે જાણ્યુ એટલે મનમાં એની એ ધખના રહી કે લોક મારી જમીન બગાડી નાખશે. છોકરો ખેતી કરવાનો નથી અને ખેડૂતને એમ કે હવે કાયમ જમીન આપણી એટલે તે દરકાર નહિ કરે, મરતી વખતે આની આ ભ્રમણામાં જીવ ગયો એટલે પોતે ભૂત થયા '

રામભાઈ અટક્યા એટલે ઉત્સુકતાને વશ થઈ કિશોરભાઈએ પૂછ્યું 'પછી ?'

રામભાઈ 'જમીન રમણભાઈએ ચાર ખેડૂતોને ભાગે આપી દીધી હતી પણ કોની માએ સવાશેર સૂઠ ખાધી છે કે ખેતરમાં પેસે ?'

કિશોરભાઈ 'એટલે ?'

રામભાઈ 'હળ લઈને ખેડૂત ખેતરમાં પેસવા જાય એટલે લાગલા એ બળદની નાથ ઝાલીને એને ઊભા રાખે આગળ ડગ ભરવા ન દે.'

મગન બોલ્યો 'બળદ એવા હોય કે એમને ગણકાર્યા વગર ચાલવા માંડે તો ?'

રામભાઈ 'એ જાણુના બળદ એવા છે ગમે તેવો માણસ હોય પણ ધારે તો શિંગડે ચડાવીને દૂર ફેંકી દે ખેડૂતો એમ ભૂતથી બી જાય એવા પણ નહિ અર્ધી રાતે એમને ખેતરમાં રખડવાનું રાતવાસો ખેતરમાં પડી રહેવાનુ એમ બીએ પાલવે પણ કેમ ? રણ-

છોડ કરીને ખેડૂત હતો. એણે કહ્યું પણ ખરું, નાથાકાકા, આઘા ખસી જાવ. બાકી હું બળદને ડચકારો કરી હાંકીશ. એટલે મને ગોથું મારીને ભોંયભેગા કરી નાખશે.'

મગને પૂછ્યું: 'તે એમણે શું કહ્યું?'

રામભાઈ: 'એ જ, મારા ખેતરમાં કોઈને હું પેસવા દેવાનો નથી. તમે જાણો કે કાયદો થયો એટલે ખેતર બાપની મતા થઈ ગઈ, એ ભૂલી જજો.' રણછોડે કહ્યું: 'પણ એથી તો ખેતર પડિયાણ પડી રહેશે.' તો નાથાકાકા કહે: 'પડિયાણ શું પડી રહે? હું કંઈ મરી ઓછો ગયો છું? બળદ લાવીને પહેલાંની જેમ ખેતી કરવાનો!'

કિશોરભાઈ: 'આ તો અજબ વાત કહેવાય ધરતી સાથેની આ તો અજબ પ્રીત!'

રામભાઈ: 'પ્રીત કે ઘેલછા? ચાલીસ વીઘાં જમીન સાવ પડતર પડી રહી તેમાં કેટલું નુકસાન?'

કિશોરભાઈ: 'પછી કોઈએ ખેતરમાં પેસવા પ્રયત્ન કર્યો જ નહિ!'

રામભાઈ: 'બળદે ય ભૂતથી બીતા હોય તેમ ગમે તેટલું હાંકે પણ આગળ ડગ જ ન દે. છતાં રણછોડ ભારે હિંમતવાળો. એ ધારિયું-કોદાળી લઈને ખેતરમાં જાતે કામ કરવા ગયો પણ એમાં ય એનો ગજ ન વાગ્યો.'

મગન: 'તે વખતે શું થયું?'

રામભાઈ: 'ખેતરમાં એને પેસવા તો દીધો. પણ કામ બિલકુલ કરવા ન દે. એ ધારિયું કે કોદાળી એ હાથમાં ઝાલી જેવો ઉગામે કે નાથાકાકા અદ્ધર પકડી લે.'

કિશોરભાઈ અને મગનનાં મો મલકી ગયાં. બંને સાથે બોલ્યા: 'આ તો ભારે ગજબ કહેવાય!'

રામભાઈ: 'આમ ગજબ છે, પણ બીજી રીતે નિર્દોષ છે. ખેતરમાં ખેડવા જાય એને આમ રોકે છે એટલું જ, બાકી અમસ્તો કોઈ જાય એનું નામ દેવાનું નહિ. ખેતરમાં જાય એને મનમાં આવે તો દેખાવ દે, ન ય દે. બાકી ખેતરની બહાર કોઈને દેખાવ દીધો હોય એવું બિલકુલ બન્યું નથી. એટલે એ રસ્તો ભેંકાર નથી બની ગયો. સ્વભાવથી જાણે એ ભલા માણસ હતા એટલે કોઈને રંજાડ ન કરે તે સમજાય તેવું છે.'

કિશોરભાઈ: 'પણ તેનો કંઈ રસ્તો તો કરવો પડશે ને?'

રામભાઈ: 'રમણભાઈ તો વકીલ માણસ. અંગ્રેજી ભણેલા અને મુંબઈમાં રહે એટલે એમણે જાણ્યું ત્યારે એમના માન્યામાં વાત ન આવી. પણ એવું ખોટું કોઈ લખે નહિ એટલે કાગળ પહોંચ્યો એટલે ઘેર આવ્યા. નજરોનજર અનુભવ કર્યો. અમે કહ્યું, 'ભૂવાને બતાવી આનો રસ્તો કરો.' પણ એ વાત એમને ગળે ન ઊતરી કહ્યું, 'ભલે ખેતર પડતર રહે. પૂરતો વિચાર કરીને હું યોગ્ય લાગશે તે કરીશ.'

કિશોરભાઈ: 'આમાં બીજો પૂરતો વિચાર શો કરવાનો હતો? રોગ હોય તો વૈદ્ય-દાક્તરને બતાવવું પડે, અને ભૂતનું હોય તો ભૂવાને બતાવવું પડે.'

રામભાઈ: 'એ બધું આપણે મન. એ વકીલ માણસ એટલે પોતાનું ધાર્યું કરે.'

કિશોરભાઈ: 'કાયદાનું કામ હોય તો વકીલ સમજે. બાકી આમાં તો વકીલ, દાક્તર કે ઇજનેર બધા ય સરખા અભણ કહેવાય.'

રામભાઈ: 'છતાં એ વિચાર કરીને ગઈ કાલે જ પાછા મુંબઈથી આવ્યા છે.'

નવાઈ પામતા કિશોરભાઈ બોલ્યા: 'શું કહો છો? શો વિચાર કર્યો છે?'

રામભાઈ: 'હું એમને હજુ મળ્યો નથી. એ બાજુ જવાનો વિચાર કરતો હતો ત્યાં તમે આવ્યા. વાત તો એવી સાંભળી છે, કે એ જાતે ખેતી કરશે.'

કિશોરભાઈએ વધુ નવાઈ પામતાં કહ્યું 'આ તો બધું ન માન્યા જેવું જ કહેવાય રમણભાઈ જેવા એડવોકેટ એટલા માટે આખી જિંદગી ખેતી કરે એ સૌથી અજબ વાત '

રામભાઈ 'એમની શી યોજના છે એ તો એમને મળીએ ત્યારે પૂરેપૂરી ખબર પડે તમારે આવવું હોય તો ચાલો સાથે જઈએ '

કિશોરભાઈએ મગન સામે નજર કરી મગન બોલ્યો 'હવે તો આ ભેદ સાંભળીને જ જવું અર્ધો કલાક મોડું થશે તો શું થતું '

રમણભાઈએ પોતે જે વિચાર્યું હતું તેનો ખ્યાલ આપતાં કહેવા માંડ્યું 'રામભાઈ મેં મુંબઈમાં મારા મિત્રોને કહ્યું તો કોઈ માને નહિ. પણ મારી વાત એટલે ખોટું પણ શી રીતે માને ? હું પોતે પણ એમના જેવો પણ આ તો મેં નજરોનજર જોયેલી હકીકત હતી એટલે અમે બધા જુદાજુદા વિચાર કરતા હતા. યોજના વિચારતા હતા છેવટ બધા એક મુદ્દા ઉપર સંમત થયા '

રમણભાઈ સહેજ અટક્યા પણ વચ્ચે કોઈ બોલ્યું નહિ એમણે કહ્યું 'બાપુજીનું લોહી ખેડૂતનું હતું જનમના ખેડૂતનું નહિ પણ વંશપરંપરાના ખેડૂતનું લોહી, એટલે ધરતી સાથે એમની પ્રીતની ગાંઠ એવી પડી ગઈ હતી કે એ મરણ સમયે પણ છૂટી નહિ ન છૂટી એનું કારણ પોતાના પછી ધરતી નિરાધાર થઈ જશે એ બીક પુત્રૈષણા પાછળ માણસની આ જ ઝંખના છે પોતાને જેની સાથે પ્રીત છે એ વારસામાં આપી જવાની વૃત્તિને કારણે માણસ પુત્ર ઝંખે છે અને એને માટે મરી ફીટે છે એટલે માણસ ખરી રીતે પુત્ર નથી ઝંખતો—વારસદાર ઝંખે છે અને એ સ્થૂળ મિલકતનો વારસદાર નહિ પણ પોતાના પછી પોતાનું કાર્ય ઉપાડી લે તેવો કાર્યક્ષેત્રનો વારસદાર અને એ રીતે હું એમનો પુત્ર હતો, પણ વારસદાર ન હતો એટલે મરતી વખતે એમણે ધરતીને નિરાધાર થતી જોઈ એમનો મારા કરતાં ધરતીમાં વધુ પ્રીત હતી એટલે ધરતીને નિરાધાર થતી એ ન સહી શક્યા એ કારણે એમનો જીવ મરતી વખતે એમાં ભરાઈ રહ્યો '

રામભાઈએ પૂછ્યું 'પરંતુ આમ તો એમને તમારાથી સંતોષ હતો ખેતીની કાળી મજૂરીમાંથી છૂટી તમે મુંબઈ રહેતા થયા એથી એ ગર્વ પણ લેતા હતા અને આનંદ પણ માણતા હતા '

રમણભાઈ 'હું પણ એવું માનતો હતો પરંતુ આ પ્રસંગ ઉપરથી લાગે છે કે એમનું એ માનવું હૈયાનું ન હતું–બુદ્ધિનું હતું ઊંડેઊંડે હૈયું તો એ જ ઝંખતું હશે કે મારી ધરતી મારા જતાં નધણિયાતી થવાની કદાચ એ ઝંખના એટલી સુષુપ્ત દશામાં હશે કે એમને પણ એનો ખ્યાલ છેલ્લી ઘડી સુધી નહિ આવ્યો હોય બાકી જો એમને મારાથી, મારા ધંધાથી હૃદયનો સંતોષ હોત તો નિરાંતે મર્યા હોત એમનો જીવ ગૂંચાય એવું દુઃખ તો કંઈ હતું નહિ પણ જીવ ધરતીમાં રહી ગયો એનો અર્થ જ મારો ધંધો એમના લોહીના સંસ્કારને–હૃદયને ઊંડે ઊંડે ય નહિ ગમેલો એમની મૂળ ઝંખના એમના સાચા વારસદાર બનીને હું ધરતીને નિરાધાર ન બનવા દઉં તે હોવી જોઈએ અને તે ઝંખના તૃપ્ત ન થઈ એટલે એમનો જીવ એમાં રહી ગયો '

કિશોરભાઈ બોલ્યા, 'એટલે તમે વકીલાત મૂકી ખેતી કરશો ?'

રમણભાઈ 'બાપુજીના આત્માની મુક્તિ માટે એ કરવું જ જોઈએ ને ? એ માટે મેં બે–અઢી માસમાં મારું મુંબઈનું કામ પતાવી દીધું છે અહીં રોકાવાની નિરાંત સાથે આવ્યો છું બળદની જોડ ખરીદવાનું નક્કી કર્યું છે એક-બે નોકર રાખીશ.

ચોમાસાની સીઝન તો ગઈ, પણ પંપે પાણી લઈને નવી સીઝન લેવાનું વિચાર્યું છે.'

રામભાઈએ શંકા દર્શાવતાં કહ્યું: 'તમારાથી ખેતી થશે?'

રમણભાઈ: 'ફરજ થઈ પડે ત્યાં એવી અશ્રદ્ધા શું કામ? શ્રદ્ધામાં અજબ શક્તિ છે એટલે ખેતી ન થાય એવું હું માનતો નથી.'

કિશોરભાઈ: 'પણ એટલા કારણે વકીલાત છોડી દેશો?'

રમણભાઈ: 'અત્યારે કંઈ કહેવાય નહિ. ખેતી કાયમ કરવી એવું કંઈ ઓછું છે? શ્રદ્ધાપૂર્વક ખેતી કરું તો જરૂર પિતાના આત્માને સંતોષ થાય. અને જ્યાં સંતોષ થયો કે એ આત્મા જે બંધનમાં છે તે છૂટી જાય અને એક વખત આત્માની મુક્તિ થઈ એટલે હું ખેતી છોડું કે ચાલુ રાખું તેથી કંઈ આત્મા ફરી એ ઝંખનામાં પડતો નથી. એટલે આજે મારી આગળ કાયમ ખેતી કરવી કે વકીલાત છોડવી એ સવાલ નથી; કેવળ શ્રદ્ધાપૂર્વક ખેતી કરી પિતાના આત્માને તૃપ્તિ આપવી એ એક જ સવાલ છે.' અને સહેજ અટકી, હસીને ઉમેર્યું: 'અને એમ શ્રદ્ધાપૂર્વક ખેતી કરતાંકરતાં ધરતી સાથે પ્રીત બંધાઈ જાય તો એ ન પણ છૂટે!'

અઠવાડિયા પછી રમણભાઈ જાતે બળદના અછોડા ઝાલી હળ લઈને સીમમાં જવા નીકળ્યા, ત્યારે એ જોવા મેળાના જેટલી ગામની મેદની ઊમટી. બધાના અંતરમાં એક કુતૂહલ હતું કે જોઈએ તો ખરા કે એમને ભૂત કેવુંક ખેતરમાં પેસવા દે છે! એટલે જ્યાં ખેતર આવી પહોંચ્યું ત્યાં લોકો 'પારખું' જોવા આગળ ધસી આવ્યા. ભૂતનો ભોજો કોઈ જાતનો રંજાડ ન હતો એટલે જનતામાં એ અંગે જે મોટી બીક પ્રવર્તે છે તે આ વખતે નહોતી એમ ટોળાની સંખ્યા ઉપરથી લાગતું હતું. જ્યાં ખેડૂતના બળદો ભૂતે રોક્યા હતા, ત્યાં આ વખત બળદ આવ્યા એટલે સૌનું કુતૂહલ છેલ્લી કક્ષાએ પહોંચ્યું. અને સૌની નવાઈ વચ્ચે બળદ આગળ ચાલ્યા છતાં ભૂતે રોક્યા નહિ. આનંદનો શોરબકોર મચી ગયો. ખેતરને છેડે જઈ હળ છોડી નાખ્યું અને ખેડવા માટે એને જે રીતે નોગરવું જોઈએ તે પ્રમાણે નોકરે નોગરી દીધું. બળદના અછોડા નોકરે ઝાલ્યા ને હળનો છેડો રમણભાઈએ ઝાલ્યો અને બળદને ચાલવાનુ કહેવા એમણે ડચકારો કર્યો. ડચચ...ડચચ... ડચચ! અને બળદો ડચકારા સમા હીંડવા લાગ્યા હળ ધરતીને ફાડતું ચસચસ કરતું પાછળ વહેવા લાગ્યું. બધાની નવાઈ વચ્ચે ઊંચે અધ્ધરથી નાથાભાઈનો બળદને હાંકતો ચિરપરિચિત ડચકારો સંભળાયો અને અવાજ આવ્યો: 'ચાલો મારા- ગાપ્પો કરું!'

★

કુંભનદાસ નામે એક બહુ સાત્વિક વૈષ્ણવ હતા. તેમને એક દિવસે શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ પૂછ્યુ: 'કુંભનદાસ! તમારે કેટલા દીકરા છે?' ત્યારે તેમણે હાથ જોડીને કહ્યું: 'કૃપાનાથ, મારે દોઢ દીકરો છે.' એ સાંભળી ત્યાં બેઠેલા વૈષ્ણવે આચાર્યજીને કહ્યું: 'મહારાજ! આ કુંભનદાસ આપની આગળ જૂઠું બોલે છે. તેમને સાત દીકરાઓ છે.' એ સાંભળીને મહારાજે કુંભનદાસની સામું જોયું અને કહ્યું: 'આ વૈષ્ણવ શું કહે છે?' ત્યારે કુંભનદાસે કહ્યું: 'મારે ચત્રભુજ નામે દીકરો છે તે જ્ઞાન તથા સેવા બન્ને જાણે છે અને બીજો કૃષ્ણદાસ નામે દીકરો છે તે સેવા કરે છે, પણ પ્રભુનો મહિમા જાણતો નથી, એ જ્ઞાન એનામાં નથી, માટે તે અર્ધો દીકરો છે. તેથી મારે દોઢ દીકરા છે એમ હું કહું છું. બાકીના પાંચ દીકરા કે જેમનામાં જ્ઞાન કે સેવા કાંઈ પણ નથી તેમને હું મારા દીકરા સમજતો નથી. એ તો છાણના કીડા જેવા કીડાઓ કહેવાય, દીકરા નહિ.'

×

ઐતિહાસિક વ્યક્તિરૂપે

# ભગવાન શ્રીકૃષ્ણ


શ્રી પદ્મમણિશંકર કું. ત્રિપાઠી
બી. એ. બી. ટી. એસ. ટી. સી.


પુરાણકાળના યુગપ્રવર્તક જ્યોતિર્ધરો અને સમાજધુરંધરોમાં કોઈ એક જ વ્યક્તિ આપણું સૌથી વધુ ધ્યાન ખેંચતી હોય તો તે દ્વારકાધીશ શ્રીકૃષ્ણ છે. જીવનકાળ દરમિયાન એમણે ચારે યુગોનાં પરિવર્તન કર્યાં, મહાક્ષત્રિય રાજવી ને યોગેશ્વર એવી એ વ્યક્તિએ સમાજને નવો માર્ગ બતાવ્યો. રાજનીતિકળાના એમના અગાધ જ્ઞાનને બહુ જ ઓછી વ્યક્તિઓ પહોંચી શકે એમ છે. નાનપણથી માંડી વૃદ્ધત્વ સુધી વિવિધરૂપે એમની સ્મૃતિ આપણા અંતરમાં જાગૃત રહે છે. કારાગૃહમાં દેવકીકૂખે જન્મ લઈ તરત જ સ્થળાંતર કરનાર, ગોપોના મનસ્વી બેપરવા ટીખળી ને મસ્તીખોર આગેવાન, ગોપીજનવલ્લભ, પૂતના, કંસ ને અનેક માનવ–રાક્ષસોના સંહારક, સુદામાના ગુરુભાઈ, રુક્મિણી, સત્યભામા, જાંબુવતી સમી મહારાણીઓના લાડીલા ભરથાર; યાદવોના અધિષ્ઠાતા, પાંડવોના સખા, તત્ત્વજ્ઞાની ને માર્ગદર્શક, વિનમ્ર બની અર્જુનનો રથ હાંકનાર સારથિ, ધર્મક્ષેત્ર એવા કુરુક્ષેત્રમાં ગીતા સમી અદ્ભુત ધર્મવાણીના ગાનાર 'ધર્મે જય ને પાપે ક્ષય' કરાવી જીવનકાર્યનું સમાપન કરી વાનપ્રસ્થાવસ્થા ભોગવનાર, દ્વારકાના નૃપતિ ને પોતાના જ કુળનો–યાદવોનો યાદવાસ્થળીમાં નાશ કરાવનાર ને છેલ્લે આટલાં મહાન જીવનકાર્ય પછી પૂરા ૧૨૦ વર્ષના આયુષ્યને અંતે એક સામાન્ય પારધીના બાણનો ભોગ બનનાર શ્રીકૃષ્ણ અદ્ભુતતાનો અવતાર છે. કૃષ્ણ હતા કે નહિ? હતા તો એક હતા કે ત્રણ? તે દેવ તરીકે ક્યારથી પૂજાવા લાગ્યા? એમને વિશે મળી આવતા અનેક સ્થળે અનેક પ્રકારના ઉલ્લેખો પરથી લેખકે નક્કર હકીકતો પર શ્રીકૃષ્ણનું ઐતિહાસિક વ્યક્તિ તરીકે મૂલ્યાંકન કરવાનો અહીં પ્રશસ્ય પ્રયાસ કર્યો છે. આ શ્રાવણ માસની ગોકુળ અષ્ટમીએ કૃષ્ણજન્મના ઉત્સવ વખતે આ ઇતિહાસ જાણવો વિશેષ ઉપયોગી થઈ પડશે.

આપણાં પુરાણોમાં ભગવાન શ્રીકૃષ્ણની પ્રતિભા કોઈ અનોખી રીતે જ અંકાયેલી છે. એમનું બહુવિધ વ્યક્તિત્વ કોઈ પણ અશ્રદ્ધાળુને વિચારતા કરી મૂકે એવું છે. ગોકુળમાં ગોપીઓ જોડે રાસલીલા રચતો નાનકડો ગોપાળ દ્વારકેશ બનીને મહા મુત્સદ્દીઓને પણ મૂંઝવી દે એવી રાજરમત આદરે છે. બાળપણમાં જેનામાં ક્ષત્રિયનો છાંટો સરખો યે દેખાતો નથી એવો એ વીર કુરુક્ષેત્રમાં વિદ્વાનોને પણ વિચારતા કરી મૂકે એવી ગીતાવાણી ઉચ્ચારે છે. રાજાઓના રાજા પણ જેની સામે માથું ઝુકાવે એવો એ નિઃશસ્ત્ર મહારાજા મિત્રના રથનો નમ્ર સારથિ બની બેસે છે અને ત્યાં ય એનું ગૌરવ સાદ્યંત જળવાઈ રહે છે.

ભાગવતમાં શ્રીકૃષ્ણની બાળલીલાનું વર્ણન છે, તો મહાભારતમાં એ લીલાના અણુમાત્ર ઉલ્લેખ સિવાય તદ્દન જુદી જ રીતે એમનું રાજા તરીકેનું વર્ણન છે. આ બે ગ્રંથો સિવાય અન્ય પુરાણોમાં જ્યાં શ્રીકૃષ્ણજીવનની નાની સરખી પણ વાત આવે છે, ત્યાં પણ શ્રીકૃષ્ણ કોઈ નવીન સ્વરૂપે દૃષ્ટિગોચર થાય છે. આમ આ પુરાણપુરુષનું પ્રસંગે પ્રસંગે સ્ફુટ થતું નવનવીન વ્યક્તિત્વ વિદ્વાનોને મૂંઝવી દે છે. આપણને થાય છે કે આ કૃષ્ણ તે છે કોણ? એક કાળે જીવતો–જાગતો માનવી કે કવિઓના કલ્પના–વ્યાપારમાંથી પ્રગટેલો કોઈ તેજસ્વી વીર? એ તે દેવ છે કે માનવ? આ પ્રશ્નનો ઉત્તર શોધવા વિદ્વાનો જ્યાં સંશોધન કરે છે, ત્યાં વળી એક બીજો જ પ્રશ્ન ઊભો થાય છે કે કૃષ્ણ એક હતા કે અનેક? અને ખરેખર આવો પ્રશ્ન ઉદ્ભવે તેમાં નવાઈ જેવું પણ નથી. ઉપર કહ્યું તેમ ભગવાન શ્રીકૃષ્ણનું વ્યક્તિત્વ એટલું તેજસ્વી અને અનેકવિધ પાસાંઓ

ણું છે કે સામાન્ય બુદ્ધિનો માનવી જો સહેજ પણ અશ્રદ્ધા દાખવે, તો ગૂંચવાઈ જ જાય. પણ જરા બુદ્ધિથી ઊંડો ઉતરે તો શંકાનું સમાધાન થાય; એટલું જ નહિ, પણ એક નવું જ દર્શન પ્રાપ્ત થાય તેમ છે.

શ્રીકૃષ્ણના નામનો ઉલ્લેખ વેદ, બ્રાહ્મણ, ઉપનિષદ, પુરાણો કે મહાભારત જેવા બ્રાહ્મણસંસ્કૃતિપ્રચુર સાહિત્યમાં જ નહિ પણ જૈન અને બૌદ્ધ જેવા બ્રાહ્મણેતર સાહિત્યમાં પણ થયો છે અને સાહિત્ય જ નહિ, પણ શિલાલેખો અને મૂર્તિઓમાં પણ એ મહાવિભૂતિનો ઉલ્લેખ મળી આવે છે. આમ કૃષ્ણ નામની કોઈ વ્યક્તિના–પછી તે દેવ હોય કે માનવ–હોવા વિષે તો કંઈ શંકા જ રહેતી નથી.

કૃષ્ણના નામનો પ્રથમ અને સૌથી પ્રાચીન ઉલ્લેખ ઋગ્વેદમાં (૮.૮૫ ૩,૪) કૃષ્ણ અંગીરસ તરીકે બે વાર થયો છે. છાંદોગ્ય ઉપનિષદમાં એવી રીતે ઉલ્લેખ છે કે દેવકીપુત્ર કૃષ્ણ ઘોર આંગીરસના શિષ્ય અને વેદદ્રષ્ટા હતા કૌશીતકી બ્રાહ્મણમાં કૃષ્ણને વેદની જેમ કૃષ્ણ અંગીરસ તરીકે જ નોંધ્યા છે

મહાભારતમાં કૃષ્ણનું વારંવાર વર્ણન આવે છે. આ વર્ણનોમાં કૃષ્ણને વીર, ગુરુ અને પાંડવ-સખા તરીકે વર્ણવ્યા છે. ગીતામાં કૃષ્ણનું નિરાળું જ વ્યક્તિત્વ છે. આ પછી પુરાણો અને ભાગવતમાં કૃષ્ણને યાદવકુલશ્રેષ્ઠ, ગોકુલેશ અને દ્વારકેશ તરીકે ગણ્યા છે. અહી કૃષ્ણનું વ્યક્તિત્વ વધુ રસિક અને તેજસ્વી બતાવાયું છે. મહાભારતાદિ કાળ પછીના કાળમાં રચાયેલા ગ્રંથો–પાણિનિનું વ્યાકરણ વગેરેમાં કૃષ્ણને પૂજાર્હ ગણ્યા છે.

હવે આ બધા ઉલ્લેખો પરથી તારવણી કરીશું તો જણાશે, કે ઋગ્વેદ સિવાય મહાભારત, પુરાણ અને ઉપનિષદમાં કૃષ્ણને દેવકીપુત્ર કહ્યા છે. વળી મહાભારત અને પુરાણો તો વસુદેવના પુત્ર એવા વાસુદેવ એમ પણ કહે છે. પાણિનિ તથા પતંજલિના ગ્રંથોમાંથી કૃષ્ણ તે કાળે દેવકક્ષાએ પહોંચી ગયા હોય એમ લાગે છે.

બ્રાહ્મણેતર ગ્રંથોમાં બુદ્ધની જાતક કથાઓ-માં, ૪૮ જાતકમાં 'વાસુદેવ નામના મથુરાના રાજકુલના વંશજ' એમ કરીને કૃષ્ણ સંબંધી અસ્પષ્ટ ઉલ્લેખ છે. આ જ કથાઓમાં કૃષ્ણ માટે 'કહાન' શબ્દ પણ વપરાયો છે.

જૈન ગ્રંથોમાં ઉત્તરાધ્યયન સૂત્ર(૨૨)-માંથી 'ક્ષત્રિય રાજકુમાર વાસુદેવ' એવો ઉલ્લેખ મળી આવે છે. બારમા ઉપાંગમાં કહાન વાસુદેવ અને બળદેવને વૃષ્ણિ વંશના ગણ્યા છે.

આમ આપણે જોઈશું કે ઉપરના લગભગ બધા ઉલ્લેખો પરથી કૃષ્ણ કોઈ કલ્પિત વ્યક્તિ તો નથી જ એટલું તો જણાઈ જ આવે છે સાહિત્ય સિવાયના શિલાલેખ, મૂર્તિઓ જેવા પુરાવાઓમાં પણ કૃષ્ણજીવનની કંઈક ને કંઈક નોંધ મળી આવે છે.

ઈ. સ. પૂર્વે પહેલી કે બીજી સદીનું કુશાન યુગનું એક શિલ્પ મળી આવ્યું છે. આ શિલ્પમાં કૃષ્ણજીવનના એક પ્રસંગનું ચિત્ર કોતરવામાં આવ્યું છે. વળી 'આર્કીઓલોજી એન્ડ વૈષ્ણવ ટ્રેડિશન' નામના પુસ્તકના કર્તા પોતાને મળી આવેલા કૃષ્ણ-જીવનના કેટલાંક શિલ્પોની નોંધ કરે છે. પહેલું શિલ્પ બેસનગર (?) પાસેથી મળી આવેલું ગરુડના બે ખંડશિલ્પોનું છે. આ ખંડશિલ્પો બીજી સદીના, એટલે શુંગવંશના ગૌતમપુત્રના કાળના ગણાય છે. આ શિલ્પો સિવાય શિલાલેખો પણ મળ્યા છે. ઘોસાડી અને નાનઘાટ પાસેથી મળેલા શિલાલેખમાં સંકરન (શ્રીકૃષ્ણ?) વાસુદેવ એવો ઉલ્લેખ છે. મહાક્ષત્રપ રાજુવુલના કાળના મોરાના શિલા-લેખમાં તથા સોડશના કાળના મથુરાના એક

શિલાલેખમાં પણ વાસુદેવ નામનો ઉલ્લેખ છે

આ બધાં પ્રમાણોથી એટલું તો સ્પષ્ટ થાય છે કે કૃષ્ણ નામની કોઈ ઐતિહાસિક રાજ્યકર્તા વ્યક્તિ હતી કૃષ્ણ કવિકલ્પનાનું સર્જન નથી, પણ એક કાળે જીવંત હતાં કવિકલ્પનાનાં રૂડાં આવરણો ચડેલી વ્યક્તિ તો છે જ

આ ઐતિહાસિકતા પુરવાર થયા પછી એક એવી શંકા ઊઠે છે, કે કૃષ્ણ દેવસ્વરૂપે ક્યારથી પૂજાવા લાગ્યા? ઉપરના પ્રમાણો પરથી જોયું કે એમાંના કોઈ ભગવાન કૃષ્ણ તો કોઈ રાજકુમાર કૃષ્ણ એમ ઉલ્લેખ કરે છે બ્રાહ્મણીય સાહિત્યમાંથી માનવ અને દેવ એમ બંને જાતના ઉલ્લેખ મળે છે જૈન અને બૌદ્ધ સાહિત્ય તો કૃષ્ણને માનવ તરીકે જ ઉલ્લેખે છે પણ શિલાલેખો અને શિલ્પો પરથી કૃષ્ણ આશરે ત્રીજી સદીમાં દેવ તરીકે પૂજાવા લાગ્યા હોય એવું જણાય છે પણ હજુ જરા વિગતથી જોઈશું તો ઋગ્વેદ, કૌશિતકી બ્રાહ્મણ તથા છાંદોગ્ય ઉપનિષદ કૃષ્ણને દ્રષ્ટા અને ઋષિ તરીકે ગણે છે મહાભારત તથા થોડાં પુરાણો શરૂઆતમાં માનવ અને પછીથી દેવ તરીકે એમને ઉલ્લેખે છે જ્યારે પતંજલિ તથા પાણિનિ દર્શાવે છે કે બે ક્ષત્રિય વીરો—કૃષ્ણ અને અર્જુન—તેના કાળ પૂર્વે જ દેવ તરીકે સ્થપાઈને પૂજાઈ રહ્યા હતા આ ઉપરથી એમ ધારી શકાય કે મહાભારત અને પુરાણો લખાતાં હશે તે કાળમાં કૃષ્ણપૂજાનો આરંભ થયો હશે મહાભારતની શરૂઆતમાં કૃષ્ણનું માનવ તરીકે નિરૂપણ છે અને પછીથી જેમ જેમ સુધારાવધારા થતા ગયા તેમ તેમ ક્યારેક માનવ તો ક્યારેક દેવ એમ તે નિરૂપાતા ગયા અને અંતમાં દેવરૂપે પૂરેપૂરા ગણાયા છે પુરાણો માં પણ આવી જ રીતે પ્રથમ દેવ ને પછી માનવ તરીકે એમનું નિરૂપણ થયું છે

આ માન્યતાને એક બે વાતથી ટેકો પણ મળે છે મેગેસ્થનિસે શૂરસેનરાજા કૃષ્ણની પૂજા કરતો હતો એમ જણાવ્યું છે બીજું બીજી સદીના લેખો તથા સ્થાપત્ય-અવશેષો પરથી પણ કૃષ્ણનાં મંદિરો અને મૂર્તિઓ બનતી હોવાનું જણાય છે એ કાળમાં કૃષ્ણ દેવાધિદેવ ગણાતા અને રાજાઓ તેમને 'પરમ ભાગવત' કહેતા

આ બધા ઉપરથી એવા નિર્ણય પર અવાય છે કે વસુદેવના રાજકુમાર વાસુદેવ કૃષ્ણ માનવવ્યક્તિ હતા અને ઈ. સ. પૂ. ત્રીજી સદીથી દેવ તરીકે પૂજાવા લાગ્યા હતા પણ પ્રશ્ન તો હજી ઊભો જ છે કે કૃષ્ણ એક હતા કે અનેક?

ગાર્બ, ગ્રીયરસન, ભાંડારકર વગેરે વિદ્વાનો એમ માને છે કે પુરાણના કૃષ્ણ, મહાભારતના કૃષ્ણ અને ઋગ્વેદ વગેરેના કૃષ્ણ ત્રણ ભિન્ન વ્યક્તિઓ છે એટલે વાસુદેવ અને કૃષ્ણ જુદી જ વ્યક્તિઓ છે આના કારણમાં તેઓ જણાવે છે કે મહાભારતમાં ક્યાંય કૃષ્ણની બાળલીલાનું વર્ણન નથી તેમ જ પુરાણોમાં પાંડવસખા તરીકેનું વર્ણન નથી ભાગવતમાં પણ એમ જ છે મહાભારતમાં વાંચકને કૃષ્ણનો પ્રથમ પરિચય દ્રૌપદી સ્વયંવરના પ્રસંગથી થાય છે વળી કૃષ્ણની બાળલીલા કે યુદ્ધ વખતનું તેમનું વર્તન ગીતાના એમના જ ઉપદેશ કરતાં તદ્દન જુદું પડે છે

આ મતનો વિરોધ કરનારા વિદ્વાનો—મજમુદાર, રાય ચૌધરી વગેરે એમ માને છે, કે મહાભારત તો મુખ્યત્વે ભરતકુળનો ઇતિહાસ વર્ણવતો ગ્રંથ છે અને તેથી તેમાં કૃષ્ણનું વર્ણન તો ગૌણ જ હોય ત્યાં કૃષ્ણ મુખ્ય પાત્ર નથી પણ નાયકોનું મંત્રીશ પાત્ર છે અને છતાં ય ભારતનો એક ભાગ હરિવંશ કૃષ્ણના જીવનનું સંપૂર્ણ આલેખન કરે છે—

જે અંગે મહાભારત મૌન સેવે છે. વાત સમજાય એવી છે કે હરિવંશ—જેમાં કૃષ્ણ-ચરિત્ર છે—જો મહાભારતનો એક ભાગ જ હોય તો મહાભારતમાં કૃષ્ણજીવનનું શા માટે પુનરુચ્ચારણ થાય? વળી પુરાણોમાં પાંડવસખા તરીકેનું નિરૂપણ નથી, તેના કારણરૂપ એમ કલ્પી શકાય કે એ પુરાણકારો કદાચ એમ માનતા હોય કે આવડા મોટા મહાભારતમાં આટલી વિશદ રીતે આ વિષયનું નિરૂપણ છે તો શા માટે પિષ્ટપેષણ કરવું? આ સિવાય ત્રીજી શંકા પણ અસંગત છે. ગીતા અને પુરાણો લખાયા પછી એમાં કેટલાય ફેરફારો થઈ ગયા છે. ગીતાનું છેલ્લું સંસ્કરણ તો શૈવમાર્ગીઓને હાથે થયેલું છે, એટલે શક્ય છે કે એમાં કૃષ્ણજીવન કરતાં જુદું જ એવું ગીતામાં ઉમેરાયું હોય. બાકી કૃષ્ણનાં સર્વ કાર્યો સંયોગાનુસાર જ થયાં છે; અને તેથી સંભવ છે કે કોઈ પ્રસંગે એમણે અપવાદરૂપ કાર્યો કર્યાં હોય. પણ આમ છતાં ય ગીતાના મૂળભૂત સિદ્ધાંતો વિરુદ્ધનું એક પણ કાર્ય ભગવાન કૃષ્ણે કર્યું નથી એ ચોક્કસ છે. આમ જુદીજુદી રીતે દર્શાવેલા શ્રીકૃષ્ણ મૂળમાં તો એક જ વ્યક્તિ છે એમ પ્રતિપાદિત થાય છે.

મહાભારત પછી પુરાણોમાંના કૃષ્ણ વિશેના ઉલ્લેખો જોઈએ. ખાસ કરીને હરિવંશ, બ્રહ્મ, વિષ્ણુ, ભાગવત અને બ્રહ્મવૈવર્ત પુરાણમાં કૃષ્ણની જીવનકથાનું વર્ણન છે. પણ આમાં બ્રહ્મ અને વિષ્ણુપુરાણ બાદ કરતાં બીજા સૌનાં વર્ણનો એકબીજાથી જુદાં તો શું પણ સાવ વિરુદ્ધ પડે છે. હરિવંશ તો મહાભારતનો જ ભાગ છે ને ભાગવતની તો, મહાકાવ્ય ને પૌરાણિક વાર્તાની વ્યવસ્થિત ગોઠવણી કરીને રચના કરાઈ છે. બ્રહ્મવૈવર્તપુરાણ પાછળથી લખાયેલું પુરાણ છે, એમાં કૃષ્ણ કરતાં રાધાની પ્રશસ્તિ વધારે છે એટલે પુરાણોમાં કૃષ્ણના ઉલ્લેખો સત્ય કરતાં વધુ કલ્પનારસ્યા અને પરંપરાથી ચાલી આવતી વાર્તામાં સુધારાવધારા કરીને કરાયા હોય એમ લાગે છે. આથી પૌરાણિક ઉલ્લેખોને કંઈ ખાસ મહત્ત્વ આપવા જેવું નથી.

આમ કૃષ્ણ 'એક કે અનેક'ની શંકા અને સમાધાન જોતાં એમ લાગે છે કે કૃષ્ણ અનેક હતા એના કરતાં એક હતા એ મત વધુ સાચો છે. કૃષ્ણ જેવા વિરાટ વ્યક્તિત્વવાળા પુરુષને બધા શાસ્ત્રકારોએ પેલા આંધળાઓએ હાથી જોયો હતો એમ જોયા હોય અને પોતાની રીતે કેમ ન વર્ણવ્યા હોય? તેથી કોઈ એકના જ વર્ણન પરથી આપણે ચોક્કસ અનુમાન ન બાંધવું જોઈએ. એ મહાપુરુષનું તો અખંડ જ અવલોકન કરવું જોઈએ. એ અવલોકનમાં કંઈ ખામી જણાવાથી જુદો મત ઉદ્ભવે તો એમાં ખામી અવલોકનકારની છે, નહિ કે એ વસ્તુ કે વ્યક્તિની. શ્રીકૃષ્ણ જુદાજુદા ગ્રંથકારોને હાથે વિવિધરૂપે વર્ણવાયા હોય તેથી આપણે એમ ન માની લેવું જોઈએ કે એમનું સ્વરૂપ પણ વિવિધ છે શ્રીકૃષ્ણ તો એક જ છે પણ એનું નિરૂપણ જ જુદીજુદી દૃષ્ટિએ થયું છે, એમ સમજવું જોઈએ.

હવે એક ત્રીજો અને છેલ્લો મુદ્દો વિચારીએ. આપણે જોયું કે કૃષ્ણ દેવ નહિ પણ માનવ હતા અને દેવ તરીકે એમની પૂજા થવી ઈ. પૂ. ત્રીજી સદીથી શરૂ થઈ પણ એક પ્રશ્ન એ છે, કે કૃષ્ણજીવનનો કાળ કયો? કદાચ એમ માની લઈએ, કે કૃષ્ણ અમુક ચોક્કસ કાળમાં થયા અને પછી એ વ્યક્તિની આસપાસ વર્ષો સુધી વાતો રચાતી ગઈ, તોપણ એ ચોક્કસ કાળ કયો તેનો વિચાર કરીએ.

કૃષ્ણની જીવનનો એક મહત્ત્વનો પ્રસંગ મહાભારતના કુરુક્ષેત્રના યુદ્ધનો છે, એટલે એ યુદ્ધનો કાલનિર્ણય થાય તો કૃષ્ણજીવનનો કાલનિર્ણય કરવામાં કંઈક કડી હાથ લાગે આ યુદ્ધનો કાળ ગર્ગ વરાહમિહિર અને કલ્હણ જેવા ખગોળશાસ્ત્રીઓ ઈ પૂ ૨૪૪૯ નો દર્શાવે છે એટલે કૃષ્ણનો હયાતીકાળ ઈ પૂ ૨૪૪૯નો ગણાય.

આ પ્રાચીન ખગોળશાસ્ત્રીઓ પછી આધુનિક વિદ્વાનોમાં મિ૦ પાર્ટીજર, શ્રી. પ્રધાન તથા શ્રી રાયચૌધરી મહાભારતના યુદ્ધનો કાળ અનુક્રમે ઈ પૂ ૯૫૦, ૧૧૫૧ અને ૧૪૧૭ ગણાવે છે એટલે તેમને મતે એ યુદ્ધ ખૂબ પ્રાચીન છે

પુરાણો મુજબ પરીક્ષિતનો જન્મ અને નંદના રાજ્યાભિષેકકાળ વચ્ચે ૧૦૧૫ વર્ષનો ગાળો છે એ રીતે ઇ પૂ ૧૪૦૦ થી ૧૮૦૦નો સમય કૃષ્ણજીવનનો ગણાય

આ બધાં પૌરાણિક પ્રમાણો કરતાં જરા વિશ્વસનીય પ્રમાણ એક શિલાલેખનું છે ચૌલુક્ય રાજા પુલકેશી બીજાના કાળનો એક શિલાલેખ ઈ પૂ ૩૧૦૨ની સાલને કળિયુગના પ્રારંભની સાલ ગણાવે છે એટલે મહાભારતના અંત વખતનો આ કાળ ગણાય વળી સી વી વૈદ્ય નામના વિદ્વાને બતાવ્યું છે કે મેગેસ્થનિસે હેરાક્લસ (કૃષ્ણ) અને સેન્ડ્રોકોટસ (ચંદ્રગુપ્ત) વચ્ચેના કાળમાં ૧૩૮ રાજાઓ થઈ ગયા છે આ રાજાઓમાં પ્રત્યેકનો કાળ ૨૦ વર્ષનો ગણીએ તો કૃષ્ણનો કાળ (૨૭૬૦+૩૧૨ ઈ પૂ.) ૩૦૭૨ ઈ પૂ.નો ગણાય

આમ બધાં પ્રમાણો વિચારતાં ઈ પૂ. ૩૧૦૨થી ઈ પૂ ૯૫૦ સુધીનો કાળ કૃષ્ણનો ગણાય. પણ આ તો ઘણો લાંબો અને તેથી અનિશ્ચિત સમય છે છતાંય પૂરેપૂરો ચોક્કસ સમય ન પુરવાર કરી શકાય ત્યાં સુધી તો આ જ કાળમર્યાદા ગણવી પડે *

* અનેક લેખોને આધારે

★

મારા એક મિત્ર ચંદ્રકાંતને ત્યાં મિજબાની હતી અનેક સુંદર ચીજોથી શણગારેલી એમની ઓરડી પણ આજે મહેકી ઊઠી હતી મહેમાનોની અવરજવરની ધમાલમાં એક ભાઈએ ટિપાઈ પર મૂકેલી સુંદર ફૂલદાની નીચે પાડી નાખવાથી તે ફૂટી ગઈ એ ખિન્ન થઈ માફી માગતા એને પાછી મૂક્તા હતા ત્યારે મિત્રે કહ્યું

‘શાને નાહકના દિલગીર થાઓ છો ? ફૂલદાની તો ફૂટેલી જ હતી એના બે ભાગ બરાબર સાંધ રાખીને મૂકેલા હતા એટલું જ ’

ગુનો કર્યાં છતાં નિર્દોષ છૂટી જનારના જેવો આનંદ ત્યારે એ ભાઈના મુખ પર ફરી વળ્યો એમના ગયા પછી મેં પૂછ્યું -

ચંદ્રકાંત તમે કેમ જૂઠું બોલ્યા ! ફૂલદાની તો હજી મારા દેખતાં તમે પરમ દિવસે જ લીધી હતી

‘વાત એમ છે ભાઈ કે ફૂલદાની ફૂટી ન ફૂટી થવાની નહોતી પેલા ભાઈના મુખની વેદના તમે તે વખતે નીરખી તી ખરી ? મેં મોઢું કટાણું કર્યું હોત ગુસ્સે થયો હોત તો એમનો ઉદ્વેગ કેટલો બધો વધત ? તેને બદલે મારા જવાબથી એમના મુખ ઉપર પથરાયેલી સંતોષની રેખાઓ તમે ન જોઈ ?’

હું ચૂપ થઈ ગયો

# કવિઓની માતૃભૂમિ

શ્રી. છગનલાલ હિંમતરામ રાવળ

जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी। બોલતાં આજે યે છાતી ફૂલે છે. જગતભરના કવિઓએ પોતાની માતૃભૂમિનાં ગુણગાન ગાયા છે હિંદભૂમિના સંતાનોએ આવાં ગુણગાન ઠેઠ વેદકાળથી સાંભળ્યાં છે. જન્મભૂમિનું અભિમાન જો સાત્ત્વિક હોય તો એ જન્મભૂમિને અને સાથેસાથે જગતને પણ તારે. આ સાત્ત્વિકતાના વિકાસ અને પ્રચારનો આધાર મુખ્યત્વે રાષ્ટ્રના કવિઓ ઉપર રહેલો છે. ભારતીય કવિઓએ, ખાસ કરીને હિંદી, ઉર્દૂ ને બંગાળી ભાષાના આપણા કવિઓએ માતૃભૂમિને કેવી રીતે બિરદાવી છે, તેનો ઊડતો પરિચય અને સાથોસાથ રાષ્ટ્રપ્રેમની પ્રેરણા આ લેખ દ્વારા મળે છે આ માસમાં આ લેખ સવિશેષ ધ્યાન ખેંચનારો બનશે; કારણકે તા. ૧લી ઑગસ્ટ એટલે લોકમાન્ય તિલક મહારાજની સંવત્સરી, અસહકારનો જન્મદિન. તા. ૯મી ઑગસ્ટ એટલે ક્રાંતિદિન અને. તા. ૧૫મી ઑગસ્ટ એટલે હિંદની સ્વાધીનતાનું પુણ્યપર્વ.

જે દેશની ભૂમિપર મનુષ્ય જન્મ લે છે તે ભૂમિ પ્રત્યે તેને સ્વાભાવિક રીતે જ મમતા હોય છે; કારણકે એ ભૂમિપર તે હરેફરે છે, ખાય છે, પીએ છે, ઘરબાર બનાવે છે અને એના ઉત્પન્નપર જીવનનિર્વાહ કરે છે પૃથ્વીના પેટાળમાં મનુષ્ય અને પ્રત્યેક જીવ–પ્રાણી માટે ભોજન અને જળ ભરેલાં છે. પ્રાણીમાત્રને આખુ જીવન ધરતીપર જીવીને અંતમાં એમાં જ લય પામવાનું છે. એ અજબ સંબંધ મનુષ્યના મનમાં માતા વસુંધરા પ્રત્યે ભક્તિની ભાવના જાગૃત કરે છે સૃષ્ટિના પ્રભાતકાળમાં વેદનો કવિ માતૃભૂમિ માટે કહે છે:

'माता भूमिः पुत्रोऽहं पृथिव्याः' (અથર્વવેદ)

વેદકાળથી વર્તમાન સુધી માતૃભૂમિ માટે મનુષ્યને સર્વદા એવી જ ભક્તિ કાયમ રહી છે. એ પરંપરા કદાપિ ભુસાય તેવી નથી. ગ્રીસ, રોમ, ચીન, જાપાન, યુરોપ, આફ્રિકા, અમેરિકા આદિ દેશોના પ્રાચીન સાહિત્યમાં માતૃભૂમિની પૂજા–વંદનાનાં અનેકવિધ વર્ણનો છે. 'ફ્રેજર ધી વર્શિપ ઑફ નેચર' 'લેરીયા એલબીન ધી વેગા' જેવાં પુસ્તકોમાં એનાં વર્ણનો છે. વેદકાળ પછી પૌરાણિક યુગમાં પણ માતૃભૂમિનાં ઘણાંય યશોગાન લખાયાં છે. પૃથ્વીપર જ્યારે પ્રાણીમાત્ર માટે દુઃખ અને ક્લેશ ઉત્પન્ન થાય છે, ત્યારે પૃથ્વી પોતે ગાયનું સ્વરૂપ ધારણ કરી ભગવાન નારાયણને અવતાર લેવા વિનવે છે. ધરિત્રીની ગાયના રૂપમાં કલ્પના કરવી એ કૃષિપ્રધાન આર્યોની કાંઈ વિશેષતા નથી, વાસ્તવિકતા જ છે.

એથી પૂર્વે સૂત્રકારોએ હિરણ્યગર્ભા ભૂમિમાતાની વંદનાનાં જે ગીતો ગાયાં છે, તે મનુષ્ય અને ભૂમિના સંબંધને વધારે સ્પષ્ટ કરે છે. 'जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी।' વળી તેઓની પ્રાર્થનામાં કહેવામાં આવે છે કે 'હે મા! વસુંધરા! તું અમારા પૂર્વજોની માતા છે, તારા ખોળામાં ઉત્પન્ન થઈ ઊછરીને અમારા પૂર્વજોએ અનેક બળ–વિક્રમવાળાં કાર્યો કીધાં છે. 'यस्यां पूर्वे जना विचक्रिरे' હે વિશ્વભરા, વસુધા, હિરણ્યમયી ભૂમિ! તારા ઉપર વસેલા સમસ્ત જગતની સ્થિતિનું કારણ તું જ છે તારા વિવિધ ગૂઢ પ્રદેશોમાં અનેક નિધિઓ ભરેલા છે. તું રત્નગર્ભા, સ્વર્ણગર્ભા કહેવાય છે તારી કૃપાથી જ રાષ્ટ્રોના ભંડારો ભરાયેલા રહે છે. અથર્વવેદનાં પૃથ્વીસૂક્તોનો સુંદર અનુવાદ સુપ્રસિદ્ધ કવયિત્રી શ્રીમતી મહાદેવી વર્માએ બહુ જ

સુંદર લખેલો છે તેમાંની એક વાનગી આ રહી

શોભિત જીસપર અચલ હિમાચલ વન્દ્ય સુધાકર,
અક્ષત અમરે અજેય ખડે હમ, ઉસ વસુધાપર
શ્યામલ ગૌરિક અખિલ રૂપમય મઘવા રક્ષિત,
ઉસી ભૂમિ પર રહે સદા હમ સુખસે વિચરિત
તેરા ઉર હૈ હમે ગંગે સોનેકી અભિમત,
રહતે હૈ હે ભૂમિ ! તુઝે હમ આજ નમન શત

માતૃભૂમિની મમતા સાર્વભૌમ છે આખા વિશ્વના મનુષ્યો એક જ સ્વરમાં કહે છે કે વિશ્વ એ કાંઈ સીમિત વસ્તુ નથી મનુષ્ય પણ સીમિત નથી, પરંતુ મનુષ્યની શક્તિ અવશ્ય સીમિત છે–પરિમિત છે અને એ જ શક્તિ અસીમતા પર સીમાના બંધનો બાંધે છે વળી એ જ મનુષ્યના દૃષ્ટિકોણમાં અંતર ઉત્પન્ન કરે છે પૃથ્વી સાથે માતાનો સંબંધ એ જાતની મમતા એ કૃતજ્ઞતાનું પ્રતીક છે માતા કરતાં મનુષ્યની મમતા બીજા શેમાં વધારે હોઈ શકે ? પરંતુ જ્યાં મમતા છે ત્યાં સીમાનાં બંધનો પણ છે મારી માતૃ મમતા સાથે તારી માતૃભાવના જન્મ લે છે અને તેના પુત્રોની ભાવના જન્મ લે છે, ત્યારે જ આ વસુધા જુદીજુદી માતૃભૂમિઓમાં વિખૂટી પડી જાય છે અને તેના પુત્રોની ભાવના, જીવનસંઘર્ષ, પોતાનાં જય-પરાજય, ઉન્નતિ-અવનતિ, સુખદુઃખ તમામ પોતાનાં ગીતોમાં પ્રતિધ્વનિત કરે છે

માનવસંસ્કૃતિના પ્રારંભિક કાળમાં મનુષ્યે પ્રકૃતિ સાથે સંઘર્ષ કરી ધરતીને પોતાને અનુકૂળ બનાવી હતી એ બધા ભાવો એની તત્કાલીન કવિતાઓમાં દેખાય છે તે જ પ્રમાણે જ્યારે જ્યારે માભોમ પર જે જે સંકટો આવ્યાં અને જે જે પ્રકારે તે બધાંનું નિરાકરણ કર્યું તે તે ભાવનાઓ પણ તે સમયની કવિતાઓમાં વર્ણવાઈ છે વિશિષ્ટ ભૌગોલિક સીમાઓથી ઘેરાયેલા પૃથ્વીના એક ખંડને આપણે આપણો દેશ, આપણી માતૃભૂમિ કહીએ–છીએ એનું નામ ભારતવર્ષ ભરતખંડ અથવા આર્યાવર્ત એમાં વસનારી મનુષ્યજાતિની એ માતૃભૂમિ છે આદિ કાળથી એમાં વસનારાં મનુષ્યોએ એની અનેક વિધ વંદનાઓ કરી છે, એ વંદનાઓમાં દેશનાં અપૂર્વ સૌન્દર્ય શક્તિ, બળ, પૌરુષ અને એનો વાસ્તવિક ઇતિહાસ સંગ્રહાયેલો છે

વર્તમાન કાળનો પ્રારંભ લગભગ અંગ્રેજી સત્તાના ઉદયકાળથી કહીએ તો ઓગણીસમી સદીના પ્રથમ ચરણમાં ગણાય એ વખતનું હિંદુસ્તાન પરતંત્ર પદદલિત અને પીડિત હતું એમ તો ભારતવર્ષ તે પહેલાં સાતસો વર્ષ સુધી પરતંત્ર અને પીડિત હતું જ, પરંતુ એ પરતંત્રતાનાં કારણો આંતરિક કલહ, ફાટફૂટ, કુસંપ અને ભગવાનને નામે ઊભા થયેલા સાંપ્રદાયિક વ્યાપારો વગેરે હતા તે કાળમાં દેશ, રાષ્ટ્ર કે માતૃભૂમિની મમતા વગેરેની ભાવનાઓ ઘણે ભાગે ક્ષીણ હતી અને જો પ્રબળ હતી તો તે હતી ફક્ત સાંપ્રદાયિક ધર્મોની ભાવનાઓ એટલે જ મુસલમાન શાસનકાળની કવિતાઓમાં જન્મભૂમિ સંબંધી કવિતાઓનો ઘણે ભાગે અભાવ છે છતાં સમર્થ ગુરુ રામદાસ, ગુરુ નાનક તુલસીદાસ, સૂરદાસ તુકારામ, નરસિંહ, મીરાં અને બીજાઓએ પણ માતૃભૂમિની મમતા

જરૂર પ્રગટ કરી છે:

**જદ્યપિ સબ વૈકુંઠ બખાના, વેદ પુરાન વિદિત જગ જાના;**
**અવધ સરિસ પ્રિય મોહીન સોઊ, યહ પ્રસંગ જાનઈ કોઊ કોઊ.** (તુલસી)

**ઉધો મોહી વ્રજ બિસરત નાહીં હંસ સુતાકી સુંદરી કગરી;**
**અરૂકુંજનકી છાંહી વૃજભૂમિ મ્હાને પ્રાણસોં પ્યારી.** (સૂરદાસ)

અંગ્રેજોના આગમન પછી માતૃભૂમિ પ્રત્યેની ભાવના સ્વદેશી બનવા લાગી; કારણકે અંગ્રેજો ભલે આ દેશમાં રહ્યા, પણ મુસલમાનોની પેઠે ગામો, શહેરો કે કસબાઓમાંના મહોલ્લાઓમાં વસી તેઓ આપણા પડોશી થયા નહિ. તેઓએ પોતાનાં રહેઠાણો હમેશાં ગામો, શહેરો અને કસબાઓથી દૂર જ રાખ્યાં. તેઓ અહીં સ્થાયી વસવા માટે આવ્યા નહોતા, એટલે સર્વદા વિદેશી જ રહ્યા અને તેમના વિરોધનું મુખ્ય કારણ તેમના દેશની મમતા કહી શકાય. દેશની મમતાના સ્વાભાવિક પરિણામરૂપે જ આપણે ત્યાં આવ્યાં પ્રાચીન ભારતની ગૌરવ ગુણગાથાઓ, પૌરાણિક કથાઓ અને રામાયણ–મહાભારત આદિનાં ગીતો. ત્યારે ચાલુ પરિસ્થિતિ પ્રત્યેનો કરુણ ક્ષોભ પણ ઓછો નહોતો. બાબુ ભારતેન્દુ હરિશ્ચંદ્રે એક સ્થળે કવિતામાં લખ્યું છે:

**રોબહુ સબ મિલિકે આવહુ ભારત ભાઈ હા, હા! ભારત દુર્દશા ન દેખી જાઈ;**
**સબકેય હીલે જેહી ઈશ્વર ધન બલી દીનો, સબકે પહીલે જેહી સભ્ય વિધાતા કીનો.**
**અબ સબકે પીછે સાંઈ પરત લખાઈ, હા, હા! ભારત દુર્દશા ન દેખી જાઈ;**
**કહાં કરુણા નિધિ કેશવ સોયે, જાગત નેકુ ન યદ્દપિ બહુત વિધિ ભારતવાસી રોયે.**

એ હતો ભારતની નવજાગ્રતિનો સમય. રાજા રામમોહનરાય, બાબુ કેશવચંદ્ર સેન, સ્વામી દયાનંદ સરસ્વતી, સ્વામી વિવેકાનંદ આદિ મહાનુભાવો ધાર્મિક અને સામાજિક આંદોલનથી પુનર્જાગૃતિના સંદેશા સંભળાવતા હતા એટલે એ સમયની કવિતામાં દેશપ્રેમ સાથે વૈદિક રીતરિવાજના સ્વરો પણ ગુંજવા લાગ્યા હતા. બાબુ ભારતેન્દુ સિવાય શ્રીપ્રેમધન, શ્રીધર પાઠક, શ્રી બદરીનારાયણ ચૌધરી, શ્રીઅયોધ્યાસિંહ ઉપાધ્યાય, કવિરત્ન સત્યનારાયણ, શ્રીપ્રદીપ, શ્રીજગન્નાથ ચૌબે, શ્રીમન્નુ દ્વે, શ્રીબદરીપ્રસાદ, શ્રીમાધવ શુકલ, શ્રીમાખનલાલ, કવિ બિસ્મીલ્લાઅલ્લાહાબાદી, માતાદીન દુબે, અને બુંદેલખંડવાસી શ્રી મૈથિલીશરણ ગુપ્ત વગેરેની કવિતાઓએ મહાત્મા ગાંધીજીના અસહકારના આવિર્ભાવને ઘણું પીઠબળ દીધું. ગાંધીજીના નેતૃત્વનો પ્રચાર કરવામાં માતૃભૂમિ માટે લખેલી ઉપરોક્ત કવિઓનાં કાવ્યોએ વાયણાને વિરાટ બનાવ્યા એમ કહીએ તો અતિશયોક્તિ નથી. શ્રીમૈથીલીશરણની 'ભારતભારતી' નામનું લાંબું કાવ્ય કેટલું બધું સર્વાંગ સુંદર છે! એમણે તત્કાલીન દુર્દશા સાથે ભવિષ્યની આશાઓ પણ વ્યક્ત કરી છે અને તમામ દેશવાસીઓને સંબોધીને કહ્યું છે:

**આઓ વિચારેં આજ મિલકર યે સમસ્યાયેં સભી.**

કાવ્યની આટલી જ પ્રેરણાએ બીજી કેવી કેવી કાવ્યવેલડીઓ જન્માવી, તેની થોડીક વાનગીઓ નીચે પ્રમાણે છે:

'જય જય ભારતભૂમિ ભવાની ! જાકી સુયશ પતાકા જગકે દશહુ દિસી ફહરાની
સબ સુખ સામગ્રી પુરિત ઋતુસકલ સમાની સોહાની,
જા શ્રીશોભા લખિ અલકા અરૂ અમરાવતી ખીસાની,
ધર્મ સૂર્ય જિત ઉયો નીતિ જહા ગઈ પ્રથમ પહિચાની.' (પ્રેમઘન)

શ્રી જયશંકરપ્રસાદ કાશીના એક રઇસવાદી કવિ મનાય છે એમણે લખેલાં નાટકો બહુ ઉચ્ચ કોટિનાં મનાય છે તેમાથી રંગભૂમિને હિસાબે બનાવી લઈ કેટલીય હિન્દી ઉર્દુ, બગાળી અને મરાઠી તથા ગુજરાતી નાટકવ્યવસાયી મંડળીઓના કવિઓએ દ્રવ્ય મેળવ્યુ છે એ કવિ માતૃભૂમિ માટે પોતાના 'ચંદ્રગુપ્ત' નાટકમા સિંધુતટની શ્રીશોભા જોઈને એક યાત્રીને મુખે ગવડાવે છે

અરૂણ યહ મધુમય દેશ હમારા,
જહા પહુંચ અનજાન ક્ષિતિજકો મિલતા એક સહારા,
ગરગ તામરસ ગર્ભ વિભાપર નાચ રહી તરુશિખા મનોહર,
છીટકા જીવન હરિયાલીપર, મગલ કુમકુમ સારા

'ભારતભારતી' લખનાર શ્રી મૈથિલીશરણજી આજે સ્વતંત્ર ભારતના નાગરિક કવિ છે ઈ સ ૧૯૧૭થી ૧૯૪૭ સુધીનો ભારતનો ઇતિહાસ એટલે ગાંધીયુગના આદિ અને અંતનો ઇતિહાસ કહી શકાય, તેનૂ ગૌરવ યાદ કરવા સાથે દુ:ખી જનતાના ચિત્રને પણ તેઓ ઉતારે છે

કિસ લોભસે વે આજ ભી લેતે નહિ વિશ્રામ હૈ ?
ભૂલોકકા ગૌરવ, પ્રકૃતિકા પુણ્ય લીલાસ્થલ કહા ?
ફૈલા મનોહર ગિરિ હિમાલય ઓર ગગા નદી જહા,
સંપૂર્ણ દેશોસે અધિક કિસ દેશકા ઉત્કર્ષ હૈ ?
ઉસકા કિ જો ઋષિ ભૂમિ હૈ વહ કૌન ભારતવર્ષ હૈ

પ્રસવિતા માતા તરીકેની માતૃભૂમિ માટે, શ્રીમૈથીલેશજીની નીચેની કલ્પના કેટલી સુંદર છે !

જીસકી રજમે લાટ લાટ કર બડે હુએ હૈં,
ઘુટનોકે બલ સરક સરક કર ખડે હુએ હૈં,
પરમહંસ સમ બાલ્ય કાલમે સબ સુખ પાયે,
જીસકે કારણ ધુલ ભરે હીરે કહલાયે,
હમ ખેલે કૂદે, હર્ષયુત જીસકી પ્યારી ગોદમે,
હે માતૃભૂમિ ! તુઝકો, નિરખ મગ્ન કયો ન હો મોદમે ?
કમલ ખીલે તેરે પાનીમે, ધરતી પર હે આમ ફલે,
ઉસ ધાની આંચલમે આહા કીતને દેશ વિદેશ પલે,
ભાઈ ભાઈ લડે ભલેહિ ટૂટ સકા કયા નાતા ?
જય જય ભારત માતા'

એક કવિ પોતાને ફૂલની ઉપમા આપે છે એ ફૂલ કોઈ દેવી-દેવતાને ચરણે નહિ, કોઈ

શ્રીમંત-વિલાસીના હારમાં નહિ, કોઈ રાજમહારાજ કે સમ્રાટના પુષ્પહારમાં કે ભેટમાં નહિ પણ ક્યાં સ્થાન લેવા માગે છે? ।

મુઝે તોડ લેના વનમાલી! ઉસ પથમેં દેના તુમ ફેંક,
માતૃભૂમિ પર શીશ ચઢાને જીસ પથ જાવેં વીર અનેક.

*

સબ મિલિ પૂજીય ભારતમાઈ,
ભુવિ વિશ્રુત સંક્ષીરપ્રસુતા સરલ સદય સુખદાઈ.
જાકી નિર્મલ કીર્તિ-કૌમુદી છિટકી ચહુ દિસીછાઈ;
કલિત કેન્દ્ર આરજ નિવાસકી વેદપુરાનની ગાઈ.
આર્ય અનાર્ય સરસ ચાખત જીહી પ્રેમભાવ રૂચિરાઈ;
અસજનની પૂજન હિત ધાવહુ બેલા જની કઢી જાઈ. (શ્રીસત્યનારાયણ)

*

ગિરીશ ભારતકા દ્વાર પટ હૈ સદાસે 'યહ હૈ હમારા સંગી;
નૃપેન્દ્ર 'ભગીરથકી પુણ્યધારા બગલમેં બહતી હમારી ગંગી.
બતાદે ગંગા કહાં ગયા હૈ પ્રતાપ પૌરુષ્ય વિભવ હમારા?
કહાં યુધિષ્ઠિર, કહાં હૈ અર્જુન, કહાં હૈ ભારતકા કૃષ્ણ પ્યારા?

*

મરજાને પર કણ દેહીકે ઇસમે હી મિલ જાતે હૈં;
હિન્દુ જલી તે યવન ઈસાઈ દફન ઇસીમેં પાતે હૈં;
ઐસી માતૃભૂમિ મેરી હૈ સ્વર્ગલોકસે ભી પ્યારી;
જીસકે પદ કમલોં પર મેરા તનમન ધન સબ બલિહારી. (શ્રીમન્નુ દ્વિવેદી)

*

ભારત તવ રૂપ સુખદ મોહત હિય સકલ જગત,
ઊંચે ગિરિ હરિત કુંજ શોભા સુખકાન્તિ પુંજ;
બૈઠે કોકિલ મયૂર મધુર મધુર બૈન કહત. (કવિ માધવ શુક્લ)

*

જય ભવ 'વંદિત ભારત ભૂતલ!
શિર પર શોભિત કલિત કીટસમ વિલસિત અચલહિમાચલ.
કંઠ લગ્ન મુક્તા માલાઇવ મંજુલ સુર સરિધારા;
પ્રતિવાસર વિધૌત પગ પાવન પુત પયોનિધિ દ્વારા.
વે વાસરથે પરમ મનોહર દિવ્ય દરસતે;
જબ થે ભારત મધ્ય લખનસે બન્ધુ વિલસતે. (શ્રીઅયોધ્યાસિંહ ઉપાધ્યાય)

*

જીસને દેખા હિન્દોસ્તાન, ગગાકે નાનોકી લહરાતી
હરિયાલી મે દેખે હૈ જીસને ભૂખે ગુખે કિસાન.
વહ ગાવે, કૈસે પ્રણય ગાન? મારી ઠોકર નિશ્વાસોમે
અબ આગ લગા દો બાસો મે, બેશર્મ બાસુરી બહુત બજચુકી,
બહુત બજ ચૂકી ભારત કી આરત પુકારતી લાશોમે,
વિગલિત કલ્પના વિલાસો મે (વીરેશ્વરસિંહ)

ભારત માતા ગ્રામવાસિની. ખેતોમે ફૈલા હૈ શ્યામલ,
ધૂલ ભરા મૈલાસા અચલ, ગગા જમુના મે આસુજલ
મિટ્ટીકી પ્રતિમા ઉદાસીની ત્રીસ કોટિ સતાન નગ્ન તન,
અર્ધ ક્ષુધિત શોષિત નિરસ્ત્રજન
મૂઢ અસભ્ય અશિક્ષિત નિર્ધન નતમસ્તક,
તરુતલ નિવાસીની! સ્વર્ણ શસ્ય પર પદ તલ લુંઠિત;
ધરતીસા સહિષ્ણુ મન કુંઠિત, ક્રદન કપિત અધરમૌન,
સ્મિત રાહુ ગ્રસિત સરદેન્દુ હાસિની! (કવિ સુમિત્રાનંદ પંત)

ક્ષણભગુર નશ્વર જીવન મે અજરામર અક્ષર ઊઠે જાગ,
જીવનકી કૃતિ કૃતિમે જાગ સત શિવ સુદર ઓ મહાભાગ,
ઊઠ ઊઠ મેરે ભારત મહાન મેરે અમૃત મય જાગ જાગ (કવિ સુધીન્દ્ર)

*

ગોળમેજી પરિષદમાં ગાંધીજીને મળેલી નિરાશા પછી હિંદીમા લખાયેલી કવિતાઓમાંની એક આ કવિતા જુઓ

જીના હો તો જીયો આજ હોમ્રર સ્વતત્ર હે ધીર!
નહી સમા જાઓ નીચે પૃથ્વીકી છાતી ચીર,
જાગો જાગો ભૂકમ્પિત કરનેવાલે પ્રસ્થાન,
જાગો મેરે હિંદુસ્તાન, જાગો હુવા બિહાન. (સોહનલાલ દ્વે)

*

ભારત સ્વતત્ર થયા પછી કવિવર સિયારામશરણ ગુપ્તે માતૃભૂમિને અભિવદન કરતાં લખેલાં કાવ્યો પણ જોવા જેવાં છે

ભારત હૈ ભારત હમારે દેશ અપની પુનિત ભવ્ય વસુધરામે,
અમિટ પરપરામે પૂજીત હમારે પૂંજ્ય પૂર્વજો કે પ્યારે દેશ.
હો સ્વીકાર આજકે સ્વતત્ર અરુણોદયમે ઉદ્ધૃત ચરિત્રી કે અભયમે,
કોટી કોટી સતતિકા કોટી કોટી નમસ્કાર.

જાગૃત સભીકે સબ જાન ગયે નિજકા સ્વરૂપ, પહચાન ગયે;
માન ગયે પ્રકટ હમારી ભી મહત્તા; હૈ હાથ મેં હમારે વહ સત્તા હૈ.
કવિ કે સ્વતંત્ર દેશ, તેરે લીયે કૌન નયા ગીત આજ ગાઉં મૈં.

*

ક્ષિતિકે કિરીટ રત્ન તેરે હિમાચલસે;
લા સકું પવિત્રતા ગગનકી, તેરે પદ ધોતે હુયે સાગરકે તલસે;
ક્ષુબ્ધ કૂલ લહરોંમેં નિર્વિકૃતિ મનકી દક્ષિણકી કન્યકા કુમારીસે.
ઉસકે અખંડ વ્રત સર્વ શુભકારીસે,
લા સકું મૈં ઉત્તરકે શિવકા અહરહ આરાધન ભૂપરહી દિવકા.

*

પ્રાર્થના હૈ આજ જન જનકી ક્રંનકી ન હોકે યહ જનતાકી જય હો;
નિખિલ ભુવનકી પીડિત મનુષ્યતા જહાં ભી હો અભય હો.
ભારત રહે સ્વતંત્ર શુભ તંત્ર, પ્રભુ હે, સુરક્ષિત હો ઉસકા સુધર્મ મંત્ર;
ઉસકા મહાત્મ બલ અક્ષય હો, જય હો સદૈવ પ્રભો, ભારતકી જય હો.

ઉપર વર્ણવેલી કવિતાઓ કેવળ હિન્દી હિન્દુઓની છે, આ સિવાય અન્ય ભાષાઓમાં માતૃભૂમિની વંદના માટે એટલી બધી કવિતાઓ છે કે તમામને શોધીને સંગ્રહ કરીએ તો એક મોટો બૃહદ્ ગ્રંથ બને. જુદાજુદા રંગો, જુદીજુદી તુલિકાઓ અને જુદીજુદી કલ્પનાઓથી કવિતારૂપે દોરાયેલા ચિત્રો કેટલાં ભવ્ય અને હૃદયરંજિત છે તે નીચેનાં કાવ્યો બતાવે છે. ઉર્દુક્ષેત્રમાં સૌથી પ્રથમ રાષ્ટ્રીય કવિ તરીકે મૌલાના હાલી-સાહેબને ગણી શકાય. જેમણે મુસદ્દસની રચના કરીને પોતાના દેશપ્રેમનો પરિચય કરાવ્યો છે. તેમણે 'હુબ્બે વતન' નામની કવિતામાં પોતાના સર્વોચ્ચ સ્વર્ગને પૂછ્યું છે:

ઐ વતન ઐ મેરે બહિશ્તબરીં! ક્યા હુયે તેરે અસમાન ઔ જમીં?

આ મહાન કવિના મુસદ્દસથી પ્રેરણા લઈને કવિવર મૈથીલીશે 'ભારતભારતી'ની રચના કરી છે. અસહકારના પ્રથમ ચરણ પહેલાં સુપ્રસિદ્ધ કવિ ડૉ. મોહમદ ઈકબાલે ભારતવર્ષ માટે જે કાવ્યો લખ્યાં છે તેનો પ્રસાર તો યુરોપ–અમેરિકા સુધી છે.

સારે જહાઁસે અચ્છા હિન્દોસ્તાઁ હમારા.
હમ બુલબુલેં હૈં ઉસકી, વહ ગુલિસ્તાઁ હમારા;
પર્વત વો સબસે ઊંચા, હમ સાયા આસમાઁકા;
વહ સન્તરી હમારા ઔ પાસવાઁ હમારા.
ગોદીમેં ખેલતી હૈં જીસકી હજારોં નદિયાઁ;
ગુલશાન હૈ જીનકે દમસે રશ્કે જીનાઁ હમારા.

*

મારે જહાઁ કો જીસને ઇલ્મો-હુનર દીયા થા,
યુનાનીયોં કો જીસને હૈરાન કર દીયા થા,
મિટ્ટીકી જીસકી હકને જરકા અસર દીયા થા,
તુર્કોંકા જીસને દામન હીરોંસે ભર દીયા થા.
ગૌતમકા જો વતન હૈ જાપાનકા હરમ હૈ,
ઈસા કે આશીકોંકો મિસ્લે યરૂશલમ હૈ,
મદફન જીસ જમીમે ઈસ્લામકા હશમ હૈ,
હર ફૂલ જીસ ચમનકા ફિરદોસ હૈ હરમ હૈ,
મેરા વતન વહી હૈ જો રામકા વતન હૈ.

'સાગર નિઝામી' પોતાની 'કૌમી તરાને' નામક પુસ્તકમાં માતૃભૂમિ માટે લખે છે

તેરી નદિયાં રસીલી મધુર નગ્મા ખ્વાં,
તેરે પર્વત તેરી અજમતો કે નિશાઁ,
તેરે જંગલ ભી હઁસ્તે, હુયે ગુલિસ્તાં,
તેરે ગુલશન ભી રશ્કે બહારે જીનાઁ.
જીન્દાબાદ અય ગરીબો કે હિંદોસ્તાઁ!
તેરા સિક્કા દિલો પર બીઠા દેંગે હમ,
જો ભી પૂછેગા જન્નતકા હમસે પતા-
રાહે કશ્મીર ઉસકો બતા દેંગે હમ,
અય વતન અય વતન જાને મન જાને મન.

ઉર્દુના એક શાયર જનાબ હામીદ અલ્લાહ જેઓએ 'અફસર' તખલ્લુસથી ભારતમાતાના વૈભવની કહાણી લખી છે, તેમની કવિતા જુઓ

ભારત પ્યારા દેશ હમારા સબ દેશોસે ન્યારા હૈ,
કૃષ્ણકી બંસીને ફૂંકી હૈ રૂહ હમારી, જાનોમે.
ગૌતમકી આવાઝ બસી હૈ મહેલોમે મૈદાનોમે,
જ્ઞાન ગીતા શંકરકી હૈં યહા, તાલીમ હૈ જહા નાનકકી
ભારત પ્યારા દેશ હમારા સબ દેશોસે ન્યારા હૈ

'ભારતવર્ષની પ્રાંતીય ભાષાઓમાં બંગાળી ભાષા આગળપડતી સંસ્કારી અને વિશુદ્ધ ભાષા કહી શકાય રાષ્ટ્રીય આંદોલનમાં એ ભાષાએ દેશનું નેતૃત્વ લીધું છે કોંગ્રેસના શિશુકાળમાં અને કિશોર અવસ્થામાં ભારતનાં રાષ્ટ્રીય ગાનો 'વંદેમાતરમ્' અને 'જન ગણ મન અધિનાયક જય હે' એ ભાષામાંથી જ આવ્યાં છે વિશ્વકવિ રવીન્દ્રબાબુ શ્રી બંકીમબાબુ, શ્રીમતી સરોજીની નાયડુ, શ્રીગિરીશ ઘોષ, શ્રી દ્વીજેન્દ્રલાલ રોય, શ્રી મુકુલ ગાંગુલી, શ્રીહેમેન્દ્ર ચેટરજી, શ્રી અનુરૂપા દેવી, શ્રી અનુરેશ મુકરજી આદિની કવિતાઓ અતીવ સુંદર છે તેમાંની કેટલીક તો એવી છે કે જગતમાં તેની જોડી મળવી દુર્લભ છે શ્રી બંકિમબાબુ માતૃભૂમિને જાગૃત કરવા લખે છે

'કે બલે મા! તુમી અબલે બહુબલ ધારીણીં નમામિ તારીણીં;
રિપુદલ વારીણીં મ્રાતરમ્ તુમી વિદ્યા તુમી ધર્મ તુમી હૃદી તુમી મર્મ.
ત્વંહિ પ્રાણ:શરીરે :
બાહુતે તુમી માઁ શક્તિ હૃદયે તુમીમા! ભક્તિ;
તોમારી પ્રતિમા ગડી મંદિરે મંદિરે. (શ્રીબંકીમબાબુ)

*

જન ગણ મન અધિનાયક જય હે, ભારત ભાગ્ય વિધાતા!
પંજાબ સિંધુ ગુજરાત મરાઠા, દ્રાવીડ ઉત્કલ બંગ.
વિન્ધ્ય હિમાચલ યમુના ગંગા ઉચ્છલ જલધિ તરંગ;
તવ શુભ નામે જાગે, તવ શુભ આશિષ માઁગે.

*

આમિ ભુવન મનોમોહિની, આમી નિર્મળ સૂર્ય કરોજવલ ધરીણી;
જનક જનની મા! નીલ સિન્ધુ જલ ધૌત ચરણતલ અનિલ વિકંપીત.
શ્યામલ અંચલ, અંબર ચુમ્બિત ભાલ હિમાચલ શુભ્ર તુષાર કિરીટીની;
પ્રથમ પ્રભાત ઉદય તવ ગગને, પ્રથમ સામ રવ તવ તપોવને.
પ્રથમ પ્રચારિત તવ વન ભવને જ્ઞાન ધર્મ વ્રત કાવ્ય કાહીની. (શ્રીરવીન્દ્રનાથ ટાગોર)

શ્રી દ્વીજેન્દ્રલાલની કવિતા 'માતૃ આમાર દેશ, આમાર આમાર જન્મ ભૂમિ,' એ કવિતાનું અંગ્રેજી સંસ્કરણ ભારતના પ્રસિદ્ધ યોગેશ્વર શ્રી. અરવિંદ ઘોષે કરેલું છે. તેનો ભાવાર્થ કંઈક આવો છે:

'સ્વર્ગીય પ્રકાશ કાજે, જ્યાં પ્રથમ માનવ ચક્ષુ જાગૃત બન્યાં, તે હિંદ, પ્યારા હિંદ! સમસ્ત એશિયાના એ પવિત્ર યાત્રાધામ! પૌરુષની એ મહાન માતૃભૂમિ! વિશ્વજનની, તત્ત્વજ્ઞાન ને પવિત્ર વિદ્યાઓનું માનવજાતને પ્રથમ દાન કરનાર, તેં માનવીને જ્ઞાન દીધું, પ્રેમ, હુન્નર, કળા દીધાં: ધર્મનાં દ્વાર તેં ખુલ્લાં રાખ્યાં. ઓહ! આ સર્વ ભવ્ય ઐશ્વર્ય છતાં ય માનવી, સુદ્ધસ્ત માનવીની પડતી થઈ ને એનામાં ન્યૂનતા આવી. પણ અમે તારાં સંતાનો કેવી રીતે વિલાપ કરી શકીએ, ને તારા ભવ્ય નામની બડાઈ હાંકીએ? અમારી સમક્ષ હજી યે તરવરે છે તે ભવ્ય સુવર્ણ દિવસોનું ધ્યેય, અમારી દૃષ્ટિમાં જન્મે છે અભિનવ નૂતન જગત. પુનરુત્થાન પામીને સ્નેહભાવે ભારતને પુન: અમે કંડારીશું. ભારત, મારા ભારત! આજે તને ગરીબ દયા ખાવા જેવા દેશ તરીકે કોણ ગણી કાઢે એમ છે? જ્યાં તેં પ્રજ્ઞા, પૂજા ને કાર્યને જન્મ દીધો છે, જ્યાં તું આધ્યાત્મિકવાદને પોષે છે, ત્યાં તને કોણ એવી ચીજ ગણી શકે?'

બંગ દેશનાં સુપુત્રી શ્રીમતી સરોજીની નાયડુ ભારતકોકિલા કહેવાતાં હતાં. એમણે માતૃભૂમિના મહિમાનું વર્ણન સુંદર કાવ્યોમાં ગાયું છે એમની એ અંગ્રેજી કવિતાઓમાંની થોડીકનો અનુવાદ નીચે મુજબ છે:

અગણિત સદીઓ વીતી ગઈ પણ માતા તુ છે ચિર યૌવનમયી,
ઓ, મા ! જાગો ફરીથી જાગો, ઉદાસી સઘળી ત્યાગો.
કેટલાય દેશો હજી પડ્યા છે, રોતા બધ તિમિરમા સૂતા,
જેઓની પ્રકાશ પામવાની આશા તારા પર અટકી છે.
તુ શા માટે સુષુપ્ત ઓ જનની, નીરવ અશ્રુ વહાવે છે ?
તારા સન્તાનો માટે તો જાગીને કાઈક દીલાસો આપ મા !
આજે નાના પ્રકારના ધ્વનિઓથી ભાવિ તને પોકારે છે,
નવજ્યોતિ, નવ ઐશ્વર્ય, નવ વિજયોની વ્યાપક્તાવાળો
પુન રાજમુગટ પહેરો મા, ઓ ઉચ્ચ રાજરાજેશ્વરી !
ઓ અધનિદ્રીત મા તુ જાગ, અર્હેખ દર ગૌરવ સત્તા.

અમેરિકાનો સુપ્રસિદ્ધ દાર્શનિક કવિ ડો વૉલ્ટ વ્હીટમેન જેણે 'પેસેજ ટુ ઈન્ડિયા' નામે કવિતા લખી છે તેનો કાઈક અશ નીચે પ્રમાણે છે એક વિદેશી ભારતભૂમિને કેટલી બધી ભક્તિભરી નજરથી જોઈ રહ્યો છે! એણે લખ્યુ છે :

યુરોપથી એશિયા અને એશિયાથી અમેરિકા,
સર્વથા સબધ રાખનાર છતા બહુ દૂર અમેરિકાથી
આત્માનુ ચિતન જે શીખવે છે દુનિયાના દેશોમા,
ગણાય છે જે મહાન દેશ સૌથી સમૃદ્ધ દેશ, માનવોનુ મહાક્ષેત્ર
સિધુ અને ગગાની નિર્મળ જળધારાઓ જ્યા, સાથે બીજી
પુણ્યવતી નદીઓ અનેક જ્યા, અહી અમેરિકાના કિનારા પરથી
કરુ છુ હું નિરીક્ષણ, ઐતિહાસિક પ્રગતિનુ ન્યાયની નજરથી,
સિકદરની સેનાનો વિજયમાર્ગ રોકયો જેણે તે પુરતણી પુણ્યભૂમિ !
ફિલિસ્તાન, સૂરિયા, અરબ અને અસૂરિયા, કાબુલ ઇરાનથી
પચનદનો પ્રદેશ, જ્યાથી બહુ દૂર અતિ દૂર બગખાડી છે.
જ્ઞાન અને વિજ્ઞાન વળી કવિતાનો મહાસ્રોત, અતૂટ વહે છે જેના વિદ્યાભડારથી.
ધર્મ અધ્યાત્મ જાત ન્યાત સપ્રદાયોના અનુપમ મિલન એક જ દેખાય છે
જ્યા માનવસમૂહના સૃષ્ટિના રચનારા વૃદ્ધ બ્રહ્માની સાથેસાથે,
શાક્યમુનિ ગૌતમની તપશીલ મુદ્રા, મધ્યથી દક્ષિણ સુધી
ફેલાયેલુ સામ્રાજ્ય સાથેસાથે, એનો આડબર અનુપમ અસીમ છે,
જય જગવદ્ય, ધન્ય ધન્ય ભારત દેશ મહાન !

આ સિવાય મરાઠી, ગુજરાતી, પજાબી, ઉત્કલ (ઓરિસ્સાવાસી) તામીલ, તેલગુ કાનડી, મલયાલમ, નેપાળી આદિ ભાષાઓમાં ઘણી ય કવિતાઓ માતૃભૂમિની વદના સબધી લખાઈ છે ગામડાનાં ગીતોમાં પ્રત્યેક પ્રાંતમાં માલોમનાં યશોગાન, ત્યાંની ગ્રામીણ જનતા હમેશાં ગાતી હોય છે જગલી અને અશિક્ષિત ભીલ, કોળી, સથાલ તથા જીપ્સી અને હમેશાં રખડતી જાતિઓ પણ સ્વદેશ-ભૂમિનાં ગુણગાન ગાય છે પછી શિક્ષિત કવિનુ તો પૂછવુ જ શુ ?

★

# જીવનની સંધ્યાએ

શ્રીમતી લાભુબહેન મહેતા

સામાન્ય રીતે માણસમાત્ર હૃદયનાં કમાડ વાસી રાખે છે, તેમાં યે જે માનવીનું અંતર પડ્યું-પડ્યું ડંખ દેતું હોય, તે તો પોતાનું હૃદય કોઈ પાસે ઉઘાડે જ નહિ. આમ છતાં પ્રત્યેક માનવીના જીવનમાં કોઈક એવી પળ આવી જાય છે, જ્યારે હૃદયનાં કમાડ આપોઆપ ખૂલી જાય છે. આવી પળ જીવનની ધન્ય પળ ગણાય. આ સત્ય ઘટનાત્મક કથામાં એવી પળનું પાવનકારી દૃશ્ય જોવા મળે છે.

ચાર દિવસથી દાસબાબુની તબિયતે ગંભીર સ્વરૂપ લીધું હતું. અમસ્થી તો એમની તબિયત નરમગરમ રહેતી, કયારેક જીવલેણ હુમલા પણ આવી જતાં, પરંતુ આ ચાર દિવસની માંદગી જાણે છેલ્લી જ માંદગી હોય એમ સૌને લાગતું હતું. દાસબાબુ ઉંમરલાયક હતા, સાઠ ઉપર વરસ વીતાવી ગયા હતા એટલે એમનું મૃત્યુ થાય એથી કોઈએ બહુ આઘાત લગાડવા જેવું ન હતું; પરંતુ એમનાં યુવાન નવવધૂને કારણે સૌને થતું કે હજુ દાસબાબુ બેચાર વરસ કાઢી નાખે તો સારું, બિચારીને પરણ્યે હજુ પાંચ વરસે ય પૂરાં નથી થયાં ત્યાં વૈધવ્ય આવશે તો એનું સુકુમાર હૃદય એ ઘા કેમ સહી શકશે ?

દાસબાબુના મનમાં પણ ઘોર મંથન જાગી ગયું હતું. કોઈ મહાપાપનું પ્રાયશ્ચિત્ત શોધતા હોય એમ એમનું મન સતત વિકળ રહ્યા કરતું હતું. રાતદિવસ ' હે રામ, હે રામ ' સિવાય કશા ઉદ્દગાર એમના મોમાંથી નીકળતા નહોતા. એ મંથનમાં રાત્રે પણ તેઓ ઊંઘી શકતા નહોતા, આખો દિવસ મૂનમૂન પડ્યા રહેતા. કોઈ દવા કે ચા–દૂધ પાઈ જાય તે મૂંગે મોઢે પી લેતા અને રાત્રે એકલા પડયે બેચાર આંસુ સારી લેતા. વિમુ સતત એમની પાસે બેસી જ રહેતી; પરંતુ જાણે કે એની સામે જોવાની દાસબાબુની હિંમત ચાલતી ન હોય તેમ તેઓ વિમુ તરફ નજર સરખી નાખતા નહિ. જ્યારે હૈયાનો ભાર અસહ્ય થઈ જાય ત્યારે માત્ર ' હે રામ, ' કહી ભલભલાનાં હૃદયને હલાવી નાખે એવો નિસાસો નાખી દેતા.

છેવટે પાંચમે દિવસે વેદના સંઘરવાનું અસહ્ય બન્યું, અને એ પ્રગટ થઈ ગઈ. એમને લાગ્યું કે જ્યાંસુધી આ ભાર હળવો નહીં કરું ત્યાંસુધી દેહમાંથી જીવ નીકળશે નહીં, પાપનો ભાર છાતી ઉપરથી ખસશે નહી

ચાર દિવસના મૌનથી એકઠી કરેલી શક્તિ ઠાલવી દેવાના નિશ્ચય સાથે એમણે સામે બેઠેલી વિમુને સંકેતથી બોલાવી, એનો હાથ જોરથી પકડી એકદમ જુસ્સામાં આવી જઈ દર્દભર્યા અવાજે બોલવા લાગ્યા :

' મને માફ કરજે, મેં આંધળાએ મોહમાં ડૂબી જઈને તારી જિંદગી વેડફી દીધી છે. મારી આંખે ધનનો મદ છવાઈ ગયો હતો મારી બુદ્ધિને તાળું વસાઈ ગયું હતું. મેં કાંઈ ન વિચાર્યું, મેં કોઈનું ન માન્યું, ન તારી યુવાનીની દરકાર કરી, ન તારી આશા–ઇચ્છાઓનો વિચાર કર્યો; મેં તો માત્ર મારા વૈભવ, મારા વિલાસ, મારા સુખનો જ ખ્યાલ કર્યો...'

બોલતાં બોલતાં દાસબાબુ અટકી પડ્યા, થાકથી વધુ ન બોલી શકયા, પરંતુ સામેથી કશો જવાબ ન મળ્યો એટલે ફરી ધીમા આજીજીભર્યા અવાજે બોલવા લાગ્યા :

' કેમ બોલતી નથી વિમુ ? તારા પગ

પકડુ છું, મરતી વખતે છેલ્લી ક્ષણે તારી માફી માંગુ છુ, મારુ મરતાનુ માન નહી રાખે ? મને પાપીને માફ નહી કરે ? આ નીચનો ઉદ્ધાર નહી કરે ?' વળી હાંફ ચડવાથી દાસબાબુ મૂગા બની ગયા, આંખ બધ કરી દીધી ને મીચેલી આંખે જ ગણુગણુતા હોય એમ બોલવા લાગ્યા 'મારી સઘળી મિલકત તમે જ રાખજો, એ લઈને તમે કોઈ સારા પાત્ર સાથે તમારી જિંદગી જોડજો વચન આપો, મને વચન આપો કે તમે ફરી બીજુ લગ્ન કરશો તો જ મારા આત્માને શાંતિ મળશે, હૃદયનો ભાર હળવો થશે, મે તમને ફસાવ્યાં, મે તમારી જિંદગી ધૂળધાણી કરી, ઓ ઓહ પ્રભુ મને ક્ષમા કર !' . . .

બોલવાનુ પૂરુ કરીને એમણે ધીરેથી આંખનાં પોપચાં ઊંચાં કર્યાં અને દયા યાચતી આંખે વિમુ તરફ જોઈ રહ્યા, જાણે એક વખત વિમુ માફી આપે અને લગ્ન કરવાની હા પાડે, તો તુરત જ પોતે દેહ છોડી ચાલ્યા જાય એવી આતુરતા એમની આંખોમાં હતી

વિમુ તો મૂઢ બની આ બધુ સાંભળી રહી હતી એના મનમાં પણ કેટલા ય વિચારો ઘૂમરી લઈ રહ્યા હતા હૈયામાંથી કેટલી ય વાતો કૂદીકૂદીને બહાર આવવા મથતી હતી દાસબાબુની ક્ષમા યાચતી આંખ તરફ એણે જોયુ, પણ હૃદયનો ધડકારો વધી જતાં આંખ પાછી ખેંચી લીધી દાસબાબુની કરુણ આંખો એ જોઈ શકી નહીં, પોતાના અંતરના તોફાન ને એ દબાવી શકી નહી ઓરડામાં બેઠેલા સૌના આશ્ચર્ય વચ્ચે એ દોડીને દાદરે ચડી ગઈ પોતાના ઓરડામાં જઈ એણે બારણુ બંધ કરી દીધુ, દરિયા તરફની બારી ઉઘાડી નાખી, સુસવાટા મારતા પવન સામે હાંફતી હાંફતી ઊભી રહી અને ઘૂઘવતા સાગર સામે ફાટી આંખે તાકી રહી

'કહી દઉં, કબૂલ કરી દઉં હું પણ તમારી ગુનેગાર જ છું,' વિમુનુ અંતર પોકારી ઊઠ્યુ, 'મે ક્યાં પ્રેમ કર્યો છે ! મે ક્યા અંતરથી સેવા કરી છે ? હુ તો વૈભવને પરણી હતી, મે તો ધનદોલતને મારો પ્રેમ આપ્યો હતો ! મે એમને હમેશનો દગો દીધો છે, હમેશ એમને ભ્રમમાં રાખ્યા છે, હુ એમને ચાહુ છુ, રાતદિવસ એમની ફિકર કરુ છુ એવો ડોળ કરી મે એમને છૂલ્યા અને મારા પર પાગલ બનાવી વિશ્વાસના ખાડામાં ઉતાર્યા હા ય આજે એ તો મૃત્યુ કાંઠે બેઠા, પ્રાયશ્ચિત્તની ગંગામાં નાહી રહ્યા છે, ત્યારે હુ જ હુ જ શુ એવી દુષ્ટ પાપીણી રહીશ કે સત્ય હકીકત છુપાવી રાખીશ ? હુ પ્રાયશ્ચિત્ત કરી હળવી નહીં બની શકુ ? શુ જિંદગીભર આ દમ્ભના અંચળાનો ભાર ઓઢી હુ ફર્યા કરીશ ?'

વિમુ પાછી ફરી પલંગ ઉપર બેઠી, શાંત મન બોલ્યુ ના, ના હુ બધુ એમને કહી દઉં પહેલેથી છેલ્લે સુધીની મારી માનસિક સ્થિતિનો ખ્યાલ એમને આપી દઉં, ખોટા ભ્રમમાં જ એમનો જીવનદીપ બુઝાવા ન દઉં'

ત્યાં મને પાછુ પડ્યુ 'ના, ના, શા માટે દુખી સંતપ્ત દિલને મરતી વખતે ભ્રમનું ભાન કરાવવુ ? ભ્રમમાં જ સુખી છે તો ભલે બિચારા સુખમાં જ મૃત્યુ પામે હુ એકલી એ ભાર વેઠ્યા કરીશ મારા પાપનું પ્રાયશ્ચિત્ત એકલી એકલી મારા શરીરને દમીને કરીશ' ત્યાં બીજો પલટો શરૂ થયો 'પણ રે, જીવ' છેક છેવટ સુધી એમની સાથે દગો રમીશ ? પ્રભુની પવિત્ર ભૂમિમાં જનાર સાથે પણ દગો ! જીવનના છેલ્લા શ્વાસે પણ એમને તારુ સાચુ સ્વરૂપ જોવા નહી મળે ? એ કદી નહી બને, હુ સાચી વાત કહી દઈશ, મારુ અંતર ખોલી દઈશ પછી માફી માગીશ, માફી માગીશ '

અને એ આવી હતી એટલા જ જોશમાં

રણું ખોલી લગભગ દોડતી જ નીચે ...બાજુના ઓરડામાં પહોંચી. સૌ એમ ને ...ગ દાસબાબુ પાસે બેસી રહ્યાં હતાં; દાસ-બાબુ આંખ બંધ કરી ધીમુંધીમું રામરટન કરતા હોય એમ પડ્યા હતા. હિંમત એકઠી કરી એ દાસબાબુની નજીક આવી, સગાં-સંબંધીઓને એણે કહ્યું: 'મારે છેલ્લી વાત કરવી છે, તમે જરા બહાર જશો?' સૌ વિસ્મય સાથે ઊઠ્યાં, આખા ખંડમાં દાસબાબુ અને વિમુ એકલાં જ રહ્યાં, વિમુએ દાસબાબુનો હાથ પકડ્યો ને કહેવા લાગી:

'માફ તો તમારે મને કરવાનું છે, તમે તો મને સાચા દિલથી ચાહી છે, મારા પર તમારું ધન ન્યોછાવર કરી દીધું છે; પણ મેં...મેં પાપીણીએ તમારી સાથે હમેશ દગો કર્યો છે.' 'દગો' શબ્દ સાંભળી દાસ-બાબુએ એકદમ ચોંકીને આંખ ખોલી.

'મેં હમેશ દેખાવ કર્યો છે કે હું તમને ચાહું છું. હું તમારા શરીરની ફિકર કરું છું, હું તમારી સંભાળ રાખું છું, અંતરના અંતરતમ ભાગમાંથી તમને ચાહું છું; પણ એ બધું જૂઠ હતું, બધો જ દંભ હતો. મેં લગ્ન કર્યું માત્ર તમારી દોલતને કારણે. મને થયું ભલે તમે બુઢ્ઢા હો, મારે શું? તમને સાચો પ્રેમ ન આપી શકું તેમાં મારું શું જવાનું છે? મને તો જોઈએ એટલી મિલકત વાપરવા મળે, મારી મનગમતી રીતે હું જીવી શકું એટલે બસ. તમારા જેવા કામુક અને ભોળાને બનાવી જવામાં શી મોટી વાત હતી? એટલે મારી નજર તો તમારી મિલકત પર જ રહી, આ ધનદોલત માટે જ હું તમને, મારા પિતા થવા યોગ્ય પતિને પરણી. મને થયું, આમાં શું ખોટું છે? મારી સાથે ભણતી કેટલીય છોકરીઓ ૨૫-૫૦ રૂપરડી કમાતા ગરીબ ધણીને પરણી કેટલું દુઃખ ભોગવે છે! મારા જેવી કેટલીક કન્યાઓ એવો ગરીબ પતિ પણ ન પામવાને કારણે માબાપને ઘેર વડીલોના ને ભાઈભાભીનાં ટપલાં ખાય છે, ને કેટલીક લગ્નસુખના પ્યાલા છોડી જાતે કમાઈ કુટુંબનો નિર્વાહ કરે છે, ત્યારે તમારી સાથે લગ્ન કરવામાં મારે તો રાજરાણી જેવું સુખ હતું. પાણી માગું ત્યાં દૂધ મળે તેવી સાહ્યબી હતી. તમે તમારું સર્વસ્વ મારે ચરણે મૂકી દીધું હતું. મને દેશપરદેશ ફેરવી દુનિયાનાં દર્શન કરાવ્યાં. તમારી તિજોરી તમે મારે હવાલે કરી, મારા લખલૂટ ખર્ચ સામે ઊંચી આંખ પણ કરી નહીં.'

વિમુ શ્વાસ લેવા થોભી અને ફરી જોશભેર બોલી: 'ભલેને તમે માનો કે મને તમારા પ્રત્યે લાગણી થઈ ગઈ અને હું તમારી સાથે પરણવા કબૂલ થઈ, એમાં મારે શું? મારે તો જે જોઈતું હતું તે મળે તેમ હતું એટલે બસ. એ પૈસા મેળવવા મેં કેવું કર્યું? તમને તો 'ચાહું છું' કહી ભોળવ્યા, પણ આપણી જ્ઞાતિના મહાજનોને પણ મેં એમ જ પાછા પાડ્યા. પેલા દયાળકાકા મને સમજાવવા આવ્યા હતા: 'બહેન જાણી જોઈને તારી જિંદગી શું કામ ખાડામાં નાખે છે? દાસબાબુને તારા જેવડી દીકરી છે ને દીકરીને ઘેર પણ દીકરા છે. એ એના જ દીકરા ગણાય ને? દાસબાબુને દીકરાનું તો નામ છે, બાકી જુવાન વહુ પરણવાની લાલસા જાગી છે, પૈસાએ એને ભમાવ્યો છે. તું તારી કાચી ઉંમરે એવા ઘરડા સાથે તારી જિંદગી શા સારુ જોડે છે?' પણ મેં તો નિર્ણય કરી લીધો હતો, તમારી દોમદોમ સાહ્યબીનો મારે ઉપભોગ કરવો હતો. એ બધાંના માલિક મારે બનવું હતું, એટલે મેં તો ચોખ્ખેચોખ્ખું દયાળકાકાને સંભળાવી દીધેલું, 'તમારે મારી વાતમાં વચ્ચે ન પડવું, હું ભણેલીગણેલી છું, મારી ભલાઈ શામાં છે તે હું જાણું છું. તમારે બધાને હાથ ઘસતાં બેસી રહેવું પડે છે એટલે અદેખાઈ

કરો છો?’ મારું છેલ્લું વાક્ય સાંભળીને બિચારા દયાળકાકા તો ચાલ્યા જ ગયા, પણ પછી જ્ઞાતિના વડીલો તરફથી ને યુવાન મંડળો તરફથી ઘણી ધમકીઓ આવી કજોડાં લગ્ન નહીં થવા દઈએ, મંડાં સાથે ખાંડ નહીં ખવાવા દઈએ, નાત બહાર મૂકીશું, સામાજિક બહિષ્કાર કરીશું, પણ મેં તો બધા સામે આંખ-કાન બંધ કરી દીધા, અને તમને હિંમત નહીં હારવા ભલામણ કરી. તમે મારા પર બહુ ખુશ થઈ ગયા, હું તમને કેટલી ચાહું છું, તમને પરણવા કેટલી તલસું છું, એવું એવું માની તમે રાજી થવા લાગ્યા! મેં તમને એ ભ્રમમાં જ રહેવા દીધા, તમારા એ ભ્રમને વધુ ને વધુ પોષણ આપી દૃઢ બનાવી દીધો કારણકે તમારા એ ભ્રમ વિના મારું કામ થાય તેમ નહોતું બાળક તો મને પણ ન થયું, મિલ્કત એમ ને એમ નધણિયાતી રહી. તમારી દીકરીના દીકરા એમાં ભાગ પડાવવાના હતા બીજા સગાંઓ પણ એ મિલકત પર હક ધરાવતાં હતાં એટલે મારે તો જેમ બને તેમ તમારા પર કાબૂ રાખી વધારેમાં વધારે ભાગ મેળવવો હતો.’

વિમુ પળવાર થોભી, પણ હજુ છાતીનો ભાર હળવો થયો નહોતો, એ બોલી

‘ઘેર ઘણીવાર તમે સોફા ખુરશીમાં આડા પડ્યા હો, હું પાછળથી આવું ને તમારા માથાના સફેદ વાળ જોઉં ત્યારે મને થાય, ‘આ મારો પતિ?’ પણ આગળ આવતાં મારી નજર તમારી આંગળીમાં પહેરેલી આઠ હજારની હીરાની વીંટી પર પડે ને મારું મન પેલા વિચાર ભૂલી જાય કેવી કિંમતી વીંટી છે? એ મારી છે, હું એની માલિક છું, ને એમાં હું મસ્ત બનું ઘણીવાર હીંડોળે તમે બેઠા હો, તમારું અદોદળું ને કરચલીવાળું શરીર જોઈ થાય ‘આ કોણ? મારો પતિ? ક્યાં હું બીજની શશીકલા જેવી વિમુ ને ક્યાં આ ઘુવડ!’ એકાદ ક્ષણ મારા અંતરમાં તમારે માટે તિરસ્કાર છવાઈ જાય ને બીજી જ ક્ષણે હું તમારી બાજુમાં લપાઈ બેસું તમે સમજો, અહા આ સ્ત્રી કેટલી વફાદાર છે? કેટલી સ્નેહાળ છે? ને હું મીઠીમીઠી વાતો કરી તમારા એ ભ્રમને પોષું, પણ ઓ બાપુજી! આજે આજે તમારા મૃત્યુ જેવી પવિત્ર ક્ષણે પ્રભુને સાક્ષી રાખી કહું છું કે મેં કદી તમને ચાહ્યા નથી, કદી તમારી ફિકર-ચિંતા કરી નથી, કદી તમારે માટે દિલમાં આદર રાખ્યો નથી હું તો માત્ર મોહી હતી તમારી મિલકતને, તમારી દોલતને હું પરણી પણ એને જ હતી, મેં તમને છેતર્યા, જગતને છેતર્યું પણ હવે પ્રભુને છેતરવાનું પાપ ન વહોરવા માટે આજે આ એકરાર કરું છું મને માફ કરો, માફ કરો’ બોલતી વિમુએ દાસબાબુની છાતી પર માથું નાખી ડૂસકે ડૂસકે રડવા માંડ્યું

પણ દાસબાબુ કાંઈ બોલ્યા નહીં, એમનું અંગ પણ હાલ્યું નહીં વિમુએ ઊંચું જોયું, આંસુ છલકતી આંખે દાસબાબુના ચહેરા ઉપર નજર માંડી ત્યાં નૂર નહોતું, આંખ ચડી ગઈ હતી, મોં સહેજ ઊઘડી ગયું હતું વિમુથી ચીસ પડાઈ ગઈ બાજુના ખંડમાં બેઠેલાં સગાંવહાલાં અંદર ધસી આવ્યાં વિમુ જમીન ઉપર ઢળી પડી

★

**ભોજન વખતે** હાથપગ ધોઈ તેમ જ લૂછીને જ રસોડામાં પેસવું પહેરેલા કપડાથી નહીં પણ ચોખ્ખા કકડાથી વાસણ લૂછવાં. એઠાં હાથે પીરસવાની રસોઈને ન અડવું પીરસવાનું કામ જમવા ન બેઠું હોય એને જ સોંપવું પાણીનો લોટો પ્યાલો તથા સાફ કકડો સાથે લઈને જ જમવા બેસવું ચાવીચાવીને નિરાંતે જમવું, ખાઈ લીધા પછી ભાણામાં વધે નહીં એટલું જ લેવું ખાઈ લીધા પછી વેરાયેલો એઠવાડ સાફ કરીને ઊઠવું એઠવાડ કે પાણી આંગણામાં નહીં પણ છારમાં રેડવું વાસણ ચોખ્ખી માટીથી અગર રાખથી જ માંજવા અને ચોખ્ખા પાણીથી જ ધોવા. ખખલભાઈ મહેતા

# માયાનું સ્વરૂપ

## સ્વામીશ્રી માધવતીર્થ

'મોહમાયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે,'ના જેવા સાચા વૈષ્ણવો બધા થઈ શકતા નથી. માયાબંધન સમજવાં સામાન્ય માનવીઓ માટે મોટી વસ્તુ છે. અનેક તત્ત્વવેત્તાઓએ આ પ્રશ્નની ચર્ચા કરી છે. ઇંદ્રધનુ સમી વિવિધરંગી ને આકર્ષક જણાતી જગતની આ માયાની સમજણ પ્રશ્નોત્તરરૂપે આપવાનો અહીં પ્રયત્ન થયો છે.

ઈ. સ. ૧૯૦૫માં જ્યારે લૉર્ડ કર્ઝન હિંદુસ્થાનના વાઇસરૉય હતા ત્યારે તેમણે કરેલા બંગાળના ભાગલાથી લોકોમાં ઘણો ક્રોધ વ્યાપી ગયો હતો અને કેટલાક અંગ્રેજ અમલદારોનાં ખૂન થયાં હતાં. જ્યારે ખૂન કરનાર ઉપર કોર્ટમાં કેસ ચાલતા ત્યારે આરોપીઓ ગીતાનું પ્રમાણ કોર્ટમાં આપતા હતા. તે ઉપરથી લૉર્ડ કર્ઝનના ખાનગી મંત્રીની ઇચ્છા એવી થઈ કે હિંદુઓનાં શાસ્ત્રોનો અભ્યાસ કરવો જોઈએ. તેથી તેમણે ગીતા, ઉપનિષદ અને બ્રહ્મસૂત્ર વગેરે ઉપયોગી શાસ્ત્રોનો અભ્યાસ શરૂ કર્યો. તે ખાનગી મંત્રી ફરીથી ઈ. સ. ૧૯૨૦માં બંગાળાના ગવર્નર તરીકે આવ્યો. તેનું નામ લૉર્ડ રોનાલ્ડસે હતું. તે વખતે મ. ગાંધીજીના સત્યાગ્રહની શરૂઆત હતી અને ફરીથી લોકોમાં સ્વરાજ માટે ઘણો જુસ્સો આવ્યો હતો. તે વખતે બંગાળના તે ગવર્નરને એમ લાગ્યું કે હિંદુઓ જગતને મિથ્યા કહે છે છતાં સરકારની સામે થાય છે, તો આ માયા કેવા પ્રકારની છે એ બરાબર જાણવું જોઈએ અને હિંદુઓની ભૂલ હોય તો તેમને તેમના શાસ્ત્ર દ્વારા સમજાવવી જોઈએ. તેથી તેણે બંગાળના વિદ્વાન પંડિતોની એક સભા બોલાવી અને માયાની બાબતમાં કેટલાક પ્રશ્નો તેમને પૂછ્યા. તેનો જે સાર નીકળ્યો તે તેણે પોતાના પુસ્તક 'હાર્ટ ઑફ આર્યાવર્ત'માં પ્રસિદ્ધ કરેલ છે.

માયા અથવા અજ્ઞાન આપણા જગતમાં ક્યાંથી આવ્યાં તે બાબત તત્ત્વજિજ્ઞાસુઓને ઉપયોગી હોવાથી, ઉપરનો નિર્ણય ગવર્નર અને પંડિતના સંવાદના રૂપમાં નીચે પ્રમાણે આપી શકાય.

**ગવર્નર:** જો બધું બ્રહ્મરૂપ છે, તો અજ્ઞાન અથવા માયા આવ્યાં ક્યાંથી?

**પંડિત:** અજ્ઞાન ઉત્પન્ન થયું નથી, તે અનાદિ છે. તેને આદિ (શરૂઆત) નથી.

**ગવર્નર:** જો અજ્ઞાનને આદિ ન હોય તો અજ્ઞાન નિત્ય હોય તેમ જ જે નિત્ય હોય તેનો અંત આવે નહિ અને તેથી મોક્ષ મળે નહિ.

**પંડિત:** મેં એમ કહ્યું છે કે અજ્ઞાનને આદિ નથી, પણ મેં એમ નથી કહ્યું કે અજ્ઞાનને અંત નથી.

**ગવર્નર:** એવી કોઈ વસ્તુ હોઈ શકે કે જેને આદિ ન હોય, પણ જેનો અંત હોય?

**પંડિત:** હા, એક ઘડાનું દૃષ્ટાંત લો. ઘડાની ઉત્પત્તિ પહેલાં ઘડાનો અભાવ હતો. ઘડાની ઉત્પત્તિ થઈ ત્યારે તે અભાવનો નાશ થયો.

**ગવર્નર:** એ વાત સાચી છે.

**પંડિત:** તે ઉપરથી સાબિત થાય છે કે બધી ઉત્પન્ન થયેલ વસ્તુને આદિ નથી પણ અંત છે.

**ગવર્નર:** આ વાત પણ સમજાય

તેવી છે, પણ જો બ્રહ્મ જ સર્વત્ર હોય તો અજ્ઞાન માટે જગ્યા કેમ મળે?

પંડિત અજ્ઞાન સત્ય નથી તેમ અસત્ય પણ નથી

ગવર્નર એ વાત મને સમજાતી નથી

પંડિત જે વસ્તુનો નાશ થઈ શકે તે વસ્તુ હોવી જોઈએ એમ તમે માનો છો?

ગવર્નર હા

પંડિત જ્ઞાનથી અજ્ઞાન નાશ પામે છે, તે વાત સાચી છે?

ગવર્નર હા

પંડિત તેથી સાબિત થાય છે કે અજ્ઞાન છે અને જ્ઞાનથી તેનો નાશ થાય છે

ગવર્નર આ બાબત સમજાય તેવી છે અજ્ઞાન છે તે વિષે મને શકા નથી જે વસ્તુ ન હોય તેનો વિચાર પણ આવે નહિ, માટે જે વસ્તુનો વિચાર આવી શકે છે તે હોવી જ જોઈએ

પંડિત એ વાત સાચી નથી આપણા મનમાં જે વસ્તુનો વિચાર થઈ શકે છે તે વસ્તુ હોવી જોઈએ એ નિયમ નથી જેમકે સસલાંનાં શિંગડાં અને વાંઝણીનો પુત્ર.

ગવર્નર અજ્ઞાન છે એ બાબતમાં આપણે બન્ને એકમત છીએ, પરંતુ બ્રહ્મ પણ સર્વત્ર સર્વદા છે, તેથી અજ્ઞાન અને બ્રહ્મ એક હોવાં જોઈએ.

પંડિત એ વાત સાચી નથી. તેમ હોય તો અજ્ઞાનનો નાશ થાય ત્યારે બ્રહ્મનો નાશ થાય, પણ તેમ બનતું નથી, ઊલટું, બીજી રીતે બ્રહ્મના જ્ઞાનથી અજ્ઞાનનો નાશ થાય છે

ગવર્નર એ વાત બરાબર સમજાતી નથી

પંડિત તમે ઝાંઝવાનાં પાણી દીઠાં છે?

ગવર્નર હા, મે તે જોયાં છે અને જે પાણી દૂરથી સાચું લાગતું હોય તે નજીક જતાં ખોટું માલૂમ પડે છે

પંડિત અને ઝાંઝવાનું જળ દેખાય છે તે વાત સાચી છે?

ગવર્નર હા

પંડિત અને જ્યારે તમને લાગે છે કે ત્યાં માત્ર રણ છે, ત્યારે જળનો બાધ થયો જળનો દેખાવ હતો તે રણના જ્ઞાનથી જતો રહે છે

ગવર્નર તે વાત સાચી છે

પંડિત અને ઝાંઝવાનાં જળથી રણ (જમીન)ને કાંઈ અસર થઈ હતી?

ગવર્નર ના

પંડિત તે જ પ્રમાણે સમજવું કે અજ્ઞાન છે, તેને બ્રહ્મનો આધાર છે છતાં બ્રહ્મના જ્ઞાનથી તે અજ્ઞાન નાશ પામે છે અને છતાં અજ્ઞાનના નાશથી બ્રહ્મને કાંઈ થતું નથી.

ગવર્નર પણ ઝાંઝવાના જળનું અસ્તિત્વ નથી તેમ અજ્ઞાનનું અસ્તિત્વ હોવું ન જોઈએ.

પંડિત તમે આગળ કબૂલ કરેલું છે કે અજ્ઞાન છે અને હવે કબૂલ કરો છો કે અજ્ઞાન નથી, તેથી મે જે પહેલાં તમને કહ્યું હતું કે અજ્ઞાન છે અને નથી, એ વાત સાચી ઠરે છે, એટલે કે અજ્ઞાન અનાદિ છે પણ સાન્ત છે એટલે અંતવાળું છે તેથી અજ્ઞાન અથવા માયા અનિર્વચનીય છે અજ્ઞાન વ્યવહારુ દૃષ્ટિએ સાચા જેવું લાગે છે, તેનાથી વ્યવહાર થાય છે અને બીજી દશામાં બાધ પામે છે, એટલે પરમાર્થ-દૃષ્ટિએ અજ્ઞાનનો બાધ થાય છે

★

પ્રાચીન ભારતવર્ષ (૩)

# ધર્મવિધિમાં હિંદની એકતા

પંડિત સાતવલેકરજી

આપણાં કેટલાંક ધર્મકાર્યો ને વિધિપૂજામાં જે ઉપકરણોનો, જે મંત્રોચ્ચારણોનો ઉપયોગ કરવામાં આવે છે, તેની પાછળ ભારતની એકતાનો ખ્યાલ વ્યાપ્ત છે જેમ ધર્મવિધિઓ ને રીતરિવાજો વૈજ્ઞાનિક દૃષ્ટિનો ખ્યાલ રાખીને યોજાયાં છે, તેવું જ આ છે. બ્રાહ્મણોની જ્યોતિર્લિંગ પૂજામાં શું કે રામરક્ષા સ્તોત્રમાં શું, સત્યનારાયણની કથા વખતે કે લગ્નપ્રસંગે થતા કળશપૂજનમાં શું કે રાજામહારાજાઓને ગાદીપર બેસાડતી વખતે થતા મહાભિષેકમાં શું–આ દૃષ્ટિ જ પ્રધાન રહી છે. જન્મે મહારાષ્ટ્રી પણ હાલ સુરત જિલ્લાના પારડી ગામને પોતાનું નિવાસસ્થાન બનાવનાર તથા વેદપુરાણના બહુશ્રુત વિદ્વાન પંડિતજીએ જુદીજુદી ધર્મક્રિયાઓમાં તથા ઇતિહાસ–દર્શનમાં કામ કરી રહેલ હિંદુસ્તાનની અખંડત્વની ભાવનાને આપણી સમક્ષ અહીં પ્રગટ કરી છે.

હિંદુ ધર્મગ્રંથોમાં બાર જ્યોતિર્લિંગો માનવામાં આવ્યાં છે. એ પવિત્ર છે અને જોવા લાયક પણ છે. હિંદુઓ એની યાત્રા કરે છે. એ બાર લિંગો આ પ્રમાણે છે:

सौराष्ट्रे सोमनाथं च, श्रीशैले मल्लिकार्जुनम् ।
उज्जयिन्या महाकालं, ओंकारे ह्यमलेश्वरम् ॥
परल्या वैजनाथं च, डाकिन्या भीमशंकरम् ।
सेतुबंधे तु रामेशं, नागेशं दारुकावने ॥
वाराणस्या तु विश्वेशं, त्र्यम्बकं गौतमीतटे ।
हिमालये तु केदारं, घृष्णेशे शिवालयम् ॥
एतानि ज्योतिर्लिंगानि प्रातः सायं स्मरेन्नरः ।

આ જ્યોતિર્લિંગો હિંદુસ્તાનમાં નીચે લખેલે સ્થળે છે:

**હિમાલયમાં**

| | |
|---|---|
| (૧) હિમાલયમાં | કેદાર |

**ઉત્તર હિંદમાં**

| | |
|---|---|
| (૨) કાશીમાં | વિશ્વેશ્વર |

**પશ્ચિમ ભારતમાં**

| | |
|---|---|
| (૩) સૌરાષ્ટ્ર (કાઠિયાવાડ)માં | સોમનાથ |

**મધ્ય હિંદમાં**

| | |
|---|---|
| (૪) ઉજ્જયિનીમાં | મહાકાળ |
| (૫) ઓંકારેશ્વરમાં | અમલેશ્વર |

**મહારાષ્ટ્રમાં**

| | |
|---|---|
| (૬) નાસિકની પાસે ગૌતમીનદીના તટપર | ત્ર્યંબકેશ્વર |
| (૭) પરલીમા | વૈજનાથ |
| (૮) ડાકીનીમાં | ભીમશંકર |
| (૯) દારુકા વનમા | નાગેશ |

**દક્ષિણ હિંદમાં**

| | |
|---|---|
| (૧૦) શ્રીશૈલપર્વત પર | મલ્લિકાર્જુન |
| (૧૧) ઘસૃણેશ્વરમાં | શિવાલય |

**દક્ષિણ સમુદ્ર પર**

| | |
|---|---|
| (૧૨) સેતુબંધમા | રામેશ્વર |

આ બારેય જ્યોતિર્લિંગો હિંદુસ્તાનની એકતા બતાવી રહ્યાં છે. જેવી રીતે હિંદુઓ ચાર ધામોની યાત્રા કરે છે એવી જ રીતે આ બાર જ્યોતિર્લિંગોની યાત્રા કરે છે. આ બાર જ્યોતિર્લિંગોનાં દર્શન કરવા માટે હિમાલયથી લઈને તે દક્ષિણ સમુદ્રના રામેશ્વર સુધી ભ્રમણ કરવું પડે છે. એ દ્વારા આપણી અખંડ માતૃભૂમિનાં દર્શન થાય છે, આપણા ધર્મબાંધવોની પરિસ્થિતિનું જ્ઞાન થાય છે, અને આપણું કર્તવ્ય પણ ધ્યાનમાં આવે છે. આપણો આ ભારત દેશ સંસ્કૃત ભાષાને લીધે તથા આજની હિંદી ભાષાને લીધે એક ભાષા

બોલે છે

બુદ્ધ કૌશિકે બનાવેલું સ્તોત્ર રામરક્ષાને નામે પ્રસિદ્ધ છે પ્રાય સઘળા હિંદુઓ એનો પાઠ કરે છે એ સ્તોત્ર આધુનિક છે, તોપણ એમા હિંદુસ્તાનની એકતાની કલ્પના સુંદર રીતે પ્રગટ થઈ છે સ્તોત્ર નીચે પ્રમાણે છે

१ शिरो मे राघव पातु = રઘુકુળનો પ્રદેશ સરયૂનદીની સમીપનો છે
२ भाल दशरथात्मज = અયોધ્યા દશરથ રાજાની રાજધાની
३ कौसल्ये मे दशौ पातु = કોસલ દેશના રાજાની પુત્રી કૌશલ્યા એ જ રામચંદ્રની માતા
४ विश्वामित्रप्रिय श्रुती = વિશ્વામિત્રી નદી પાસેનો વિશ્વામિત્રનો આશ્રમ વિશ્વામિત્રે રામચંદ્રને યુદ્ધની વિદ્યા શીખવાડી, શસ્ત્રાસ્ત્ર આપ્યાં
५ घ्राण पातु मखत्राता = એ વિશ્વામિત્રના યજ્ઞનું સંરક્ષણ રામચંદ્રજીએ કર્યું
६ मुखं सौमित्रिवत्सल = સુમિત્રાના પુત્ર લક્ષ્મણ સુમિત્રા મગધ દેશના રાજાની પુત્રી
७ करौ सीतापति पातु = સીતા જનકરાજાની પુત્રી, મિથિલામાં એ જન્મી હતી
८ हृदय जामदग्न्यजित् = શ્રીરામચંદ્રે પરશુરામનો પરાજય કર્યો હતો પરશુરામનું ક્ષેત્ર પ્રસિદ્ધ છે
९ मध्य पातु खरध्वंसी = ખર રાક્ષસનો વધ નાસિક પંચવટી ક્ષેત્રની પાસે કરવામાં આવ્યો હતો
१० नाभिं जांबवदाश्रय = જાંબવાનનું સ્થાન હમ્પી, કિષ્કિંધા, વિજયનગરનું રાજ્ય
११ सुग्रीवेश कटिं पातु = સુગ્રીવનું રાજ્ય કિષ્કિંધા છે
१२ सक्थिनी हनुमत्प्रभु = હનુમાનનો પ્રદેશ પણ કિષ્કિંધા જ છે
१३ जानुनी सेतुकृत् पातु = સેતુનું સ્થાન રામેશ્વર દક્ષિણ સમુદ્ર છે
१४ जंघे दशमुखान्तक = દશાનનની લંકા છે
१५ पादौ विभीषणश्रीद = વિભીષણની પણ લંકા જ છે

આ રામરક્ષા સ્તોત્રમાં શરીરની સાથોસાથ હિંદનાં જુદાંજુદાં સ્થાનોનો સંબંધ જોડી દેવામાં આવ્યો છે અને જેવી રીતે એક માનવશરીર અખંડ છે તેવી જ રીતે હિંદ દેશ અખંડ છે એ બતાવવામાં આવ્યું છે એ વાત નીચેની સૂચિમાં દર્શાવવામાં આવી છે

| | |
|---|---|
| ૧ મસ્તક | ઉત્તર કોસલ દેશ, સરયૂની |
| ૨ કપાળ | અયોધ્યા |
| ૩ આંખ | દક્ષિણ કોસલ |
| ૪ કાન | વિશ્વામિત્રી નદીનો પ્રદેશ |
| ૫ નાક | વિશ્વામિત્રના યજ્ઞનું સ્થાન |
| ૬ મુખ | મધ્યદેશ |
| ૭ હાથ | મિથિલા, મૈથિલદેશ |
| ૮ હૃદય | પરશુરામ ક્ષેત્ર |
| ૯ કમર પેટ | નાસિક પંચવટી |
| ૧૦ નાભી | હમ્પી |
| ૧૧ કમર | કિષ્કિંધા |
| ૧૨ ખોળો | વિજયનગર રાજ્ય |
| ૧૩ જાંઘ | સેતુબંધ રામેશ્વર |

પગની પાછળનો ભાગ લંકા નગરી
પગ લંકા બેટ

ઉત્તર હિંદુસ્તાનથી લઈને તે ક્રમ પ્રમાણે લંકા સુધીનો ભારતનો બધો ય પ્રદેશ એમાં આવી ગયો છે અને એની સરખામણી શરીર સાથે કરીને હિંદુસ્તાનની એકતા બતાવવામાં આવી છે.

આ રામરક્ષા સ્તોત્રમાં શ્રીરામચંદ્રજીના વિજયનો ઇતિહાસ છે. એમાં જેમણે કાર્ય કર્યું, એમના ઉલ્લેખથી એમનાં નિવાસ-સ્થાનની સૂચના મળે છે અને એનો સંબંધ શરીરની સાથે બતાવીને 'દેશની એકતા સિદ્ધ કરવામાં આવી છે.' આ કાવ્યમય વર્ણન ખૂબ મનોરંજન કરનારું અને બોધપ્રદ છે.

પ્રત્યેક દેવની પૂજા કરવાને સમયે કળશપૂજન કરવું આવશ્યક માનવામાં આવ્યું છે. સારી રીતે પૂજેલા આ કળશનું જ જળ પૂજાના કાર્યમાં લાવવામાં આવે છે, બીજું કોઈ જળ લેવામાં આવતું નથી. આ કળશમાં જે જળની કલ્પના કરવામાં આવે છે, એનાથી એક જ હિંદુસ્તાનની કલ્પના સિદ્ધ થાય છે. કળશપૂજાનો શ્લોક જુઓ :

गंगे च यमुने चैव गोदावरि सरस्वति ।
नर्मदे सिन्धु कावेरि जलेऽस्मिन् संनिधिं कुरु ॥

'સિંધુ, ગંગા, યમુના, સરસ્વતી, નર્મદા, ગોદાવરી, કાવેરી' આ સાતે ય નદીઓનું પાણી આ કળશમાં છે.' આ નદીઓએ પોતાનું જળ આ કળશમાં લાવીને ભરી રાખ્યું છે. આ વચન મનન કરવા યોગ્ય છે.

(૧) સિંધુનદી તિબેટ-કૈલાસની પાસેથી હિમાલયની નજદીકથી વહેતી પંજાબ અને સિંધ પ્રાંતમાંથી પસાર થતી પશ્ચિમ સમુદ્રને મળે છે. આ નદીએ તિબેટ, કૈલાસ, હિમાલય, પંજાબ, સિંધ અને પશ્ચિમ સમુદ્રને જોડી દીધા છે.

(૨) ગંગાનદી હિમાલયમાંથી ઉદ્ભવે છે અને સંયુક્ત પ્રાંત તથા બંગાળમાંથી પસાર થઈને બંગાળના ઉપસાગરને જોડી દીધા છે.

(૩) યમુનાનદી હિમાલયમાંથી નીકળીને પ્રયાગની પાસે ગંગામાં મળે છે. આ નદીએ હિમાલય તથા સંયુક્ત પ્રાંતને જોડી દીધાં છે.

(૪) સરસ્વતીનદી મધ્યભારત બતાવે છે અને એ વિદ્યાના સ્થાન તરીકે ગણાઈ છે.

(૫) નર્મદાનદી મધ્ય હિંદમાંથી નીકળીને ગુજરાતમાં ભરૂચની નજીકમાં વહરબી સમુદ્રને મળે છે. આ નદીએ ગુજરાતના પ્રદેશને મધ્ય હિંદુસ્તાનની સાથે જોડી દીધો છે.

(૬) ગોદાવરીનદી ત્ર્યંબકેશ્વરમાંથી ઉત્પન્ન થઈને, નાસિક-પંચવટી પાસેથી વહીને રાજમહેદ્રીની નજીકમાં પૂર્વ સમુદ્રને-બંગાળના ઉપસાગરને મળે છે. આ નદીએ મદ્રાસનો ઉત્તર ભાગ હિંદુસ્તાનની સાથે જોડી દીધો છે.

(૭) કાવેરીનદી મહિસુરના કાવેર પર્વતમાંથી નીકળે છે અને મદ્રાસની દક્ષિણમાં સાગરને મળે છે. આ નદીએ દક્ષિણ હિંદુસ્તાન અને ઉત્તર હિંદુસ્તાનને પરસ્પર જોડી દીધા છે. આ રીતે આ સાતે નદીઓએ તિબેટથી લઈને તે મદ્રાસ સુધીનો અખંડ ને એક દેશ બનાવ્યો છે.

હિંદુધર્મનો બીજો એક વિધિ તે રાજા મહારાજાના મહાભિષેકનો છે. આ મહાભિષેકની પ્રથા ઠેઠ પુરાણકાળથી ચાલતી આવેલી છે. એ માટે વેદમાં મળતી ત્રીસેક નદીઓનાં જળ ભેગાં કરવા જોઈએ. વેદની આ નદીઓ નીચે પ્રમાણે છે:

૧ અનિતભા (ઋ ૫/૫૩/૧)
૨ આર્જીકિયા (ઋ ૧૦/૭૫/૫)

૩ શિલુવિતી (ઋ. ૧૦/૭૫/૮)
૪ કુમુ (ઋ ૧૦/૭૫/૬,૫/૫૩/૯) આ નદીનું નામ આજે 'કુરમ' છે એ નદી સિંધુનદીમાં પશ્ચિમમાં આવી છે
૫ ગંગા (ઋ ૧૦/૭૫/૫)
૬ ગોમતી (ઋ ૧૦/૭૫/૬) આનુ નામ આજે 'ગોમલ' છે
૭ તૃષ્ણામા (ઋ ૧૦/૭૫/૬)
૮ પરુષ્ણી (ઋ ૧૦/૭૫/૫) આજે એ નદીને 'રાવી' કહીએ છીએ
૯ મરુદ્વૃધા (ઋ ૧૦/૭૫/૫)
૧૦ મેહત્નુ (ઋ ૧૦/૭૫/૬) 'કુમુ' નદીને આ નદી મળે છે
૧૧ યમુના (ઋ ૧૦/૭૫/૫ ૫/૫૨/૧૭, ૭/૧૮/૧૯)
૧૨ રસા (ઋ ૧૦/૭૫/૬ ૧/૧૧૨/૧૨ ૫/૫૩/૯) આ નદી સરહદ પ્રાંતમાં છે
૧૩ રેવા (શ બ્રા ૧૨/૮/૧૭ ૯/૩/૧)
૧૪ વારણાવતી (અથર્વવેદ ૪/૭/૧)
૧૫ વિતસ્તા (ઋ. ૧૦/૧૫/૭) આ નદીને 'જેલમ' કહીએ છીએ
૧૬ વિપાસા (ઋ ૩/૩૩/૧,૩, ૪/૩૦/૧૧) આને 'બિયાસ' કહીએ છીએ (નિરુક્ત ૧૧/૪૮) પાણિનિ મુનિએ એનો ઉલ્લેખ કર્યો છે (પા ૪/૨/૭૪)
૧૭ વિબાલી (ઋ ૪/૩૦/૧૨)
૧૮ શિફ્રા, સિફ્રા (ઋ ૧/૧૦૪/૩)
૧૯ શુતુદ્રી (ઋ ૩/૩૩/૧, ૧૦/૧૫/૫) એનું નામ 'સતલજ' છે, શતદ્રુ
૨૦ શ્વેત્યા (ઋ ૧૦/૧૫/૬)
૨૧ સદાનીરા (શ બ્રા ૧/૪/૧/૧૪) કોસલ અને વિદેહ દેશોની હદપર આ નદી વહે છે
૨૨ સરયૂ, શરયૂ (ઋ ૪/૩૦/૧૮, ૧૦/૬૪/૯, ૫/૫૩/૯)
૨૩ સુરસ્વતી (ઋ. ૩/૨૩/૪, ૧/૮૯/૩)
૨૪ સિંધુ (ઋ ૧૦/૭૫/૧-૪, ૬-૯)
૨૫ સિમલાવતી (ઋ. ૧૦/૭૫/૮)
૨૬ સુદામની (પ વિ બ્રા ૨૨/૧૮/૧)
૨૭ સુવાસ્તુ (ઋ ૮/૧૯/૩૭) જેના કિનારા પર સુદર ઘરો છે તે
૨૮ સુષોમા (ઋ ૧૦/૭૫/૫, નિરુ ૯/૨૬) જેના કિનારા પર ઉત્તમ સોમ નિર્માણ થાય છે તે
૨૯ સુસર્તુ (ઋ ૧૦/૭૫/૫)
૩૦ હરિયુપીયા (ઋ ૬/૨૭/૫)

આમાંની ઘણીખરી નદીઓના નામ સિંધુનદી સાથે મળી જતા અફઘાનિસ્તાનની નદીઓના નામ છે મહાભિષેક માટે આ નદીઓનાં જળ લેવાં જોઈએ એવું શાસ્ત્ર વચન છે એવું જળ ન મળે તો જે જળ પ્રાપ્ત હોય તેના જળમાં જ આ નદીઓનાં જળને મંત્રશુદ્ધ કરવામાં આવે છે નદીઓનાં આ નામોમાં સરસ્વતી, યમુના, ગંગા વગેરે નદીઓ વાચક પદ પણ છે કેટલાકને મતે નર્મદા નદીવાચક પદો પણ એમાં છે પરંતુ આ બાબતમાં સંદેહ સંભવી શકે છે આમાંની ઘણીખરી નદીઓ સિંધુનદીની સાથે મળનારી નદીઓ છે મધ્ય હિંદની કેટલીક નદીઓ એમાં છે, એવું કેટલાક લોકો કહે છે 'કુભા' નદી કાબુલની પાસે વહેતી નદી છે મહાભિષેકને માટે હિંદી નદીઓની સાથે એનું જળ પણ આવશ્યક મનાયું છે હિંદુ રાજાના મહાભિષેકને માટે જોઈતા જળમાં પણ સમગ્ર ભારતવર્ષને વણી લેવામાં આવ્યું છે આમ આ વિધિ પણ આપણી એકતા પુરવાર કરે છે

અફઘાનિસ્તાન શરૂઆતથી જ હિંદુસ્તાનનો પશ્ચિમ પ્રાંત રહ્યો છે ગાંધાર દેશ તો આપણો જ હતો ગાંધારનો હિંદુસ્તાન સાથેનો સંબંધ અતિ પ્રાચીન કાળથી ચાલ્યો આવે છે 'કુભા' નદીને પરિણામે કાબુલનો પણ

એવો જ સંબંધ હતો એમાં સંદેહ નથી. નહીં પછી 'કુભા' નદીનું જળ મહાભિષેક માટે લાવવાનું કંઈ પણ તાત્પર્ય રહે નહીં.

પહેલાંના સમયમાં અફઘાનિસ્તાન દેશ 'સર્પગણસ્થાન' ને નામે પ્રખ્યાત હતો. સર્પ–સપ્પ–હપ્પ–અફ આ પ્રમાણેનું છે એવું અપભ્રંશ રૂપ. સર્પગણસ્થાનનું જ અફઘાનિસ્તાન બન્યું છે. સર્પ નામે એક વીર જાતિ વૈદિક સમયમાં પણ પ્રસિધ્ધ હતી. આ સર્પ જાતિ ક્વચિત્ આર્યો સાથે મિત્રતાથી તો ક્વચિત્ દુશ્મનાવટથી રહેતી હતી. વેદમાં એક સ્થળે આ મંત્ર આવે છે:

उत्तिष्ठत सनंह्यं उदराः केतुभि सह ।
सर्पा इतरजना रक्षांसि अमित्राननुधावत ॥
(અથર્વવેદ ૧૧–૧૦–૧)

'હે સૈનિકો, ઊઠો, સજ્જ થઈ જાઓ. આપણો ધ્વજ લઈને તૈયાર થઈ જાઓ હે સર્પવીરો અને હે અન્ય વીરો! આપણું આ ક્રૂર કાર્ય કરનાર રાક્ષસી શત્રુઓ પર આક્રમણ કરો.' અહીં સર્પવીર આર્યોના મિત્ર બનીને રાક્ષસોની સાથે લડે છે. સર્પવીર એમના સમીપના મિત્ર છે અને બીજા પણ અન્ય મદદ કરનારા વીરો છે. એ સર્વને 'ઇતરજન' એ નામથી આ મંત્રમાં સંબોધવામાં આવ્યા છે આ મંત્રમાં સર્પવીરોનો આર્યવીરો સાથે ઘનિષ્ઠ સંબંધ દેખાય છે. સર્પગણસ્થાનમાં–અફઘાનિસ્તાનમાં વૈદિકધર્મી આર્યોની જ વસતી હતી. પાણિનિઋષિનું સ્થાન પણ એ જ દેશમાં હતું. એના વંશજ આ સમયના કોઈ પઠાણ હશે. જે સમયે એ દેશમાં વૈદિક ધર્મ હતો તે વખતે ત્યાં જેમની બુદ્ધિમત્તા અત્યંત પ્રશંસનીય હતી, એવા ઋષિ–મુનિઓ ઉત્પન્ન થતા હતા. આ વંશનું મતપરિવર્તન થયું, જેથી કરીને એ જ વંશમાં પઠાણો ઉત્પન્ન થવા લાગ્યા.

અફઘાનિસ્તાનમાં હિંદુ તથા બૌદ્ધ ધર્મના સેંકડો અવશેષો પર્વતોમાં અને ગુફાઓમાં દેખાય છે. આ દૃષ્ટિથી આજે પણ અફઘાનિસ્તાનનું સંશોધન થવું આવશ્યક છે.

અસ્તુ! ગાંધાર, (કંદહાર) કાબુલ અર્થાત્ અફઘાનિસ્તાન પ્રથમ એકમેક સાથે મળેલો હતો. આ દેશની કુમારિકાઓની સાથે ભારતના વીર યુવકોનો વિવાહ થતો હતો. ભરતની માતાના પિતા ગાંધાર દેશના જ રાજા હતા અને ગાંધારી પણ એ જ દેશની પુત્રી હતી.

ઉપર જણાવેલી આગળની નદીઓએ આપણી સીમા અફઘાનિસ્તાનની પશ્ચિમ સીમા સુધી પોતાની હદ પહોંચાડી દીધી છે.

सरितः सागराश्चैव तीर्थानि जलदाः नदाः ।
एते भवन्तु सुप्रीताः सर्वकामार्थसिद्धये ॥

મહાભિષેક માટે સર્વ સમુદ્ર, સર્વ નાની–મોટી નદીઓ વગેરેનું જલ લાવવું આવશ્યક બને છે, રાજાના રાજ્યાભિષેક માટે તો–

चतुर्णा सागराणां तु नदीनां च शतस्य तु ।
अभिषेकाय राज्ञस्तु तोय मा हृत्य यत्नतः ॥
सिंधुसागरयोश्चैव संगमः सुमनोहरः ।
तथा कुभा च स्कन्धश्च मानसं च तथा सरः ॥
( शांतिसार )

'ચારે ય સમુદ્ર અને સેંકડો નદીઓનું જળ રાજાના મહાભિષેક માટે લાવવું જોઈએ. સિંધુ અને સમુદ્રનો જે મનોહર સંગમ છે એનું તથા કુભાનદી તથા માનસ સરોવરનું જળ આ મહાભિષેકને માટે લાવવું જોઈએ.'

અહીં કાબુલની નજીકની કુભાનદી તથા તિબેટ–કૈલાસની સમીપના માનસસરોવરનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ દ્વારા અફઘાનિસ્તાન અને તિબેટ ભારતવર્ષની સાથે મેળવી દેવામાં આવ્યા છે.

स्वायुधं स्ववसं सुनीथं चतुः समुद्रं धरुणं रयीणाम् ।
चर्कृत्यं शंस्यं भूरिवारं अस्मभ्यं चित्रं वृषणं रयिं दाः ॥
( ऋ. १०–४७–२ )

'ઉત્તમ શસ્ત્રાસ્ત્રોથી યુક્ત, પોતાનું રક્ષણ કરવામાં સમર્થ, વિશ્વનું નેતૃત્વ કરવાવાળું, ચાર સમુદ્રો સુધી વ્યાપી જનારું, અનેક ઐશ્વર્યો ધારણ કરનારું, અનેક કાર્યશક્તિઓથી યુક્ત, પ્રશંસનીય, સર્વ દુઃખોનું નિવારણ કરી શકનારું, બળ વધારનારું એવું જે ધન આ વિશ્વમાં છે એ અદ્ભુત ધન અમને પ્રાપ્ત થાઓ'

અહીં ચારેય સમુદ્રોનું જે ધન છે તે મહારાજ્યરૂપી ધન અમને પ્રાપ્ત થાઓ એવું કહેવામાં આવ્યું છે, એથી ચારેય સમુદ્રો સુધી મહારાજ્ય વિસ્તાર પામો એ ભાવ પ્રગટ થાય છે શ્રી રામચંદ્રજીના રાજ્યાભિષેક વખતે ચારેય સમુદ્રનું અને લગભગ ૫૦૦ નદીઓનું જલ પ્રયત્ન કરીને લાવવામાં આવ્યું હતું (વા રા યુ ૧૨૮–૫૦) આ સ્થળે વિષ્ણુધર્મ(૨–૨૧–૨૨)માં રાજ્યાભિષેક માટે આવશ્યક સિદ્ધતાનું વર્ણન વાચક જોઈ શકે છે

આર્યોનાં વસાહતીસ્થાનો—સ્થાનો ઘણાં છે ઉત્તરમાં રશિયામાં બાકુનો પ્રાંત, દક્ષિણમાં જાવા, સુમાત્રા, બાલિ વગેરે દ્વીપો આપણાં વસાહતીસ્થાનો છે આજે પણ એશિયાના બાકુમાં હિંદુઓનું અગ્નિમંદિર છે અને ત્યાં એ અગ્નિજ્વાળા દેવીનો પૂજારી હિંદુ જ છે ત્યાં જ્વાળાની પૂજા થાય છે, જેવી જ્વાળામુખીમાં થાય છે આ અગ્નિમંદિરની દીવાલ પર ૧૭મી શતાબ્દિમાં જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો હતો, એનો લેખ હિંદી અક્ષરોમાં છે એ વસાહતીસ્થાન છે

પ્રાચીનકાળનો વિચાર કર્યા પછી આપણે ઇતિહાસકાળ જોઈએ

(૧) ઈ સ પૂર્વે ૩૨૭ વર્ષ પહેલાં એલેકઝાંડર પંજાબમાં આવ્યો હતો એની સાથે ગ્રીક લેખક પણ આવ્યો હતો. એ લખે છે, કે 'હિંદુસ્તાનની આકૃતિ લંબચોરસ છે ઉત્તરમાં હિમાલય, પશ્ચિમમાં સિંધુ, પૂર્વમાં અને દક્ષિણમાં સમુદ્ર છે સિંધુનદીથી પાટલીપુત્ર ૧૧૪૯ માઈલ દૂર છે ત્યાંથી ગંગાનદીનું મુખ ૬૮૯ માઈલ દૂર છે ગંગાથી કન્યાકુમારી ૧૮૩૮ માઈલ દૂર છે અને ત્યાંથી સિંધુનદીનું મુખ ૨૧૮૩ માઈલ દૂર છે'

ગ્રીકોનો આ લેખ બિલકુલ સાચો છે હિંદુઓ દ્વારા જ આ જ્ઞાન એમને થયું હતું સત્તાવીસ હજાર વર્ષ પૂર્વે હિંદુલોકો પોતાના દેશની લંબાઈ–પહોળાઈ બરાબર સારી રીતે જાણતા હતા એ આનાથી સિદ્ધ થાય છે

(૨) એલેકઝાંડર પછી આવેલા ગ્રીક લેખકો અફઘાનિસ્તાનના ઘણાખરા ભાગને હિંદુસ્તાનમાં જ ગણતા હતા (મ જ્ઞાનકોશ વિ ૨૩ પૃ ૮૫–૮૬)

(૩) હિમાલય અને વિંધ્યની વચ્ચેનો પ્રદેશ 'આર્યાવર્ત' કહેવાય છે અને નર્મદાની નીચેનો પ્રદેશ 'દક્ષિણાપથ' કહેવાય છે આર્યાવર્ત અને દક્ષિણાપથ મળીને ભારતદેશ' બને છે

(૪) મહાભારત ભીષ્મપર્વ અ ૯માં ભારતવર્ષના સર્વ પ્રદેશનો ભાગ આપ્યો છે સિંધુથી કાવેરી સુધી સર્વ નદીઓ અને હિમાલયથી મલયગિરિ સુધીના સર્વ પર્વતો એમાં આપવામાં આવ્યા છે એ સમયે ઉત્તર હિંદુસ્તાનમાં ૧૦૩ માંડલિક રાજાઓ હતા અને દક્ષિણદેશમાં ૫૦ રાજા રહેતા હતા

(૫) શ્રીમદ્ ભાગવતના પાંચમા સ્કંધના ઓગણીસમા અધ્યાયમાં હિંદુસ્તાનની સર્વ નદીઓ અને પર્વતોનું વર્ણન કરવામાં આવ્યું છે

(૬) ચીની પ્રવાસી ફા-હિયેન સ ૪૦૦માં અને હુએન-સંગ સ ૬૨૫માં હિંદુસ્તાનમાં આવ્યા હતા એમણે પોતાના પ્રવાસવર્ણનમાં હિંદુસ્તાનનું વર્ણન કર્યું છે

(૭) ભાસના દૂતવાક્ય તથા બાલચરિત નામનાં નાટકોમાં અંતિમ ભરતવાક્યમાં

રીચેનો શ્લોક છે:

इमां सागरपर्यन्तां हिमवद्विन्ध्यकुण्डलाम् ।
महीं एकातपत्राङ्कां राजसिंहः प्रशास्तु नः ॥

'સમુદ્ર સુધી પ્રસરેલા અમારા આ ભારતદેશ ઉપર અમારા શ્રેષ્ઠ રાજા રાજ્ય કરે.' આમાં અખંડ હિંદુસ્તાનની ઉત્તમ કલ્પના છે. ભાસ કવિનો સમય બે હજાર વર્ષ પહેલાંનો છે.

(૮) પહેલાંના વખતમાં રાજાઓનો અભિષેક, પુનર્અભિષેક તથા ઐંદ્રમહાભિષેક એમ ત્રણ પ્રકારનો રાજ્યાભિષેક થતો હતો. રાજપુત્રના જન્મના સમયે જેટલું રાજ્ય હોય એના ઉપર રાજ્ય કરવા માટે જે રાજ્યાભિષેક કરવામાં આવતો હતો તેનું નામ 'અભિષેક' હતું. રાજ્યનો વિશેષ વિસ્તાર કર્યા પછી જે અભિષેક કરવામાં આવતો હતો એ 'પુનર્અભિષેક' તથા સાગર પર્યંત અખંડભૂમિનું મહારાજ્ય સ્થપાયા પછી જે કરવામાં આવતો હતો એનું નામ હતું 'ઐંદ્રમહાભિષેક.'

(૯) દીર્ઘતમા મામર્તેયે ભરતનો ઐંદ્રમહાભિષેક કર્યો હતો એવું ઐતરેય બ્રાહ્મણમાં વર્ણન છે.

(૧૦) ચંદ્રગુપ્તરાજા પરત્વે 'હિમાલયથી લઈને તે દક્ષિણ સમુદ્ર સુધી જે રાજા છે તે બધા યે તમને પ્રણામ કરશે' એવું વર્ણન 'મુદ્રારાક્ષસ'માં છે.

(૧૧) શંકર હિમાલયમાં 'કૈલાસ' પર્વત ઉપર નિવાસ કરે છે અને એમને પતિ તરીકે પ્રાપ્ત કરવાની ઇચ્છાથી તપ કરતી કુમારિકા ગિરિપુત્રી પાર્વતી દક્ષિણ સમુદ્ર પર 'કન્યાકુમારી' નામના સ્થાનમાં તપ કરે છે. આ રીતે શંકર-પાર્વતીએ કૈલાસથી તે કન્યાકુમારી સુધીના અખંડ હિંદુસ્તાનને બતાવ્યો છે.

(૧૨) સતીએ દક્ષ યજ્ઞમાં અપમાનિત થઈને પોતાના દેહનો ત્યાગ કર્યો અને જીવનનો અંત આણ્યો. શંકરે આ વાત જાણતાં જ સ્વયં આવીને એ સતીના મૃતદેહને ઉઠાવ્યો અને સંપૂર્ણ ભારતવર્ષની પરિક્રમ્મા કરી. અને સ્થાનેસ્થાને સતીના દેહના એકએક અવયવને કાપીકાપીને રાખી દીધા. આ રીતે ૫૧ અવયવો ૫૧ સ્થાનો પર રાખવામાં આવ્યા. શાક્તોનાં આ જ ૫૧ શક્તિપીઠ આજે પણ શક્તિપૂજકોને પૂજનીય છે. જ્યાં સતીની યોનિ નાખવામાં આવી તે 'કામગિરિ' સ્થાન 'કામાખ્ય'ને નામે પ્રસિદ્ધ થયું છે. જ્યાં આંગળી પડી તે કલકત્તાનું 'કાલીસ્થાન' છે. જ્યાં સતીની હથેલી પડી તે બનારસમાં 'અન્નપૂર્ણા'નું સ્થાન છે. જ્યાં સતીની જીભ પડી તે કાંગડા જિલ્લામાં 'જ્વાલામુખી' નામે સ્થાન છે. જ્યાં એનું બ્રહ્મરન્ધ્ર પડ્યું તે હિંગોળનદીને કિનારે હિંગુલાદેવી નામનું સ્થાન થયું. આવી રીતે વિંધ્યાચળમાં વિન્ધ્યવાસીની, નીલગિરિમાં નીલાંબરી, શ્રીનગરમાં જાંબુનદેશ્વરી, નેપાળમાં ગુહ્યકાલી, કોલ્હાપુરમાં મહાલક્ષ્મી, મદુરામાં મીનાક્ષી, ગયામાં મંગળા, કુરુક્ષેત્રમાં સ્થાણુપ્રિયા, નનખલમાં 'ઉગ્રા'નાં સ્થાનો બન્યાં. આ ૫૧ પવિત્ર સ્થાનો આજે પણ પ્રસિદ્ધ છે અને તે અખંડ ભારતને બતાવે છે. શ્રીનગરથી દક્ષિણ બાજુએ મદુરા સુધી હિંદુસ્તાન સતીનો એક દેહ છે અને એ જ છે શક્તિપૂજકોનો પ્રદેશ.

(૧૩) 'બ્રહ્મદર્શન' નામનો ગ્રંથ દત્તાત્રેયઋષિએ લખેલો ૫૦ વર્ષ પહેલાં છપાયો છે, એમાં અખંડ ભારત દેશને શંકરનો દેહ માનવામાં આવ્યો છે. કાશ્મીર એનું મસ્તક છે, અમરનાથ ત્રીજું લોચન છે, હિમાલય જટાજૂથ છે, પંજાબથી સિંધ સુધીનો એક હાથ, બંગાળ તથા સંયુક્ત બીજો હાથ, વિન્ધ્ય પર્વત કમર છે દક્ષિણનો સમુદ્રકિનારો જાંઘ છે; અને

# ફૂલપાંદડી

શ્રી જયંતીલાલ મોતીલાલ શાહ
એમ એ એલએલ બી.

ફૂલ જેવું સુંદર ને સુવાસિત હોય છે તેવાં જ સુવાસિત ને અનેક પ્રકારની સુંદરતાથી મંડિત હોય છે મહાપુરુષોના જીવન અમર જીવનના એવા યાત્રાળુઓને દેશ, સ્થળ ને કાળના બંધન નડતા નથી યાજ્ઞવલ્ક્ય ને મૈત્રેયી જર્મન સાહિત્યકાર ગટે ને જર્મન ફિલોસોફર નિત્શે, સહુ કોઈ એક જ ફૂલવાડીના ફૂલ હતા એમ એમના જીવનના પુષ્પમાંથી અહીં સંગ્રહાયેલી ચારેક પાંદડીઓ બતાવી આપે છે

[ ૧ ]

મહાપુરુષો વિષે કહેવાય છે કે તેઓ બનતા સુધી આજ્ઞાર્થ વાક્ય વાપરતા નથી સોક્રેટિસના સંવાદ, બુદ્ધનાં વચન, કે શંકરાચાર્યના ભાષ્યમાં વિધિનિષેધનાં વાક્યો ભાગ્યે જ માલૂમ પડે છે આનું કારણ આપતાં આવા પુરુષો સોક્રેટિસના શબ્દોમાં કહે છે કે 'કોઈ પણ માણસ જાણી જોઈને ખોટું કાર્ય કરતો નથી જગતમાં જે કંઈ બૂરાઈ અને દુષ્ટતા નજરે પડે છે તેનું મૂળ કારણ અજ્ઞાન છે મનુષ્ય પોતે શું કરી રહ્યો છે તે જો બરાબર સમજે તો તે કદાપિ દુષ્કર્મ કરવા પ્રેરાય નહીં, ઊલટું તેને માટે શુભ આચરણ જ સહજ અને સ્વાભાવિક બની જાય.'

લોખંડના ધગધગતા ગોળાને પોતાના હાથમાં પકડનાર મનુષ્ય કોઈના ય ઉપદેશની અપેક્ષા રાખ્યા સિવાય તેને આપોઆપ નીચે મૂકી દેશે અને ગણિતશાસ્ત્રનાં મૂળતત્ત્વો જાણનાર પુરુષ બે અને બેનો સરવાળો સામાન્ય રીતે ચાર જ થાય એમ અવશ્ય કહેશે આમ વિદ્યા આગળ આસુરીશક્તિ ટકી શકતી નથી જ્ઞાનમાર્ગીઓ તો આથી પણ આગળ જઈને કહે છે કે જ્ઞાનનો ઉદય થતાં મનુષ્યની તમામ કામનાઓ શમી જાય છે અને તેની સાથે જ તેનાં શુભ અને અશુભ સઘળાં કર્મો નાશ પામે છે આથી જ શાસ્ત્રકારો સંન્યાસને જ્ઞાનનું લક્ષણ માને છે અને મહાત્મા ગાંધીજી કઠોપનિષદના પ્રિય પ્રથમ શ્લોક 'त्यक्तेन भुंजीथा' ની માફક વસ્તુના ત્યાગદ્વારા તેનો ઉપભોગ કરવાનું મનુષ્યને જણાવે છે

---

રામેશ્વર પણ છે

(૧૪) નર્મદાનદીની પ્રદક્ષિણા હિંદુસ્તાનની આડી પ્રદક્ષિણા છે અને કાશીની ગંગા રામેશ્વરમાં તથા રામેશ્વરનો સેતુ કાશીની ગંગામાં નાખવાનો પ્રયત્ન કર્યાથી હિંદુસ્તાનની ઊભી પ્રદક્ષિણા થાય છે

(૧૫) સાત શહેરોનું સ્મરણ હિંદુઓ કરે છે

अयोध्या मथुरा माया काशी काञ्ची अवन्तिका ।
पुरी द्वारावती चैव सप्तेता मोक्षदायिका ॥

આ સાત નગરો—અયોધ્યા, મથુરા, કાશી, કાંચીવરમ્, અવંતિકા, પુરી, દ્વારકા—ના સ્થાનને લીધે હિંદુસ્તાનનું જ જ્ઞાન પ્રાપ્ત થાય છે

(૧૬) રામપુર, સીતાપુર, હનુમાનગઢી વગેરે રામ, સીતા, હનુમાન વગેરે વીરોના નામો દ્વારા હિંદુસ્તાન વ્યાપી રહેલું છે રામપુર હિમાલયમાં છે અને રામેશ્વર દક્ષિણમાં છે

સંપૂર્ણ

★

ઉપનિષદનાં તેજસ્વી પાત્રોના અગ્રણી ઋષિ યાજ્ઞવલ્કય જીવનના છેલ્લા આશ્રમમાં પ્રવેશવાના નિર્ણય ઉપર આવ્યા. આથી પોતાની તર્કકુશળ અને મુમુક્ષુ પત્નીને સમીપ બોલાવી તેમણે કહ્યું :

'હે મૈત્રેયિ, હું સંન્યાસ લેવાનો ઇરાદો રાખું છું, તો તમે અને કાત્યાયની આ મિલકતને તમારી વચ્ચે સલાહ-સંપથી વહેંચી લેજો.'

જ્ઞાનવૃદ્ધ તપસ્વી પાસે વર્ષોથી રહેનાર ઋષિપત્નીને ઐહિક સુખની કલ્પના આકર્ષી શકી નહીં. તેણે તો જિજ્ઞાસાપૂર્વક પોતાના પતિને પૂછ્યું :

'પરંતુ ભગવન્, પૈસો મને અમર બનાવી શકશે ?' પત્નીના આવાં આત્મલક્ષી વચનોથી યાજ્ઞવલ્ક્ય અત્યંત પ્રસન્ન થયા અને બોલ્યા :

'હે દેવી, ધનસંપત્તિ, યજ્ઞયાગ, કે પ્રજોત્પત્તિથી નહીં પરંતુ કેવળ ત્યાગથી જ લોકો અમર થયા છે.'

પતિની જ્ઞાનરૂપી ખરી દોલતમાં ભાગ પડાવવાની આ સુંદર તક ઝડપી લેતાં ઋષિપત્નીએ ચર્ચા આરંભી :

'પરંતુ દેવ, સંસારમાં રહીને મનુષ્ય શુભ કર્મો કરે તો તે મુક્તિ મેળવી ન શકે ?'

પત્નીના મનનું સમાધાન કરવા યાજ્ઞવલ્કયે ઉત્તર વાળ્યો : 'હે મૈત્રેયિ, આ વસ્તુ તો વંધ્યાપુત્ર, આકાશકુસુમ કે મૃગજળ જેટલી જ અસંભવિત છે. વળી તમારા પ્રશ્નમાં એક નહીં પરંતુ ત્રણ અશકયતાઓ રહેલી છે.'

'ભગવન્!' મૈત્રેયી બોલી : 'મારી મંદબુદ્ધિને લીધે હું તો આપનો ઉત્તર સાંભળીને દિંગ્ થઈ જાઉં છું. દુનિયાના મોટા ભાગના લોકો મારા જેવો જ ખ્યાલ ધરાવતા હોય છે. પરંતુ આપ કહો છો તે વાત જો સાચી હોય તો તેમની માન્યતા ખોટી જ હોવી જોઈએ. માટે કૃપા કરીને આપના કથનનો ભેદ પ્રગટ કરો.'

'હે દેવી, તમે જરા વિચાર કરશો તો તમને ત્રણેય વસ્તુઓ દીવા જેવી સ્પષ્ટ સમજાશે.' યાજ્ઞવલ્કયે જવાબ આપ્યો ને ઉમેર્યું :

'સૌથી પ્રથમ તો મુક્તિ એ કોઈ મેળવવાની વસ્તુ નથી; કારણકે પરમાર્થિક દૃષ્ટિએ દરેક મનુષ્ય મુક્ત જ છે. બીજું વ્યાવહારિક દૃષ્ટિથી વિચાર કરીએ તોપણ મુક્તિ ફક્ત જ્ઞાનથી જ પ્રાપ્ત થાય છે, કર્મથી નહીં. અને ત્રીજું સંસારમાં રહીને સર્વાંશે શુભ કર્મો થવાં કોઈ રીતે શકય નથી.'

જાણે કોઈ અમૂલી વસ્તુ મળવાની તૈયારીમાં હોય એવો આનંદ અનુભવતી ઋષિપત્ની બોલી :

'ભગવન્, આપની વાણી સાંભળીને મને કોઈ નવી જ દૃષ્ટિ પ્રાપ્ત થતી હોય એમ લાગે છે. તો મારો ઉદ્ધાર કરવા આપ આ વિષયની વધુ સ્પષ્ટતા કરો એવી મારી નમ્ર વિનતિ છે.'

પત્નીમાં સર્વોચ્ચ જ્ઞાન માટેની પૂરેપૂરી યોગ્યતા જોઈને યાજ્ઞવલ્કયે પોતાની જાતને ધન્ય માની અને કહ્યું :

'હે મૈત્રેયિ, તત્ત્વજ્ઞાનીની દૃષ્ટિથી મારો આ છેલ્લો ઉત્તર સાંભળો. એક રીતે જોતાં આ સમસ્ત વિશ્વ પરિપૂર્ણ બ્રહ્મનો આવિષ્કાર માત્ર છે અને તેથી તેમાંની એકેએક વસ્તુ પોતપોતાને સ્થાને પૂર્ણ જ છે. હવે મનુષ્ય પોતે પણ આ વિશ્વનો એક ભાગ છે; માટે તે પણ કોઈ રીતે અપૂર્ણ કે બદ્ધ હોઈ શકે નહીં. પરંતુ મનુષ્ય પોતાની જાતને જે અપૂર્ણ અને બદ્ધ માને છે તેનું કારણ અજ્ઞાન છે; અને જ્ઞાન સિવાય અજ્ઞાન દૂર થઈ શકતું નથી. આથી જ મેં તમોને કહ્યું હતું કે મુક્તિ કેવળ જ્ઞાનથી જ પ્રાપ્ત થાય છે, કર્મથી નહીં. કર્મ તો વાસના સિવાય

સંભવી શકતું નથી સારું કે નરસું દરેક કર્મ વાસનાનું બાળક અને તેનું જનક છે આથી જ્યાંસુધી કર્મના પ્રદેશમાં મનુષ્ય વિચરે છે ત્યાંસુધી તે સંસારનાં દ્વંદ્વોથી પર થઈ શકતો નથી અને આ ઉપરથી જ છેલ્લી વસ્તુ ફલિત થાય છે કે સંસારમાં સર્વથા શુભ કર્મ થવાં શક્ય નથી સંસાર એ તો આસક્તિનો દ્યોતક છે, મનુષ્યમાં ઊંડેઊંડે પણ આસક્તિ ન હોય તો તે સંસારીજીવન ગાળી શકે જ નહી આ આસક્તિને લીધે જ સંસારી જીવથી ઇચ્છાએ કે અનિચ્છાએ, વહેલું કે મોડું, નાનું કે મોટું, અસત્કાર્ય થયા વિના રહેતું નથી. માટે જ કહ્યું છે કે જે દિવસે મનુષ્યને વૈરાગ્ય થાય તે જ દિવસે તેણે ગૃહત્યાગ કરવો '

ઋષિપત્નીને પ્રકાશ લાધ્યો અને જેમ રામની પાછળ સીતા, સત્યવાન પાછળ સાવિત્રી અને હરિશ્ચંદ્ર પાછળ તારામતી, તેમ યાજ્ઞવલ્ક્ય પાછળ મત્રેયી ચાલી નીકળ્યાં

[ ૨ ]

એકવાર એક ભક્તે ભગવાનને ફરિયાદ કરી 'હે પ્રભો! આજે હું આપનાં દર્શને આવતો હતો ત્યાં માર્ગમાં મને કાંટો વાગ્યો અને એક ચોર ચોરી કરવા જતો હતો ત્યાં રસ્તામાં તેને સોનામહોર જડી આ તે આપનો કેવો ન્યાય?' ભગવાને જવાબ આપ્યો 'હે વત્સ! તને તો આજે શૂળી ભોંકાવાની હતી, પરંતુ તું મારા મંદિરે આવવા નીકળ્યો તેથી એક શૂળથી જ તારું કામ સર્યું, જ્યારે આ ચોરને મોટો ચરુ મળવાનો હતો, પરંતુ તેની દુષ્ટતાને લીધે તેને એક મહોર જ મળી ' જગતમાં જે કંઈ બને છે તે સારા માટે જ બને છે એવું જ્ઞાન કે પ્રતીતિ તો નરસિંહ મહેતા જેવા કોઈ વિરક્ત પુરુષને જ થઈ શકે છે આવા પુરુષો જ્યારે ઈશ્વરીતંત્ર અને તેના અટળ નિયમોનો વિચાર કરે છે ત્યારે તેમને સમજાય છે કે સારામાં સારી જો કોઈ દુનિયા હોય તો તે આ જ છે આથી ઊલટું સામાન્ય માનવીને આખું જગત મોટે ભાગે કાળું જ દેખાય છે, અને તેથી દોષ શોધવા અને ફરિયાદ કરવા સિવાય તેને બીજું કંઈ સૂઝતું નથી તે એટલું સમજતો નથી કે જગતમાં જે કંઈ છે તે અનિવાર્ય છે અને જે નથી તે અશક્ય છે આરસના એક પૂતળામાં બોલવાની શક્તિ નથી તેની પાછળ જેટલાં સબળ કારણો રહેલાં છે તેટલાં જ સંગીન કારણો એક મનુષ્યના અંધાપાની પાછળ પડેલાં છે અને તેથી જેમ અંધ પૂતળા માટે કોઈ દયા ખાતું નથી તેમ જ્ઞાનથી અંધ મનુષ્ય માટે પણ કોઈને દુખ થવું જોઈએ નહિ આ જ વસ્તુની સ્પષ્ટતા કરતાં જર્મનીનો સાહિત્યસમ્રાટ ગટે સંસાર-સંતપ્તોને કહે છે 'હે ભાઈ તું નાહક શોક કે ચિંતા ન કર, કારણકે તેથી તારું કંઈ વળવાનું નથી તારું કાર્ય તો તને ક્યારનું ય સોંપાઈ ગયું છે અને તારી યાત્રા ક્યારની ય શરૂ થઈ ચૂકી છે માટે તું તારે હવે દોડ અને રાતોપીળો ન થા આમ કરશે તો જ તું હોડમાં વિજયી બનીશ.'

ધર્મભીરુ અને પવિત્ર હૃદયનો એક પાદરી વૃદ્ધાવસ્થાએ આવી પહોંચ્યો હતો જીવનમાં તેણે અનેક તડકા-છાંયા જોયેલા, પરંતુ શાંત સરોવરની માફક તેનું ચિત્ત હમેશ અક્ષુબ્ધ જ રહેલું સામાન્ય માનવી જ્યાં હિંમત હારી જાય તેવા કપરા સંજોગોમાં પણ તે પોતાના મનની સ્થિરતા અને શાંતિ ટકાવી રાખતો ઈશ્વરની ભલાઈ ઉપર પૂર્ણ ભરોસો રાખનાર આ સાધુપુરુષ અસંતોષ, અધીરાઈ કે નિરાશાને ઓળખતો નહિ તેનો સૌમ્ય ચહેરો જોઈને બીજા લોકો

ઘડી પોતાનું દુઃખ ભૂલી જતા, પરંતુ ના આ સાત્ત્વિક સ્વભાવનું કારણ કોઈ બી શકતું નહિ. આખરે તેના એક અંગત મિત્રે લાગ જોઈ તેને પૂછ્યું:

'જહોન, તારી ઉપર અનેક દુઃખો આવે છે, છતાં તું હમેશ ખડકની માફક અડગ રહે છે તેનું શું કારણ?'

કલ્યાણકારી વસ્તુમાં બીજાને ભાગીદાર બનાવવાથી તે વૃદ્ધિ જ પામે છે એમ પોતે માનતો હોવાથી તે પાદરી બોલ્યો:

'મિત્ર, તેનું કારણ સાવ સાદું છે. અને તે એ કે હું મારી આંખોનો યોગ્ય ઉપયોગ કરું છું.'

વૃદ્ધ ધર્મગુરુનાં વચનનો મર્મ નહીં સમજી શકવાથી મિત્રે તેની સ્પષ્ટતાની માગણી કરી. આથી તે પાદરી બોલ્યો:

'હે મિત્ર, સૌ પહેલાં હું ઊંચે સ્વર્ગ તરફ જોઉં છું અને મને સમજાય છે કે મૃત્યુ બાદ મારે ત્યાં જવાનું છે. આથી હું બને તેટલા સદ્‌ગુણોને જીવનમાં ઉતારવા અને દુર્ગુણોને હાંકી કાઢવા પ્રયાસ કરું છું. પછી હું નીચે પૃથ્વી તરફ નજર કરું છું અને મને ખાતરી થાય છે કે આખરે તો મારે પાંચ કે ૭ ફૂટથી વધુ જગ્યાની જરૂર પડવાની નથી. આથી મારા જીવનમાંથી મોહ અને માયામમતા આપોઆપ ઓસરી જાય છે. છેલ્લે હું મારી આસપાસની દુનિયા તરફ દૃષ્ટિ ફેંકું છું અને મને જણાય છે કે હું અસંખ્ય લોકો કરતાં વધુ સુખી છું. આથી મારી સ્થિતિ વિષે ઉદ્વિગ્ન રહેવાને બદલે હું પરમકૃપાળુ પિતાનો—પ્રભુનો ખરા દિલથી આભાર માનું છું, અને આજ્ઞાની પ્રતીક્ષા કરતો શાંતિથી જીવન વ્યતીત કરું છું.'

[ ૩ ]

એક વિચારકે કહ્યું છે કે તમે એકાદ ફૂલને સ્પર્શ કરવા જશો ત્યાં તો કોઈ તારામાં ખળભળાટ ઉત્પન્ન થઈ જશે. જગતની વસ્તુઓ એકબીજા સાથે એટલી ગાઢ રીતે સંકળાયેલી છે કે નિર્ભેળ સ્વતંત્રતા અને અલગતાનો દાવો કરવો એ અજ્ઞાન અને મૂર્ખાઈનું પ્રદર્શન કરવા બરાબર છે. દરેક કાર્યને પોતાનું કારણ હોય છે. તે કારણને પણ પોતાનું કોઈ બીજું કારણ, બીજાને ત્રીજું, અને ત્રીજાને ચોથું,...એમ કાર્ય-કારણની અનાદિ અનંત પરંપરા કોઈ પણ જાતના અપવાદ સિવાય વિશ્વની જડચેતન તમામ વસ્તુઓને પોતાનામાં આવરી લે છે. ખુદ મનુષ્ય પણ આ શૃંખલામાં એક અંકોડાથી વધુ મહત્ત્વ ધરાવતો નથી. પરંતુ મનુષ્યને સામાન્ય રીતે પોતાની ઇચ્છાઓનું ભાન હોય છે પણ ઇચ્છાઓનાં કારણોનું ભાન હોતું નથી. પરિણામે તે ભૂલથી માને છે કે પોતે કોઈ પણ કાર્ય કરવાને પૂરેપૂરો સ્વતંત્ર છે. તેની આ બાલિશ માન્યતાનો રદિયો આપતાં મહાન તત્ત્વવેત્તા સ્પીનોઝા કહે છે કે 'મનુષ્ય જેને પોતાની સૌથી વહાલી વસ્તુ—સ્વતંત્ર ઇચ્છાશક્તિ માને છે તે કેવળ એક ભૂલ છે, ગાડા નીચે ચાલતો કૂતરો અવશ્ય માનતો હશે કે પોતે આખું ગાડું ચલાવી રહ્યો છે અને હવામાં ફેંકાયેલ પથ્થર જો ચૈતન્ય ધરાવતો હોય તો તે પણ જરૂર માને કે પોતે પોતાની સ્વતંત્ર ઇચ્છાશક્તિથી આગળ જઈ રહ્યો છે.'

અજરામર ગણાતા દેવો પણ આ સર્વવ્યાપી ભ્રમમાંથી મુક્ત નથી. તેઓ પણ કોઈકવાર અર્જુનની માફક મોહમાં પડે છે, અને પોતે તો સર્વનિયંતાના હાથમાં એક નિમિત્તમાત્ર છે એ વસ્તુ સાવ ભૂલી

જાય છે

એકવાર દાનવોને યુદ્ધમાં સખત હાર આપીને દેવો વિજયોત્સવ નિમિત્તે ઇન્દ્ર સભામાં એકઠાં મળ્યા દરેકને થયું કે વિજય તો પોતપોતાની શક્તિને લીધે જ મળ્યો હતો

ભગવાનનો મહિમા તેઓ ભૂલી ગયા, અને તેને બદલે સૌ કોઈ પોતપોતાની બડાઈ હાંકવા લાગ્યા રંગરાગ શરૂ થયા મદિરાનાં પાન, કિન્નરોનાં ગાન, ગાંધર્વોનાં નૃત્ય અને અપ્સરાઓના કામણમાં બધા ચકચૂર બન્યા એટલામાં ત્યાં કોઈ યક્ષની આકૃતિ દેખાઈ દેવો એકબીજાની સામે જોવા લાગ્યા, પરંતુ યક્ષને કોઈ ઓળખી શક્યું નહિ આથી તે યક્ષ કોણ છે તેની તપાસ કરવા ઇંદ્રે અગ્નિને આજ્ઞા કરી

અગ્નિદેવ ઝપાટાભેર ઊપડ્યા યક્ષની નજીક આવતાં જ યક્ષે તેમને પૂછ્યું

'તું કોણ છે?'

'અગ્નિ'

'તું શું કરી શકે તેમ છે?'

'સારા યે વિશ્વને બાળી શકવાનું હું સામર્થ્ય ધરાવું છું'

'તો લે, આ ઘાસના તરણાને બાળ' એમ કહી યક્ષે અગ્નિદેવ સમક્ષ ઘાસનું એક તરણું મૂક્યું તિરસ્કારસૂચક સ્મિત સાથે અગ્નિદેવ તે કાર્ય માટે તૈયાર થયા, પરંતુ થોડી જ વારમાં તેમને જણાયું કે તેમની તમામ ગરમી અને તેજ આજે હણાઈ ગયાં હતાં આથી વીલે મોઢે તેઓ સભામાં પાછા આવ્યા તેમની જગ્યાએ જળદેવને મોકલવામાં આવ્યા, પરંતુ તરણાને ભીંજવવું તેમને પણ અશક્ય લાગ્યું પછી વાયુદેવ ગયા, પરંતુ તરણું એક તસુ પણ ખસ્યું નહિ આખરે ઇંદ્રદેવ પોતે ત્યાં ગયા તેમના આવતાંની સાથે જ યક્ષ અંતર્ધાન થઈ ગયો અને તેની જગ્યાએ બ્રહ્મવિદ્યારૂપી દેવી પ્રકટ થયાં તેમને, આ વિચિત્ર ઘટનાનું કારણ પૂછતાં ઇંદ્રને જણાયું કે યક્ષ એ તો બ્રહ્મ પોતે જ હતા અને વિજય પણ બ્રહ્મનો જ થયો હતો!

દેવોને પોતાની ભૂલ સમજાઈ, તેમનું અભિમાન ઓગળી ગયું અને દેવાધિદેવના ગુણગાનથી અમરાપુરી ફરીથી ગાજવા લાગી

[ ૪ ]

તત્ત્વવેત્તાઓને ભવ્ય અંજલિ આપતાં ગ્રીક ફિલસૂફ પ્લેટો કહે છે કે જ્યાંસુધી સત્તાધારીઓમાં તત્ત્વવેત્તાના ગુણો નહિ આવે અને તત્ત્વવેત્તાઓ રાજકારોબારમાં ભાગ નહિ લે ત્યાંસુધી દુનિયા સુખી થવાની નથી દુઃખને હસનાર, મૃત્યુને ભેટનાર અને માનવજાતને દોરનાર આ નરરત્નોનું આવું ઉચ્ચ મૂલ્યાંકન ઘણાને પક્ષપાત અને પૂર્વગ્રહથી ભરેલું લાગશે સામાન્ય માનવીની દૃષ્ટિએ તો તત્ત્વવેત્તાઓ અવ્યવહારુ, વેદિયા, કે ધૂની મનાય છે તેમના ક્રાન્તિકારી વિચારો અને ઉચ્ચ કલ્પનાઓથી રાજકર્તા ડરે છે તત્ત્વજ્ઞાનની કિંમત પણ બહુ જ ઓછી આંકવામાં આવે છે, અને જો કોઈ વ્યક્તિ તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરવા પ્રેરાય તો બીજાઓને સતત ચિંતા રહ્યા કરે છે કે કદાચ એને વિચારવાયુ થઈ જશે પરંતુ સાચી વાત તો એ છે કે તત્ત્વજ્ઞાનના આનંદની પાસે બીજા બધા આનંદો ફિક્કા અને ક્ષુલ્લક લાગે છે તત્ત્વજ્ઞાનના અભ્યાસથી જે મનોબળ, જ્ઞાનદૃષ્ટિ અને ચિત્તશાંતિ મળે છે તેવાં બીજે ક્યાંય મળતાં નથી જગતના ઇતિહાસ તરફ નજર કરીશું તો જણાશે કે યાજ્ઞવલ્ક્ય અને શંકરાચાર્ય બુદ્ધ અને સોક્રેટિસ, ડાયોજીનીસ અને એપિક્ટેટસ, તથા ઝીનો અને સ્પીનોઝા જેવી વિશ્વવંદ્ય વિભૂતિઓ તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં જ

ત્પન્ન થઈ છે. તત્ત્વજ્ઞાનીઓ તો માનવતાનું 'ત્ન, નિર્વાણનું કલ્પવૃક્ષ અને જગતની ..વાદાંડી રૂપ છે. રાણા પ્રતાપ જેવો રજપૂત કાઈક વાર યુદ્ધમાંથી પાછી પાની કરવા તત્પર થયો હશે, અર્જુન જેવો બાણાવળી એકાદ પ્રસંગે પોતાનું નિશાન ચૂક્યો હશે અને યુધિષ્ઠિર જેવા સત્યવાદી કટોકટીને સમયે અસત્ય બોલ્યા હશે; પરંતુ તત્ત્વજ્ઞાનીઓ જીવનરૂપી ભીષણ સંગ્રામમાંથી કદાપિ પાછા હઠ્યા નથી, જગતકલ્યાણના પરમ આદર્શને સિદ્ધ કરવામાં કદી નિષ્ફળ ગયા નથી અને સત્યના રાહ પરથી કોઈ પણ સંજોગોમાં ડગ્યા નથી.

જર્મનીનો ઉગ્ર વિચારક નીત્શે એક રાત્રે પોતાના મિત્ર સાથે તત્ત્વજ્ઞાનની ચર્ચા કરી રહ્યો હતો. વાતચીત દરમિયાન દુનિયાનું આદર્શ ચિત્ર પોતાના મિત્ર સમક્ષ ખડું કરતાં તેણે કહ્યું કે જે લોકો સુખદુઃખ અને શુભાશુભની લાગણીથી પર થયા નથી તેઓ જીવવા યોગ્ય નથી. તત્ત્વવેત્તાના આવા જલદ વિચારનો ઉપહાસ કરતો તેનો મિત્ર બોલ્યો:

'પરંતુ નીત્શે, તારો નિયમ જો સાચો હોય તો તારે અને તારા વર્ગે જગત પરથી સૌથી પહેલાં વિદાય લેવી પડશે.'

મિત્રના કહેવાનો આશય સમજી જઈને નીત્શેએ સીધો પ્રશ્ન કર્યો: 'પરંતુ અમારા લોકો ઉપર જ તારી આટલી બધી ખફગી કેમ ઊતરી છે?'

'કારણ મોટીમોટી વાતો કરવી એ જ તમારો મુદ્રાલેખ છે; આચરણની બાબતમાં તો એક ટાંકણી અડતાં જ તમે કૂદાકૂદ અને બૂમાબૂમ કરી મૂકો છો.'

'તત્ત્વવેત્તાના સારા યે વર્ગ ઉપર આવો ગંભીર આક્ષેપ કરવા માટે તારી પાસે કયા પ્રમાણનો આધાર છે?'

'એ તો એક સ્વયંસિદ્ધ હકીકત છે, નીત્શે.'

'આ તો અમારા સ્વમાનનો પ્રશ્ન છે. માટે કાં તો તું આ આક્ષેપ સાબિત કર અગર હું તેને ખોટો ઠરાવું.'

મિત્રે સ્વાભાવિક રીતે જ બીજી માગણી કરી. આથી જરા ગંભીર બનીને નીત્શે બોલ્યો:

'જો, આપણી સામે આ દીવો બળે છે, તેની જ્યોત ઉપર તું તારો હાથ ધરીશ?'

'એવી નાહકની ઉપાધિ હું શા માટે વહોરું?' મિત્રે પરોક્ષ રીતે પોતાની નબળાઈ કબૂલ કરી.

'તો જો......' એમ કહેતાં જ નીત્શેએ પોતાનો હાથ જ્યોત ઉપર ધરી દીધો. મિત્રે ધાર્યું હતું કે નીત્શે તુરત જ પોતાનો હાથ પાછો લઈ લેશે; પરંતુ નીત્શેએ તો આજે અગ્નિપરીક્ષામાંથી પસાર થવાનો દૃઢ સંકલ્પ કર્યો હતો. હાથ જ્યોત ઉપર જ રહ્યો અને સારી પેઠે દાઝ્યો.

નીત્શેની આવી હિંમત, સહનશીલતા, અને સ્વસ્થતા જોઈને મિત્રે પોતા માટે શરમ અને તત્ત્વવેત્તા માટે માન અનુભવ્યાં, અને તેને ખાતરી થઈ કે તત્ત્વજ્ઞાનીઓ સામાન્ય માટીમાંથી પેદા થયેલા હોતા નથી.

★

ચર્ચીલ, રુઝવેલ્ટ ને સ્ટેલીન એક વખત વાતો કરતા હતા. ચર્ચીલે કહ્યું: 'હું જો ઈંગ્લીશમેન તરીકે ન જન્મ્યો હોત તો અમેરિકન તરીકે જન્મવું વધુ પસંદ કરત.'

રુઝવેલ્ટે જણાવ્યું: 'મને પણ એમ જ થાય છે કે હું જો અમેરિકન તરીકે જન્મ્યો ન હોત તો હું ઈંગ્લીશમેન તરીકે અવતાર લેવો પસંદ કરત.'

બંનેનું કથન સાંભળી સ્ટેલીને જણાવ્યું: 'મિત્રો, હું જો રશિયન તરીકે જન્મ્યો ન હોત તો પશ્ચાત્તાપથી બળીને જ ખાખ થઈ ગયો હોત.'

# સૂરદાસનાં પદો

(બાળલીલા)


શ્રી પુરુષોત્તમ ભટ્ટ

હિંદી સાહિત્યરત્ન, રાષ્ટ્રભાષારત્ન


હિંદી સાહિત્ય આકાશમાં સાચે જ સૂરદાસનું સ્થાન સૂર્ય જેટલું અત્યંત પ્રતિભાવંત ને તેજસ્વી છે આટઆટલા વર્ષો પહેલા થયેલા હિંદના મધ્યયુગના ભક્તકવિઓએ રાધા-કૃષ્ણના જ પદો મુખ્યત્વે ગાયા હોવા છતાં મૂળકથાને દરેકનો નિરનિરાળો રંગ લાગ્યો છે જાણે મહાનદને નિરનિરાળા ઝરણા ન મળ્યા હોય! રામ ને કૃષ્ણની આસપાસ રચાયેલી ને પુષ્ટ થયેલી આપણી ભારતીય સંસ્કૃતિને અદ્યાપિ પર્યંત એ ભક્તોએ જ જીવંત રાખી છે સૂરદાસજીએ નિરૂપેલા કૃષ્ણજીવનની બાળલીલાના પદોમાં જાણે જનસમસ્તની માતાના મનોભાવ વ્યક્ત થાય છે જુદીજુદી પરિસ્થિતિને લગતા બાલમાનસના સ્વભાવનું સુંદર ચિત્ર વ્યક્ત કરતા આ પદોમાં ચિરંતન નારી ને ચિરંતન બાળાનું અદ્ભુત મનોવિશ્લેષણ બતાવાયું છે ને એ જ છે મહાન કવિનું અમરત્વ એમ કોણ નહી કહે?

કવિની મહત્તા તેણે કઈ ભાષામાં કવિતા રચી છે તેમાં નથી, પરંતુ તેણે કેવા ભાવો ને શક્તિથી કવિતાનું રૂપ ઘડ્યું છે, તથા પ્રજાના જીવનને તે કેટલે અંશે સ્પર્શે છે તે ઉપરથી મપાય છે સાહિત્યમાં ને પ્રજાના હૃદયમાં અમરસ્થાન મેળવનારા મહાકવિઓની કલમે સાધારણ વિષય પણ હાર્દિક સંવેદનપૂર્ણ બની જતો, ને કવિ કવિતા દ્વારા તે વિષયને અમર કરી જતો મહાકવિઓએ હિંદી ભાષાની સેવા કરી તેને જીવંત રાખી છે પ્રજાનાં ઊર્મિસ્પંદનો, વેદના, ભક્તિ, પ્રેમ, બધું તેમણે તેમની આર્ષદૃષ્ટિએ મૂર્ત કર્યું છે પ્રાચીન કવિતામાં શૃંગાર, વિરહ વગેરે રસોને ખૂબ જ સ્થાન હતું પરંતુ જેને સૌ કવિઓ ને માનવો ખોઈ રાચે છે ને જેની ફોરમ યાદ કરીને ભૂતકાળની કલ્પનાસૃષ્ટિમાં રમે છે, તે વાત્સલ્યરસ (બાળલીલા)માં સૂરદાસની શક્તિને કોઈ આંબી શક્યું નથી

સૂરદાસનું જીવન તો સૌ જાણે છે તેમની ભક્તિ વિષે પણ આપણને ખબર છે વૈષ્ણવ સંપ્રદાય એટલે તો કાવ્ય ને સંગીતનો અગાધ સાગર ત્યાં ભજનો રચાય, પદો ગવાય, કીર્તન થાય, પ્રભુની લીલાને અનુલક્ષી અવનવી રચનાઓ થાય આવા વાતાવરણમાં સૂર રહેતા હતા એક વખતે મહાપ્રભુ વલ્લભાચાર્ય ગઉઘાટ પર પધાર્યા, ત્યારે સૂર તેમનાં દર્શન કરવા ગયા મહાપ્રભુએ સૂરને ભગવદ્યશ ગાવાનું કહ્યું ત્યારે સૂરદાસે વિનયનાં થોડાં પદ ગાયાં દૈન્યપૂર્ણ આ ગીતો સાંભળી વલ્લભાચાર્યજીએ કહ્યું 'ऐसो घिघियात काहेको है, कछु भगवंत लीला वर्णन करि' સૂરે કહ્યું, 'હે પ્રભો! હું લીલા તો જાણતો નથી' એટલે મહાપ્રભુએ તેમને સ્નાન કરી આવવા કહ્યું સ્નાન બાદ તેમણે દશમસ્કંધની અનુક્રમણિકા કહી મહાપ્રભુના આ ઉદ્બોધનને સૂરની સુપ્ત પ્રતિભા જાગી ઊઠી-અંતર્દૃષ્ટિ ખૂલી ગઈ સૂર ગોકુળ ગયા ત્યાં તેમને બાળલીલાની પ્રેરણા મળી ને પદ બનાવવાં શરૂ કર્યાં કૃષ્ણને આલંબન બનાવી તેમણે વાત્સલ્યની પરાકાષ્ઠા વ્યક્ત કરી આ બાળલીલાનાં પદોનું સાહિત્યમાં વિશિષ્ટ સ્થાન છે બાળલીલાનું વર્ણન કોઈ સાહિત્યકાર કે કવિએ સૂર જેટલી સફળતાથી ભાગ્યે જ કર્યું હશે બાળલીલા શરૂ થાય છે કૃષ્ણજન્મની વધાઈથી કૃષ્ણને જસોદા પારણે ઝુલાવે છે ને ગાતીગાતી સુવાડવા પ્રયત્ન કરે છે, ત્યારથી જ કૃષ્ણ પોતાની લાક્ષણિકતા-

ારા બતાવી દે છે, કે પોતે નટનાગર છે. મ ઘડીકમાં આંખ ઉઘાડે છે, ને ઘડીકમાં બંધ કરી દે છે. તો પાછા ઘડીકમાં ચીસ પણ પાડી ઊઠે છે. આમ નંદનંદનની લીલા પ્રતિપળ નવનવાં રૂપ ધારણ કરે છે. હવે કૃષ્ણ ઘૂંટણીએ ચાલતા થાય છે.

कंबहुँ पलक हरि मुँदि लैत है कबहुँ अधर फरकावै।
सोवत जानि मौन द्वै कैरहिं करि-करि सैन बतावै ॥

કોઈવાર પ્રભુ આંખો મીંચી લે છે, તો કોઈવાર હોઠ ફફડાવે છે. આંખો મીંચી પડી રહેલા ભગવાનને જોઈ યશોદા તેમને ઊંઘ્યા છે માની ગાતાં બંધ થઈ જાય છે, કે તરત જ કૃષ્ણ આંખો ઉઘાડી ઇશારાથી બતાવે છે કે હું તો જાગું છું।

किलकत कान्ह घुटुरुवनि आवत ।
मनिमय कनक नंदके ऑगन, बिंब पकरिवे धावत ।
कबहुँ निरखि हरि आपु छाँहको करसो पकरन चाहत ।
किलकि हँसत राजति द्वै दँतियाँ पुनि पुनि तिहि अवगाहत ॥

કૃષ્ણ કિલકારી કરતાકરતા ઘૂંટણીએ ચાલતા આવે છે. નંદના મણિખચિત સોનેરી ચોકમાં પોતાનું પ્રતિબિંબ જોઈ તેને પકડવા દોડે છે. તો કવચિત્ કૃષ્ણ પોતાના પડછાયાને જોઈ તેને પકડવા ઇચ્છે છે. જ્યારે તે ખડખડાટ હસે છે, ત્યારે તેમને ઊગેલા બે દાંત સુંદર શોભે છે ને કૃષ્ણ તેને વારંવાર (ચોકમાં પડતા પોતાના પ્રતિબિંબમાં) જુએ છે.

કેટલું તાદૃશ્ય ને મનમોહક શબ્દચિત્ર છે! આવા કમનીય કૃષ્ણની સુંદરતા પર સૂર વારી જઈ कहॉलौं बरनौं सुंदरताई ગાઈ ઊઠે છે. પ્રભુની સુંદરતાનું વર્ણન કરતાં કોણ ન થાકે? છતાં યથાશક્તિ કરે છે. ઘૂંટણીએ ચાલતા કૃષ્ણને હવે તો ચાલતાં શીખવાય છે:

सिखवति चलन यशोदा मैया ।
अरबराइ कै पानि गहावति, डगमगाइ धरनो धरै पैया ।
कबहुँक सुंदर बदन विलोकति उर आनंद
भरि लेत बलैया ।
कबहुँक कुलदेवता मनावति चिर जीवहुँ
मेरो कुँवर कन्हैया ।
कबहुँक बलकों हेरि बुलावति इंहि आँगन
खेलौ दोउ मैया ।

માતા યશોદા બાલકૃષ્ણને ચાલતાં શીખવે છે. ડગમગ ડગમગ પગ મૂકતા કૃષ્ણ થોડું ચાલતાં ગભરાઈ જાય છે, કે તરત જ યશોદા તેમના હાથ પકડીને ચલાવે છે. તેમને ચલાવતાં ચલાવતાં વારંવાર તેમના સુંદર મુખ સામું જુએ છે ને આનંદમાં આવી જઈ ઓવારણાં લેવા મંડી જાય છે. તો વળી કોઈવાર કૃષ્ણનું દીર્ઘાયુ ઇચ્છતી માતા વહેમની નજરથી બાલકૃષ્ણને બચાવવા બાધાઆખડી કરે છે. તો કોઈવાર બળરામને બોલાવીને કહે છે કે 'જો તારો ભાઈ કેવો ચાલે છે? તમે બંને અહીં આપણા ચોકમાં રમો.'

છે ને ચાલવા શીખતા બાળકનું તાદૃશ્ય ચિત્ર! કઈ માતા આ ભાવોથી મુક્ત હશે? કુશંકા વગેરેથી બચાવવા કુળદેવતાની બાધાઓ રાખતી ને તેને કંઈ ન થાય તે માટે તેની કાળજી રાખવા બળરામને સાથે રમવાનું કહેતી માતાની અધીરાઈ કેટલી સુંદર રીતે સૂરે વ્યક્ત કરી છે!

કૃષ્ણ તો દિવસે ન વધે તેટલા રાતે વધે છે. હવે તો કૃષ્ણ મૈયા મૈયા બોલતાં શીખી ગયા છે. નંદને પણ 'बाबा बाबा' કહે છે, ને બળરામ કાલી ભાષામાં તાઊ પણ કહેવાનું ચૂકતા નથી. પરંતુ માતાની ચિંતા આ નટખટ બાળકની ચપળતાથી ઓર વધી જાય છે. તેથી 'दूरि कहुँ जिनि जाहु ललारे मारेगी काहूकी गैया.' કહી શ્રીકૃષ્ણને બહાર જતા રોકવા મથે છે. અડપલા બાળકને ગાય શીંગડું મારશે એ તદ્દન સામાન્ય શંકા છે. પ્રત્યેક માતાને પૂર્ણ રીતે સૂરે યશોદાના પાત્રમાં વ્યક્ત કરી છે. હવે તો કૃષ્ણ પણ બોલવાના આનંદમાં ને આનંદમાં પોતાનું પ્રતિબિંબ જોતાજોતા નાચવા મંડી જાય છે.

સૂરદાસની ભાષાની પ્રવાહમયતા ને સ્નિગ્ધતા રમ્ય તથા મધુર છે. શબ્દયોજના ને અલંકાર-યોજનામાં તો સૂરનો જોટો

નથી ઊર્જિત શબ્દોથી ને ભાવોથી તેઓ પોતાના પદોને શણગારે છે વૈષ્ણવ સંપ્રદાયમાં ભાવુક ગીતોનો ભંડાર હોય છે વળી ત્યાં તો બધું જ સંગીતમય એટલે સૂરદાસના બધા જ પદ ગેય છે સૂરના કૃષ્ણ પણ વેણુવાદક હતા ને? એવા એ વેણુવાદક કૃષ્ણ બોલતાંચાલતાં શીખી ગયા છે પણ હજી બાલ્યાવસ્થામાં છે તેમની બાળકલ્પનાઓ હજી ય યશોદાને આનંદમાં ગરકાવ કરી દે છે સૂરદાસ મનોગમ્ય પ્રસંગો ઉપજાવતાં થાકતા નથી કે નથી તેમના શબ્દો ય થાકતા છતાં સૂર પોતાના કૃષ્ણને સ્વાભાવિક બાળકથી વધુ કુતૂહલપૂર્ણ કક્ષામાં મૂકવા માગતા નથી પણ સામાન્ય બાળકની માફક જ તેમને નિર્દોષ કલ્પે છે એક વખત હઠીલા કૃષ્ણે માખણ ખાવાની હઠ પકડી માતાને દૂધ પાવું હતું તે પીવાની ના પાડી. આવા હઠીલા છોકરાને મનાવવો શી રીતે? પણ આવા બાળકની માતા પણ તેવી માથાની જ હોય ને? તેણે તુક્કો શોધી કાઢ્યો ધીરે રહીને કહ્યું 'જો બળરામને કેવી સુંદર ચોટલી છે? દૂધ પીવાથી જ એ વધી છે, તારે તો મોટામોટા જટોળિયાં છે તું દૂધ પીએ તો તારે પણ એવી જ મોટી ચોટલી થાય' નટખટ કૃષ્ણ ભોળવાઈ ગયા આખર તો બાળક ને! ચોટલી વધવાની હોંશમાં ને હોંશમાં દૂધ પી નાખ્યું, પણ બાળક એટલે તો અધીરાઈનું મૂર્તિમંત રૂપ. થોડીવાર થઈ, કૃષ્ણે શિખાના ભાગ પર હાથ ફેરવ્યો ચોટલી વધેલી ન જણાઈ! પછી પૂછ્યું

मैया कबहिं बढ़ेगी मेरी चोटी–
कितो बेर मोहि दूध पियत भई यह अजहूँ है छोटी।
तू जो कहति बलकी बेनी ज्यों ह्वै है लांबी मोटी।
काढ़त गुहत न्हवावत ओंछत नागिनि सी भूँई लोटी।
काचो दूध पियावति पचिपचि देती न माखन रोटी।
सूरश्याम चिरजीवौ दोउ भैया हरि हलधरकी जोटी॥

હે મા! મારી ચોટલી ક્યારે વધશે? તું તો કહેતી હતી ને કે દૂધ પીશ તો બળરામની માફક તારી ય ચોટલી લાંબી મોટી ને સુંદર થશે; પણ જો! તું તેને દાંતી વડે હોળી ચોળી ગૂંથીને ભોંય પડેલી નાગણ જેવી વ્યવસ્થિત બનાવે છે પણ દૂધ પીધે તો કેટલો બધો વખત થયો છતાં ય એ તો એટલી ને એટલી જ છે તું મને નર્યું દૂધ પરાણે પરાણે પાય છે પણ માખણ–રોટી નથી આપતી ને બળરામને આપે છે (એટલે જ તેની ચોટલી લાંબી થઈ છે!) સૂરદાસ કહે છે કે હરિ હળધરની જુગલ જોડી ચિરંજીવી થાય.

કેવું સુંદર મહેણું મારે છે! માખણ તો આપતી નથી જૂઠુંજૂઠું કહી દૂધ પીવડાવે છે! પણ ના, આટલાથી કૃષ્ણનાં કાર્ય ખતમ થતાં નથી એ તો દરેક વસ્તુને પોતાની બનાવવા ઇચ્છે છે રાતના ચંદ્ર જોયો મનમાં થયું કે મારી પાસે હોય તો? તરત જ દોડ્યાં માતા પાસે મને ચાંદો જોઈએ. પહેલાં તો મા થાળી મૂકી ચાંદાનું પ્રતિબિંબ બતાવતી પણ હવે તો કૃષ્ણ સમજણા થયા છે તે એમ કંઈ માને? હઠ પકડે છે વળી પાછી તેમની કલ્પના જાગે છે મનમાં લાગે છે કે मीठो लागत किधौं यह खाटो देखत अति सुंदर मन भावत। ચંદ્ર તો કોણ જાણે કેવો લાગતો હશે? ગળ્યો કે ખાટો? દેખાવમાં તો સુંદર છે પણ યશોદા શી રીતે લાવી આપે? એટલે વિષય બદલવા એ 'ચકલી આવી જો, જો અહીં આવ ચકલી બતાવું ચકી રાણી આવો, તમને કૃષ્ણ બોલાવે' કહી તેમનું ધ્યાન તોડવા મથે છે શી વાસ્તવિક છે આ કલ્પના. આપણે ય આવી સ્થિતિ નથી અનુભવતા? માનવજીવનના ચિરંજીવ ભાવોનું આલેખન કરવું, એ ભાવનાને આપણામાં

મેશ માટે સ્થાન કરી આપવું એ તો હાકવિનું આગવું લક્ષણ છે. સૂરદાસના ા પદો એની પ્રતીતિ કરાવે છે.

હવે કૃષ્ણ ઠીકઠીક સમજણા થયા છે. હવે તે પોતે જ ધાંધલ કરતાં શીખી ગયા છે, તેમનો માખણનો શોખ ઓર વધી ગયો છે; ને તેથી ગોપીઓના ઘરોમાં પેસી છાનામાના માખણ ચોરી ખાય છે. એટલે કેટલીક ગોપીઓ યશોદાને ટોણાં મારે છે:

महरि तु बडी कृपन है माई।
दूध दही विधिको है दीनों सुत डर धरती छिपाई
बालक बहुत नाहि री तेरे एकै कुंवर कन्हाई
सोउ तौ घर हीं घर डोलत माखन जात चुराई।

અરે યશોદા ! તું તો ભારે કંજૂસ છે ! ભગવાનનું આપેલું દહીં–દૂધ છે, તોંય બાળકની બીકથી સંતાડી રાખે છે ! તારે કંઈ બેચાર બાળકો તો છે નહિ. આ એકલો કનૈયો જ છે તે ય લોકોને ત્યાં જઈ છાનોમાનો માખણ ચોરી ખાય છે ! (તું નહિ આપતી હોય ત્યારે ને ?)

આમ બધી ગોપીઓ કૃષ્ણને જોવાને આનંદ કરવા કંઈકંઈ પ્રસંગો યોજીને આવ્યા કરતી; પણ આથી પુત્રવત્સલ માતાના મનમાં કંઈનું કંઈ થઈ જતું. બધાની ફરિયાદ સાંભળીસાંભળીને હવે તો તે પણ થાકી ગઈ હતી એટલે એક દિવસ કહ્યું:

कन्हैया तू नहि मोहि डरात।
षट्रस घरे छांडि कृत परघर चोरी करिकरि खात
वकति झकति तोसों पचिहारी, नैकहुं लाज न आई
ब्रज परगन सरदार महर तू ताकी करत नन्हाई।

અલ્યા કૃષ્ણ ! તું તો મારાથી જરાય ડરતો નથી. ઘરમાં તો મનમાન્યું ખાવાનું છે. તે છોડીને શા માટે બીજાના ઘરમાંથી ચોરી કરીને ખાય છે ? તને કહીકહીને તો હું તારાથી થાકી તો ય તને શરમ ન આવી, આખા વ્રજની મુખિયાણી હું તેની આબરૂને તું આવી નાનમ લગાડે છે ?

યશોદાને ઇજ્જતની પડી છે એટલે જ કૃષ્ણને ડરાવે છે કે ઘરમાં શું નથી તે તું લોકોને ઘેર ભટકે છે ! આ ચોરી કરવાની આદત નહીં ચાલે. આજે મને ખબર પડી કે આવો કપૂત અહીં પેદા થયો છે, જરાય શરમાતો નથી ! આજે તો તને નથી છોડવાની. મારાથી તો સહેજે ડરતો જ નથી. ત્યારે કૃષ્ણ એક સાધારણ બાળક ગુનો છુપાવવા પ્રયત્ન કરતો હોય તેમ કહે છે:

मैया मैं नहि माखन खायो।
ख्याल परे ये सखा सबै मिलि मेरे मुख लपटायौ।
देखि, तुही सीके माखन ऊंचे धरि लटकायो।
तुहि निरखि नान्हे कर अपने मैं कैसे करि पावो॥

હે મા ! મેં માખણ નથી ખાધું, પણ મારા દોસ્તોએ મળીને તોફાનમાં મારા મોઢે ચોપડ્યું છે ! તું જ જો ને ! ઊંચે સીંકા ઉપર વાસણ મૂકેલું છે, ને મારા હાથ તો નાના છે. પછી હું શી રીતે ત્યાં પહોંચી શકું ?

કેવી સુંદર બનાવટ છે ! સૂરદાસે બાળકના સ્વભાવનું વર્ણન કરવામાં કેટલું બધું મનોવૈજ્ઞાનિક જ્ઞાન પ્રાપ્ત કર્યું હશે ! માતાના સ્વભાવનો પણ અહીં સુંદર પરિચય થઈ જાય છે. સૂરની પ્રાસાદિક કલ્પના કવિહૃદયના ભાવોના પ્રત્યેક રૂપ પર, રંગ પર ને આકાર પર કેવી ગમ્ય ને ઉચ્ચ રીતે લપેટાઈ જાય છે ! ચિત્રમાં આથી વધુ તાદૃશ્યતાની શી જરૂર ? માનસશાસ્ત્રોનું તેમનું જ્ઞાન અગાધ છે. તાદૃશ ને સ્પષ્ટ વર્ણનવાળા પ્રસંગો યોજવામાં સૂર જેવો ભાગ્યે જ કોઈ હશે. બાળકના પ્રત્યેક કાર્યનું, પ્રત્યેક ગતિનું અહીં બારીક ને સુંદર જ્ઞાન ને વિશ્લેષણ રજૂ થયું છે.

સૂરની રચનાની સરળતા ને શબ્દયોજના એ બાલપ્રકૃતિને અનુકૂળ જ હોય છે. તેમનાં રૂપક, ઉત્પ્રેક્ષા, યમક બધાં જ શિષ્ટ ને સુંદર હોય છે. ભાવુકતા પણ તેવી ને પ્રીતિ ? તેનો તો સૂર જાણે સાગર જ ! પ્રભુ

મત્યેની પ્રીતિને લીધે તો સૂર આ લખવાને પ્રેરાયા !

સૂરદાસનાં બાલકૃષ્ણ અસાધારણ જરૂર છે પણ સાધારણ પ્રસંગોથી તે પર નથી માખણ ખાઈને ભાગી આવેલા કૃષ્ણ પર યશોદાનો ગુસ્સો હદ કરી જાય છે, ચીડમાં ને ચીડમાં કૃષ્ણને બાંધી દે છે અને સ્વાભાવિક ઉક્તિથી જ કહે છે 'જોઉં છું તને કોણ છોડાવે છે?' ફરિયાદ કરવા આવેલી બધી ગોપીઓ સામે ઊભી છે તે જોઈ રહી છે પણ યશોદાનો ગુસ્સો જોઈને કૃષ્ણ ટાઢા પડી જાય છે ને આંખમાંથી આંસુ નીકળી જાય છે યશોદાનો ક્રોધ હદ કરી ગયો ને, કૃષ્ણને ખાણિયાથી બાંધે છે ને મારવા માટે સોટી ઉગામે છે

याकी आज फाँन तोहि छोरे ।
वहुत लगरई कीनी मोसों भुज रजु वरखल सों जोरे ।
सोंटी लखि ग्वालिनि पछितानी विकल भइ
जहँ तहँ मुख मोर ।
सुनहु महरि ऐसी नयुझिए सुत बाधन माखन दधि थोरे ।
सूरश्याम हँमे बहुत सतायो चूक परि हमतें यह थोरे ॥

આજે તને બાંધું જ જોઉં છું કોણ છોડાવે છે? તે મન બહુ જ પજવી છે એમ કહીને યશોદા કૃષ્ણના હાથ ખાણિયા સાથે બાંધે છે ને મારવા હાથમાં સોટી લે છે સોટી જોતા જ ફરિયાદ કરવા આવેલી ગોપીઓને પસ્તાવો થાય છે ને આકુળ વ્યાકુળ થઈ આમતેમ જુએ છે ને કહે છે 'અરે આહિરાણી ! સાંભળ તો ખરી ! રે રે, જરાક દહીં-માખણની ચોરી માટે છોકરાને બાંધવાની શિક્ષા? સૂરદાસના શ્યામની અમે ભૂલથી જ ફરિયાદ કરી હતી છોડી દો છોડી દો !'

સુંદર પ્રસંગયોજના માટે બનાવ પણ ઉચિત છે કૃષ્ણને બાંધ્યા છે, ગોપીઓની ફરિયાદથી શિક્ષા શું થાય છે તે જોવા ગોપીઓ ઊભી છે, પણ આ શિક્ષા તેમનાથી જોવાતી નથી આખરે તો સ્ત્રીઓ જ ને ! માતાનો નૈતિક ગુસ્સો હદ કરી જતાં તેમની કરુણાવૃત્તિ જાગૃત થતાં બોલી ઊઠે છે કે જરાક માખણની ચોરી માટે આટલી બધી શિક્ષા? ભૂળાના ચોરને મોગરીનો માર? અમે ભૂલથી જ ફરિયાદ કરી છે કૃષ્ણે અમારું માખણ નથી ખાધું માતા છોડી દો ! છોડી દો

કૃષ્ણને બાંધ્યા છે તેઓ આક્રંદ કરી રહ્યા છે ડૂસકેડૂસકે રડે છે ગોપીઓથી આ સહન થતું નથી એટલે તેઓ યશોદાની પાસે જઈને તેને છોડી દેવાનું કહે છે ગોપીઓનું માતૃહૃદય વ્યાકુળ થઈ જાય છે ને બોલી ઊઠે છે 'આખરે તો તું આહિરરાણીને? બિચારાને શા માટે મારે છે?' માતૃહૃદયની અહીં સુંદર અભિવ્યક્તિ છે. સ્ત્રીઓની વ્યંગશક્તિનું આ સરસ ઉદાહરણ છે' 'जसोदा तेरो भलो हियो है माई' કહીને યશોદાના હૃદયની કઠોરતા કેવી સુંદર વ્યંગતાથી બતાવી છે ને !

सुत काहू को रोवत देखति दौरि लेति हिय माई ।
अब अपने घरके लरिका पै इती कहा जड़ताई ।

આમ કહીને ગોપીઓ ગાઢ આત્મીયતા બતાવે છે પોતાના બાળક ઉપર તે વળી ક્રોધ થાય? આવી કેવી ! આટલેથી તેમનો પ્રેમ અટકતો નથી રખે તે કૃષ્ણ તરફ વળે છે ને कहा करौं, बलि जाऊँ छोरती तेरी सौंह दिवाई કહી ખૂબ આતુરતા બતાવે છે એટલામાં બળરામ આવે છે ને કૃષ્ણને બાંધેલા જોતાં

'स्यामहिं छोरि मोहि यह बाँधौ निकसत सगुन
भले नहि पाये ।
मेरो प्रानजीवनधन भैया, ताके भुज मोहिं बंधे दिखाये ।
मातासों कहिं कहीं बिठाई शेषरूप कहि नाम सुनाये ।'
सूरदास तब कहति जसोदा दोउ भैया एकहि मत थाये ।

મા ! મા ! મારા પ્યારા ભાઈને છોડી દે ને મને તેના બદલામાં બાંધ આજે ઘરથી નીકળતાં અપશુકન થયાં હતાં જેથી મેં મારા ભાઈને બાંધેલો જોયો (વિનવણીથી ન માન્યું એટલે બળરામે ઉચ્ચાર શરૂ કરી) ગુસ્સે થઈને કહ્યું 'હું સાક્ષાત્ શેષનાગ છું, છોડી દે મારા ભાઈને સૂરદાસ કહે છે કે યશોદાએ હસતાંહસતાં કહ્યું 'બેય ભાઈ ખરા

'મતના થઈ ગયા છો !

વાહ ! છે ને લાક્ષણિક ને મનોરમ્ય આ [illegible]! બળરામ કૃષ્ણને જોતાં જ ભ્રાતૃપ્રેમ વ્યક્ત [illegible]રે છે. માને 'છોડી દે' કહી ધમકી આપે [illegible], અને કહે છે કે 'હું સાક્ષાત્ શેષનાગ છું!' એટલે માતા જે આવા શબ્દોથી ટેવાઈ ગઈ છે તે હસીને કહે છે કે 'વાહ રે વાહ, તમે બંને ભાઈઓ ખરા ગપ્પાં હાંકતાં શીખી ગયા છો, આ માખણનો ચોટ્ટો કહે છે કે હું વિષ્ણુભગવાન છું ને તું કહે છે, હું શેષનાગ છું. ઠીક ગોઠવ્યું છે!'

હવે કૃષ્ણને ગાયો ચરાવવા જવાનું મન થાય છે. પરંતુ યશોદા યમુનાજળમાં ડૂબી જવાની બીકથી તેમને જવાની ના પાડે છે, ત્યારે કૃષ્ણ સિફતથી માતાને ફોસલાવવા મથે છે.

પિતાને સીધું કહેતાં ડર લાગે એટલે માતા દ્વારા ભલામણ કરાવે છે. આ પદમાં સૂરે કૃષ્ણની ઉત્કંઠાનું કેવું સુંદર ચિત્ર દોર્યું છે તે જોઈએ :

मैया हौं गाय चरावन जै हौं।
तुकहि महर नंद बाबासों बडो भयो न डरै हौं।
रैता पैता मना मनसुखा हलधर संगहि रै हौं।
वंसी वट तट ग्वालनि के संग खेलत अति सुख पै हौं।
ओदन भोजन दै दधि कॉ वरि भूख लगै तो खै हौं।
सूरदास है साखि जमुना-जल सौंह देहु जुनहे हौं।

હે માતા ! હું ગાયો ચરાવવા જઈશ. તુ નંદબાબાને કહેજે કે એ મોટો થયો છે એટલે નહિ બીએ. હું રેતા, પૈતા, મનસુખ, બળરામ વગેરેની સાથે જ રહીશ. મને જવા દે ને! ગોવાળિયાની સાથે બંસીવટને કિનારે રમવાની બહુ મઝા પડશે. ખાવામાં ભાત ને દહીં લઈ જઈશ. તે ભૂખ લાગશે તો ખાઈશ ને ઓઢવાની કામળી યે લઈ જઈશ. સૂરદાસના કૃષ્ણ કહે છે કે મા, જો જમુના-જલમાં નાહવા પડું તો મને જમનાજીના સોગંદ !

કૃષ્ણ કાલીકાલી વાતો કરે છે: હું કંઈ એમ નહિ જઉં. બધા મિત્રોની સાથે જ રહીશ. જે ખાવાનું હશે તે ખાઈશ. ને જમુના-જલમાં નહાઉં તો મને જમુના-જલના સમ છે! નંદદુલારાની બનાવટ બાળકોને સહજ એવી છે! સૂરના એ નટનાગર પોતાની ઉત્કંઠા પોષવા આવી જ બનાવટ કરે ને? પછી તો સૂરના શ્યામ ચરાવત વૃંદાવન હરિ ધેનુ વૃંદાવનમાં હરિ ગાયો ચરાવવા લાગ્યા.

ग्वाल सखा संग लगाये खेलत है करि चेनु।
कोक गावत कोक चंग बजावत कोक विषान कोक वेनु।
कोक निर्तत कोक उघटिताल दै तुरि व्रज बालक सेनु।

પ્રભુ વૃંદાવનમાં ગાયો ચરાવે છે. ગોપબાળકો સાથે આનંદથી ખેલે છે. કોઈ ગાય છે, તો કોઈ ઢોલક બજાવે છે, તો કોઈ રણશિંગું વગાડે છે, તો કોઈ વેણુ વગાડે છે, તો વળી કોઈ નાચે છે ને તાલ દઈદઈને કૂદે છે. એમ વ્રજનાં બાળકોની આ સેના ખૂબ આનંદ કરે છે.

બધા આનંદમાં મસ્ત બની ગયા છે પછી સાંજ પડતાં ઘેર જાય છે. ઘેર આવીને કૃષ્ણ વનનું વર્ણન કરે છે. વનની મઝા પણ વર્ણવે છે. કેટલીય વાતો વધારી-વધારીને કહે છે. અંતે બળરામ પરની દાઝ કાઢતાં કહે છે :

मैया बहुत बुरो बलदाउ।
कहन लग्यौ, वन बडो तमासो सब मौंडा मिलि आऊ।
मोहूं को चूचकारी गयो लै जहां सघन बन झाऊ।
भागी चलयौ कहि गयौ वहाँ ते काटि खाई रे हाऊ।
हौं डरवौं अरु रोवै कांपैं कोऊ नही धीर धराऊ।
उनके संग न भाजि सकौं वे भाजे जात अगाऊ।
मोसो कहत चोर तू काना आपु कहावत साहू।
सूरदास बल बडौ चवाइ ते सेहि मिले सखाहू॥

મા ! મા ! બળરામ તો બહુ ખરાબ છે. મને કહે છે ! 'વનમાં મોટો તમાસો થાય છે. ચાલો ચાલો આપણે બધા છોકરા જોવા જઈએ.' આમ મને પટાવીને એક મોટા ઝાડ નીચે લઈ ગયો, ને પછી તો હાઉ આવ્યો, કરડી ખાશે, કરડી ખાશે કહેતો કહેતો દોડી ગયો. હું તો બીકનો માર્યો ધ્રૂજવા મંડ્યો. કોઈ હિંમત આપનાર ના મળે, એ બધા આગળ આગળ નાસતાં'તાં તે મારાથી તેમની સાથે ન દોડાયું. હવે પોતાને મોટા શાહુકાર કહેવડાવે છે ને મને ચોર કહે છે. સૂરદાસના કૃષ્ણ કહે છે કે બળરામ બહુ જ ખરાબ છે. તેના મિત્રો યે બધા એવા જ છે.

વાહ 'કનૈયા વાહ! અદ્દભુત છે તારી બનાવટની કલા! હાઉથી કયુ બાળક ન ડરે? અને બળરામ' માટે કેવુ કહ્યુ તે તો જુઓ! 'મિત્રોમાં મળી જઈને બળરામ હસતા હતા પણ હુ તો એવો થથરતો, હતો કે ન પૂછો વાત!' 'કોઈ ધીરજ આપનાર ના' મળે! બધા જ નાસી ગયા, હુ પાછળ પડી ગયો' એમ 'કહેનાર કૃષ્ણ સામાન્ય બાળકની વાસ્તવિકતા વ્યક્ત કરે છે અને પછી બળરામની સાથે ન જવુ પડે તેટલા માટે તે તેની સામે ફરિયાદ કરે છે કે મને તો તે ચલાવી-ચલાવીને થકવી નાખે છે આવાં તો કેટલાંય સુંદર પદો સૂર-સાગરમા છે કૃષ્ણ હવે તોફાન માટે પંકાઈ ગયા છે, કોઈનો ઘડો ફોડી નાખે છે, તો કોઈના વાછરડાં છોડી મૂકે છે બધા યશોદાને ફરિયાદ કરે છે યશોદા કહે છે કે તે તો છે જ એવો, લાડથી એટલો ખરાબ થઈ ગયો છે કે ન પૂછો વાત

હવે કૃષ્ણને સાચવવા અઘરા થઈ પડ્યા છે છતા કૃષ્ણ માને તો મનાવી લે છે એક દિવસ દોરી ને ભમરડો માગે છે એટલે યશોદા આપતા આપતા–'जाय लेहु आरे पर रासी कान्हि मौल लै राखे कोहो કહે છે એટલે કૃષ્ણ ખુશામત કરતા કરતા 'मैया विना ओर को राखे वारवार हरि निहोरी' કહી મા પાસેથી ભમરડો ને દોરી લઈને રમવા નાસી જાય છે આમ કૃષ્ણ મોટા ને તોફાની થતા જાય છે રસ્તામાં લોકોની પાસે કૃષ્ણ દાણ ઉઘરાવે છે સૌન્દર્યપ્રેમી કૃષ્ણ વેણુ નાદથી બધાને ઘેલા કરે છે હમેશાં કૃષ્ણ પોતાના ક્રમ મુજબ ફરવા ને તોફાન કરવા જાય છે, તે વખતે રાધાનુ ઓળખાણ કેવી રીતે થાય છે, તે સૂરદાસે પોતાના પદમાં મનોવૈજ્ઞાનિક રીતે બતાવ્યુ છે

खेलत हरि निकसे व्रज खोरी।
गए स्याम रवि तनया के तट अग लसति चंदन की खोरी।
औचक ही देखी तहँ राधा नैन बिसाल भाल दिये रोरी।
सूरस्याम देखत ही रीझे नैन नैन मिलि परी ठगोरी।

શરીરે લગાડેલા ચંદનથી શોભતા કૃષ્ણ વ્રજની ગલીએ રમવા જાય છે રમતારમતાં જમુનાને કિનારે આવી ચડે છે ત્યાં અચાનક મોટીમોટી આંખોવાળી ને સુંદર વિશાળ કપાળવાળી રાધાને જુએ છે સૂરના શ્યામ તેને દેખતા જ ખુશ થઈ ગયા આંખોથી આંખ મળતા જ ઠગાઈ ગયા

પછી પૂછવુ જ શુ? કૃષ્ણે પ્રશ્નો પર પ્રશ્નો કરવા માંડ્યા ને રાધાએ પણ સમયોચિત જવાબો આપવા માંડ્યા સ્તો

बूझत स्याम, कौन तू गोरी
'कहाँ रहति काकी तू बेटी? देखी नाहि कबहूँ ब्रज खोरी
काहेको हम ब्रज तन आवति? खेलति रहति आपनी पौरी।'
'सुनति रहति श्रवनन नंद ढोटा करत रहत माखन दधि चोरी।'
'तुम्हारी कहा चोरी हम लैहि? खेलन चलौ सग मिलि जोरी।
सूरदास प्रभु रसिक सिरोमनि बात न, भुरई राधिका भोरि।'

શ્યામ પૂછે છે 'એય છોકરી! તુ કોણ છે? ક્યાં રહે છે? તુ કોની છોકરી છે? વ્રજમાં તો કોઈ દિવસ તને નથી જોઈ' રાધા કહે છે 'હુ શા માટે વ્રજમાં આવુ? હું તો મારા ગામમાં રમુ છુ સાભળ્યુ છે કે અહીં નંદનો છોકરો લોકોના દહીં-માખણ ચોરી ખાય છે એટલે કૃષ્ણ કહે 'તારાં દહીં માખણ નહિ ચોરી લઉં હોં ચાલ આપણે રમવા જઈએ ઠીક જોડી મળી છે' સૂરદાસ કહે છે કે રસિક-શિરોમણિ પ્રભુએ વાતમા ને વાતમાં રાધાને ભોળવી દોસ્તી કરી લીધી

રાધાકૃષ્ણના મિલન વખતની વિહ્વળતાનું આ સુંદર ચિત્ર છે સૂરની શક્તિનો પરિચય આપવા માટે તેનુ બાળલીલા-વર્ણન બસ છે સૂરની મહત્તા તેને સાહિત્યસૂર્યના સ્થાને મૂકે છે તેથી તો કહ્યુ છે કે

'सूर सूर, तुलसी शशी, उडुगण केशवदास।'

★

# મયની બલિહારી

શ્રી. હકૂમત દેસાઈ

બી. એ.

સામાન્ય રીતે માનવીને ભૂતકાળને વાગોળવાની ટેવ પડી હોય છે. વર્તમાન કરતાં દૂબળો–પાતળો ભૂતકાળ પણ એને વધુ ભવ્ય ને વધુ જાજ્વલ્યવંતો ભાસે છે, જ્યારે ભૂત ને વર્તમાન વચ્ચે આભ ને ધરતી જેવડું અંતર હોય, ત્યારે માનવીના હૃદયપર કેવી પ્રબળ અસર થાય? આજની વિષમ પરિસ્થિતિમાં વસતા આપણ સહુને સ્પર્શતા પ્રસંગનું આ વાર્તામાં જરા જુદી રીતે નિરૂપણ થયું છે.

રવિવારનો દિવસ હતો. સામાન્ય રીતે મોટા ભાગના ચા પીનારાઓને જેમ સવારનો ચાનો કપ અત્યંત પ્રિય હોય છે તેમ મને પણ તે અતિ પ્રિય છે: અને તે દિવસે ચા પણ જરા લહેજતદાર બની હતી એટલે મેં અર્ધો કપ વધારે પીધી. આ પછી બે–એક કલાક નીકળી ગયા હશે. એટલે એ બે કલાક અગાઉ પીધેલી ચા લહેજતદાર હતી કે કેમ, એવી શંકાએ મારા મનમાં પ્રવેશ કર્યો. પછી તો ધીમેધીમે જેમ મિનિટ પર મિનિટ ચઢતી ગઈ તેમ એ વિચારે વધારે જોર પકડ્યું અને છેવટે વિચાર એટલે સુધી દૃઢ થઈ ગયો કે મેં પ્રથમ પીધેલી ચા ખરેખર લહેજતદાર નહોતી જ અને તે કારણે મારે બીજી ચા પીવી જ જોઈએ. આ પરિસ્થિતિ તે દિવસે જ હતી એમ નથી. ખરું કહું તો દરરોજ સવારનો ચાનો પ્રથમ કપ ઘણા જ આનંદથી હું પી જાઉં છું; પરંતુ કોણ જાણે કેમ પણ બે–એક કલાક વીત્યા પછી પાછો બીજો કપ પીવાની તીવ્ર ઇચ્છા જાગે છે અને તે ઇચ્છા જ પ્રથમના કપની નીરસતા મારા મગજમાં ઠસાવી દે છે. એટલે તે દિવસે પણ બીજી એક કપ ચા સારી બનાવવાનું ફરમાન મેં ગૃહિણીને આપી દીધું. રવિવાર હોવાને કારણે રસોઈની ઉતાવળ નહોતી એટલે એમના તરફથી કાંઈ પણ બડબડાટ ન થયો–જો કે આડે દિવસે મારે સવારે બીજી વખતની ચા પીવા માટે રસ્તાપરથી પસાર થતા કોઈ ભાઈબંધ-દોસ્તારને ઘરમાં બોલાવી તેમને બહાને ચાનું ફરમાન આપવું પડે છે!

ગૃહિણી ચા બનાવી લઈ આવ્યાં ને મારી સામેના સ્ટૂલ પર ચાનો કપ મૂકી પાછાં જતાં હતાં એટલામાં અચાનક એમને કાંઈક સાંભરી આવ્યું એટલે પાછાં વળી મને ઉદ્દેશીને એમણે કહ્યું: 'આ આપણા માળિયા ઉપર પેટીમાં બધાં જૂનાં કાગળિયાં છે તે ફેંકી દઈ અથવા રદ્દી કાગળવાળાને આપી દઈ પેટી ખાલી કરી આપો તો હું પેટીને બીજા કોઈ ઉપયોગમાં લઈ લઉં.' મેં કહ્યું: 'ઠીક.'

ગૃહરાણી અંદર ચાલ્યાં ગયાં.

ચા પીતાંપીતાં દરરોજ જે વિચાર મને આવે છે અને જેને હું અમલમાં મૂકી શકતો નથી તે જ વિચાર પાછો ત્યારે પણ મને આવ્યો. મનમાં થયું કે આટલી અસહ્ય મોંઘવારીમાં ચા છોડી દેવાને બદલે દરરોજ સવારે બે કપ ચા પીવી સારી નથી. 'આવતી કાલથી સવારની બીજી વખતની ચા બંધ.' એમ મનમાં નિશ્ચય કરી ખાલી કપ નીચે મૂક્યો અને ત્રણચાર દિવસનો મારો ઘરનો હિસાબ ડાયરીમાં લખવાનો બાકી હતો તે લખવા બેઠો. લખ્યું:

તા ૧-૩-૪૯

જ

રૂ ૧૩૫) પગાર, માસ ફેબ્રુઆરીનો

ઉ

રૂ ૩૦) ઘરનું ભાડું આપ્યુ
રૂ ૨૦) દૂધના બીલના ચૂકવ્યા
　　રૂ ૫) બાકી રાખ્યા
રૂ ૫) લાઈટનું બીલ ગ્યાસતેલ વગેરેના આપ્યા

રૂ ૫૫)

તા ૨-૩-૪૯

ઉ

રૂ ૧૫) લાકડા-કોલસા વગેરેનુ બીલ આપ્યુ

રૂ ૭૦)

તા ૩-૩-૪૯

ઉ

રૂ ૨૦) ઘી, તેલ સાબુ વગેરેનુ બીલ ચૂકવ્યુ
રૂ ૫) ગોફિસની ચાના બીલના આપ્યા
રૂ ૧૦) રમકડાવાળાને આપ્યા

। ૧૦૫)

તા ૪-૩-૪૯

ઉ

રૂ ૧૦) પરચૂરણ ચા, સાબુ, વગેરેના
રૂ ૧૦) ખાંડ, મરી, મસાલો વગેરેના
રૂ ૧૦) ધોબી, ચ પલ વગેરેના

ગ ૧૩૫)

નોંધ—આખા માચ મહિનાનું રેશન, બાબાની સ્કૂલની ફી તથા કપડા વગેરે માટે શું કરવુ, તેની આખી રાત ચિંતા કરી ખીસામા એક પાઈ પણ ન હોય તો પછી રવિવારે રજા મળી તો યે શું ને ન મળી તો યે શું?

ડાયરી લખી હું જૂના કાગળ લેવા માળિયાપર ચડ્યો એક ખૂણામાંથી કાગળિયાંની પેટી બહાર અજવાળામાં ખેચી કાઢી, ઉપરથી ધૂળ ખ ખેરી નાખી, અ દરનાં કાગળિયાં વારાફરતી જોવા બેઠો પહેલુ લીધુ મારા શિરનામાવાળુ એક પોસ્ટનુ જૂનુ કવર તેમાંથી કાગળ કાઢી વાંચ્યો કાગળ ગામથી મારા ભાઈનો આવેલો હતો તેમાં આ પ્રમાણે લખાણુ હતુ

મણગામ, તા ૩-૫-૧૯૩૯

મુ મોટાભાઈ,

તમારો પત્ર મળ્યો અમારી શાળાનુ વેકેશન ગઈ કાલથી શરૂ થઈ ગયુ છે તમે લખો છો કે રજામા બવા સુરત આવશો પરંતુ બાપુજી કહે છે કે તમે જ બધા રજા લઈ થોડા દિવસ અત્રે આવશો મામાનો કાગળ પણ હતો અને તે પણ અમને રજામા ત્યા બોલાવે છે તેમને પણ બાપુજીએ લખ્યુ છે કે ચિ સરલા અને પ્રમોદને થોડા દિવસ સુરત મોકલી આપે, માટે તમે બવા જરૂર આવશો ફોઈના બચુભાઈના લગ્ન છે મઝા આવશે આ તરફની ખાસ નવાજૂની નથી બાપુજી કહેતા હતા કે ગઈ સાલ ડાંગરનો પાક સારો હતો એટલે ચોખાના ભાવ સારા નહિ હોવાથી હજી આપણાં ૩૦ મણ ચોખા એમના એમ જ રહેવા દીધા છે

બીજુ તમે આવો ત્યારે બાપુજીને માટે દેલિકોના ધોતીજોટા બારીક નગ ૨ રૂ ૩ા થી ૩ાા સુધીના લઈ આવશો મારી પાસે તો ગઈ સાલ સીવડાવેલા તે કપડામા ૪ કોટ અને ૧૦ ખમીસ છે માટે હાલ મારે જરૂર નથી, છતા કોઈ સારુ કપડુ હોય તો એક કોટ અને ચાર ખમીસનું લઈ આવશો એ જ ચિ કાન્તા તથા વિનોદને સ્નેહસ્મરણ.

લિ.

દિનેશના વંદન

દેલિકોનાં બારીક ધોતિયાં રૂ ૩ા થી ૩ાા સુધીનાં! દશ ખમીસ છે છતાં બીજા ચારનુ સારી જાતનુ કાપડ મળે તો લઈ આવશો! ૩૦ મણ ચોખા ભાવ ઓછો હોવાને લીધે વેચ્યા નથી! બાપુજી કહે છે કે તમે જ બધાં　　લઈ ગામ આવશો!

સમયની બલિહારી છે! એમ વિચાર કરતાં કરતાં મેં એક બીજી ચિઠ્ઠી જેવું કાગળિયું ઉપાડ્યું. અમારા કણિયાએ ૧૦ મણ કોલમના ચોખા મોકલેલા, તે મજૂર જોડે મોકલેલા તેની એ ચિઠ્ઠી નીકળી. કણિયાએ લખ્યું હતું :

તા. ૧૫-૪-૩૮

શેઠજી,

ગઈ સાલ મોકલેલા તેમાંથી ૧૦ મણ ચોખા મોકલ્યા છે. ભાવ રૂા. ૨॥ છે. ઘઉંના નમૂના મજૂર સાથે મોકલ્યા છે. નં. ૧વાળા ઘઉંનો ભાવ રૂા. ૩। છે, નં. ૨ના રૂા. ૩) છે. બન્ને જાત સારી ચોખ્ખી કરી કાંકરા કાઢીને જ મોકલશું. આપની ગઈ સાલની બાકી હજી કાઢી નથી. ફુરસદે કાઢી આંકડો મોકલીશું. પૈસાની કાંઈ ઉતાવળ નથી. જોઈતું કરતું મંગાવશો.

લિ.

ભામાશાના જેસીકસન

હું પાછો વિચારને ચકરાવે ચડ્યો; એપ્રિલ મહિનામાં પણ ગઈ સાલની બાકી કાઢી નથી!...ચોખા કોલમના બે રૂપિયા ચૌદઆને મણ!...ફુરસદે આંકડો મોકલીશું. પૈસાની કાંઈ ઉતાવળ નથી!...શી સમયની બલિહારી છે!

આમ એક પછી એક કાગળ કાઢી વાંચતો ગયો. સને ૧૯૩૮-૩૯ની દુનિયામાં રાચતો ગયો. એટલામાં મારી એક જૂની ડાયરી નીકળી. ડાયરી ખોલતાં મારી નજર હિસાબની મારી નોંધ પર પડી. આ રહ્યું તે ડાયરીનું એક પાનું:

તા. ૧-૩-૩૮ થી ૫-૩-૩૮

| જમે | ઉધાર |
|---|---|
| રૂા. ૫૦) પગાર, માસ ફેબ્રુઆરીનો. | |

ઉ

| | |
|---|---|
| ૦-૦-૬ | પાપડી શેર ત્રણ. |
| ૦-૧-૦ | વેંગણ શેર ચાર. |
| ૧-૦-૦ | ખાંડ શેર સાત. |
| ૨-૦-૦ | ઘી શેર ત્રણ. |
| ૩-૮-૦ | ગયા માસનું દૂધનું બીલ, મણ ૧ નું પૂરું આપ્યું. |
| ૭-૦-૦ | ઘરના ભાડાના આપ્યા. |
| ૨-૦-૦ | તેલ શેર ચાર, મરચાં, હિંગ વગેરે પરચુરણ. |
| ૫-૦-૦ | પોસ્ટ ઑફિસમાં જમા કરાવ્યા. |

૧૯-૯-૬

ડાયરી બંધ કરી મેં એક બીજું કાગળિયું જોવા લીધું. એ કાગળમાં મારા લગ્ન વખતે બે દિવસ નાત કરેલી તેને માટેની રસોઈના અંદાજ માટેની યાદી હતી. તેમાં આ પ્રમાણે નોંધ હતી:

### પહેલે દિવસે નાત માટે રસોઈ

૧. માવાનો શિખંડ
૨. પૂરી રવાની
૩. ભજિયાં ત્રણ જાતનાં, બટાકા, રતાળુ ને કેળાંનાં
૪. શાક, વેંગણ-બટાકા, પાપડી, વાલની દાળ, દૂધી-ચણા
૫. ચટણી
૬. રાયતાં ત્રણ જાતનાં
૭. અથાણું, પાપડ વગેરે
૮. કઢી-ભાત અને લચકો દાળ

### બીજે દિવસે

૧. ઘેબર
૨. સુતરફેણી
૩. પૂરી
૪. પાતરાં
૫. ખમણ
૬ શાક છ જાતનાં
૭. રાયતાં ત્રણ જાતનાં, ચટણી વગેરે
૮. કઢી-ભાત અને લચકો દાળ

આ નોંધ વાંચતો હતો એટલામાં 'રસોઈ થઈ ગઈ છે' એમ બૂમ પાડતાં ગૃહિણી ઝપાટાભેર દાદર ચઢી ઉપર આવ્યાં મે કહ્યું 'જરા વાર છે'

'જૂનાં રદ્દી કાગળિયાં પેટીમાંથી કાઢી નાખવાને એ કનાક?' એમણે સંભળાવ્યું

'શાક શેનું બનાવ્યું છે?' મે પૂછ્યું

'શાક આજે કોઈ નથી બનાવ્યું' એમણે ધીમેથી જવાબ વાળ્યો

'પાપડ શેક્યા છે?' મે પૂછ્યું

'પાપડ તો ખલાસ થઈ ગયા છે' એમણે વળી પાછો, ઠંડકથી જવાબ આપ્યો

'શી સમયની બલિહારી છે!' એમ મનમાં વિચાર કરતો હુ ઊઠ્યો દાદરનાં પગથિયાં ઊતરતાં ઊતરતાં પેટીમાંનાં કાગળિયાં તરફ દયાર્દ્ર દૃષ્ટિથી જોતો ગયો અને મનમાં બોલ્યો 'ભલે ગમે એટલી મોંઘવારી હોય, આ કાગળિયાં તપાસવામાં બે કલાક માગ કેટલા આનંદમાં નીકળી ગયા!'

નીચે જમવા બેઠો ત્યારે ગૃહિણીને મે સાફ સંભળાવી દીધું 'પેટી ખાલી નથી કરવાની!'

★

ડૉ હરિપ્રસાદ દેસાઈ દેશાટનના ભારે શોખીન છે હિંદુસ્તાનના કળાધામોમા, તીર્થક્ષેત્રોમા શહેરોમા ને સંસ્કૃતિધામોમા એમણે ખૂબ પર્યટન કર્યુ છે એક વેળા એ જયપુર ગયા અજમેર છોડતી વખતે કોઈએ સલાહ આપી કે અજમેર પછી દરેકની સાથે વાતચીત કરતી વખતે 'આપ' કહેવુ હિંદીમાં 'તુમ' એ ઘણો જ તોછડો શબ્દ છે

શિખામણ તાજી જ મળેલી હતી જયપુરમા સ્ટેશનથી શહેરમા જતી વખતે ભાડાના ટપ્પામા એ બેઠા ગાડીવાળો બીજા પણ એક ઉતારુને બોલાવી લાવ્યો એ ઉતારુ બેઠો કે પોતાના વાચાળ સ્વભાવ પ્રમાણે ડૉક્ટરે તો વાતો કરવા માંડી વાતોમા એ 'આપ, આપ' કહીને બોલતા હતા થોડીવાર પછી પેલાએ ડૉક્ટરને કહ્યું

'સાહેબ મે તો નાઈ હૂં!' મતલબ કે હું તો હજામ છું, મને 'આપ આપ' કહી માન આપવુ યોગ્ય નથી

ડૉ સાહેબ તો એવા બની ગયા! પણ પોતાનું ભોંઠપણ ખુલ્લું પડી ન જાય એ માટે એમણે સરસ ઉત્તર આપ્યો

'તેનો કંઈ વાંધો નહિ કોઈ પણ નાતને હુ હલકી ગણતો નથી આપણે બધા સમાન છીએ!'

×

એક ઈટાલિયન બાઈ હિંદુસ્તાનના પ્રવાસે આવી એની છબી જ્યારે વર્તમાન-પત્રોમા એણે પ્રસિદ્ધ થયેલી જોઈ ત્યારે એ ખૂબ જ હસી એ બાઈના તેના ભાણેજ સાથેના ફોટામા આપણા અખબારોએ એ ભાણેજને બાઈના પતિ તરીકે બિરદાવી દીધો!

પણ બાઈને આ ભૂલથી રોષ ન થયો, રમૂજ ઉપજી અને પોતાની રમૂજમા સ્નેહીઓને ભાગીદાર બનાવવા એણે જે વૃત્તપત્રોમા આ છબીઓ છપાઈ હતી તેની એકએક નકલ ખરીદી પોતાને વતન મોકલી આપી!

×

# સમતોલ ખોરાક

શ્રી. ભૂપતરાય મો. દવે

'ખાવા માટે જીવવું કે જીવવા માટે ખાવું?' વિચારવંત માનવી એમાં બીજાને જ પસંદગી આપે એ સ્વાભાવિક છે; પરંતુ આટલું કર્યાથી પણ તંદુરસ્તી કે તાકાત આવતી નથી. એ માટે વિવિધ રસને પુષ્ટ કરે એવો સાત્ત્વિક ને સત્ત્વશીલ તથા રુચિને અનુકૂળ આવે એવો છતાં સપ્રમાણ ખોરાક જોઈએ. ખોરાકના પ્રમાણશાસ્ત્રનું જ્ઞાન ઘણા ઓછા માણસોને હોય છે. જન્મ્યા પછી આઠદસ માસે શરૂ થતી તે મૃત્યુ પર્યંત નિત્યની સાથી બની રહેતી આ ક્રિયાને માનવી જાણી-સમજી શકતો નથી એ કેવું આશ્ચર્ય કહેવાય? ગુજરાતના એક અનુભવી નિસર્ગોપચારકે અહીં સપ્રમાણ ખોરાક વિષે પોતાના વિચારો દર્શાવ્યા છે.

માનવશરીર એક અદ્‌ભુત યંત્ર છે. તેને યોગ્ય રીતે સાચવવા માટે શુદ્ધ, સાત્ત્વિક અને સમતોલ ખોરાકની ખાસ જરૂર છે.

માણસની તંદુરસ્તીનો મુખ્ય આધાર સમતોલ ખોરાક પર છે. આ વાત બહુ થોડા લોકો સમજે છે. આપણે ત્યાં ખોરાક વિષે ઘણું અજ્ઞાન ફેલાયેલું છે. લોકો માને છે કે શરીર ટકાવવા અને પેટ ભરવા માટે ખોરાક લેવો જોઈએ. આ 'સમજણ તદ્દન અધૂરી છે. ખોરાકની શરીર પર સારી કે માઠી અસર થાય છે કે કેમ? કેવા પ્રકારનો ખોરાક લેવો જોઈએ? શરીરને અને ખોરાકને શો સંબંધ છે? આ બધી વિગતોથી લોકો અજાણ હોય છે. સાચી વાત તો એ છે કે લોકો કેમ, ક્યારે અને કેવી રીતે ભોજન કરવું એ પણ સંપૂર્ણ રીતે જાણતા નથી. ભોજન કરવું એટલે બે-ચાર રોટલી, થોડાં ભાત, દાળ, શાક, વિવિધ ખાટાં-તીખાં અથાણાં વગેરે પદાર્થો સંપૂર્ણ ચાવ્યા વગર ઉતાવળે ઉતાવળે ગળા નીચે તેઓ ધકેલી દે છે. એમાં જો સહેજ તકલીફ પડે છે તો પાણીનો ઘૂંટડો પીને અનાજનો કોળિયો પેટમાં પધરાવે છે.

જ્યાં ભોજન કરતી વખતે આટલી બધી ઉતાવળ હોય ત્યાં 'સમતોલ ખોરાક વિષે જાણવાની વાત શી કરવી?

સામાન્ય રીતે આપણે ત્યાં 'સમતોલ ખોરાક' કોને કહેવો અને તેની મહત્તા શી છે એ વાત બહુ થોડા લોકો સમજે છે.

કેટલાક લોકો ભાત અને દાળ ખાઈને જીવે છે. કેટલાક લોકોને ફરસાણ વધારે પ્રિય હોય છે. કેટલાક લોકોને તીખા, ખાટા, તળેલા અને ગરમાગરમ પદાર્થો વધારે ભાવતા હોય છે. કેટલાક લોકોને રોટલી, દાળ, શાક, ભાત અને અથાણાં વધારે ગમતાં હોય છે. કેટલાક લોકોને ખોરાકમાં ચડિયાતું સીઠું ખાવાની ટેવ હોય છે. જ્યારે કેટલાકને લાલ-સૂકું મરચું વધારે પ્રમાણમાં ખોરાકમાં લેવાનું પસંદ હોય છે. આ બધી ટેવો એકંદરે આપણા શરીરસ્વાસ્થ્ય પર ઘણી માઠી અસર પહોંચાડે છે.

ઉપર મુજબ સૌ કોઈ પોતાને પ્રિય હોય તેવા પદાર્થો ભોજનમાં લે છે. એ ખોરાકમાં શરીરને જોઈએ તે બધાં તત્ત્વોની ખામી છે.

સત્ત્વભરના હલકા ખોરાકથી પેટ ભરવાથી તંદુરસ્તી, શક્તિ અને જીવન લાંબો સમય ટકાવી શકાય નહિ. આ વાત લોકો સમજતા નથી. તેઓ ગમે તેવો ખોરાક ખાઈને પેટ ભરવાનું પસંદ કરે છે, પરિણામે તેમનું આરોગ્ય ઘસાતું જાય છે.

લોકોની તંદુરસ્તી બગડવાનાં અનેક

કારણો છે, તેમાં મુખ્ય સત્ત્વહીન ખોરાક છે કોઈ પણ રોગ મટાડવા માટે ખોરાકમાં પૂરતાં તત્ત્વોવાળા પદાર્થો લેવા જોઈએ આમ બને તો જ દર્દીનો રોગ મટે છે અને દર્દી નવુ જીવન મેળવી શકે છે

શુદ્ધ આહારનુ ખરુ કામ શરીરને ગરમી અને પોષણ આપવાનુ તેમ જ તદુરસ્ત રાખવાનુ છે તેથી આહાર ઉચિત અને સમતોલ હોવો જોઈએ

આપણો ખોરાક મોટે ભાગે 'અમ્લપ્રધાન' હોય છે, જેથી કરીને શરીરમાં તાજગી ઓછી દેખાય છે, 'અલ્કલ' તત્ત્વોવાળા ખોરાકનુ પ્રમાણ ભોજનમાં વધારે હોવુ જોઈએ અલ્કલપ્રધાન ખોરાકથી લોહી શુદ્ધ અને શરીરસ્વાસ્થ્ય યોગ્ય રીતે સચવાય છે

આપણા દૈનિક ભોજનમાં એસી ટકા અલ્કલ તત્ત્વ અને વીસ ટકા અમ્લ તત્ત્વ હોવુ જોઈએ આ મુજબ ખોરાકની પસંદગી કરવામાં આવે તો જ આપણું આરોગ્ય ખીલે અને શરીરનો વિકાસ થાય છે

શરીરને નીરોગી રાખવા માટે આપણા ખોરાકમાં પ્રોટિન, ચરબી, કાર્બોહાઇડ્રેટ, ખનિજ ક્ષારો, વિટામિન્સ અને પાણી–આ બધાં તત્ત્વોની ખાસ આવશ્યકતા છે

આપણા ખોરાકમાં પૂરતાં તત્ત્વો હોવા છતાં તે અધૂરો ગણાય કે તેનાં કેટલાક કારણો છે ખાસ કરીને શાક-ભાજીઓને ખૂબ તાપ આપીને વધારેપડતા ચડવીને તેનાં પોષક તત્ત્વોનો નાશ કરવામાં આવે છે ભાતને ઓસાવીને તેનુ કિંમતી સત્ત્વ દૂર કરી પછી ભોજનમાં લેવાય છે ઘઉંના ફોતરાં સાફસૂફ કરીને આરબાદ આહારમાં લઈએ છીએ ઘઉંના લોટમાંથી કિંમતી થૂલુ કાઢીને અને દૂધને ખૂબ ઉકાળીને ઘણાંખરાં તત્ત્વોનો નાશ કરીને ભોજનમાં લેવામાં આપણે ગૌરવ માનીએ છીએ.

મેંદો, મિલમાં સાફ થયેલા ચોખા, મીઠાઈઓ, ખાંડ, રવો, તળેલા પદાર્થો અને ખાટાં–તીખાં વિવિધ પ્રકારનાં અથાણાં–આ બધા પદાર્થો આરોગ્યને મોટુ નુકસાન કરે છે

એક વાત યાદ રાખવા જેવી છે ખોરાકને વધારેપડતો રાંધવાથી અને તળવાથી તેનુ ચૈતન્ય ઓછુ થાય છે

શાક-ભાજીઓને વરાળથી બાફ્યા બાદ મીઠુ, કોથમીર, ધાણાજીરુ વગેરે આરોગ્યવર્ધક મસાલા જે સાદા અને સત્ત્વવાળા હોય તેને શાક-ભાજીમાં ભેળવીને આહારમાં લેવાની ટેવ પાડવી અત્યત જરૂરી છે

જુદીજુદી ભાજી વિષે કેટલાક લોકોનુ માનવુ છે કે એ તો જાનવરોનો ખોરાક છે એ ખાસ માણસ માટે નથી પણ તેમની આ એક ખોટી ભ્રમણા છે ભાજીમાં ચેતન ક્ષારો અને વિટામિન્સ' છે ભાજીમાં લોહીને શુદ્ધ કરવાનો મહાન ગુણ છે તેમાં રેસાઓનુ પ્રમાણ મોટુ છે, જેથી તે કબજિયાત દૂર કરવામાં મદદરૂપ બને છે

શાકમાં કોબી, સેલેડ, ફ્લાવર, ટમેટાં, ગાજર, કાકડી, બીટરુટ, ડુંગળી વગેરેની કચુબર કરીને અથવા વરાળથી સામાન્ય બાફીને આહારમાં લેવાથી શરીરને ઉપયોગી એવા ચેતનક્ષારો, વિટામિન્સ અને રેસાઓ મળે છે

શ્રીમત લોકો ફળોનો ઉપયોગ મોજ શોખની ખાતર કરે છે ફળો કિંમતી છે એટલે સામાન્ય લોકો ફળો છૂટથી આહારમાં લઈ શકતા નથી એ અફસોસની વાત છે

શરીરમાંના ઝેરી દ્રવ્યોને ધોવા માટે, તદુરસ્તી જાળવવા, જીવનશક્તિ વધારવા, લોહીને ચેતનવાળુ બનાવવા માટે વિવિધ મધુર રસવાળાં ફળોને આપણે દૈનિક ભોજનમાં

મહત્ત્વનું સ્થાન આપવું ઘટે. ફળોનો ...ણ રક્તશોધક અને રક્તવર્ધક છે. ...મ જ શુદ્ધ અને સજીવ-ચેતન તત્ત્વોથી ત ભરપૂર છે.

વિટામિન્સ અને કુદરતી ખનિજ તત્ત્વો સાથે વિવિધ રોગનો શો સંબંધ છે તે હવે લોકોથી અજાણ નથી. રોગને દૂર કરવા માટે વિટામિન્સ અને ખનિજ તત્ત્વો વગર શરીર નીરોગી ન રહી શકે. આટલા માટે ખોરાકમાં લીલાં શાકભાજી, તાજાં ફળો પૂરતા પ્રમાણમાં લેવાં જરૂરી છે. અલબત્ત, તેમાં ગરમી ઉત્પન્ન કરનારી શક્તિ 'કેલોરી' બહુ ઓછી છે.

દૂધ કિંમતી ખોરાક છે. આપણા આહાર-માં દૂધનો ઉપયોગ છૂટથી થાય તો શરીરને પૂરતા પ્રમાણમાં ચૂનાનું તત્ત્વ મળે છે. બાળકોને દૂધ અને ફળો આપવાથી તેઓની ઊંચાઈ અને વજન વધે છે. નિત્ય દહીં અને છાસનો ઉપયોગ આહારમાં કરવાનું ભૂલવું ન જોઈએ; કારણકે પૌષ્ટિક ખોરાકની અસર આપણી તંદુરસ્તી ઉપર થાય છે.

માણસ જે પ્રકારનું કામ કરતો હોય તે કામમાં તેની જેટલી શક્તિ ઘસાય તે મેળ-વવા માટે શરીરને ગરમી આપનારો ખોરાક લેવો જોઈએ. નિષ્ણાત આહારશાસ્ત્રીઓએ દરેક ખાદ્ય પદાર્થની ગરમીનું માપ 'કેલોરી'-થી આંકેલું છે.

પાણીની એક ડિગ્રી ઉષ્ણતા વધારવા માટે જેટલી ગરમી જોઈએ તે 'કેલોરી' કહેવાય છે.

એક સામાન્ય વજનનો તંદુરસ્ત માણસ આરામ કરતો હોય કે વધારે શારીરિક મહેનતનું કામ કરતો હોય એ બંનેના ખોરાકમાં ફરક રહેવો જોઈએ. એટલા માટે એના જુદા વર્ગો પાડવામાં આવ્યા છે.

સામાન્ય જીવન ગુજારતો એક કારકુન હોય કે તેવા પ્રકારનું હળવું કામ કરતો હોય તો તેને ચોવીસ કલાક માટે લગભગ ૨૩૦૦ અથવા ૨૪૦૦ કેલોરી મળે તેટલો રોજનો ખોરાક જોઈએ. આ ઉપરથી બીજો ધંધો કરનાર વ્યક્તિઓ માટે જરૂરી 'કેલોરી'-નો અંદાજ કાઢવામાં આવ્યો છે.

| ધંધો | ખોરાક કેટલા કેલોરીનો જોઈએ |
|---|---|
| કારકુન | ૨,૩૦૦ થી ૨,૪૦૦ |
| દરજી | ૨,૪૦૦ |
| સુતાર | ૩,૪૦૦ થી ૩,૬૦૦ |
| લુહાર | ૩,૬૦૦ થી ૩,૮૦૦ |
| કડીઓ | ૪,૫૦૦ થી ૪,૭૦૦ |
| વેપારી (મગજનું કામ કરનાર) | ૨,૨૦૦ થી ૨,૩૦૦ |
| લાકડાં ફાડનાર અથવા લોઢું તોડનાર | ૫,૪૦૦ થી ૫,૮૦૦ |
| ૧૩ થી ૧૮ વર્ષનો કુમાર | ૩,૦૦૦ થી ૩,૫૦૦ |
| પુખ્ત વયની તંદુરસ્ત સ્ત્રી | ૨,૨૦૦ થી ૨,૪૦૦ |
| ,, ,, સખ્ત મજૂરી કરનાર સ્ત્રી | ૨,૭૦૦ થી ૩,૦૦૦ |
| ગર્ભવતી સ્ત્રી | ૨,૫૦૦ થી ૨,૭૦૦ |
| બાળકને ધવડાવતી સ્ત્રી | ૩,૦૦૦ થી ૩,૨૦૦ |

ઉપરના માપમાં ચોકસાઈ કરતાં અંદાજનું તત્ત્વ થોડું વધારે છે. જેનું શરીર નબળું હોય, જેની પાચનક્રિયા મંદ હોય, તેણે ખોરાક ઓછો લેવો જોઈએ. તંદુરસ્ત અને સશક્ત માણસે શારીરિક શ્રમને હિસાબે ઉપર જે કેલોરીના આંકડા આપ્યા છે તે મુજબ ખોરાક લેવાથી શારીરિક ઘસારો પુરાઈ જાય છે તેમ જ સ્ફૂર્તિ અને જોમ આવે છે.

ઉપર બતાવેલ ખોરાકની કેલોરીમાં વ્યક્તિગત ફેરફાર થઈ શકે. એક જ ધોરણ દરેકને લાગુ ન પડે. આટલું સૌ કોઈએ યાદ રાખવું.

હવે આપણે મુખ્ય મુદ્દા પર વિચારીએ 'સમતોલ ખોરાક' એટલે અમુક માપમાં અને અમુક પોષણદાયક ખાદ્ય પદાર્થોને દરરોજના ઉપયોગમાં ભોજનમાં લેવા તે આ ખાદ્ય પદાર્થોમાં શરીરને ઉપયોગી થાય તેવાં બધાં તત્ત્વો હોવાં જોઈએ, જેવાં કે નત્રિલ (પ્રોટીન), કાર્બોદિત (કાર્બોહાઇડ્રેટ), ચરબી (ફેટ), ખનિજ ક્ષારો (મિનરલ સોલ્ટ્સ) પ્રજીવનકો (વિટામિન્સ) અને પાણી, આ બધાં તત્ત્વો યોગ્ય પ્રમાણમાં મળે તો જ 'સમતોલ ખોરાક'ની મહત્તા છે

તંદુરસ્ત માણસ માટે અને શરીરને સંપૂર્ણ નીરોગી અને ચેતનવાળુ રાખવા માટે નીચે મુજબનો ખોરાક લેવાય એ આરોગ્ય માટે તદ્દન અનિવાર્ય છે

| | પ્રમાણ ઔંસમાં |
|---|---|
| ઘઉંનો લોટ હાથઘંટીથી દળેલ થૂલાવાળો | ૧૦ |
| તેલ તલનુ હાથઘાણીનુ | ૧½ |
| ઘી તાજુ અને શુદ્ધ અથવા માખણ તાજુ અને શુદ્ધ | ૧½ |
| દૂધ શુદ્ધ | ૨૨ |
| તાજી શાકભાજી | ૮ |
| કંદમૂળ | ૮ |
| કોળ | ૨ |
| દાળ ફોતરાવાળી | ૧ |
| તાજાં ફળ | ૮ |
| બાત હાથેછડેલાના | ૬ |
| કઠણ છાલવાળાં ફળ | ૨ |
| ગોળ | ૨ |

આ પ્રમાણે નિત્યના ભોજનમાં પુખ્ત ઉંમરના સશક્ત માણસે ખોરાક લેવાની કાળજી રાખવી જોઈએ. ઉપર જે ખોરાક ઔંસની ગણતરીમાં આપેલ છે તેમાં દરેક પ્રકારનાં પોષણ તત્ત્વો અને શરીરને ગરમી આપનાર 'કેલોરી' વગેરેનો સમાવેશ થાય છે ૨૪ કલાકમાં બેથી ત્રણ વખતના ભોજનમાં આ જાતનો ખોરાક લેવાથી માણસને પૂરતા પ્રમાણમાં શક્તિ, ગરમી અને પોષણ વગેરે મળી રહે છે આ બધાં તત્ત્વો જે ખોરાકમાંથી મળે તે 'સમતોલ ખોરાક' કહેવાય છે

ઘણાખરા રોગોનું મુખ્ય કારણ અયોગ્ય આહાર છે 'સમતોલ ખોરાક' લેવાથી અનેક લાભ છે જેવાં કે રક્ત વધારે છે, કબજિયાત દૂર કરે છે ઊંચાઈ, સ્વાસ્થ્ય, શક્તિ અને સૌંદર્ય વધારે છે, શરીરને શુદ્ધ પોષણ આપે છે અને જીવનશક્તિ વધારે છે તેમ જ રોગનો નાશ કરે છે

આ બધી સિદ્ધિ 'સમતોલ ખોરાક' લેવાથી આપણને મળે છે

★

ગુજરાત વિદ્યાપીઠના નિયામક મંડળની બેઠક હતી બાપુને એમાં હાજર રહેવાનું હતું એમને માટે મોકલેલું વાહન સમયસર ન પહોંચી શક્યું ગાંધીજી સમયપાલનના અલબત્ત આગ્રહી હતા વાહન ન મળવા જ એ આશ્રમથી પગપાળા ચાલી નીકળ્યા તેમ છતાં વખતસર કેવી રીતે પહોંચી શકે? વખત થવા આવ્યો હતો અને આશ્રમથી વિદ્યાપીઠ ઠીકઠીક દૂર હતી રસ્તો નિર્જન હોવાથી કોઈ બીજું વાહન મળવાનો પણ સંભવ નહોતો

થોડેક દૂર ગયા પછી બાપુએ માર્ગમાં એક ખાદીધારીને સાયકલ પર જતો જોયો બાપુએ એને રોક્યો ને કહ્યું સાયકલ આપ મારે વિદ્યાપીઠ જવું છે યુવાને ચૂપચાપ સાયકલ આપી દીધી

બાપુ કવચિત્ દક્ષિણ આફ્રિકામાં સાયકલ પર બેઠા હશે હિંદુસ્તાનમાં બેસવાનો તો કદી યે મોકો મળ્યો નહોતો બસ એ તો સાયકલ પર બેઠા ને આવી પહોંચ્યા વિદ્યાપીઠમાં બાપુને વખતસર આવેલા જોઈને આશ્ચર્ય તો થયું જ, પણ એક નાની અમસ્તી પોતડી પહેરેલા, ઉઘાડે શરીર સાયકલ પર બેઠેલા બાપુનું જે દૃશ્ય મેં જોયું, તે જિંદગીમાં કદી યે ફરીથી જોવાનું નહીં મળે

કાકા કાલેલકર

# ચંદ્રનું સસલું

## અધ્યાપક શ્રી. અરુણોદય જાની

એમ. એ. કાવ્યતીર્થ

શશ અને શશાંક! કેવી કોમળતાનાં બંને પ્રતીકો છે! કવિઓએ બંનેના સંબંધ પરત્વે કલ્પના-વિહાર કરવામાં પણ ક્યાંય બાકી રાખી નથી. સંસ્કૃત સાહિત્યની માફક પાલી ભાષાના સાહિત્યમાં પણ એ સંબંધનો પૂરો લાભ ઉઠાવાયો છે. પ્રસિદ્ધ જાતકકથાઓમાંની એકમાં ભગવાન બુદ્ધ પૂર્વજન્મમાં સસલારૂપે હતા એમ જણાવવામાં આવ્યું છે. તે વખતે ચંદ્ર સાથે સસલું કેવી રીતે સંકળાયું તેનું અહીં નિરૂપણ કરવામાં આવ્યું છે.

ચંદ્રની અંદર કાળાંકાળા ડાઘા જેવું જે જણાય છે, તે કવિઓને મતે ચંદ્રના ખોળામાં રહેલું સસલું છે અને તેથી જ ચંદ્રનું 'શશાંક' એવું પણ એક નામ છે. ત્યારે કોઈને એમ શંકા થાય, કે ચંદ્રના મંડળમાં એ સસલું ક્યારે, કેવી રીતે, શા માટે અને કોની દ્વારા પ્રવેશ પામ્યું? આ શંકાનું નિવારણ પાલી ભાષામાં લખાયેલી જાતકકથાઓ પૈકી ससजातक નામના જાતક દ્વારા થઈ શકે છે.

બૌદ્ધ ધર્મના ગ્રંથો પાલી તેમ જ સંસ્કૃત ભાષામાં લખવામાં આવેલા છે. તે પૈકી પાલી ગ્રંથોને જ પ્રાચીન અને વિશેષ પ્રમાણભૂત ગણવામાં આવે છે; કારણકે ભગવાન બુદ્ધે પોતાનો ઉપદેશ તે સમયની પ્રચલિત પ્રાકૃત ભાષા—જે 'પાલી' નામથી ઓળખાય છે તે—માં આપ્યો હતો, એવી માન્યતા છે. આ પાલી ભાષામાં લખાયેલા ગ્રંથોને બે વર્ગમાં વહેંચવામાં આવ્યા છે: (૧) ધર્મગ્રંથો, (૨) તદ્ભિન્ન અથવા શાસ્ત્ર વિષયક ગ્રંથો. આ પૈકી ધર્મગ્રંથો નામના પ્રથમ વિભાગમાં विनयपिटक, सुत्तपिटक અને अभिधम्मपिटक નામનાં त्रिपिटक-ત્રણ પિટકો—નો સમાવેશ થાય છે. આમાંના सुत्तपिटक નામના પિટકમાં પાંચ નિકાયગ્રંથો ગણાવ્યા છે. તેમનાં નામ નીચે પ્રમાણે છે: (૧) दीघनिकाय, (૨) मज्झिमनिकाय, (૩) संयुत्तनिकाय, (૪) अंगुत्तरनिकाय અને (૫) खुद्दकनिकाय. આ પૈકી છેલ્લા खुद्दकनिकायમાં જે દસ ગ્રંથો દર્શાવ્યા છે, તેમાં જ 'જાતકો'નો સમાવેશ થાય છે.

ભગવાન બુદ્ધ જ્યારે सम्मासम्बुद्ध (सम्यक् सम्बुद्ध) થયા ત્યારે તેમને જાતિસ્મરજ્ઞાન પણ પ્રાપ્ત થયું. તેથી તેમને પોતાના પૂર્વજન્મોનું યથાર્થ સ્મરણ ઉત્પન્ન થયું. પરિણામે કથાના પ્રસંગોએ ભિક્ષુઓને દૃષ્ટાંત તરીકે, તેઓ પોતાના પૂર્વજન્મો વારંવાર કહી સંભળાવતા હતા. આ કથાઓને जातककथा કહેવામાં આવે છે. પ્રો. ફોસબોલે (Fausboll) આ જાતકોને પાંચ ભાગમાં પ્રકાશિત કર્યાં છે.

આ જાતકોનું સંસ્કૃત રૂપાંતર પણ થયેલું છે. આર્યશૂર નામના વિદ્વાને કેટલાંક જાતકોનું સંસ્કૃત રૂપાંતર કર્યું છે; પરંતુ આ રૂપાંતર મૂળ પાલીનું શબ્દશઃ ભાષાંતર નથી; કિંતુ તેમાં મૌલિકતા પણ ઘણી છે. આર્યશૂરના તે ગ્રંથનું નામ जातकमाला અથવા बोधिसत्त्वावदानमाला છે અને તે ગ્રંથ હારવર્ડ યુનિવર્સિટી દ્વારા ડૉ. હેન્ડ્રિક કર્ન (Hendrik kern) નામના વિદ્વાને પ્રકાશિત કર્યો છે.

પ્રસ્તુત લેખ આ બંને ગ્રંથો—जातककथा (પાલી) અને जातकमाला (સંસ્કૃત)ના આધારે લખવામાં આવ્યો છે.

પૂર્વકાળમાં જ્યારે વાગણસી(કાશી)માં બ્રહ્મદત્ત રાજા રાજ્ય કરતો હતો, ત્યારે બોધિસત્ત્વ સસલાની યોનિમાં જન્મ પામી એક જંગલમાં રહેતા હતા તે જંગલ સુંદર પ્રકારનાં વૃક્ષો, લતાઓ અને વનસ્પતિઓથી શોભતું હતું તેમાં ફળો અને ફૂલોનો પાર જ નહોતો લીલા, કૂણા ઘાસનાં મોટાં મેદાનોથી તે વિભૂષિત હતું તેની એક બાજુએ પવિત્ર જળથી પૂર્ણ એવાં ગંગાજી વહેતાં હતાં બીજી બાજુમાં એક પર્વત હતો અને ત્રીજી બાજુએ કોઈ એક ગામની સીમા આવેલી હતી

તે સસલાના ઉદ્ર (જળબિલાડો), શિયાળ અને વાનર એમ ત્રણ મિત્રો હતા આ ચારેય મિત્રો પોતપોતાના સ્થાનમાં રહેતા, પોતપોતાનો શિકાર મેળવતા અને સંધ્યા સમયે એક નિશ્ચિત સ્થાનમાં બધા ભેગા મળતા સસલું પોતાના મિત્રોને ઘણીવાર ધર્મનો ઉપદેશ આપતાં કહેતું, કે 'આપણે દાન કરવું જોઈએ ચારિત્ર્યનું રક્ષણ કરવું જોઈએ. ઉપવાસ કરવા જોઈએ' ઇત્યાદિ ત્રણેય મિત્રો સસલાના આ પ્રકારના ઉપદેશને ધ્યાનથી સાંભળતા અને તે પ્રમાણે વર્તવાનો પ્રયત્ન કરતા

એક વખતે સંધ્યાકાળનો સમય હતો ચારેય મિત્રો ભેગા મળ્યા હતા આકાશમાં શુક્લ પક્ષની ચૌદસનો ચંદ્ર ઊગ્યો હતો તેનું મંડળ લગભગ પૂર્ણ હતું અને તે જાણે કે આકાશમાં ચાંદીનું દર્પણ હોય એમ શોભતો હતો અચાનક સસલાની નજર આ ચંદ્ર ઉપર પડી અને તે પોતાના મિત્રોને ઉદ્દેશીને કહેવા લાગ્યું

कलापापूर्णशोभेन मण्डलेन हसन्निव ।
निवेदयति साधूनां चन्द्रमा पोषधोत्सवम् ॥

'પૂર્ણ શોભાથી યુક્ત એવા પોતાના મંડળ વડે જાણે કે હસતો હોય એવો આ ચંદ્રમા સત્પુરુષોને પોષધવ્રતનો ઉપદેશ આપતો હોય એમ લાગે છે આવતી કાલે પૂર્ણિમા છે, માટે આપણે બધાએ શીલ (ચારિત્ર્ય)નો સ્વીકાર કરી ઉપવાસ કરવો જોઈએ કારણ કે ચારિત્ર્યનો આશ્રય કરીને આપેલું દાન ઘણું ફળ આપે છે માટે આપણે આંગણે કોઈ પણ યાચક આવે તો આપણા આહારમાંથી એને આપીને બાકી રહેલાથી આપણે ઉપવાસના પારણાં કરવાં '

બધા મિત્રોએ 'ભલે' એમ કહી સંમતિ આપી અને વ્રતનો સ્વીકાર કર્યો

બીજે દિવસે સવારે ઉદ્ર (જળબિલાડો) પોતાના દરમાંથી બહાર નીકળ્યો અને 'લાવ શિકાર શોધી લાવું એમ વિચાર કરી ગંગાજીને કિનારે ગયો ત્યાં એક માછીમારે સાત રોહિત (એક જાત) માછલાં પકડીને તેમને સાતેયને એક વેલાથી બાંધીને ગંગા-કિનારે રેતીમાં સાધારણ ખાડો કરી સંતાડ્યાં અને પોતે બીજાં માછલાં પકડવા માટે ગંગાજીમાં ડૂબકી મારી આ અરસામાં જળબિલાડો ત્યાં આવી ચડ્યો તેને માછલાંની ગંધ આવતાં રેતીને ખસેડી નાખી માછલાં બહાર કાઢ્યાં, અને 'આનો કોઈ માલિક છે?' એમ ત્રણવાર ઘોષણા કરી, પરંતુ કંઈ પણ જવાબ ન મળતાં એનો કોઈ માલિક નથી એમ માની લઈ માછલાં બાંધેલા વેલાને મોંમાં ઘાલી પોતાના દરમાં ખેંચી ગયો અને વિચાર્યું કે 'પારણાનો સમય થશે ત્યારે આ માછલાં ખાઈશ '

આ બાજુ શિયાળ પણ શિકારની શોધમાં નીકળ્યું ફરતાંફરતાં તેણે ખેતરનું રક્ષણ કરનાર રખેવાળની એક ઝૂંપડી જોઈ તેમાં તેણે એક ગોધા(મગર જેવું એક નાનું જળચર પ્રાણી) અને એક દહીંનું પાત્ર જોયાં તેણે પણ 'આનો કોઈ સ્વામી છે?' એમ ત્રણવાર ઘોષણા કરી અને જોયું કે

આનો કોઈ માલિક નથી. એટલે દહીંના પાત્રનું દોરડું ગળામાં ભેરવ્યું અને ગોધાને મોંમાં ઘાલી બંને પોતાના દરમાં લાવીને મૂક્યાં. અને 'સમય થયે આહાર કરીશ' એવો નિશ્ચય કર્યો.

બીજી બાજુ વાંદરો પણ આહારની શોધમાં નીકળ્યો. ફરતાંફરતાં જંગલમાં એક આંબાવાડિયામાં તે પેઠો અને તેણે સારાં પાકાં આમ્રફળો લીધાં. અને 'વખત થયે હું પારણાં કરીશ' એમ વિચાર કરી તેને પોતાના નિવાસસ્થાનમાં મૂક્યાં.

જ્યારે આ તરફ સસલું મોટા વિચારમાં પડી ગયું. તેને થયું કે 'અરેરે! હું ખરેખર કમનસીબ છું. મારા મિત્રોની તો જ્યારે અતિથિ આવે ત્યારે તેનું સ્વાગત કરવાની શક્તિ છે, જ્યારે હું તો તદ્દન અશક્ત છું; કારણકે મારી પાસે તો કૂણાંકૂણાં ઘાસ સિવાય બીજું કશું નથી, અને તે પણ મારા દાંત વડે તોડું છું, તો એઠું થાય છે. આવા ઉચ્છિષ્ટ તૃણાંકુરો અતિથિને કેમ અપાય? ખરેખર મને ધિક્કાર છે!' આ પ્રમાણે વિચારમગ્ન બનેલા સસલાને અચાનક એક વિચાર સૂઝ્યો: 'મારી પાસે જે કોઈ અતિથિ આવશે તેને હું મારું આ નિઃસાર શરીર અર્પણ કરીશ. મારું શરીર એ જ મારું ધન છે. તે ધન મારે જ આધીન છે અને મને સુલભ પણ છે. તો એ શરીરના કોમળ માંસ વડે જ હું અતિથિનો સત્કાર કરીશ.'

આ પ્રમાણે નિશ્ચય કરીને 'યોગ્ય સમયે બહાર નીકળીને દર્ભતૃણ વડે હું ઉપવાસનાં પારણાં કરીશ' એમ વિચાર કરીને તે સસલું પોતાના દરની બહાર નીકળ્યું જ નહિ.

સસલાના આવા ઉત્તમ પ્રકારના વ્રતના પ્રભાવથી ઇંદ્રનું શીલાસન—જેના ઉપર ધોળી કામળ પાથરવામાં આવે છે—તે એકદમ ઉષ્ણ થયું (મતલબ કે પુરાણની ભાષામાં કહીએ તો તેમનું સિંહાસન ડોલી ઊઠ્યું) તરત જ ઇંદ્રે પોતાના પ્રભાવ દ્વારા સસલાની ઉગ્ર તપશ્ચર્યા જાણી લીધી અને તેમણે સસલાના વ્રતની પરીક્ષા કરવાનો નિર્ણય કર્યો.

ગ્રીષ્મઋતુનો સમય હતો. સૂર્યનાં પ્રખર કિરણો સર્વત્ર ફેલાયાં હતાં. દિશાઓએ જાણે કે સૂર્યના પ્રકાશરૂપી બુરખો ઓઢ્યો હોય તેમ જોઈ પણ શકાતી નહોતી. જંગલની અંદર કંસારીઓ અને બીજાં ક્ષુદ્ર જંતુઓ તીણો અવાજ કરી રહ્યાં હતાં. પક્ષીઓએ પણ ઊડવાનું છોડી દીધું હતું. પથિકો થાક અને પરસેવાના ત્રાસથી ઉત્સાહભંગ થઈ ગયા હતા. આવે સમયે દેવોના રાજા ઇંદ્રે બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કર્યું. પ્રથમ તેઓ જળબિલાડાના સ્થાન ઉપર આવ્યા અને પોતે જાણે માર્ગ ભૂલી ગયા હોય તેવો દેખાવ કરી ભૂખ, તરસ, થાક અને શોકથી કંઠ દીન બન્યો હોય તેમ નીચે પ્રમાણે બોલવા લાગ્યા:

'અરે! હું મારા ટોળાથી છૂટો પડી ગયો છું. આ ગાઢ જંગલમાં હું ભટકું છું. ભૂખ અને થાક પીડી રહ્યાં છે. મારું કોઈ રક્ષણ કરો.' ઇત્યાદિ.

આવાં દીન વચનો સાંભળી જળબિલાડો બહાર આવ્યો અને બ્રાહ્મણને પોતાને ત્યાં અતિથિ તરીકે આવેલો જોઈ રાજી થઈ કહેવા લાગ્યો: 'માછીમારથી ભુલાઈ ગયેલાં અથવા બીજાં જળચર પ્રાણીઓના ત્રાસને લીધે પાણીમાંથી જમીન ઉપર કૂદી પડવાથી મૃત્યુ પામીને થાક લાગવાથી જાણે સૂઈ ગયાં હોય એવાં લાગતાં, આ સાત રોહિત માછલાં મને મળ્યાં છે. (તાત્પર્ય કે આ માછલાં મારાં ચોરેલાં નથી; પરંતુ તે મને જડેલાં છે) તો આપ તેનો

આહાર કરી આ જંગલમાં સુખથી રહો '

જળબિલાડાનાં આવાં વચન સાંભળી ઇંદ્રે કહ્યું 'તમે કહ્યું તે મને મળી ગયા બરોબર છે હું હમણાં આવું છું '

આ પ્રમાણે કહી ત્યાંથી નીકળી ઇંદ્ર શિયાળના દર પાસે આવી ઉપર પ્રમાણે જ વચનો બોલ્યા તે સાંભળી બહાર આવી તેમનો સત્કાર કરતાં શિયાળે કહ્યું 'હે ગુણનિધિ બ્રાહ્મણ! કોઈથી તજી દેવામાં આવેલા આ ગોધા અને દહીંનું પાત્ર જતાં જતાં મને રસ્તામાંથી જડ્યાં છે તો મારા કલ્યાણ માટે આપ તેનો ઉપભોગ કરો અને આ જંગલમાં નિવાસ કરો '

ઇંદ્રરાજાએ તેને પણ ઉપર પ્રમાણે ઉત્તર આપ્યો અને ત્યાંથી વાંદરાના નિવાસસ્થાને આવી ત્યાં પણ ઉપર પ્રમાણે જ પોકાર કર્યો તે સાંભળતાં વેંત જ બહાર આવી વાંદરો આદરપૂર્વક કહેવા લાગ્યો 'મારી પાસે પાકાં આમ્રફળો છે, જંગલમાં ઠંડું-મીઠું પાણી પણ છે અને સુખ આપે એવી વૃક્ષોની મધુર છાયા પણ છે, માટે આપ આ ફળોનો આહાર કરી વનમાં આરામ કરો '

'વારુ, હમણાં આવું છું ' એમ કહીને રાજા ઇંદ્ર છેવટે સસલાની પાસે આવ્યા ત્યાં પણ ઉપર પ્રમાણે પોકાર કરતાં સસલું બહાર આવ્યું અને બ્રાહ્મણને પોતાના આંગણામાં આવી યાચના કરતો જોઈ રાજી-રાજી થઈ કહેવા લાગ્યું 'જંગલમાં ઊછરનાર આ ક્ષુદ્ર સસલાની પાસે નથી મગ, નથી તલ કે નથી ચોખા મારી પાસે કેવળ મારું આ શરીર જ છે તો એ શરીરને અગ્નિમાં શેકીને આપ આહાર કરો અને આ જંગલમાં સુખથી વાસ કરો '

ત્યારે ભગવાન ઇંદ્ર કહેવા લાગ્યા 'હે સસલા! મારા જેવો બ્રાહ્મણ દુશ્મનનો ય વધ કેવી રીતે કરે? અને તેમાં ય તમે તો મારા પ્રત્યે આટલી બધી લાગણી ધરાવો છો તો પછી તમારો વધ મારાથી થાય જ કેમ?'

ઇંદ્રનાં વચનો સાંભળી સસલાએ કહ્યું 'ખરેખર આપ સત્ય કહો છો આપ અહીં જ ઊભા રહો હું મારી જાતને અર્પણ કરવાનો કોઈ ઉપાય શોધી લાવું ' આમ કહી સસલું ચારેબાજુ જોવા લાગ્યું

રાજા ઇંદ્ર એના મનનો ભાવ સમજી ગયા અને પોતાના પ્રભાવથી તેમણે એકદમ ધગધગતો અગ્નિ ઉત્પન્ન કર્યો તપેલા સોનાના જેવી તેની કાંતિ હતી પ્રચંડ જ્વાળાઓ તેમાંથી ભભૂકી રહી હતી ચારે-બાજુએ તણખાઓ ઊડી રહ્યા હતા ધુમાડાનું તો તેમાં નામનિશાન પણ જણાતું નહોતું

ચારેબાજુ નજર ફેરવતાં સસલાની દૃષ્ટિ એકાએક આ અગ્નિ ઉપર પડી અગ્નિને જોતાં આનંદિત થઈ તે મહારાજ ઇંદ્રને કહેવા લાગ્યું 'મારી જાતને સમર્પણ કરવાનો ઉપાય મને મળી ગયો '

આ શબ્દો સાથે તેણે અગ્નિમાં પ્રવેશ કરવાની તૈયારી કરી, પરંતુ એટલામાં એને વિચાર આવ્યો મારાં રુંવાંટાંમાં મગતરાં જેવાં જે કોઈ જંતુઓ હશે તે પણ મારા દેહ સાથે બળી જશે અને તેમ થાય તો મરતાંમરતાં પણ મને પાપ લાગે માટે લાવ એ જંતુઓને મારા શરીરથી છૂટાં પાડી દઉં ' આમ વિચાર કરી તેણે પોતાનાં રુંવાંટાંને ત્રણવાર ખંખેરી જંતુરહિત કર્યાં ત્યારબાદ ધનનો અભિલાષી જેમ ધનના ઢગલાને જોઈને રાજી થાય, તેમ રાજી થઈને તેણે ઉગ્ર અગ્નિમાં પ્રવેશ કર્યો તે સમયે તે સસલું કમળોના સમૂહમાં બેઠેલા રાજહંસની માફક શોભવા લાગ્યું

આશ્ચર્યની વાત તો એવી બની, કે આટલો બધો ઉગ્ર હોવા છતાં પણ તે અગ્નિ

સસલાના એક રુંવાટા સરખાને ય ગરમ કરી શક્યો નહિ. ઊલટું એને તો એમ લાગ્યું, કે પોતે બરફના ઢગલામાં બેઠું છે. આ પ્રકારનો અનુભવ થતાં આશ્ચર્યની લાગણી સાથે તે ઇંદ્રને કહેવા લાગ્યું : 'હે દ્વિજશ્રેષ્ઠ! આ અગ્નિ તો અત્યંત શીતળ છે. મારાં રુંવાટાંને એ ગરમ પણ કરી શકતો નથી. આ બધું છે શું?'

ત્યારે ઇંદ્ર ભગવાને કહ્યું : 'હે શશ પંડિત! હું બ્રાહ્મણ નથી. હું તો દેવોનો રાજા ઇંદ્ર છું. તારા વ્રતની પરીક્ષા કરવા માટે હું આવ્યો છું. તારા વ્રત અને તપશ્ચર્યા, શ્રદ્ધા અને દાનધર્મ જોઈ હું અત્યંત પ્રસન્ન થયો છું. તારા આ ગુણો જગતમાં કલ્પના અંત સુધી પ્રકટ થાઓ.' આમ કહી સસલાના વ્રતેના મહિમાનો જગતને ઉપદેશ કરવા અને સસલાને અમર કરવા, દેવોના અધિપતિ ઇંદ્રે તે જંગલમાં આવેલા પર્વતને નિચોવી તેનો રસ કાઢ્યો અને પર્વતના એ કાળા રસ વડે પૂર્ણચંદ્રના શ્વેત બિંબમાં સસલાની એક આકૃતિ દોરી.

આર્યશૂર આ સંબંધી લખે છે, કે-

सम्पूर्णेऽद्यापि तदिदं शशबिम्बं निशाकरे ।
छायामयमिवादर्शे राजते दिवि राजते ॥
ततः प्रभृति लोकेन कुमुदाकरहासनः ।
क्षणदतिलकश्चन्द्रः शशाङ्क इति कीर्त्यते ॥

આકાશમાં ચાંદીના દર્પણની માફક શોભતા પૂર્ણચંદ્રના બિંબમાં તે સસલું આજે પણ છાયાની માફક શોભે છે અને તે દિવસથી કુમુદોને હસાવનાર અને રજનીરાણીના ભાલના તિલક સમાન તે ચંદ્ર 'શશાંક' (શશ એટલે સસલું છે ખોળામાં જેને) એ નામથી ઓળખાય છે.

અંતમાં તે ચારેય મિત્રો પોતાનાં કર્માનુસાર સદ્‌ગતિ પામ્યા.

★

# તિબેટ

અનુ અ શ્રી 'શશિન્' ઓઝા
એમ એ

આધુનિક પશ્ચિમની સંસ્કૃતિથી દૂર રહેલા દુનિયાના દેટલાક દેશોમાંનો એક તે તિબેટ. પોતાની સ્થળરચનાને કારણે વિદેશીઓની દખલગીરીથી મુક્ત રહેલા પ્રદેશના સામાજિક રીતરિવાજો રહસ્યમય હોય છે, તિબેટ પણ એવી જ એક રહસ્યભૂમિ છે એનું નામ કાને પડતા જ દલાઈ લામા આપણી નજર સમક્ષ ખડા થાય છે એ ગૌર ને ગોળમટોળ દેહ એના એ ચિત્રવિચિત્ર વેશપરિધાનો ને, અનેકાનેક અંગરક્ષકો વચ્ચે સુરક્ષિત રહેનાર એ 'વિભૂતિ'ની મુલાકાત સાંપડવી સહેલી નથી, છતા આ લેખ તિબેટ જતા સાંકડા ને જોખમી માર્ગો ઉપર પરિભ્રમણ કરીને, વિવિધ કુદરતી દશ્યોનુ પાન કરાવી આપણને દલાઈ લામાની મુલાકાતનો લાભ પણ આપે છે!

દુનિયા ઉપર ભાગ્યે જ કોઈ એવો વસ્તી પ્રદેશ હશે કે જેના ઉપર આધુનિક, વિજ્ઞાનનો ઓછોવત્તો પ્રકાશ ન પડ્યો હોય, અથવા જેના સબધમાં આપણે બહુ વિશેષ ન જાણી શક્યા હોઈએ આમાં અપવાદરૂપ છે માત્ર એક નાનકડો પ્રદેશ આ દેશ આપણાથી કાંઈ બહુ દૂર નથી–એક રીતે આપણો પાડોશી દેશ છે છતા એના સબધમાં આપણે 'કઈક કઈક' જાણી શક્યા છીએ, 'બહુ ઝાઝુ નહિ.' હિમાલયની દુર્ભેદ્ય દીવાલોની વચ્ચે પોતાના રહસ્યને છુપાવીને દુનિયાભરના વૈજ્ઞાનિકોને તિબેટ હજી પણ આશ્ચર્યમાં ડુબાડી રહ્યો છે જાણે એમ લાગે છે કે માનવબુદ્ધિ પ્રયત્ન કરે છતાં પણ એનો પાર ન પામી શકે એ માટે જ પ્રકૃતિએ આ ભૂપ્રદેશને હિમ, પાષાણ અને જલધારાઓના અભેદ્ય દુર્ગોથી ભર્યોભર્યો કર્યો છે!

બીજી તરફ માનવમન પણ અદ્ભુત દશ્યોથી ભરેલુ છે એ પણ પોતાનો પરાજય એમ સહેજમાં સ્વીકારી લે એમ ક્યાં છે? રહસ્યશોધન પ્રતિ તેની પ્રવૃત્તિ પણ, તીવ્ર વેગથી થતી જ રહી છે જો કે એ પોતે જ એક અનત રહસ્યનો સમૂહ છે! એ ઇતર બાહ્ય વસ્તુના રહસ્યને હસ્તામલકવત્ ન બનાવે એ બને જ કેમ? એટલે આ પ્રદેશ ઉપર કોઈ ને કોઈ બહાને ગમન–પ્રતિગમન થયા જ કરે છે, ને જે કઈ જ્ઞાન પ્રાપ્ત થાય છે તેને શબ્દબદ્ધ કરી લેવામાં આવે છે

તળ તિબેટમાં કોઈ પણ યાત્રી આજ્ઞા વિના પ્રવેશ કરી શકતો નથી, પણ આજ્ઞા મેળવાય કઈ રીતે? બહારના વિશ્વ સાથે સપર્ક સાધતાં નતન સાધનોનો તળ તિબેટમાં અભાવ છે જો કોઈ સાધન હોય, તો તેના ઉપર પણ દલાઈ લામાની સરકારનુ સપૂર્ણ નિયત્રણ હોય છે તિબેટી ભાષાના જાણકારો પણ બહારની દુનિયામાં ગણ્યાગાંઠ્યા હોય છે અલબત્ત, દલાઈ લામાના દરબારમાં દુનિયાની પ્રમુખ ભાષાના સારા જાણકારો ને વિદ્વાનો અવશ્ય હોય છે એ વિદ્વાનો દુભાષિયાનું કાર્ય કરે છે

તિબેટ જવા માટે ઘણા માર્ગ છે, જેમાં કલકત્તાથી સિલગુરી થઈને જવાનો પણ એક માર્ગ છે સિલગુરીમાં એક તાર–સ્ટેશન પણ છે એ લ્હાસા (તિબેટની રાજધાની) અને ભારત વચ્ચે સપર્ક સ્થાપિત કરે છે ત્યાંથી મોટરલારીઓ મળે છે એ દ્વારા સિક્કિમ જઈ શકાય છે વચ્ચે તરાઈનાં નિબિડ જગલો આવે છે સડક સાંકડી છતાં ઠીક હોય છે વરસાદ વગેરેને લઈને ખરાબ

ગેલ રસ્તા તરત સુધારી લેવામાં આવે

આ કાર્ય માટે ગુરખા અને લેપ્ચા મજૂરો–જેમાં સ્ત્રીઓની સંખ્યા વધારે હોય છે–ની ટોળીઓ ઠેકઠેકાણે તૈયાર હોય છે. વચ્ચે પૂલ પણ આવે છે. મોટર માટે એ જરા ભયપ્રદ પણ છે. આગળ જતાં ગેંગટાક નામનું નગર આવે છે. એ સિકિમની રાજધાની છે.

તેથી આગળ મોટર નકામી થઈ પડે છે. એટલે ગેંગટાકથી ખચ્ચરોનો આશ્રય લેવો પડે છે. માર્ગ મોટેભાગે ચઢાવવાળો હોય છે. તેના ઉપરથી ભારતની સમતલ ભૂમિ અને અનેક ચિત્તહારી દશ્યો નજરે પડે છે. વચ્ચેવચ્ચે વિરામ માટે ડાક–બંગલાઓ આવે છે. અધિકારી માણસો જ તેનો ઉપયોગ કરી શકે છે.

એક દિવસના પ્રવાસ પછી ગ્યાંગટ્સે નામનું નગર આવે છે. વચ્ચેવચ્ચે કોઈવાર સડક એટલી બધી સાંકડી આવે છે કે સામેથી કોઈ આવે તો એક મહાન પ્રશ્ન ઊભો થાય, પણ ફરી રસ્તો પહોળો થતો આવે છે. આગળ માલથી લાદેલાં ખચ્ચરો ચાલે છે, એટલે જ્યાં રસ્તો ખૂબ સાંકડો આવે છે ત્યાં મુસાફરોને મુશ્કેલી ઊભી થાય છે.

ચૌદ હજાર ફૂટ ઊંચે પહોંચતાં પાતળી હવાનો સ્પષ્ટ અનુભવ થવા માંડે છે. રાત્રે સૂતાંસૂતાં અચાનક ઊંઘ ઊડી જાય છે ને જાગીએ ત્યારે ખબર પડે છે કે આપણે હાંફીએ છીએ ને મોઢેથી શ્વાસ લઈ રહ્યા છીએ! દિવસે હવાના પાતળાપણાને લઈને ઊંચે ચઢવું વધારે કઠિન થઈ પડે છે. ને ઠેકઠેકાણે આરામ લઈ શ્વાસ–નિઃશ્વાસને નિયમિત કરવો આવશ્યક થઈ પડે છે.

આગળ જતાં નાતૂલા નામની ગુફા આવે છે. અહીં ખચ્ચરોને રજા આપી છૂટાં કરવાં પડે છે. અહીંથી એક જ પગદંડીવાળો રસ્તો આવે છે. થોડે દૂર જતાં એક બૌદ્ધસંઘ આવે છે. અહીં યાતુંગના પ્રધાનની મુલાકાત થઈ શકે છે. તિબેટમાં એવો રિવાજ છે કે જો કોઈ પરવાનગી મેળવીને આવેલ વિદેશી આ દેશમાં પ્રવેશ કરે તો તેને ઠેકાણેઠેકાણે પ્રધાનના અધિકારીઓની સાથે દુપટ્ટાની અદલાબદલી કરવી પડે છે. આને તેઓ મિત્રતાનું ચિહ્ન ગણે છે. તિબેટની ભાષામાં એને 'કત્તકસં' કહે છે.

અહીંથી ચાલતાં તિબેટનું સૌથી મોટું શહેર યાતુંગ આવે છે. તેમાં વસ્તી તો માત્ર ૧૫૦૦ માણસોની જ છે. અહીંના નિવાસીઓ ખેતી કરીને અથવા કારખાનાંઓ દ્વારા હિંદ સાથે આયાતનિકાસ કરી જીવનનિર્વાહ ચલાવે છે

તિબેટનિવાસીઓના શિષ્ટાચાર જરા વિલક્ષણ છે. કોઈ વિદેશી ત્યાંના કોઈ નગરમાં જઈ રોકાય કે તરત જ નગરની પ્રધાન વ્યક્તિ તેને મળવા જાય છે. તેની સાથે તેના નોકરચાકર પણ આવે છે. તેઓ ભેટ દેવા માટેની વસ્તુઓ ઉપાડતા આવે છે. યાત્રી તરફથી પણ કંઈ ને કંઈ સામી ભેટ આપવી અનિવાર્ય છે. આ દાન–પ્રદાન પછી ચાપાર્ટી યોજાય છે. આ જાતના અભિવાદનની પ્રણાલિ પણ જુદાજુદા માણસ માટે જુદીજુદી હોય છે. માણસ જેટલો મોટો એટલે દૂર સામે જઈ એનું અભિવાદન કરાય છે.

યાતુંગથી લ્હાસા જતા પહેલાં વિદેશી પ્રતિનિધિને, દલાઈ લામાનું આજ્ઞાપત્ર મેળવવું જરૂરી હોય છે. આ આજ્ઞાપત્ર ૧૬ ઇંચ પહોળા ને બે ફૂટ લાંબા લાલરંગના વસ્ત્ર પર તિબેટી ભાષામાં લખેલ હોય છે. આ વસ્ત્રને છાતી ઉપર લગાડી એક મંડળી કે વ્યક્તિ એક કે બે દિવસ આગળ ચાલતાં રવાના થાય છે. એમાં આ વ્યક્તિઓની

સખ્યા તેમ જ જાતિનો ઉલ્લેખ હોય છે, તથા તેમને દલાઈ લામાને મળવાની અનુમતિ આપવામાં આવી હોય છે તેમાં વચ્ચે આવતા ગામના મુખીઓને પણ આ માણસોની સારી રીતે શુશ્રૂષા કરવી એ પ્રકારની ભલામણ લખી હોય છે

યાતુગથી આગળ થોડા દિવસ પછી ફેરીદ્જગ આવે છે એને નગર તો કહી ન શકાય. વચ્ચેવચ્ચે નાનાંનાનાં ગામો આવે છે

ફેરીદજગનુ દૃશ્ય સોહામણુ છે અહીં પણ એક બુદ્ધ મઠ છે અને તેમાં લગભગ ૪૦૦ બુદ્ધ સાધુઓ રહે છે અહીં એક ટપાલઑફિસ પણ છે એની એક વિશિષ્ટતા એ છે કે સૌથી ઊંચામાં ઊંચા સ્થાન પર એ આવેલી છે

ફેરીદજગની આસપાસ થોડી ખેતી થાય છે ૧૫૦૦૦ ફૂટની ઊંચાઈ પર ખેતી જોઈ આપણને જરૂર આશ્ચર્ય થાય છે આગળ જતા સડક ક્રમશ ઊંચી થતી જાય છે અહીં માર્ગમાં કોઈ કોઈ જગા ઉપર એક વિશિષ્ટ જાતના પથ્થર આવે છે તેના ઉપર બૌદ્ધધર્મનો મૂળ મંત્ર 'ૐ મણિ પદ્મે હુ' એમ લખ્યુ હોય છે

આ પ્રદેશમાં તિબેટી શિષ્ટાચારનુ મૂળ સ્વરૂપ જોવાનુ મળે છે જો કોઈ વડીલ કે મોટા માણસને કોઈ જુવાન સામો મળે તો તે વડીલની સામે મસ્તક નમાવી ઊભો રહે છે, અને પોતાની જીભ બહાર કાઢી મોઢેથી સિસકારી બોલાવે છે આદરણીય માણસ જેટલો ઊંચો તેટલુ નીચુ મસ્તક સામા માણસને રાખવુ પડે છે, અને તેટલી વધુ વાર સિસકારી કરવી પડે છે

આગળ કારોલાની ગુફા આવે છે તે સોળ હજાર ફૂટની ઊંચાઈ ઉપર છે અહીં બરફ પણ ખૂબ પડે છે હવા પણ ખૂબ જ ઠંડી હોય છે

'સામદેવ ગોમ્પા' નામક એક બૌદ્ધ મઠ પણ અહીં છે તેમાં પ્રાય ભિક્ષુણીઓ રહે છે આ મઠ ખૂબ જ પુરાતન છે બૌદ્ધ મહિલા તેની અધ્યક્ષ હોય છે ઈ સ. ૧૭૧૭થી આ ક્રમ બરોબર ચાલ્યો આવે છે કહેવાય છે કે ઈ સ ૧૭૧૭માં આ મઠ ઉપર મોગોલ લોકોએ આક્રમણ કર્યું, ત્યારે પણ તેની અધ્યક્ષ એક મહિલા હતી થોડા દિવસના ઘેરા પછી એ અધ્યક્ષ નારીએ દ્વાર ખોલી નાખ્યાં મોગોલ લોકોએ આશ્ચર્યથી જોયુ તો તેમાં એક પણ ભિક્ષુણી ન હતી મોગોલ લોકો ચૂપચાપ ચાલ્યા ગયા અહીં એક સગ્રહાલય પણ છે, તેમાં પુરાણાં અસ્ત્રશસ્ત્ર એકત્ર કરેલાં છે આ મઠમાંથી મુસાફરોને એક તાવિજ આપવામાં આવે છે તિબેટીઓને વિશ્વાસ હોય છે કે આ તાવિજથી પ્રવાસમાં કશી મુશ્કેલી આવી પડતી નથી !

ધનિક તિબેટીઓ પોતાને અનુકૂળ પોતાની મર્યાદા રાખે છે તેઓ રેશમી વસ્ત્રો પહેરે છે કિંમતી ખચ્ચર ઉપર બેસે છે કિંમતી કામળો ઓઢે છે આભૂષણો પહેરે છે. વાળવાળી ટોપી પહેરે છે

દલાઈ લામાનો મહેલ લ્હાસામાં સૌથી ઊંચા પહાડ ઉપર હોય છે તેને 'પોતાલા' કહે છે ત્યાં જવા માટે અનેક સીડીઓ ચડવી પડે છે પોતાલાની છત ઉપર ભવન બનાવ્યુ હોય છે એમાં દલાઈ લામાનુ સિંહાસન હોય છે

દલાઈ લામાનાં દર્શન સૌને સુલભ નથી હોતાં. એ માટે ખૂબ આગળથી આજ્ઞા-પરવાનગી મેળવવી પડે છે દર્શકને તિબેટી સંરક્ષકો સિંહાસનવાળા ખંડમાં પહોંચાડે છે પ્રવેશદ્વારની બરાબર સામે ઊંચાં આસનો પર બેઠેલ મહંતોની હાર દેખાય છે એ પછી નીચે બેઠેલ મહંતોની શ્રેણી દેખાય છે ને એમની પાછળ સામાન્ય સાધક અથવા યાત્રી

હોય છે. અહીં આવી દર્શકને થોડીવાર ...ા કરવી પડે છે. પછી દ્વારનો મોટો દ્વા ઊઘડે છે. સામે સુસજ્જિત સિંહાસન-વન દેખાય છે. મોટા મહંત ને સરકારી ... અધિકારી દીવાલ પાસે હારબંધ ઊભા હોય છે. ખંડનો વચલો ભાગ ખાલી હોય છે. અહીં દલાઈ લામાનું સિંહાસન હોય છે.

અત્યારના દલાઈ લામા બાળક છે. એ સિંહાસન ઉપર સુશોભિત રૂપમાં બેસે છે. મસ્તક પર પીળો ઊંચો મુગટ પહેરે છે. બાળક હોવા છતાં દલાઈ લામાના મુખ પર બાળસુલભ ચપળતા કે કોમળતા નથી દેખાતી. તેનું શરીર સુડોલ છે. ગાલ ઉપર સ્વાસ્થ્ય-જનિત લાલી છે.

દલાઈ લામાની જમણી બાજુ પર જરા દૂર ' રીજન્ટ 'નું આસન હોય છે. દલાઈ લામા જ્યાંસુધી અઢાર વર્ષના ન થાય ત્યાંસુધી તિબેટનો ધાર્મિક ને રાજનૈતિક વહીવટ રીજન્ટના હાથમાં રહે છે. આ દૃષ્ટિએ રીજન્ટ તિબેટનો સર્વોચ્ચ અધિકારી હોય છે.

રીજન્ટની જમણી બાજુ વર્તમાન દલાઈ-લામાના પિતાનું સિંહાસન હોય છે. તેની વેશભૂષા ખૂબ જ કિંમતી હોય છે. મૂછ જરા મોટી અને નીચે ઢળેલી હોય છે. ઉંમર બહુ નથી હોતી.

દર્શક સર્વ પ્રથમ દલાઈ લામાના સિંહાસન સામે જઈ અભિવાદન કરે છે. એક મહંત આવી દર્શકના હાથ ઉપર દુપટ્ટા જેવું વસ્ત્ર ઢાંકે છે ને દર્શક જે ભેટ લાવ્યો હોય છે તેને દલાઈ લામા પ્રથમ પોતાના હાથમાં લે છે ને પછી પોતાની જમણી તરફ ઊભેલ મહંતને આપી દે છે. બીજો મહંત દર્શકના દુપટ્ટા પર એક બુદ્ધમૂર્તિ ને એક ધર્મપુસ્તક મૂકે છે. અભિવાદક ફરી એ વસ્તુ દલાઈ લામાને સમર્પણ કરે છે. એ પછી અભિવાદક એ દુપટ્ટાને દલાઈ લામાના સિંહાસનની સામે મૂકે છે. દલાઈ લામા ધર્મદંડથી તેના શિરોભાગને અડકી આશીર્વાદ આપે છે. અભિવાદક પ્રણામ કરી ડાબી બાજુ પર ખસી ' રીજન્ટ 'ના સિંહાસન પાસે જાય છે. અહીં પણ એ જ રીતે પ્રથમ અભિવાદન ક્રિયાની પુનરુક્તિ થાય છે ને ત્યાં ફરી એ ડાબી તરફ ખસી દલાઈ લામાના પિતાના સિંહાસન પાસે જાય છે.

આ રીત પૂરી થયા પછી એક ખૂણામાંથી એક મહંત આવે છે. તેના હાથમાં ચા ભરેલ પાત્ર હોય છે. ધીમેધીમે એ દલાઈ લામાના સિંહાસન પાસે આવે છે. બીજો મહંત એક ચાંદીનો પ્યાલો કાઢે છે. તેમાં થોડી ચા રેડાય છે. મહંત થોડી ચા પી તે બરોબર છે તેની ખાત્રી આપે છે.

થોડી ચા ને ભાત અભિવાદકને આપવામાં આવે છે. ચા ત્રણ પ્યાલામાં આપવામાં આવે છે. જેમાંથી અભિવાદકને માત્ર બે પ્યાલા જ પીવાની હોય છે. ત્રીજો પ્યાલો એમને એમ રહેવા દેવાનો હોય છે!

થોડીવાર પછી એક મહન્ત દલાઈ લામાના સિંહાસન પાસે ઊભા રહી ઊંચેથી ઘોષણા કરે છે કે, ભેટ પૂરી થઈ ગઈ અને સૌ અભિ-વાદકો—દર્શકો ખંડમાંથી બહાર નીકળી જાય છે.



જે માણસ તમારી પાસે તમારી પ્રશંસા અને બીજાઓની નિંદા કે ટીકા કરે છે, તે અવશ્ય પોતાનો કોઈ સ્વાર્થ સાધવા માગે છે.

# પાગલ

## ખલિલ જિબ્રાન

'અખંડ આનંદ'ના નવેમ્બર ૧૯૪૮ના અંકથી આવતી આ ચાલુ છતાં સ્વતંત્ર લેખમાળા આ અંકે સમાપ્ત થાય છે 'પાગલ' એ ખલિલનો શારદામૈયાને ચરણે ધરેલો અંગ્રેજી ભાષાનો પ્રથમ જ પુષ્પહાર છે છતાં કેટલો તાજગીભર્યો, કેટલો મઘમઘતો ને કેટલો મર્મસ્પર્શી ! અહીં રજૂ થઈ ગયેલાં નાનમોટાં કટાક્ષમય દૃષ્ટાંતો દ્વારા લેખકે ધર્મના તત્વજ્ઞાનના ને જીવનના ગૂઢ રહસ્યો રેલાવ્યાં છે

### [ ૩૧ ]

#### આંખ

એક દિવસ આંખે કહ્યું 'આ સર્વ ઘાટની પેલી પાર લીલા ધુમ્મસમાં ઢંકાયેલા પહાડોને હું જોઈ રહી છું શું એ પહાડો સુંદર નથી ?'

કાને સાંભળ્યું અને થોડીવારે કહ્યું "અરે પણ પહાડ છે ક્યાં ? મને તો એ કંઈ સંભળાતો પણ નથી !'

ત્યારે હાથ બોલ્યો 'એનો અનુભવ કરવા માટે પહાડને સ્પર્શવાનો હું વ્યર્થ પ્રયત્ન કરી રહ્યો છું મને તો કોઈ પહાડ મળતો નથી'

નાકે કહ્યું 'ના ના, અહીં કોઈ પહાડ નથી, કારણકે મને એની વાસ આવતી નથી !'

ત્યારે આંખે બીજી બાજુ જોવા માંડ્યું આંખના આશ્ચર્યજનક અનુભવની ત્રણેય ચર્ચા કરવા લાગ્યાં

સૌએ કહ્યું 'આંખને નક્કી કોઈ ભ્રમ થઈ ગયો લાગે છે !'

### [ ૩૨ ]

#### બે વિદ્વાનો

અફગાર નામના એક પ્રાચીન નગરમાં કોઈ એક સમયે બે વિદ્વાનો રહેતા હતા એમના વિચારોમાં ઘણી ભિન્નતા હતી. બન્ને એકબીજાની વિદ્યાની હાંસી ઉડાવતા હતા, કારણ કે એક આસ્તિક હતો ને બીજો નાસ્તિક હતો

એક દિવસ બન્ને બજારમાં મળી ગયા પોતપોતાના અનુયાયીઓની હાજરીમાં ઈશ્વરના અસ્તિત્વ ઉપર બન્ને ચર્ચા કરવા લાગ્યા કલાકોની ચર્ચાને અંતે બન્ને એક બીજાથી આખરે વિખૂટા પડ્યા.

એ જ સાંજે નાસ્તિક વિદ્વાન મંદિરમાં ગયો અને વેદી સમસ્ત મસ્તક નમાવીને પોતાના ભૂતકાળના પાપોની ક્ષમા-યાચના માગવા લાગ્યો બરાબર એ જ સમયે ઈશ્વરની સત્તામાં વિશ્વાસ રાખનાર બીજા વિદ્વાને પોતાનાં પુસ્તકો સળગાવી મૂક્યાં, કારણકે હવે એ નાસ્તિક બની ગયો હતો !

### [ ૩૩ ]

મારા 'શોકે' અવતાર ધર્યો ત્યારે—

મારા 'શોક'નો જન્મ થયો ત્યારે ઘણી મહેનત કરી મેં એનું પાલન-પોષણ કર્યું અને ઘણી સાવધતાથી એનું મેં રક્ષણ કર્યું

અને બીજા જીવાત્માઓની માફક જ મારો 'શોક' પણ વૃદ્ધિ પામતો ગયો—શક્તિશાળી, સૌંદર્યસભર ને આનંદમય બનતો ગયો

હું ને મારો 'શોક' પરસ્પર બન્ને સ્નેહ રાખતા હતા અને ચારે તરફની અમારી દુનિયા સાથે મહોબ્બત કરતા હતા, કારણકે 'શોક'ના હૃદયમાં ગાઢ કરુણા હતી અને મારું હૃદય

# શ્રીકૃષ્ણ પ્રેમસ્વરૂપે

શ્રી. હીરાલાલ છોટાલાલ બક્ષી
બી. એ.

જીવાત્મા–પરમાત્માના સંબંધ વિશે જગતના બધા યે ધર્મોએ ને તત્ત્વજ્ઞાને વિચાર કર્યો છે. એ સૌમાં પ્રેમલક્ષણા ભક્તિનું સ્વરૂપ જ કદાચ સહુથી વધુ અસરકારક નીવડવાનું. શ્રીકૃષ્ણના જીવનમાં નિરૂપાયેલી સ્થૂળ હકીકતો પણ ધ્વન્યાત્મક છે. એનું સૂક્ષ્મ સ્વરૂપ પિછાનીએ તો દૃષ્ટિકોણનો નવો જ ઉઘાડ આપણને માલૂમ પડે છે. ભક્તોને કૃષ્ણ–જન્માષ્ટમીએ તો આ લેખ તેમ કરવા તરફ પ્રેરશે જ.

જગતના દરેક મહાન ધર્મમાં પ્રભુને ત્રિમૂર્તિરૂપે વર્ણવવામાં આવ્યા છે. હિંદુધર્મમાં સચ્ચિદાનંદસ્વરૂપ પ્રભુને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશરૂપે આલેખ્યા છે; ખ્રિસ્તી ધર્મમાં એમને સન, ફાધર અને હોલી ઘોસ્ટના નામથી ઓળખાવ્યા છે અને કલાપ્રેમી ગ્રીસદેશમાં એમને સત્ય, શિવ અને સુંદર સ્વરૂપે વર્ણવ્યા છે. વળી દરેક ધર્મમાં એમ પણ કહેવામાં આવ્યું છે કે આ વિશ્વ પ્રભુએ જ ઉત્પન્ન કર્યું છે અને પ્રભુનો સચ્ચિદાનંદ સ્વભાવ આ વિશ્વની પ્રભુએ સર્જેલી હરેક ચીજમાં રહેલો છે. તેથી જ ઉપનિષદમાં કહ્યું છે કે આ વિશ્વ, હે પ્રભુ, તારું જ મુખારવિંદ છે. ઉપરાંત એ જ ભાવ એક સૂફી કવિએ પણ પોતાના એક કાવ્યમાં દર્શાવ્યો છે. એ કહે છે કે ‘ એની ગેબી હાજરી સૃષ્ટિની નસોમાં પારાની માફક વહે છે અને છતાં ય એ આપણા હાથમાં આવતી નથી. ’

આ રીતે નીરખતાં કુદરતની હરેક ચીજ પ્રભુની જ પ્રતિકૃતિ છે. પણ હરેક ચીજમાંથી પ્રભુનું જીવન સંપૂર્ણ રીતે પ્રગટ થતું નથી. એ જીવનને પ્રગટ થવાના પણ ક્રમો હોય છે. એક સૂફી કવિએ કહ્યું છે તેમ ખનીજમાં પ્રભુ નિદ્રાવશ છે, વનસ્પતિમાં એ સ્વપ્નાવસ્થા સેવે છે, પશુઓમાં એ લાગણીઓ અનુભવે છે અને મનુષ્યમાં એ જાગ્રત બને છે. આ રીતે આપણે બધા તો આ દુનિયામાં પ્રભુનું જીવન સંપૂર્ણ રીતે પ્રગટ કરવાના પાઠ શીખવા આવ્યા છીએ; પણ જ્યારે પ્રભુ પોતાની સર્વ કળાઓ સહિત કોઈ માનવદેહમાં અવતરે છે, ત્યારે આપણે એમને અવતાર કહીએ છીએ. પ્રભુ અવતારરૂપે પ્રગટ થઈ માનવીઓને પૂર્ણતા પ્રાપ્ત કરવાના પાઠ શીખવે છે અને મનુષ્ય તરીકેનું સંપૂર્ણ જીવન જીવી બતાવે છે. આવા અવતારી પુરુષોમાં શ્રીકૃષ્ણનું સ્થાન અતિ ઊંચુ છે. એમનું જીવન ગૂઢ, રહસ્યભર્યું અને અનેક રંગોથી ભરપૂર છે. પ્રભુનો સચ્ચિદાનંદ સ્વભાવ, પ્રતાપ, પ્રજ્ઞા અને એમની ત્રિપૂટી, એમના જીવનમાંથી નીતરે છે. એમના પ્રેમસ્વરૂપનો આપણે વિચાર કરીએ તે પહેલાં આપણે યાદ રાખવું પડશે કે આવા અવતારી પુરુષો અવનીને આંગણે અવતરે છે, ત્યારે દુનિયાના તખ્તા પર પોતાની જીવનકથારૂપી જે નાટક એ ભજવે છે તેની પાછળ એક રહસ્યભર્યો અર્થ છુપાયેલો હોય છે અને તે છે આધ્યાત્મિક સત્યોનું વિવરણ. તેથી જ માનુષી દીસતી એમની જીવનકથા એક મહારૂપક (અં. એલેગરી) છે. એની પાછળ રહેલાં વિશ્વનાં ગૂઢ સત્યો જ્યાંસુધી આપણે સમજીએ નહિ ત્યાંસુધી એ જીવનકથાને તેના યોગ્ય સ્વરૂપમાં આપણે સમજી શકતા નથી.

આટલી પ્રસ્તાવના પછી આપણે કૃષ્ણ અને રાધાની પ્રેમકથા તરફ દૃષ્ટિ કરીએ કવિઓએ અને કલાકારોએ, ભક્તોએ અને ફિલસૂફોએ એ કથામાંથી અવનવાં સર્જન કર્યાં છે અને છતાં ય કૃષ્ણ અને રાધાનો પ્રેમ તો હજી ય એટલો જ અખૂટ છે એનું કારણ માત્ર એટલું જ છે કે કૃષ્ણ અને રાધાનો પ્રેમ એક આધ્યાત્મિક રૂપક છે સર્વકાળ માટે કૃષ્ણ એ પ્રિયતમ છે અને રાધા એ પ્રિયતમા છે એટલે કે કૃષ્ણ એ પરમાત્માનું રૂપક છે અને રાધા એ ભક્ત જીવાત્માનું રૂપક છે આ રીતે સૃષ્ટિના અનાદિકાળથી કૃષ્ણ અને રાધાની જોડ ચીતરી આવી છે અને સૃષ્ટિના અંત સુધી એ જોડ અમર રહેશે કારણકે પરમાત્મામાં લીન થવું એ જ માનવજીવનનો હેતુ છે રાધાનો પ્રેમ માનુષી પ્રેમ હતો, પણ એ અપરિમિત હદ સુધી ઉત્કૃષ્ટ થયેલો હતો, તેથી જ રાધાનો પ્રેમ એટલે જીવાત્માનો પરમાત્મા પ્રત્યેનો પ્રેમ અને તેથી જ એ ચિરંજીવી છે આ રીતે રાધા એ સઘળા પ્રેમીજનોનો નમૂનો (ધ પ્રોટોટાઇપ) છે પણ કૃષ્ણ અને રાધાના રૂપકમાં રાધાને નારીજાતિનું રૂપ કેમ આપવામાં આવ્યું હશે? કારણકે નારીહૃદય જેટલો પ્રેમ દાખવી શકે છે જેટલો અર્પણભાવ બતાવી શકે છે એટલો પ્રેમ અને એટલો અર્પણભાવ પુરુષહૃદય નથી બતાવી શકતું અને પ્રભુને પામવા માટે તો પ્રેમભાવ અને અર્પણભાવ જ જોઈએ! માટે જ પ્રેમ અને અર્પણની મૂર્તિ રાધા સ્ત્રીદેહસ્વરૂપે છે એક ભક્તે સાચું જ કહ્યું છે કે 'પુરુષો પોતાની મરદાનગી માટે ગમે એટલા મગરૂર હોય પણ પ્રભુપ્રાપ્તિના માર્ગે તો એમણે નારીહૃદય જ મેળવવું પડશે'

- આ રીતે રાધા અને કૃષ્ણનો પ્રેમ, જીવાત્મા અને પરમાત્માનો પ્રેમ અનાદિ અનંત છે તે હતો, છે અને હશે જ્યારે જીવાત્મા પ્રભુ તરફ વળવાનાં પગલાં માંડે છે ત્યારે એનો મિલનકાળ શરૂ થાય છે રાધા એક સાદી-રંક કન્યા એક દિવસ કૃષ્ણને જુએ છે તરત જ એને કૃષ્ણ માટે પ્રેમ થાય છે અને ત્યારથી જ એને કૃષ્ણની કોઈ અજબ મોહની લાગે છે પછી તો વૃંદાવનની હરિયાળી ધરતી પર એમની મધુર પ્રેમચેષ્ટાઓ થવા માંડે છે તેમ જીવાત્માને પણ જ્યારથી એકવાર પ્રભુની ઝાંખી થાય છે, ત્યારથી એને બીજા કશાયમાં સુખ લાધતું નથી અને હૃદયરૂપી વૃંદાવનમાં એમની સુમધુર પ્રેમચેષ્ટાઓ શરૂ થાય છે કૃષ્ણની વાંસળીનો નાદ સુણી જેમ ગોપીઓ ગાંડી થતી તેમ અંતરમાં રહેલા પરમાત્માના નાદ જેને કવિ વર્ડ્ઝવર્થ શાંત ઝીણો અવાજ (ધ સ્ટીલ સ્મોલ વોઇસ) કહે છે તે સાંભળી તેને અનુસરવા જીવાત્મા તૈયાર થાય છે પ્રભુ સાથેના મિલનની આ શરૂઆત કહેવાય. પણ મળવું અને ભળવું એ બે જુદી વસ્તુઓ છે રાધાને કૃષ્ણની સાથેના આવા મિલનથી જ સંતોષ થતો નથી, પછી તો એને કૃષ્ણમાં ભળી જવાની તમન્ના જાગે છે, તેમ જીવાત્માને પણ પ્રભુની એકવાર ઝાંખી થયા પછી પ્રભુમાં ભળી જવાની જ તમન્ના હોય છે પણ એ મિશ્રણ થતાં પહેલાં રાધાની કસોટી કરવા કૃષ્ણ રાધાને છોડી જાય છે અને પરિણામે રાધાના જીવનમાં વિરહવેદના જાગે છે એવી જ રીતે પ્રભુ પણ પોતાના ભક્તોને આવી રીતે એકલા મૂકી દે છે અને ત્યારે ભક્તોના જીવનમાં વિરહની કાળી રાત્રિનો આરંભ થાય છે ભક્તોએ આ વિરહવેદનાનાં વર્ણન કર્યાં છે અને કસોટીની આ જ્વાળામાંથી શુદ્ધ થઈ રાધાની માફક પોતાના પ્રભુમાં હંમેશ માટે ભળી ગયા છે પણ મિલન

પછી આ મિશ્રણ પ્રાપ્ત કરતાં પહેલાં ગર્વ, ભય અને લજ્જા એવાં ત્રણ બંધનો ત્યાગવાં પડે છે. એ પણ આપણે રાધાના જીવનમાંથી જોઈ શકીશું. ગર્વનો ત્યાગ કરવાની શીખ શ્રીકૃષ્ણે ગીતાજીમાં સુંદર રીતે આપી છે. દુનિયાનાં ધર્મશાસ્ત્રો પણ એમ જ કહે છે કે શિષ્યે દુનિયાની નજરમાં અકિંચન દેખાવાની શક્તિ સંપાદન કરવી પડશે. રાધા અને ગોપીઓ પણ કૃષ્ણની દાસી થઈ રહેવામાં આનંદ માનતી અને એ જ ભાવ મીરાંબાઈએ 'મને ચાકર રાખોજી'ના પોતાના એક ભજનમાં સુંદર રીતે ઉતાર્યો છે. ગર્વ અને સત્તાના પડ પ્રભુપ્રાપ્તિના માર્ગમાં આડખીલી સમાન છે, પૂર્ણ પ્રેમની જ્વાળામાં ભસ્મીભૂત થવામાં અંતરાય ઊભાં કરનારાં છે.

રાધાએ સઘળા ભયનો પણ ત્યાગ કર્યો હતો. કૃષ્ણ માટેના પોતાના પ્રેમનું શું પરિણામ આવશે, લોકો શું કહેશે વગેરે કોઈ ભય એને ન હતો. કૃષ્ણને મળવા એ તો કાજળકાળી રાત્રિએ, રસ્તામાં પડેલા શૂળ, કાંટા, કાંકરાની કે સર્પ વગેરેની દરકાર કર્યા વિના મુશળધાર વરસાદમાં સગાંસંબંધીઓની પરવા કર્યા વિના નીકળી પડે છે. પોતાના પ્રિયતમને ખાતર સર્વસ્વનો ભોગ આપવાની તાકાત વિના કંઈ કૃષ્ણચંદ્ર પ્રાપ્ત થાય છે? શ્રીકૃષ્ણે પણ ભગવદ્‌ગીતામાં શું નથી કહ્યું કે સઘળા ધર્મનો પરિત્યાગ કરી તું મારે શરણે આવ? પ્રભુપ્રાપ્તિને માર્ગે ડગલાં ભરનાર ઉપર સાંસારિક ફરજો પ્રતિબંધ મૂકી શકતી નથી. ગોપીઓ પોતાના ધણીને છોડી કૃષ્ણની પાસે દોડી આવી હતી એમાં પણ એ જ મર્મ સમાયેલો છે; અને છેવટે લજ્જાનો પણ ત્યાગ કરવો પડે છે. વસ્ત્રહરણના પ્રસંગમાં શ્રીકૃષ્ણે આ પાઠ ગોપીઓને બહુ સુંદર રીતે શીખવ્યો છે. એક વાર ગોપીઓ યમુનામાં નવસ્ત્રી નાહવા પડી હતી. ગોપીઓનાં વસ્ત્ર લઈ પાસેના એક ઝાડ પર શ્રીકૃષ્ણ ચડી ગયા અને જ્યારે ગોપીઓએ પોતાનાં વસ્ત્ર માગ્યાં ત્યારે પોતાની પાસે આવી લઈ જવા એમણે ગોપીઓને કહ્યું. આ પ્રસંગની પાછળ એક રહસ્યભર્યું આધ્યાત્મિક સત્ય સમાયેલું છે; પણ એ રહસ્ય નહિ સમજવાથી ઘણાઓએ આ પ્રસંગની ટીકા કરી છે અને મલિન દૃષ્ટિવાળાઓએ એમાં મલિનતા નિહાળી છે. પણ આપણે ભૂલી જવું જોઈએ નહિ કે આ પ્રસંગ તો કૃષ્ણ જ્યારે ૭ વર્ષના બાળક હતા ત્યારે બન્યો હતો. વળી ગોપીઓ કોઈ સામાન્ય સ્ત્રીઓ ન હતી. એટલે એમાં જાતિના મલિન દોષોને સ્થાન જ નથી. ૭ વર્ષના બાળકને 'વ્યભિચારી' કહેવો એ પણ બુદ્ધિની પરાકાષ્ઠા નથી? આપણે એનું વિસ્તારથી વિવેચન ન કરતાં એનું આધ્યાત્મિક રહસ્ય સમજવા પ્રયત્ન કરીશું. મિલનકાળ પછી જ્યારે મિશ્રણકાળ નજીક આવે છે ત્યારે જીવાત્માએ બહારનાં સઘળાં સાધનો છોડી પોતાના જ આત્મા પર વિશ્વાસ રાખી આગળ ધપવાનું હોય છે. વસ્ત્રોરૂપી બાહ્ય અવલંબનો છોડી જીવાત્મા જ્યાં સુધી નગ્ન દશામાં—કેવળ પોતાના આત્મા સિવાયનાં અન્ય સાધનો વિના ઊભો રહેતો નથી, ત્યાં સુધી એ પ્રભુનો સાક્ષાત્કાર કરી શકતો નથી. એ ગૂઢ રહસ્ય 'વસ્ત્રહરણ'ની પાછળ રહેલું છે. ખ્રિસ્તી લોકોના બાઇબલમાં પણ એ જ કથન નજરે પડે છે કે નગ્ન પ્રભુને શોધવા તું નગ્ન દશામાં જા. સાધુ વસવાણીએ આ સંબંધનું એક સુંદર કાવ્ય આપણને આપ્યું છે. તેમાં તેમણે કહ્યું છે કે:

'ગોકુળ અને વૃંદાવનના તથા સરળ, નિર્દોષ ગોપીઓ કે જેમનાં તસ્ત્ર પ્રેમથી એણે ચોર્યાં એ સૌના અહોભાગ્ય છે! મારાં ય ગંદાં અને

મેલાં વસ્ત્ર, સત્તા અને ગર્વનાં ભભકાદાર વસ્ત્રો મ હે પ્રેમપ્રભુ, દયા કરી ચોરી લે અને મને એ પાછાં આપીશ નહિ એને ફાડીને એના ટુકડા કરી નાખ, અગર તારી પ્રેમજ્વાળામાં એને બાળી ભસ્મ કરી દે! છીનવી લઈને પવિત્ર કરનારા તારા પ્રેમના નગ્ન સત્યને નિહાળવા હુ તારા પાદપદ્મ આગળ નગ્નો બેસીશ '

હવે આપણે પ્રેમસ્વરૂપ શ્રીકૃષ્ણના જીવનમાં બનેલો રાસલીલાનો પ્રસંગ તપાસીએ કૃષ્ણ જ્યારે સાત વર્ષના હતા ત્યારે આ પ્રસંગ બન્યો હતો એમની પ્રેમલીલાના પ્રસંગો એમની બાલ્યાવસ્થામાં જ બન્યા હતા પોતાનાં, દિવ્ય ચક્ષુઓ વડે જાણે દૂરદૂરના ભવિષ્યમાં, નિહાળી એમણે જાણી લીધુ ન હોય કે અજ્ઞાની માનવીઓ એ પ્રસંગોને નિંદશે! રાસલીલાના આ પ્રસંગમાં શ્રીકૃષ્ણ ઘણીવાર ગોપીઓ પાસેથી અદૃશ્ય થઈ જાય છે અને ઘણીવાર પાછા દૃશ્યમાન થાય છે આખરે જ્યારે રાસ રમાય છે ત્યારે દરેક બે ગોપીની વચમાં શ્રીકૃષ્ણ ઊભા હોય છે આ પ્રસંગનુ આધ્યાત્મિક રહસ્ય એ છે કે જીવાત્માએ પ્રભુના સાન્નિધ્યમાં કે પ્રભુના વિયોગમાં, અ ધકારમાં કે પ્રકાશમાં પ્રભુને ચાહવા જોઈએ જે આવો દૃઢ પ્રેમ દાખવી શકે છે એ જ બળવાન આત્મા છે વળી પ્રભુ દરેકની માગણી પૂરી કરી શકે છે અને તેથી જ અનેકરૂપ ધારણ કરી દરેક ગોપીની સાથે એઓ હાજર હતા અને દરેક ગોપીને એમ જ લાગતુ કે કૃષ્ણ તો મારા જ છે પ્રભુ પોતાના ભક્તોને કેવી સુદર રીતે ચાહે છે એનો આ સબળ પુરાવો છે

રાસલીલાના આ પ્રસંગમાં ય ગેરસમજ નથી થઈ એમ નથી પણ કથાનો એક ભાગ સ્વીકારવો અને બીજા ભાગની અવગણના કરવી—કૃષ્ણ એક અવતારી પુરુષ હતા અને ગોપીઓ મહાન ઋષિઓ અને ભક્તો હતી તથા રાસલીલા કૃષ્ણ જ્યારે સાતવર્ષના હતા ત્યારે થઈ હતી એ વાતો વિસારી શ્રીકૃષ્ણે ગોપીઓ સાથે રાસ કર્યો એમાં આપણને અસભ્યતા જણાઈ હોય તો એ ઇરાદાપૂર્વક કૃષ્ણને અન્યાય કરવા જેવુ છે

કૃષ્ણે તો પોતાના જીવનથી આખી પ્રેમમાયા પાથરી છે અને પ્રેમ એ પ્રભુ પ્રાપ્તિનો માર્ગ છે એમ શીખવ્યુ છે આપણો પ્રેમ જેટલો નિ સ્વાર્થ અને વિશુદ્ધ એટલી પ્રેમજ્વાળા આપણે પારખી શકીશુ પ્રેમને ખાતર સમર્પણ, ઇષ્ટને પ્રાપ્ત કરવા માટે સર્વસ્વનુ બલિદાન, એ જ પ્રેમસ્વરૂપ શ્રીકૃષ્ણના જીવનનો મહા સ દેશ છે

★

એમ. બી બી. એસ ના ત્રીજા વર્ષમા દરેક વિદ્યાર્થીને થોડાક દરદીઓ સારવાર માટે સોપવામા આવતા બે વખત હકીકત લખવી, તાવ માપવો, તેની નોંધણી કરવી, દરદીને ખાવાનુ બરાબર મળ્યુ છે કે નહિ તે જોવુ, બરફ મૂકવો કે શેક કરવો દરદીની માવજતમા કામની શી ખોટ હોય?

સિવિલ હૉસ્પિટાલમા એક નિયમ એવો પણ હતો કે જો કોઈ વિદ્યાર્થીથી થર્મોમિટર ભાગી જાય તેણે રૂપિયા ત્રણ ભરી આપવા, એટલે ઘણા વિદ્યાર્થીઓ તો દરદીને માથે હાથ મૂકીને જ આશરે તાવ નોંધી દેતા

પણ એક હાઉસ સર્જન વધુ ચીવટવાળા નીકળ્યા તે તો દરદીને પૂછતા 'દાક્તરે સળી મુકી તી?' આમા ન મૂકી હોય તો દરદી જવાબમા જણાવી દેતો, કે 'નાજી, દાક્તરે તાવ હાથથી જ માપેલો' પકડાયેલા વિદ્યાર્થીને સજા થતી

પણ ચોરનારની ચાર ને જોનારની આઠ! વિદ્યાર્થીઓએ યુક્તિ કરી બજારમાથી તેઓ બબ્બે આનાના કાચના હોલ્ડરો લઈ આવે ને એને દરદીની બગલમા મૂકે ને તાવ આશરે ટપકાવી લે!

×

# યુગપ્રવાહ

શ્રી. સોપાન

ઑગસ્ટની ૧૫મી તારીખે આપણે સ્વાધીનતાના ત્રીજા વર્ષમાં પ્રવેશ કરીશું. પહેલાં બે વર્ષમાં આપણી નૌકા જે સંકટોમાંથી પસાર થઈ છે, તેનો આજે ખ્યાલ કરીએ તો સ્વતંત્રતાનું અને તેના રક્ષકોનું સાચું મૂલ્ય આપણે આંકી શકીએ. અનેક ભૂલો અને ક્ષતિઓ છતાં આઝાદીનાં પહેલાં બે વર્ષમાં આપણે આશ્ચર્યકારક સિદ્ધિઓ મેળવી છે અને આપણું આખરી ધ્યેય વધુ સ્પષ્ટ થયું છે. દેશના ભાગલાને કારણે જે મુસીબતો ઊભી થઈ હતી તે હજી આપણે સંપૂર્ણ વટાવી ગયા નથી; પણ ઠીકઠીક માર્ગ કપાઈ ગયો છે. પાકિસ્તાનની દાંડાઈને કારણે નિર્વાસિતોની મિલકતનો સવાલ હજી ઉકેલાયો નથી; પરંતુ આ બાબતમાં હિંદ સરકાર પૂરી જાગ્રત છે અને ઉગ્ર પગલાં લેવાનું વિચારી રહી છે. મિલકત અંગે પાકિસ્તાન સાથે ગયા જાન્યુઆરીમાં કરારો થયા હતા, પણ પાકિસ્તાને એક અથવા બીજે બહાને હિંદુઓની મિલકતની ફેરબદલી કે વેચાણ આડે અંતરાયો જ નાખ્યા છે. આજે પાકિસ્તાનમાં હિંદુઓની લગભગ ૧૪ અબજ રૂપિયાની મિલકત છે, જ્યારે હિંદમાંથી પાકિસ્તાન ચાલ્યા ગયેલા મુસ્લિમોની મિલકતની કિંમત માત્ર ૨ અબજ થાય છે. આ સ્થિતિમાં મિલકતનો સવાલ ઉકેલવાનું કામ મુશ્કેલ બન્યું છે.

નિર્વાસિતોનો સવાલ આપણા દેશનો એક મહાન સવાલ છે. આ બે વર્ષમાં આપણી સરકારે નિર્વાસિતો પાછળ કરોડો ખર્ચ્યા છે ને હજી વધુ ખર્ચવા પડશે; પણ મિલકતનો સવાલ જ્યાંસુધી પતશે નહિ ત્યાંસુધી પુનર્વસવાટનું કાર્ય પાર પડવાનું નથી. નિર્વાસિતોનો પ્રશ્ન હવે ભયજનક ન ગણાય છતાં ઘણું કરવાનું હજી બાકી છે એમાં શંકા નથી. આ બાબતમાં સરકારે જેટલા પ્રયત્નો કર્યા છે તેટલાથી નિર્વાસિતોના એક વર્ગને સંતોષ થયો નથી; પરંતુ તેમણે ધીરજ રાખવી જ જોઈએ અને એટલું સમજી લેવું જોઈએ કે જે સ્થિતિમાંથી તેઓ આવ્યા છે તે સ્થિતિએ પહોંચતાં તો વર્ષો લાગી જશે ને તે માટે એમણે પોતે પણ ભારે પુરુષાર્થ કરવો પડશે.

સ્વાધીનતાનાં બે વર્ષની મોટામાં મોટી સિદ્ધિ રિયાસતો બાબતની ગણાય. પહેલે વર્ષે રાજસ્થાનોનું હિંદ સાથે જોડાણ થયું અને પછી સીમાડા ભુસાયા ને એકમોની રચના થઈ. મોટાં રાજ્યોમાં જવાબદાર રાજતંત્રો આવ્યાં અને જે ઘણાં નાનાં હતાં તે નજીકના પ્રાંતો સાથે ભેળવાયાં. બીજે વર્ષે આ ક્ષેત્રે વિશેષ પ્રગતિ થઈ. સૌથી જટિલ ગણાતો હૈદરાબાદનો સવાલ બીજા વર્ષના પ્રારંભે ઉકેલાયો. હૈદરાબાદ બાબતમાં તો એવો ડર હતો કે પાકિસ્તાન સાથે લડાઈ જાગી પડશે ને દેશભરમાં ભયંકર અશાંતિ ફાટી નીકળશે. આ બંને અનુમાનો ખોટાં પડ્યાં અને હિંદી સેનાએ જગતમાં નામના મળે એવી ઝડપે હૈદરાબાદમાં વ્યાપેલું રઝવીરાજ ખતમ કરી દીધું. બીજી બાજુ જે રાજ્યો માત્ર ત્રણ બાબતો—સંરક્ષણ, વાહનવ્યવહાર અને પરદેશખાતા—પૂરતાં જોડાયેલાં હતાં તેમને હિંદમાં એકરૂપ કરવાની ક્રિયા

શરૂ થઈ સાથોસાથ નિરાળાં રાજ્યોની હસ્તી ભૂંસવાનો અવસર પણ મળી ગયો રાજપૂતાનામાં બૃહદ્ રાજસ્થાન સંઘની રચના થઈ વડોદરા અને કોલ્હાપુર મુંબઈ પ્રાંતમાં ભળી ગયાં ભોપાળનો વહીવટ હિંદ સરકારે લઈ લીધો રામપુર, તેહરીગઢવાલ, બનારસ પ્રાંતોમાં સમાઈ ગયાં કોચીન અને ત્રાવણકોરનું જોડાણ થઈ ગયું નિરાળાં રાજ્યો માત્ર ત્રણ જ રહ્યાં એક હૈદરાબાદ, બીજું મ્હૈસુર અને ત્રીજું કાશ્મીર

હૈદરાબાદમાં અત્યારે લશ્કરી ગવર્નરનું રાજ ચાલે છે પ્રજાના પ્રતિનિધિઓ સલાહકારો છે સામ્યવાદીઓનું જોર તૂટી રહ્યું છે અને નવી ચૂંટણી માટે તૈયારીઓ થાય છે નવી ચૂંટણી પછી હૈદરાબાદનું ભાવી નક્કી થશે એક સંભવ એવો છે કે હૈદરાબાદના ભાષાવાર ભાગ પાડી પાસેના પ્રાંતો સાથે એ ભાગોને જોડી દેવા જો કે આમ થતાં પણ સમય લાગે એમ છે મ્હૈસુરમાં સંપૂર્ણ જવાબદાર રાજતંત્ર છે, કર્ણાટક પ્રાંતની રચના થશે ત્યારે મ્હૈસુર એમાં વિલીન થઈ જશે અત્યારે નિરાળા એકમ તરીકે રહી શકે એટલાં વસ્તી-વિસ્તાર અને વેપારઉદ્યોગ મ્હૈસુર ધરાવે છે કાશ્મીરમાં આ વર્ષે યુદ્ધબંધી થઈ, પણ તે પછી આખરી ફેસલાની બાબતમાં પ્રગતિ થઈ નથી, એટલું જ નહિ પણ પાકિસ્તાનની બૂરી દાનત દેખાઈ આવી છે જાન્યુઆરીની પહેલી તારીખે શસ્ત્રો મ્યાન થયાં પણ તે વખતે કાશ્મીરપંચના ઠરાવ પ્રમાણે નક્કી થયું હતું તેમ યુદ્ધવિરામ અને પછી લોકમતની બાબતમાં કશું બન્યું નથી હિંદ અને પાકિસ્તાન વચ્ચે મુખ્ય ઝઘડો 'આઝાદ સરકાર' અને 'આઝાદ દળ' અંગે ઊભો થયો છે લગભગ ૩૨ હજારનું સશસ્ત્ર સૈન્ય પાકિસ્તાનના કબજા હેઠળના કાશ્મીર વિભાગમાં જ્યાંસુધી હોય ત્યાંસુધી તટસ્થ લોકમતની આશા રાખી શકાય નહિ આ બાબતમાં હિંદે ભારે મક્કમતા દાખવી છે જમ્મુ અને કાશ્મીર રાજ્યનો મુખ્ય ભાગ હિંદી સેનાથી રક્ષિત શેખ અબ્દુલ્લાની સરકારના કબજામાં છે અને દિનપ્રતિદિન એ પ્રજા હિંદ સાથે એકરૂપ થતી જાય છે છેલ્લે છેલ્લે કાશ્મીરના ચાર પ્રતિનિધિઓ હિંદી લોકસભામાં પણ બિરાજ્યા છે

આર્થિક પ્રગતિનો વિચાર કરીએ તો પ્રાંતોએ ખેડૂતો અને મજૂરોના હિતના અનેક કાયદાઓ પસાર કર્યા છે અને જમીનદારી પ્રથાનો અંત આવી રહ્યો છે હિંદ શાંત પણ મક્કમ પગલે સમાજવાદ તરફ પ્રગતિ કરે છે એમાં શંકા જ નથી આ દિશામાં આપણે જેટલું ચાલ્યા છીએ તેથી હજી વધારે ચાલવું પડે એમ છે એમાં શંકા નથી પરંતુ દેશ અને દુનિયાની અત્યારની સ્થિતિ જોતાં સંભાળીને પગલાં ભરવા સિવાય આપણો છૂટકો નથી દુનિયામાં મોટી આર્થિક કટોકટી ઊભી થઈ છે તેના છાંટા આપણને ઊડ્યા વિના રહે નહિ- બ્રિટન પાસે આપણું લેણું સ્ટર્લિંગમાં પડ્યું છે આપણને તેની ઘણી જરૂર છે બીજી બાજુ આપણું વેપારપાસું આપણી વિરુદ્ધ જાય છે અને બ્રિટન પોતે નાણાકીય મુસીબતોમાં સપડાયું છે આવી સ્થિતિમાં આપણે ખૂબ માલ પેદા કરીએ અને આપણી જે જરૂરિયાતો માટે પરદેશ ઉપર આધાર રાખવો પડે છે, તે ઘરઆંગણે પેદા કરી આયાત ઓછી કરીએ તો જ આપણો દેશ સમૃદ્ધ થઈ શકે અત્યારે આપણે પરદેશથી મોટી રકમનું દર વરસે અબજથી વધુ રકમનું અનાજ મંગાવવું પડે છે આમાંથી આપણે ઊગરવું જ જોઈએ આઝાદીના ત્રીજા વર્ષના પ્રભાતે આપણે અન્ન બાબતમાં સ્વાવલંબી બનવાનો સંકલ્પ દૃઢ કરવો

જોઈએ અને આપણી સરકારના પ્રયત્નોને પૂરો સાથ આપવો જોઈએ. પરદેશથી, ખાસ કરીને જ્યાં ડોલરનું ચલણ છે ત્યાંથી, આપણે અત્યંત આવશ્યક એટલે કે ખેતી અને ઉદ્યોગનાં યંત્રો સિવાયે બીજું કંઈ જ ન મંગાવવું જોઈએ અને વિલાસનાં સાધનોનો તો આજે વિચાર પણ ન કરવો જોઈએ. આર્થિક સ્વતંત્રતા વિના કોઈ દેશ રાજકીય સ્વતંત્રતા ભોગવી શકે નહિ તે સમજીને આપણે કઠોર જીવન જીવીને આર્થિક રીતે બળવાન બની જ જવું જોઈએ.

રાજદ્વારી ક્ષેત્રે જોઈએ તો એક બાજુ આપણે ઘણી જ પ્રગતિ કરી છે, ત્યારે બીજી બાજુ આપણી કેટલીયે નબળાઈઓ બહાર આવી છે. દેશની એકતા આપણે સિદ્ધ કરી છે. એશિયા ખંડના બીજા દેશોમાં અનિશ્ચિતતા અને અશાંતિ પ્રવર્તે છે ત્યારે આપણે ત્યાં સુસ્થિર અને બળવાન રાષ્ટ્રીય સરકાર છે. અંતરના દુશ્મનોની હસ્તી હજી છે, પણ તેની તાકાત તૂટી ગઈ છે. કોમવાદી બળો પણ ફાવ્યાં નથી. બહુ ઝડપથી આપણા દેશનો બિનસાંપ્રદાયિક રાજ્યનો આદર્શ સિદ્ધ થતો જાય છે. આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે આપણી પ્રતિષ્ઠા વધી છે. દુનિયાના બે યુદ્ધમોરચાથી આપણે અલગ રહી શક્યા છીએ, તે આપણા બળની શાખ પૂરે છે. માત્ર બે જ વર્ષમાં આપણે જે પ્રાપ્ત કર્યું તે ખરેખર અદ્ભુત છે; આ સિદ્ધિઓ માટે ગર્વ અનુભવવાનો આપણને પૂરો હક્ક છે. પરંતુ આઝાદીના બીજા વર્ષના અંતે અને ત્રીજા વર્ષના પ્રભાતે આપણે જમાપાસું જ જોઈએ અને આપણી ઉધાર બાજુ ન તપાસીએ તો ક્યારેક મોટા જોખમમાં આવી પડીએ. આ ઉધારપાસું આપણે જોઈ જ લેવું જોઈએ.

આપણી નબળાઈઓમાં સૌથી મોટી નબળાઈ સત્તાલાલસાની છે. કોંગ્રેસ જેવી સંસ્થા પણ કેટલાક સત્તાલોલુપોને કારણે નિર્બળ બની છે. પશ્ચિમ બંગાળ અને ખાસ કરીને કલકત્તામાં છેલ્લા કેટલાક મહિનાથી જે દૃશ્યો નજરે પડે છે તે રોગનાં બાહ્ય ચિહ્નો દર્શાવે છે. ત્યાં કોંગ્રેસની અંદર ભિન્નભિન્ન જૂથો રચાયાં છે. તેઓ એકબીજા સામે લડી જાતે જ નિર્બળ બને છે. બીજી બાજુ સામ્યવાદીઓ, સમાજવાદીઓ અને કોમવાદીઓ એકત્ર થઈ કોંગ્રેસ સામે લડી રહ્યા છે. પરિણામે કોઈનું કશું ભલું થતું નથી અને પ્રજાનાં દુઃખોમાં વૃદ્ધિ થાય છે. ઓછાવત્તા પ્રમાણમાં આ રોગ બીજા પ્રાંતોમાં પણ દેખા દે છે. મદ્રાસ, પૂર્વ પંજાબ, બૃહદ્ રાજસ્થાન વગેરે સ્થળે કોંગ્રેસીઓ અંદરઅંદર લડી રહ્યા છે તે શરમરૂપ છે. અહીં બીજા કોઈ પક્ષનું બળ નથી; પરંતુ તેમને માટે ભૂમિકા તૈયાર કરવાનું કાર્ય ખુદ કોંગ્રેસીઓને હાથે થઈ રહ્યું છે. આવા નિરાશાજનક ચિત્રમાં આશાનો રંગ એટલો જ કે આપણા દેશના વરિષ્ઠ નેતાઓ આ બાબતમાં ખબરદાર બની ગયા છે અને કોંગ્રેસમાં નવો પ્રાણ પૂરવાના પ્રયત્નો એમણે શરૂ કરી દીધા છે. કોંગ્રેસ સામે લોકોમાં અસંતોષ છે તે સાચું છે, પણ ભૂલવું ન જોઈએ કે આ બે વર્ષમાં જે કોંગ્રેસ કરી શકી છે તે કરવાની તાકાત બીજા કોઈની નથી. આજે પણ કોંગ્રેસ સિવાય બીજું કોઈ રાજતંત્ર ચલાવવા સમર્થ નથી; કોંગ્રેસમાં જે દોષો હોય તે દૂર કરવા જોઈએ પણ કોંગ્રેસને નિર્બળ બનાવવાની કોઈ પણ પ્રવૃત્તિ તો દેશ ઉપર ઘોર આફત જ લાવશે.

સ્વાધીનતાના પર્વદિવસે આગલા વર્ષનો ઇતિહાસ તપાસી નવા વર્ષ માટે આપણે શુભ સંકલ્પ કરીએ, દેશને સમૃદ્ધ અને બળવાન બનાવીએ.　　૨૧-૭-'૪૯

*

# સંસ્થા-સમાચાર

## નવાં પ્રકાશનો

આ માસમાં નીચેનાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે

ગીતાંજલિ (ટાગોરકૃત) અનુ૦ સ્વ૦ મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત)
પાન ૧૦૪ કિ ૦-૬

મીરાંબાઈનાં ભજનો સૌથી મોટો અદ્યતન સંગ્રહ પાન ૮૦ કિ ૦-૧૦

શ્રીસત્યનારાયણની કથા મૂળ સાથે સરળ ભાષાંતર તથા વિષ્ણુ-સહસ્રનામ સહિત પાન ૧૨૮ કિ ૦-૧૦

સો ભજનો. ચૂંટીને પસંદ કરેલાં સો ભજનો પાન ૬૪ કિ ૦-૬

બાળકોનો આનંદ. લે૦ શ્રી સોમાભાઈ ભાવસાર પાન ૯૬ કિ. ૦-૬

પંચાંગ-શુદ્ધ ગ્રહલાઘવીય (સં.૨૦૦૬નું)
આ પંચાંગમાં જ્યોતિષની બાબતો ઉપરાંત અશૌચનિર્ણય, માસવાર ફળ, રાશિવાર ભવિષ્ય વગેરે ઉપયોગી બાબતો આપેલી છે
પાન ૧૧૨ કિ ૦-૯

## પુનરાવૃત્તિઓ

શ્રીમદ્ ભાગવત: બે ગ્રંથમાં, નવી ૧૨મી આવૃત્તિ, ૨૭ ચિત્રો સાથે પ્રસિદ્ધ થઈ ચૂકી છે પાન ૧૧૪૪. કિ. ૨૦-૦

નાનક: (૨જી આવૃત્તિ) ટૂંક પ્રેરણાદાયી ચરિત્ર પુસ્તકની છેવટે ગુરુ નાનકનાં ૨૩ ભજનો નવેસરથી ઉમેર્યાં છે પાન ૧૦૪ કિ ૦-૬

નાનભટ્ટ બાપા. સુધારાવધારા સાથેની ત્રીજી આવૃત્તિ પાન ૬૪ કિ ૦-૪

## છેલ્લા બે માસનાં નવાં પ્રકાશનો

**બાળકોની માવજત: (સર્વોપયોગી સાહિત્યશ્રેણી)** ગર્ભાવસ્થાથી માંડીને બાળક ત્રણ વર્ષનું થાય ત્યાંસુધી માતાએ કેવી કાળજી રાખી, બાળકને પાળી–પોષીને ઉછેરવું જોઈએ તથા શારીરિક તેમ જ માનસિક દૃષ્ટિએ પદ્ધતિસરનું શિક્ષણ બાળકોને કેમ આપવું, તે આમાં સરળ રીતે સમજાવવામાં આવ્યું છે. પુસ્તકને અંતે પરિશિષ્ટરૂપે 'બાળરોગો' વિષે ઉપયોગી માહિતી અને ઉપચાર આપ્યા છે.

કદ ૫"×૭ા" : પાન ૯૬ : કિં. ૦–૧૦

**ગુલાબસિંહ:** સ્વ. મણિલાલ નભુભાઈ દ્વિવેદીકૃત. અતિગૂઢ તત્ત્વજ્ઞાનના વિચારોથી ભરપૂર છતાં સામાન્ય વાંચકોને રસિક તેમ જ બોધપ્રદ થઈ પડે તેવી નવલકથા. (વિવિધ ગ્રંથમાળામાં) પાન ૪૪૦ : કિં. ૪–૦

**વેદાંત-રસબિંદુ:** સ્વામીશ્રી મંગલનાથજી રચિત. વેદાંતજિજ્ઞાસુઓને વેદાંતનાં રસબિંદુઓ સરળતાથી સમજાવતું પુસ્તક. પાન ૯૬ : કિં ૦–૧૨

**ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો:** ઝેરી જાનવરના દંશના તથા ઝેરી પદાર્થોના ઝેરના સરળ, સાદા અને ઘરગથ્થુ ઉપાયો. પાન ૯૬ : કિં. ૦–૧૦

## એક અપ્રાપ્ય ગ્રંથ

**કચ્છ સ્વસ્થાનની વનસ્પતિઓ અને તેની ઉપયોગિતા:** શ્રી જયકૃષ્ણ ઇંદ્રજી ઠાકરકૃત. આ ગ્રંથની જૂજ પ્રતો મળેલી છે. ૬ાા"×૧૦"ના કદનાં પાન.　　　કિં. રૂા. ૧૦) પોસ્ટેજ રૂા. ૧)

## હવે પછી પ્રગટ થશે

**શ્રીમદ્ ભગવદ્ગીતા–શાંકરભાષ્ય સહિત:** અનુવાદક: શ્રી. વામનરાવ પ્રા૦ પટેલ, બી. એ. એલએલ. બી., મૂળ શ્લોકો તથા ભાષ્યના સરળ અનુવાદ સહિત. છપાય છે. પાનાં લગભગ ૪૦૦

**નરસિંહ મહેતાનાં ભજનો:** સૌથી મોટો સંગ્રહ છપાય છે.

**શ્રીતુલસીકૃત રામાયણ:** આવૃત્તિ ૧૦મી છપાય છે.

**દેશ અને કાળ:** (સ્વામીશ્રી માધવતીર્થકૃત) છપાય છે.

**શામળના છપ્પા:** પ્રાચીન કવિ શામળ ભટના છપ્પા ઉપરાંત બીજી બોધક ને ઉપયોગી કવિતાઓનો સંગ્રહ છપાય છે.

